*Registered No. B. 436*

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રસન્ન દૈવત રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક


| | | |
|---|---|---|
| પુસ્તક ૫ | સંપાદક | ઈ સ ૧૯૦૭ સપ્ટેમ્બર. |
| અંક ૧ | બન્ધુસમાજ. | વિ સ ૧૯૬૩ આશ્વિન. |


વિષયસૂચન

# સુન્દરીસુબોધના ગ્રાહકોને મળે.

મપદ્દતકુમુદ:—કર્તા પ્ર ક ધ્રુવ–એક રસમય વાર્તા; કિંમત રૂ.૧) ગ્રાહકોને આઠ. પોસ્ટેજ જૂદું.

વેશ્યા—લેખક વસન્તવિનોદી; મૂલ્ય આના ચાર. ગ્રાહકોને બે આને. પોસ્ટેજ જૂદું

શોકશમન—આ માસિકનો કોઈ ગ્રાહક જે નવા ગ્રાહકનું લવાજમ મોકલી આપે તેને "શોકશમન" (કર્તા હરજીવન ત્રિભોવન) નું પુસ્તક વિના મૂલ્યે પોસ્ટેજ ૦—૧—૦ મોકલવાથી મળશે.

યોગિની—સુન્દરીસુબોધની પહેલા વર્ષની ભેટ—કિંમત આના ૦–૧૨–૦. નવ ગ્રાહકને ૦—૬—૦ ટપાલ ખર્ચ. ૦—૧—૦

કપિંજલા—ત્રીજા વર્ષની ભેટ–કીમત આના ૦—૬—૦ નવા ગ્રાહકોને ૦—૪—૦ ટ. ખ. ૦—૧—૦

વહુને શીખામણ—કર્તા રવિશંકર અંજારીયા, કિ. રૂ ૧ ગ્રાહકને ૦–૧૨–૦ ટ. ખ. જુદું.

અલક્ષ્યજ્યોતિ—કર્તા સુમિત્ર કિ ૧—૮—૦ ગ્રાહકને ૦–૧૨–૦ ટ. ખ. જૂદુ

મૃદુલા—ચોથા વર્ષની ભેટ કિ. ૦—૮—૦ નવા ગ્રાહકો ૦—૬—૦

---

# સુન્દરીસુબોધની પાછલી ફાઈલો.

પહેલા વર્ષની તુટક ફાઇલ. ૦—૪—૦ ટ. ખ. ૦—૧—૦

બીજા વર્ષની આખી બાંધેલી પુસ્તકના રૂપમાં ફાઈલ રૂ.૦–૯–૦ ટ ખ. ૦–૩–૦

ત્રીજા વર્ષની તુટક ફાઇલ. ૦—૮—૦ ટ. ખ ૦—૨—૦

ચોથા વર્ષની ફાઈલ—રૂ ૧—૪—૦ ભેટ સાથે.

દરેક અંકમા ઘણું ખરૂ સંપૂર્ણ લેખો આવતા હોવાથી ગમે તે અંક વાચવાથી રસ ઓછો થતો નથી.

---

### લવાજમ તથા સર્વ બાબતના પત્રવ્યવહારનુ શરનામુ.

મન્ત્રી, બંધુસમાજ.

સુન્દરીસુબોધ ઓફીસ—અમદાવાદ.

આ ઉપરાત આ પત્ર વિષે વધારે માહીતી નીચે લખેલે ઠેકાણેથી પણ મળશે.

રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવેટિયા બી. એ, બાઉવાની પોળ, અમદાવાદ.

રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ ગુજરાતી પંચ ઓફિસ અમદાવાદ

રા શંકરરાય અમૃતરાય વાઘેશ્વરની પોળ, અમદાવાદ

રા. કૃષ્ણલાલ હરગોવિંદાસ પંડીત. ઇન્ડીયન સ્પીશીબેન્ક, કલકત્તા

---

ધી અમદાવાદ યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુકતતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૫ મું] ઈ. સ. ૧૯૦૭ સપ્ટેમ્બર—ભાદ્રપદ વિ. સં. ૧૯૬૩. [અંક ૧ લો.

## ज्ञानसुगन्ध.

### स्त्री चन्द्र अने पुरुष सूय.

जेम चंद्रकिरणमां शान्ति छे तेम स्त्रीओना स्वभावमां आधीनताथी उपजती शान्ति छे. अने सूर्यना किरणमां जेम गरमी छे तेम पुरुषोमां पुरुषार्थ छे. चंद्र जेम पोताना आकर्षणथी समुद्रमां भरतीओट करे छे तेम स्त्रीओ पोतानामां रहेला आकर्षणथी पुरुषोना हृदयमां भरतीओट करे छे. चंद्रमां जेम अमृत रहेलुं छे तेम स्त्रीओमां पण अमृत रहेलुं छे. चंद्रने वारे वारे ग्रहण लागे छे तेम स्त्रीओना मनमां पण वात वातमां ग्रहण लागी जाय छे, अने सूर्यनां ग्रहण बहु थोडां थाय छे तेम पुरुषोना अंतरमां पण स्त्रीओना करतां बहु ओछी असर थाय छे. दिवसना तापथी तपेला जगत्‌ने जेम चंद्र शीतलता आपे छे तेम संसारना तापथी तपेलां माणसोने स्त्रीओ ठंडक आपे छे, पण तेने बदले सूर्य तो गरमी आपीने लोकोनी टाढ उडाडे छे तेम पुरुषो पण पोताना उद्यम वडे जगत्‌मां गरमी फेलावे छे. चंद्र पोतानी अमृतवृष्टिथी औषधीओने पोषण आपे छे तेम स्त्रीओ पोतानी अमी दृष्टिथी बच्चांओनुं पोषण करे छे. पण सूर्य पोताना सख्त किरणोथी औषधीओने पकावे छे तेम पुरुषो पोताना धाकथी बच्चांओने सुधारे छे.

स्त्रीओनुं स्वर्ग.

# કાવ્યકુંજ.

## રમ્યરજની.

( સારૂં સારૂં રે સુરત શેહેર ઈ. )

ઝીણા ઝીણા રે વરસે મેહ, રજની રાચે છે,
બની પાવન અવનિ દેહ, અવનિ નાચે છે.

ઝૂમ ઝુમ ભમતી ધરણી લાડે મધુ ઉછાળે વાસ રે,
દિવ્ય પ્રેમના બાલક મધુરાં ઝીલી ધરે ઉલ્લાસ;
રજની રાચે છે. ઝીણા૦

મલપતો વાયુ મલકત ધીરો સ્વચ્છન્દી રમે રાસ રે,
કુમળાં સલૂણાં વિમળાં હૈયાં નૌતમ વેરે હાસ;
રજની રાચે છે—ઝીણા૦

શશિઅમી ગળતું આછે વાદળ ઢળતું અવનિઅંક રે,
હૈયાં અવનિ-રસિયાં જનની લેતી નવ નવ રંગ;
રજની રાચે છે—ઝીણા૦

પ્રભુરસ લસબસ ઘનઘુમ્મટથી સહતાં પ્રણયી ગાન રે,
"સજાત જોડાં" પાતાં પીતાં તરતાં અદ્ભુત તાન;
રજની રાચે છે—ઝીણા૦

વસન્તવિનોદી.

---

## વિયોગીને.

( હરિગીત. )

જુદાઇ કે વિયોગની શી વાત વ્હાલી તું કરે ?
જોડી અલૌકિક આપણી, ત્યાં શું બધું એ સંભવે;
આણે ઘડી પ્રભુ યોગ જ્યાં, વિયોગ ત્યાં શો સંભવે,
જોડ્યાં જીવન જ્યાં આપણાં, જુદાઇ ત્યાં શી સંભવે. ૧

લાગ્યાં દિલેદિલ આપણાં, ત્યાં બેદિલી શી સંભવે,
પામી ગયાં ઉરઐક્યતા, જુદાઇ ત્યાં શી સંભવે;

જ્યાં ભેદનું કારણ નહિ, ત્યાં ભિન્નતા શી સંભવે,
પ્રગટી પ્રભુના પ્રેમની, જુદાઇ ત્યાં શી સંભવે. ૨

આ પિંજરા ધુળ માટીના શું પ્રીત તેમાં સંભવે,
જડથી જડેલો પ્રેમ તો, જુદાઇ તેમાં સંભવે;
પડદો પડયે માયાતણો, વિચ્છિન્ન સર્વે થાય છે,
જન-જોડી ભોળી રહેજમાં, તોડી તુટી તે જાય છે. ૩

નાટક રચે શું પ્રેમનો ! નાચે રડે શું પ્રેમને ?
દુનિયા દિવાની શી બની ! શોધી રહી શું પ્રેમને !
ના તરફડો, રે ના રડો, દિલ ખાક ખાલી કાં કરો,
છે મ્હેં છુપાવ્યો પ્રેમને, ના કોઇને કો દી જડે. ૪

એ પ્રેમ, દંપતિસ્નેહ કે, પ્રીતિ કહો કે હેત તે,
છે આપણો એક આપણો, ના અન્યમાં તે સંભવે;
જખ મારતા જંજાળીઆ, આનંદમાં રો' આપણે,
જુદાઇ કે વિયોગની શી વાત કરવી આપણે. ૫

પીયુષ.

---

# રમણીમણિમાલા.

## કૌશલ્યા.

સપ્તપુરીમાં મુખ્ય અયોધ્યા, જાણો સરયૂ તીરજી,
સૂર્યવંશી દશરથ રાજા, કહાવે ત્યાં મહાધીરજી.
કશ્યપ અદિતી ત્યાં એ છે, કૌશલ્યા દશરથજી,
પૂર્વે એણે તપ કર્યું છે, એવાં તેહ સમર્થજી,

ઉદ્ધવકૃત રામાયણ.

અયોધ્યામાં પ્રખ્યાત પ્રજાપાલક નરશિરોમણિ અજ નામે રાજા રાજ્ય કરતો હતો. તેને દશરથ નામનો ધીમાન ને વિદ્યાવાન પુત્ર હતો. જ્યારે તે યોગ્ય વયનો થવા આવ્યો ત્યારે તેના પિતાએ તેનાં લગ્ન કરવા વિચાર કર્યો, અને રાજ્યગુરૂ તથા મંત્રિઓની સલાહ માગી. રાજ્યગુરૂએ જણાવ્યું કે લગ્નને માટે હરકત નથી. પરંતુ તેમને પરણ્યા પછી એક મોટી આપત્તિ આવશે. આથી તેમને પરણાવી ગુપ્ત રાખવામાં આવે તો વિશેષ લાભ થાય. ત્યારપછી મહારાજા અને તેના પુત્ર દશરથ માટે કન્યાની તપાસ કરાવરાવી, અને કોશલ દેશના રાજાની પુત્રી કૌશલ્યા સાથે લગ્ન-સંબંધ બંધાવરાવવામાં આવ્યો.

પતિવ્રતપાલક-સાધ્વીશિરોમણિ કૌશલ્યાને નાનપણમાંથી સુશિક્ષણ આપવામાં આવ્યું હતું. તેણે વ્યવહાર તથા પરમાર્થનું ઉભય જ્ઞાન બાલ્યાવસ્થાએ પ્રાપ્ત કર્યું હતું. ઇતિહાસ ન્યાય-સ્મૃતિ આદિનું શિક્ષણ ક્રમે ક્રમે તેણે સંપાદન કર્યું હતું. તે યોગ્ય વયની થઈ ત્યારે શ્રીમાન દશરથ સાથે સંબંધમાં આવી. આ સંબંધથી પતિનું મન રંજન કરવામાં તેણે પાછી પાની કરી નહિ. તન-મન અને ધનનો સર્વ અધિકાર પ્રિય પતિ દશરથને આપ્યો હતો. વ્યવહારમાં પતિનેજ શ્રેષ્ટ માની પ્રવૃત્તિ કરી રહી હતી. જેવી તે જ્ઞાનવાળી હતી તેવીજ સ્વરૂપવાન હતી. રૂપ અને જ્ઞાનમાં શ્રેષ્ટ કૌશલ્યાએ તેનો સફલિત લ્હાવો આગળ જતાં પ્રાપ્ત કર્યો.

એક સમયે વિશ્રવા ઋષિ સ્નાન સંધ્યાદિથી પરવારી બેઠા હતા તેવામાં એક કન્યા નીચું મુખ કરી બેશી રહેલી તેમને જણાઇ. તે તુરત ત્યાંથી તે કન્યા પાસે આવ્યા. સવિતાનારાયણ આ સમયે પશ્ચિમ પટપર ઉતરી ગયા હતા. માત્ર તેમની ઝાંખી દ્યુતિ જણાતી હતી. આ કન્યાને જોઇ વિશ્રવાએ પૂછ્યું.–'હે ગાંધર્વી કે દેવકન્યા! તું આ સ્થળે કયાંથી આવી છે? તારૂં અત્રે આવવાનું શું પ્રયોજન છે? સત્વર કહે.' વિશ્રવાનું આ પ્રમાણે બોલવું પુરૂં થયા પછી તેણે તેમની સાથે લગ્ન કરવાની ઇચ્છા જણાવી. વિશ્રવાએ તે માગણું કબુલ કર્યું અને નીચે પ્રમાણે તેને જણાવ્યું:—

* ......કહે સંધ્યા સમે, પ્રેમદા આવી મુજ કને,
તો ત્રણ પુત્ર અને એક તનયા, કામિની થશે તુને,
તેમાં [1]કનિષ્ટ સુત જે આવશે, તે વંશ મારો રાખશે,
એક પુત્રીને બે પુત્ર તે, ત્રૈલોકમાં પાપી થશે.

આ પછી કાળે કરી કૈકસીને ત્રણ પુત્ર થયા. રાવણ-કુંભકર્ણ અને કનિષ્ટ વિભીષણ. એ ત્રણ પુત્ર અને શૂર્પણખા નામે એક પુત્રી પ્રગટ થઇ. આ ત્રણે પુત્રો તપ કરવા ગયા. ત્યાં ત્રણેને વરદાન આપતાં પ્રથમ રાવણે માગ્યું કે;—

* હું દેવ યક્ષ રાક્ષસ થકો, રણમાં ન પામું હાર,
નગ નાગ કિન્નર નિશાચર, મને ન જીતે નિર્વાણ,
વળિ પશુ માણસ રણ વિષે, મુજ આગળ કોણ પ્રમાણ?

પછી વિભીષણે માગ્યું કે;—

* મારી મતિ સ્વામિ ધર્મથી, નવ ચળે એક લગાર,
તમો દયા આણી મનવિષે, હવે કરો પરમ કૃપાય.
વળુ શીખવી મને આવડે, બ્રહ્માસ્ત્રની વિદ્યાય.

પછી કુંભકર્ણે માગ્યું કે;—

* કુંભકર્ણ કહે કરૂણા કરી, વર આપીએ મને તાત,
હું વર્ષના ખટ માસ લગે, નિંદ્રા કરૂં સાક્ષાત.

---

* ઉદ્દવકૃત રામાયણ. ૧ નાન્હો.

આ પ્રમાણે વરદાનો માગ્યા પછી રાવણ ઘણો અનાચારી થયો. પોતાનું મરણ આવવાનું નથી ધારી જ્યાં હોય ત્યાં મહા ઉત્પાત્ત કરવા લાગ્યો. રાવણની આવી કૃતિથી વિદ્વાનોને ઘણો ત્રાસ થયો. ત્યારે પ્રજાપતિ બ્રહ્માએ તેને એવો શાપ આપ્યો કે અયોધ્યાના રાજા દશરથથી જે પુત્ર પ્રગટશે તેનાથી તારો અહંકાર ઉતરશે અને નાશ થશે. રાવણ આવું સાંભળી મહા પરિતાપમાં પડયો. અનેક પ્રકારે દશરથને વિઘ્ન કરવા ત્યારથી દ્દઢ પ્રતિજ્ઞાવશ થયો.

એક સમયે અયોધ્યાપતિ અજે પોતાના પુત્ર દશરથ તથા કૌશલ્યાને એક વહાણમાં બેસારી સમુદ્રની મધ્યમાં રાખ્યાં હતાં, ત્યારે રાવણનો ત્યાં આગળ જવાનો પ્રસંગ આવ્યો. અને કૌશલ્યા તથા દશરથને વહાણમાં જોયાં, ત્યાંથી તે વહાણને ડોલાવી સમુદ્રમાં ડુબાવી દીધું અને કૌશલ્યાને સમુદ્રમાં આવેલા એક દ્વિપમાં રાક્ષસોના ચોકી પહેરા વચ્ચે રાખી. પરંતુ પ્રારબ્ધ કેટલેક પ્રસગે બળવાન થાય છે, અને વિદ્વાન–પુરૂષોની વાણિ સફલ થાય છે. વહાણ ડુબ્યું પરંતુ દશરથના હાથમાં એક પાટિઆનો કકડો આવી ગયો, અને જ્યાં કૌશલ્યાને રાખી હતી ત્યાં તે આવી ચઢયો. શ્રીનારદે કૌશલ્યા તથા દશરથનું અભયવરદાનથી ત્યાં પુનઃ મંગલ ઇચ્છિયું.

રાવણ પોતાના કૃત્યનાં વખાણ કરવા લાગ્યો. પરંતુ બ્રહ્માએ કહ્યું હતું કે 'મારો શાપ કદાપિ મિથ્યા થતો નથી.' મારી એવી ઇચ્છા છે કે જો તું દંપતીનો એક વાળ પણ વાંકો ના કરે તો તેમને અહીંઆં બોલાવું. રાવણે તે પ્રતિજ્ઞા કબુલ કરી. અને પેટી મંગાવી ઉઘાડી જુવે છે તો દશરથ તથા કૌશલ્યાને દીઠયાં. લજ્જા અને ભીતિથી એક અક્ષર પણ બોલ્યા વગર તે લંકામાં જતો રહ્યો.

કૌશલ્યા પતિની આજ્ઞાને વશ વર્તી સર્વદા તેમનું મન રંજન કરતાં હતાં. પાપી રાવણના દુષ્ટ–અનાચારથી તેઓ બચવા પામ્યાં, તેને માટે પરમાત્માનો તેમણે પ્રેમપૂર્વક ઉપકાર માન્યો. બ્રહ્માની સહાયથી તેઓ અયોધ્યામાં આવ્યાં, અને શાસ્ત્રાદિક વિષયોપર ચર્ચા કરતાં સુખી દિવસ ગુજારવા લાગ્યાં.

એક દિવસ પૂર્ણ પ્રેમથી કૌશલ્યા પતિ આગળ પૂછવા લાગ્યાં. "હૃદયેશ! વડિલ આજ્ઞાધારક શ્રવણની માતાએ તમને શાપ આપ્યો; તે હેતુ વશિષ્ટ ગુરૂને પૂછતાં–પુત્ર જન્મ ભાવ દર્શાવ્યો હતો, તો તેમાંનું અદ્યાપિ પર્યંત કાંઈ પણ શુભ ફળ આવેલું જણાતું નથી. તેનું શું કારણ?"

"પ્રિયા! શાન્ત થા! રાજ્ય–ભૂષણ શ્રીગુરૂને પૂછતાં તેમણે પુત્રેષ્ટિ યજ્ઞ કરાવવાનું કહ્યું છે, અને તેની તૈયારી કરવા મેં સુમંતને આજ્ઞા આપી છે. પરમાત્માએ આપણા ઉપર આ મોટી આપત્તિ મુકી છે. રાજ્ય વૈભવ–અગણ્ય લક્ષ્મિ–અક્ષય કીર્તિ હોવા છતાં પણ આપણું ભાગ્ય હજુ પશ્ચિમ દિશામાં ઝાંખાં ઝાંખાં પ્રકાશકિરણો નાંખે છે. વશિષ્ટ ગુરૂ તે સંબંધમાં કાંઈ નવિન તર્ક બાંધે છે. કહે છે કે અસુરકુલ સંહારક, સામર્થ્યવાન્, વિદ્યાવાન્, ધીમાન્, શ્રીમાન્ પુત્રનો પ્રાદુર્ભાવ થવાનો છે. અદ્યાપિ તેનું પરિણામ દૃષ્ટિગોચર થતું નથી. વિશેષ શ્રીગુરૂ કહે છે કે—તમારાપર જે દુઃખ છે તે અનિષ્ટકર નથી. પરમા-

ત્માનો પૂર્ણ આગ્રહ અને પૂર્ણ કૃપા પામવા તમે જ ભાગ્યશાળી થયા છો. તે આશાનાં ઝાંખાં કિરણો હવે ઉદયગિરિપર પ્રાદુર્ભાવ પામવાની તૈયારીમાં છે. ભાગ્યદેવી તે આકર્ષણને સબળ વેગ આપી રહી છે. અને થોડા વખતમાં પુત્રનાં દર્શન થશે " શ્રીમાન્ દશરથે કૌશલ્યાપ્રતિ કહ્યું.

ત્યારપછી દશરથ રાજાએ યજ્ઞ કરાવ્યો પણ તેમાં જય મળ્યો નહિ. તેથી નિરાશ થઈ વશિષ્ટ મુનિના ચરણમાં દંડવત્ પ્રણામ કરતો ઢળી પડયો. વશિષ્ટ મુનિએ તેને શાંતિ આપી કહ્યું કે—સર્વશાસ્ત્રવિશારદ ઉદ્દાલક મુનિના પુત્ર વિભાંડક ઋષિના પુત્ર ઋશ્યશૃંગને તેડાવી, જો યજ્ઞ કરાવવામાં આવે તો યથેષ્ટ ફલ પ્રાપ્ત થાય. આથી અંગદ દેશના રાજા લોમપાને ત્યાં અનાવૃષ્ટિ હોવાથી આવેલ ઋશ્યશૃંગને તેડવા માટે માણસો મોકલ્યા. ઋશ્યશૃંગીએ આવીને યજ્ઞ કરાવરાવ્યો. અને ઝગઝળિત પ્રકાશની મધ્યેથી રમ્યમૂર્તીએ તેમને શુભ ફળ આપ્યું. આ ફળના ભાગ નીચે પ્રમાણે કરી આપ્યા.

* ત્યારે બે ભાગ રાજાએ કર્યા, ત્રીજાને તલપે,
બીતાં કરી શકે નહિ, મનમાંહે કલપે,

* * *

ભાગ બે આપ્યા બંનેને, કૌશલ્યા કોડ.

* * *

કૌશલ્યાએ આપીયું, કૈકીએ આપ્યું,
બે ભાગ પામી ભલે, તેજ તેણીએ વ્યાપ્યું.

પુત્રેષ્ટિ યજ્ઞ સમાપ્ત થયા પછી, ત્રણે સ્ત્રીઓને ગર્ભ રહ્યા. ત્રણે સ્ત્રીઓએ સમયને ઉચિત ધર્મો પાળવા માંડયા. કોઈ પ્રતિ અશુભ—અનીતિયુક્ત ભાષણ બોલતાં નહિ. સર્વદા આનંદમાં જ લિન રહેતાં. અને પ્રિયપતિ દશરથનું ક્ષણેક્ષણ ચિંતવન કરતાં ઉંચા શબ્દોથી બોલવું, ક્રોધ, ભીતિ, લજ્જાને હૃદયમાં આશ્વાસન આપવું, જેમ ફાવે તેમ ખાવું, વગેરે દુર્ગુણોને તેઓએ પુષ્પાંજલિ આપી હતી.

કૌશલ્યા ગર્ભને કેળવવા ખંતથી પ્રયત્ન કરતાં હતાં ઉત્તમ પ્રકારના વિચારો, અને ઉત્તમ પ્રકારના આચારોથી તેમનું જીવન અદ્ભુત બન્યું હતું. સ્વપ્નામાં પણ ક્રોધ કે એવું કશું કરતાં નહિ. શ્રીમાન દશરથને પૂર્ણ પ્રેમ અને પૂર્ણ શ્રદ્ધાથી પૂજતાં. મિતાહાર કરતાં, અને સાદુ–સરળ જીવન ગાળતાં હતાં. માતાના આચાર વિચાર જેવું બાલક થાય છે, એવું તે દૃઢપણે માનતાં હતાં. તેથી, અયોગ્ય કૃતિથી સંકોચાઇ ધર્મ સાચવતાં. આમ ગર્ભને પૂર્ણ માસ થવા આવ્યા ત્યારે પુત્રનો પ્રાદુર્ભાવ થયો. અને શુદ્ધ સત્ત્વ મૂર્તિનું પ્રકટિકરણ થયું

* ઉદ્ધવકૃત રામાયણમાંથી. વાલ્મિકિ રામાયણમાં એમ જણાવ્યું છે કે—અર્ધો દૂધ- દશરથ રાજાએ કૌશલ્યાને આપ્યો, અને અર્ધમાંથી અર્ધો સુમિત્રાને આપ્યો, અને ...ના અર્ધમાંથી અર્ધ કૈકયીને આપ્યો. બાકીનો ફરીને અષ્ટમાંશ સુમિત્રાને આપ્યો.

અને સુમિત્રા તથા કૈકેયીને પણ અનુક્રમે બે અને એક પુત્રો પ્રગટયા. દશરથ રાજા આનંદમગ્ન થઇ રહ્યા. જ્યાં ત્યાં વધાઇઓ ચાલી. આખા ગામમાં હર્ષના ધ્વનિઓ પ્રગટિ રહ્યા નાગરિકો ઉમંગમાં આવી ધ્વજા પતાકાથી ઘરનાં આંગણાંને શોભાવવા લાગ્યા. આ પ્રમાણે દશરથ રાજાને ચાર પુત્રો થવાથી હર્ષઘેલા થઈ વશિષ્ટ મુનિને બોલાવવા માટે માણસો મોકલ્યાં. બ્રહ્મર્ષી વસિષ્ટ ગુરૂ રાજ્ય સભામાં આવ્યા એટલે મહારાજા દશરથ તેમના ચરણકમળમાં દંડવત્ કરતા ઢળી પડ્યા. અને આનંદમાં ને આનંદમાં તેમના ચરણને ચુંબન કરવા લાગ્યા. બ્રહ્મર્ષી રાજ્યગુરૂએ તેમને ઉભા કર્યા. પછી બે હાથ જોડી દશરથ રાજા તેમને કહેવા લાગ્યા. " હે તત્ત્વજ્ઞાનિ! પ્રભો! આપની કૃપાદૃષ્ટિથી આ ચાર પુત્રોનો જન્મ થયો છે, માટે તેમનાં નામ પાડી કૃતાર્થ કરો. "

વશિષ્ટ મુનિએ કહ્યું કે:—

> * રમી રહ્યા માટે રામ એ હતું, નામ ધર્યું નિરધાર,
> રા કહેતાં મોં મોકળું, મ કહેતાં મેળાય.
> પહેલે અક્ષર પ્રાયશ્ચિત પ્રૌઢાં, જન્મ કોટિનાં જાય
> ભરત, શત્રુઘ્ન, લક્ષ્મણ એ ત્રણનાં ધર્યાં નામ

ચારે પુત્રોની વય વધવા માંડી. અને શિક્ષણના યોગ્ય કાળે તેમને બ્રહ્મર્ષિ વશિષ્ટ પાસે વિદ્યાભ્યાસ કરવા માટે મોકલ્યા. વશિષ્ટ ગુરૂએ તેમને ઉત્તમ પ્રકારનું વિદ્યાદાન દીધું. વેદ, શ્રુતિ-સ્મૃતિ આદિ ઉચ્ચત્તર સ્થિતિને પ્રાપ્ત કરાવનાર ગ્રંથોનો અભ્યાસ કરાવરાવ્યો. તેમજ ઇતિહાસ આદિના ગ્રંથો પણ શિખવાડયા. ચારે પુત્રોમાં એવું જ્ઞાનબળ હતું કે તેમને વારંવાર મનન કરવાની જરૂર પડતી નહોતી. એક વખત વાંચેલું વા સાંભળેલું તેમને યાદ રહેતું. શાસ્ત્રવિદ્યા એકલી શિખવી નહિ, પરંતુ તેની સાથે અસ્ત્રશસ્ત્રની વિદ્યા પણ શિખવાડવામાં આવી. આમ બન્ને વિદ્યાનો અભ્યાસ કર્યા પછી દશરથ મહારાજને ચારે પુત્રો સોંપવામાં આવ્યા. મહારાજા દશરથે ચારેનો વિદ્યાભ્યાસ તપાસ્યો. અને તેમાં પારાંગત થયેલા પુત્રોને જોઇ ઘણા આનંદ પામ્યા. તેમને છાતી સરસા દાબ્યા. એક પિતા પ્રિય પુત્રને જે રીતે આશિષ આપે છે, તે પ્રમાણે આશિષ આપવા લાગ્યા. આમ કેટલાક દિવસો સુખમાં નિર્ગમન કર્યા.

એક સમયે વિશ્વામિત્ર નામના ઋષિ યજ્ઞ કરાવતા હતા. તેમાં રાક્ષસો તેમને પીડા આપવા લાગ્યા. તેથી તેમણે જાણ્યું કે આ ભૂમિમાં માત્ર શત્રુનો સંહાર કરે એવા એકલા રામ છે. તેથી રામની સહાયતા લેવાને માટે દશરથ માહારાજ પાસે આવ્યા. દશરથે તેમનું પૂજન કર્યું. અને શા નિમિત્તે આવ્યા છો તે પૂછ્યું. વિશ્વામિત્રે પોતાની હકીકત કહી, અને રામને તેડવા માટે આવ્યા છે, એ પણ જણાવ્યું. દશરથના મનમાં આ મોટો પ્રતિબંધ નડયો. વૃદ્ધાવસ્થામાં પુત્રને વિદૂર કરવા માગતા નહોતા. એટલામાં રામ ત્યાં આગળ આવી

* રામાયણ—ઉદ્ધવ કવિ કૃત.

ચડયા. પિતાની આવી સ્થિતિ માટે પૂછ્યું. અને તે વિશ્વામિત્ર સાથે જવાનો પોતાનો દઢાગ્રહ જણાવ્યો.

ત્યાંથી રામ પોતાની માતા પાસે આવ્યા. કૌશલ્યાને પણ આ સાંભળી દુઃખ થયું છતાં પોતાનાથી ના કહેવાય તેમ નથી, અને એમ કરવાથી ક્ષત્રિકુળમાં અપવાદ લાગે, એમ ધારી તેમને આશિષ આપી જવા માટે સુચવ્યું. રામ તથા લક્ષ્મણ વિશ્વામિત્રની સાથે યજ્ઞ રક્ષણ કરવા ગયા. ત્યાંથી જનકરાજાની પુત્રી સીતા સાથે પરણી ઘેર આવ્યા.

એક દિવસ દશરથ મહારાજના મનમાં એવો વિચાર થયો કે પુત્રને રાજ્યગાદિપર બેસારવો. વશિષ્ટ ગુરૂને બોલાવી તેમની સંમતિ લીધી. અને બીજે દિવસ પ્રાતઃકાળે રાજ્ય ગાદિપર બેસારવાનું મુહૂર્ત આપ્યું. પરંતુ દુષ્ટ મંથરાની સલાહથી કૈકેયીએ માગ્યું કે મને જે બે વરદાન આપ્યાં છે તેમાંથી એક વરદાન એવું માગુછું કે, રામને ગાદિ ઉપરથી ઉઠાડી મારા ભરતને ગાદી આપો. બીજા વરદાનમાં માગ્યું કે એ અરસામાં રામ ચૌદ વરસ વનવાસ જાય. દશરથ આ સાંભળી મુર્છાગત થયા. એટલામાં રામ આવ્યા. કૈકેયીની આજ્ઞા જાણી તેમણે ચૌદવરસ વનવાસ રહેવાની પ્રતિજ્ઞા કરી અને પવિત્ર માતા કૌશલ્યા પાસે આવ્યા.

"પતિતપાવનિ ! પૂજ્યમાતા ! રજા આપો. પિતાજીની આજ્ઞા પાળવી એ મારો ધર્મ છે. અને તે આજ્ઞાની અવગણના કરૂં તો મહાન ભગિરથને લાંચ્છન જેવું થાય. માટે આપનાં આશિષવચનો આપો તો હું પિતાજીની આજ્ઞાને આધિન થાઉં" શ્રી રામે દીન વચને માતા પ્રતિ કહ્યું.

કૌશલ્યાને આ વાકયો બાણપ્રહાર જેવાં લાગ્યાં. પોતાના આગળથી પ્રાણથી પણ અધિક પ્રિય પુત્રને વિમુખ થવાને તે ચહાતાં નહોતાં. રઘુકુળદીપક શ્રીરામને રજા આપવી એ કામ મહા કઠિન લાગ્યું. ક્ષણેક સ્તબ્ધવત્ થઇ માત્ર રામની મુખમુદ્રાપર દષ્ટિ કરી રહ્યાં.

પરંતુ રામ હમેશાં આજ્ઞાપાલક હતા. તેથી કૌશલ્યાએ ધાર્યું કે મારૂં વિરૂદ્ધ પડવું તે પણ અયોગ્ય છે; અને ક્ષત્રીકુળને કલંક જેવું છે. તેથી આંખમાંથી અશ્રુ લોહી નાખી, ધીરજધારી, શ્રીરામને બોધ આપવા લાગ્યાં. "પ્રિય પુત્ર ! તારા માબાપ તરફથી તને જે દાન દેવામાં આવ્યું છે તેને યોગ્યરૂપે સ્વીકારી તે પ્રમાણે વર્તજે. દુઃખ અને સુખ એ પ્રારબ્ધનાં ચક્ર છે. મહાત્મા પુરૂષોએ સર્વદા એકજ દષ્ટિથી ચાલવું જોઇયે. હમેશાં પ્રેમનું સામ્રાજ્ય પ્રવર્તાવજે. દુઃખમાં આકળવિકળ અને સુખમાં આનંદમગ્ન થતો નહિ. તારા પિતાના વચનને સ્વીકારવું એ ત્હારો ધર્મ છે. એ વચન સ્વીકારનાર પુત્રની ઉચ્ચી ગતિ થાય છે; અને એ વાકયોની અવગણના કરનાર પાપી આત્મા અધોગતિને પામે છે." આ વગેરે કેટલાંક બોધ વાકયો દેઇ તેને વનમાં જવાની રજા આપી.

રામના વનવાસ ગયા પછી શ્રીમાન દશરથ રાજા મરણ પામ્યા. કૌશલ્યાએ સર્વને રજા આપી. રાજ્યગુરૂ વશિષ્ટની આજ્ઞાથી સર્વેએ કલ્પાંત તજી દીધો. ને સર્વ લોક રામને

મળવા ગયા. ત્યાંથી મળી, રામના જતા રહેવાથી પાછા ઘેર આવ્યા. આ સમયે કૌશલ્યાએ હૃદયને ધીરજ આપતાં નીચે પ્રમાણે કહ્યું. "હે મન! શા માટે આવા અસાર સંસારમાં તું લુબ્ધ થતું માયાવશ થાય છે? અરે! આજ્ઞાપાલક શ્રવણનાં વાક્યને ભૂલી જવાનું પ્રયોજન! જેને લીધ આવાં શિરોમણિ રત્નો પ્રાપ્ત થયાં તે તથા સ્વામીની અવગણના કરી એના જેવું ધૃષ્ટપણું બીજું કયું? શાન્ત થા! વિમાસણ કરતું અટક! પવિત્ર રામે શું ખોટું કર્યું છે! પિતાની આજ્ઞા પાલવી એ ધર્મ છે. એ આજ્ઞા પાળી તેણે રઘુકુલને દીપાવી આપ્યું છે. તેના વારસામાં આથી અક્ષય ધન મૂક્યું છે. નાશ એ સર્વ વસ્તુનો છે. પંચ મહાભૂતોમાંથી પ્રગટ થયેલાં પ્રાણિઓ પંચ મહાભૂતોમાં ત્વલય પામે છે. ત્યારે તેથી હર્ષ અને શોક એ શા માટે."

કૌશલ્યાજી હૃદયને ધીરજ આપતાં દિવસ વ્યતિત કરવા લાગ્યાં. અને રામે જ્યારે ચૌદ વરસ વનમાં ગાળી અયોધ્યામાં આવવાનું કર્યું, ત્યારે તેઓ ઘણાં આનંદ પામ્યાં. રઘુકુલદીપક રામના અયોધ્યે આવ્યા પછી, તેમણે આનંદમાં દિવસો ગાળ્યા. અને પવિત્ર રામે તેમને શુદ્ધ જ્ઞાન–દીધું.

ચિદ્દવિલાસી.

---

# અમારૂં ગતવર્ષ.

"સુન્દરીસુબોધ"ના પાંચમા વર્ષના આરંભમાં, પાછલા વર્ષમાં જે સહૃદય ગ્રાહકો, માનનીય લેખકો, તથા અન્ય ઉત્સાહી મિત્રો અને ભગિનીઓએ અમને અવિચ્છિન્ન સ્નેહથી સાહાય્ય આપી છે તે સ્મરણ કરતાં અમારૂં હૃદય હર્ષથી ઉભરાય છે અને નવીન વર્ષના મંગલ સમયે ત્હેમનો ઉપકાર માનવા રજા લઇએ છીએ. પ્રથમ વર્ષના ગ્રથમાંકના મંગલ ઉપહારમા અમારા બન્ધુ સુમન્તે કહ્યું છે કેઃ—

ઉપકાર.

તમ પાસ ધર્યું, પ્રિય બન્ધુગણો!
અમ જીવનકોકિલ, બાલક આ,
સુર શૈશવમાં, ન મધુર ગણો,
ગણજો તદપિ, પ્રીતિપાત્ર સદા.

અને તે જ પ્રમાણે અમારા બાલકને "પ્રીતિપાત્ર" ગણ્યું છે એ ચાર વર્ષનાં ટુંક જીવનમાં લગભગ નવસો ગ્રાહકની સંખ્યાથી સ્પષ્ટ જણાય છે. આ ઉપરાંત આ માસિકપ્રત્યે ગ્રાહકો, લેખકો અને વાચકોનો એટલો સ્નેહ છે કે અમારા બન્ધુઓ ગતવર્ષ દરમિયાન કલકત્તા, લાહોર, અમૃતસર, અલહાબાદ, કાશી, ભટીંડા, દીલ્હી, પાલણપુર, જુનાગઢ, વેરાવળ, વડનગર, મુંબાઇ આદિ સ્થળે ગયાં હતાં ત્યારે તેમને "સુંદરીસુબોધ"ના સંપાદક મંડળ તરીકે જ સન્માન આપ્યું છે તે માટે અમોએ જાહેર ઉપકાર માન્યો હતો અને અત્રે ફરીને ઉપકાર માનવો યોગ્ય ધારીએ છીએ.

**સ્ત્રીલેખો.**

અન્ય માસિક કરતાં આ માસિકનું એક ધ્યાનમાં રાખવા લાયક સ્વરૂપ એ છે કે આ માસિકનો ઉદ્દેશ સ્ત્રીઓની ઉન્નતિ છે અને એ ઉદ્દેશ કેટલે દરજ્જે પાર પડે છે એ આ માસિક પ્રત્યે સ્ત્રીવર્ગની અભિરૂચીથી સહજ સ્હમજાય છે. અમારા માસિકના લેખક વર્ગમાં સ્ત્રીઓની સંખ્યા પણ મ્હોટી છે એટલું જ નહિ પણ લગભગ પ્રત્યેક અંક સ્ત્રીલેખથી વિભૂષિત હોય છે. ત્રીજા વર્ષમાં ૧૩ સન્નારીઓ તરફથી ૨૦ લેખો પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા ત્યારે ગત ચોથા વર્ષમાં ૧૫ સન્નારીઓના ૨૩ લેખ આ પત્રમાં પ્રકટ થયા હતા. આ સ્ત્રીલેખકોમાં, સ્ત્રીઓનાં મન ઉન્નત કરવામાં જેમણે જીવન ગાળ્યું છે એવાં **બ્હેનનિશા,** પતિપ્રેમથી ઝળઝળિત વાર્તા લખનાર **બ્હેન ત્રિભુવનતનયા;** દેશપ્રેમ, કુટુંબવાત્સલ્યની ટુંકી પણ રસિક વાર્તા ઉપરાંત પાકશાસ્ત્ર, ભરતગુંથણ, તેમ જ ભગિનીપ્રેમયુક્ત સરળ કાવ્યનાં લેખક **સૌ. પ્રમિલા;** અનુકરણીય અને જગવંદનીય આર્ય રમણીમણિઓનાં સરલ આનંદજન્ય જીવનચરિત્ર લખનાર **સૌ. સ્નેહલતા;** અને સ્ત્રીધર્મના ઉચ્ચગ્રાહી લેખ લખનાર બ્હેન **સુલોચના,** પ્રથમ વર્ષથી જ આ માસિકના સંપાદક મંડળને પોતાના લેખદ્વારા સાહાય્ય કરતાં આવ્યાં છે અને ભવિષ્યમાં પણ વિનાવિઘ્ને સાહાય્ય કરશે એવી આશા છે. નવા સ્ત્રી-લેખકોમાં **સૌ. શારદાગૌરી** બી. એ નો ઉચ્ચ વિચારયુક્ત અને મનનીય સ્ત્રીકેળવણીની ઉન્નતિનો લેખ; સ્ત્રીઓની ઉન્નતિ અર્થે વ્યવહારિક રસ્તો સૂચવનાર, વય અને અનુભવવૃદ્ધ **બ્હેન અજ્ઞાતનો** પત્ર, **બ્હેન મણિબાઇના** સરસ્વતી, ગાર્ગી અને જયાનાં ચરિત્રો, એક **બ્હેનની** સુશીલા નામની હેતુસૂચક વાર્તા, **સૌ. બુદ્ધિદાના** ભરત કામના ઉપયોગી લેખો, **બ્હેન મોહની એસ્થર** નો પ્રવાસ, **સૌ. લક્ષ્મીનો** બાલકોને નૈતિક શિક્ષણ, **સૌ. વિલસુની** અભિલાષા, **બાઇ સાકરબાઇના** અભણ સ્ત્રીઓ પ્રત્યેક કર્તવ્યો વિગેરે લેખો વાંચવા લાયક હતા. આ સર્વ સ્ત્રીલેખકોને સપ્રેમ લેખો મોકલી જે ઉદ્દેશે આ પત્રનો જન્મ થયો છે તે ઉદ્દેશમાં સાહાય્યભૂત થવા માટે ધન્યવાદ આપી નૂતન વર્ષમાં પણ લેખ મોકલવા અને અન્ય બ્હેનોને પણ લેખો લખવા વિનતિ કરીયે છીએ.

**અન્ય લેખકમંડળ.**

અમારા માસિકમાં વિશિષ્ટ લેખસિંચન કરનાર અન્ય લેખકમંડળમાં, **રા. લલિત;** પ્રો. **ન્હાનાલાલ** દલપતરામ કવી. એમ. એ. ( **પ્રેમભક્તિ** ); પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર; રા. **હિંમતલાલ ગણેશજી** અંજારીયા, એમ. એ; રા. **ચંદુલાલ મણિલાલ** દેસાઇ ( વસન્તવિનોદિ ); રા. કૃષ્ણરાવ **ભોલાનાથ** દીવટીયા બારીસ્ટર એટલૉ., રા. સત્યેન્દ્ર **ભીમરાવ** દીવટીઆ બી. એ. ( ભ્રમર ); રા. **મૂળજી દુર્લભજી** વેદ; મી. **કરીમ મહમદ** માસ્તર બી. એ; દા. **નંદલાલ** ઘેલાભાઈ શાહ એલ, એમ, એન્ડ એસ; **રા. બીહારી;** રા. **ચિદ્‌વિલાસી;** રા. **સનાતન;** રા. **ચન્દ્રશંકર** મ. પંડયા. બી. એ; રા. **મંગળેશ્વર;** રા. **અનિલ;** રા. **અમૃતલાલ બોધવજી;** રા. **સ્નેહજ્યોતી;** રા. **નૂતનશ્રી;** રા. **બાલશ્રી;** રા. **નિર્બળતનુ;** અને અન્ય લેખકોએ સુંદરીસુબોધને મૃદુલ, મધુર, ઉચ્ચગામી, બોધક, રસિક અને સંસ્કારી લેખોથી વિ[illegible]ત કર્યું છે અને નિયમિત સાહાય્ય આપી છે ત્હેને માટે સંપાદક મંડળ ઉપકૃત છે.

**સ્નેહી મંડળ.** આ વર્ષે દરમિયાન સુંદરીસુબોધના સંપાદક મંડળ ઉપર થયેલી ટીકા જો કે સંપાદક મંડળે જાતે સાંભળી નહોતી, તોપણ સુંદરીસુબોધ પ્રત્યેના અગાધ પ્રેમનિમિત્તે, સુંદરીસુબોધ પ્રકટ કરવાનો સંપાદક મંડળનો હેતુ યોગ્યસ્વરૂપે સમજી રા. મધુકે ગત વર્ષના ત્રીજા અંકમાં "આઘાતનો પ્રત્યાઘાત" ના ચર્ચાપત્રમાં સત્યગામી થઈ સંપાદક મંડળના કાર્ય માટે અવિરત સ્નેહ દર્શાવ્યો છે ત્હેને માટે અમારી સમાજ રા. મધુકની ઉપકૃત થઈ છે. આ ઉપરાંત રા. મણિશંકર રત્નજી ભટ. બી. એ. (કાન્ત); રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી. એમ. એ. એલ. એલ. બી; પ્રો. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ. એમ. એ. એલ એલ. બી.; સ્ત્રીબોધનાં અધિપતિ શ્રીમતી શીરીનબાઈ, માસિક હીંદી શ્રાફિકના તંત્રી મી. પાલમકોટ; ફુરસદના આધપાત મી. બહમનજી નવરોજજી કાબ્રાજી; રહાંજવર્તમાનના તંત્રી મી. અરદેશર પે. કોન્ટ્રાકટર; રા. રણજીતરામ વાવાભાઈ બી. એ; રા. હિંમતલાલ ગણેશજી અંજારીયા એમ. એ., રા. ભાસ્કરરાવ મોતીલાલ. બી. એ. એલ. એલ. બી.; રા. વિશ્વનાથ-માધવજી ભટ્ટ. બી. એ., યુનિયન પ્રેસના મેનેજર, અને અન્ય સ્નેહી મંડળે "બન્ધુસમાજ' અને સુન્દરીસુબોધ પ્રત્યે પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે જે સદ્ભાવ દર્શાવ્યો છે ત્હેને માટે ઉપકાર માની એવાજ સદ્ભાવને માટે ઇશ્વર અમને પાત્ર બનાવે એટલી યાચના કરીયે છીએ.

**વિષયાવલોકન.** ગતવર્ષમાં આવેલા વિષયો પરત્વે "કાવ્યકુંજ" ના વિભાગમાં લલિતના અસાઢીલા રાજ, સ્નેહનાં સદાવ્રત; પ્રેમભક્તિની 'વીરની વિદાય;' વસન્તવિનોદીની 'નવી ભાભી': અને અન્ય કાવ્યો ઉપરાંત સ્ત્રીલેખમાં સૌ. પ્રમિલાની 'યાચના' વાચક વર્ગને વધારે રૂચિકર થઇ પડયાં હતાં. 'બાલોદ્યાન' માં રા. અંજારીયાનો 'કિન્ડરગાર્ટન'; ચિદ્વિલાસીનો "બાલક-પિતા"; 'રમણીમણિમાલા' માં સૌ. સ્નેહલતાની 'અનસૂયા'; પ્રો. હાકોરની 'કુન્તી'; રા. અનિલની 'માતાજી તપસ્વિની'; વાર્તાલહરીમાં સૌ. ત્રિભુવનતનયા, અમૃતલાલ ઓધવજી, એક બ્હેન અને સૌ. પ્રમિલાની વાર્તાઓ; 'વિદ્યાકળા' માં સૌ. બુદ્ધિદા અને સૌ. પ્રમિલાના ભરત ગુંથણના વિષયો; વિવિધવિહારમાં રા. બીહારીનાં 'રાત્રીભાષણ', રા. ચન્દ્રશંકરનું 'મ્હોટુ મન' અને સૌ. શારદાગૌરી બી. એ નો 'સ્ત્રીકેળવણીની ઉન્નતિ'ના વિષયો પ્રશંસાપાત્ર થઇ પડયા હતા. ઉપર કથિત વિષયો ઉપરથી સહજ સમજાશે કે આ માસિક સ્ત્રીઓને નવરાશની વેળા ઉપયોગી થઇ પડે એવા જ્ઞાન સાથે ગમત આપનારી રસિક વાર્તાઓ; અનુકરણીય જીવનચરિત્રો; બોધક આનંદાશ્રમના લેખો; સ્નેહ, દયા, દેશપ્રીતિ ઉત્પાદક સરળ કાવ્યો; દુનિયામાં શી પ્રવૃત્તિ ચાલે છે તે દર્શાવનાર જગત લીલાના લેખો; ઉપરાંત ભરત ગુંથણની ઉપયોગી સૂચનાઓ, જે શાસ્ત્ર ઉપર જીવન ટકી રહ્યું છે એવા પાકશાસ્ત્રની વાનીઓ; સર્વમાન્ય વૈદ્યક વિષયો; ભવિષ્યની પ્રજાનાં સાધનભૂત 'બાલોદ્યાન' વગેરેના વિષયો આપી યથાશક્તિ દેશસેવા બજાવવા યત્ન કરીયે છીએ અને એ દેશસેવામાં ગ્રાહકો, વાચકો, લેખકો અને સ્નેહીયો નિરંતર સાહાય્ય આપશે એવો અમને વિશ્વાસ છે.

**ગતવર્ષની નવીનતા.** ગતવર્ષે અમારા સ્નેહી મંડળની સૂચના અનુસારે 'બાલોદ્યાન'નો નવો વિભાગ અમે કાઢયો હતો અને એ વિભાગના નામ પ્રમાણે તેમાં બાલકોને અર્થે વિષયો પ્રકટ કરતા આવ્યા છીએ. અમારે કબુલ કરવું જોઇએ કે અમારી ઇચ્છાનુસાર અમે જોઇએ એવા વિષય આપી શક્યા

નથી તોપણ એ વિભાગ જ્યારે વાચક વર્ગને રૂચિકર થઈ પડયો છે. તો નૂતન ( ચાલુ ) વર્ષમાં વધારો કરવા પ્રયત્ન કરીશું.

**ભેટો.**

સુન્દરીસુબોધના સન્માનિત ગ્રાહકોને પ્રત્યેક વર્ષે ‘ઉપહાર’ રૂપ એક પુસ્તક આપવાનો પ્રથા છે, તે પ્રમાણે ગતવર્ષની ભેટ “મૃદુલા” અમે અમારા ગ્રાહકોને આપી છે. અત્યાર સુધી કેટલાંક અનિવાર્ય કારણોને લીધે એક વર્ષની ભેટ બીજા વર્ષમાં અપાતી હતી, પરન્તુ ચોથા વર્ષ દરમિયાન એ અનિયમિતતા દૂર કરવા સશક્ત થયા છીએ તે માટે ‘ગુજરાતી પ્રીંટીંગ પ્રેસ’ ના આભાર તળે છીએ. પ્રથમ વર્ષની ભેટ, ‘યોગિની’નો માત્ર જુજ નકલ બાકી છે. બીજા વર્ષની ભેટ ‘ગીતમાલા’ લોકોમાં અત્યંત પ્રિય થઇ પડી જવાથી એની એક પણ નકલ નથી. ‘ગીતમાલા’ ગાયકવાડ સરકાર અને બ્રીટીશ સરકારે કન્યાશાળા માટે મંજુર કરી હોવાથી એની બીજી આવૃત્તિ થોડા સમયમાં બ્હાર પડશે. ત્રીજા વર્ષની ભેટ ‘કપિંજલા’ અને ચોથા વર્ષની ભેટ ‘મૃદુલા’ બન્ને ચોથા વર્ષ દરમિયાનજ અમારા માસિકના ગ્રાહકોને આપી છે અને એને માટે પણ અમારાં અન્ય પુસ્તકો માફક પ્રશંસાપત્ર આવ્યા છે. અમારા ક્ષુદ્ર કાર્યોને પણ વાચક વર્ગ મહાન માની લે છે તે માટે અમે ત્હેમના નિરંતર આભાર તળે છીએ.

**સ્ત્રીલેખકોની લેખનશક્તિ.**

ચોથા વર્ષના પ્રથમ અંકમાં ‘અમારૂં ગતવર્ષ’ એ શિરોલેખ નીચે પ્રસ્તુત વિષય ઉપર લખી ગયા છીએ એટલે વિશેષ લખવાનું રહેતું નથી. છતાં એટલું કહ્યા વિના ચાલતું નથી કે સ્ત્રીકેલવણીની ઉન્નતિ કરવાના પ્રયાસ કરવાનો દાવો કરનાર, જેનામાં ઉચ્ચ કેળવણીના સંસ્કાર પડયા છે એવા પણ, “ આ લેખ સ્ત્રીનો હશે કે કેમ ? ” એવી આશંકા કરે છે એ જાણી ખેદ થાય છે. પરન્તુ ઇંગ્લાન્ડ, અમેરીકા જેવા કેળવણીની ટોચે પહોંચેલા દેશોમાં પણ સ્ત્રીઓને અપવાદ સહન કરવા પડે છે એ મેરી કોરેલીની ‘મર્ડર ઓફ ડેલીશીઆ’ વિગેરે નવલકથા ઉપરથી જણાય છે, ત્યારે આપણા દેશમાં જ્યાં સ્ત્રીઓ હલકી લેખાય છે, જ્યાં સ્ત્રીકેળવણી હજી આરંભમાં છે, ત્યાં સ્ત્રીલેખો ક્વચિત્ પુરૂષના લેખો કરતાં પણ વધારે સારા દૃષ્ટિગોચર થાય ત્યારે ‘ શંકા ’ નો પ્રાદુર્ભાવ થાય એમાં નવાઈ નથી. સ્ત્રીકેળવણીનો જેમ જેમ પ્રચાર થાય છે, આ માસિકો જેવાં સ્ત્રીઓનાં લેખ માટે દ્વારો ખુલ્લાં થતાં જાય છે, તેમ તેમ સ્ત્રીઓ આગળ પડવાનીજ, અને ત્હેની સાથે પુરૂષ વર્ગ શંકાશીલ થવાનોજ. અમારા માસિકની લેખક સન્નારીને જણાવવા રજા લઇએ છીએ કે અમને ત્હમારા લેખો માટે જરા પણ શંકા નથી અને સ્વદેશના હીત અર્થે ત્હમારો પ્રયાસ જારી રાખજો અને ‘સત્યમેવ જયતે’ એ ન્યાયે અન્તે ત્હમારો જય થશેજ.

**નૂતન વર્ષની શુભેચ્છા.**

આ નૂતન વર્ષમાં કાંઇ નવીન યોજનાઓ દાખલ કરી આ માસિકમાંથી મળતો લાભ માસિકના અભ્યુદય અર્થેજ ઉપયોગમાં લેવાની દૃઢ ઇચ્છા કેવી રીતે પાર પાડવી તે કથન કરતાં વર્તનમાં કરી દેખાડવાની ઇચ્છા હોવાથી એ વિશે અત્રે મુગાજ રહીશું અમારી આ ઇચ્છાઓ પુરી પાડવામાં જેટલા અમારા પ્રયાસની જરૂર છે તેટલીજ આવશ્યકતા ગ્રાહકો લે-

ખકો અને મિત્ર મંડળની સાહાય્યની છે. પ્રથમ વર્ષથી તે અત્યાર સુધીના અંકો નિહાળતાં જણાશે કે લવાજમ માટે અમારા ગ્રાહકોને વધારે વખત કહેવું પડયું નથી એટલુંજ નહિ પણ અગાઉથી બબ્બે વર્ષનાં લવાજમ મોકલનારા પણ છે. અમારા ગ્રાહકો આ માસિક વાંચી બેસી ન રહેતાં, આફ્રિકા, ઇગ્લાન્ડ, સીયામ વિગેરેના દૂર સ્થળે રહ્યા રહ્યા બીજા ગ્રાહકોનાં નામ મોકલી આપે છે. અમારા ગ્રાહકોને અમારે ત્યાં મળતાં પુસ્તકો કિફાયત ભાવે આપીયે છીએ અને ભવિષ્યમાં ત્હેમને જેટલી બને તેટલી સરલતા કરી આપવા ધારીયે છીએ. નૂતન વર્ષમાં ગ્રાહકની સંખ્યા વધી જશે એમ જણાય છે માટે પુરા અંક લેવાની ઇચ્છા હોય તેમને અગાઉથીજ લખી જણાવવા વિનવીયે છીએ અમે નહિ તો વર્ષની અધવચમાં ગ્રાહક કરી શકતા ન હોવાથી પુરા અંકો ન મળવાનો સંભવ છે. અન્તે નૂતન વર્ષમાં દેશના ઉદય અંગે અમારા ગ્રાહકો, વાચકો, સ્નેહીનો ઉત્કર્ષ થાઓ એ શુભેચ્છા દર્શાવી વિરમીયે છીએ.

———:૦:———

# વિદ્યાકળા.

## તરતના જન્મેલા બાળકને દવાદારૂઃ—

કેટલીક સ્ત્રીઓને તરતના જન્મેલા બાળકને દિવેલ, ગોળ કે એવો કાંઇક પદાર્થ આપવાની ટેવ હોય છે, પણ ક્વચિત જ આ જરૂરનું છે, અને કેટલીક વખત તો તે નુકશાનકારક છે. બાળકને થોડો વખત ઉંઘવા દેવું જોઇએ, ઘણું કરીને તો બાળક પોતે જ મેળે ઉંઘી જાય છે. ઉંઘે ત્યારે બાળકને એવી રીતે સુવાડીને ઓઢાડવું કે જેથી તેની આંખો ઉપર બહુ તેજ ન આવે, અને શરીરને પવન કે શરદી ન લાગે. કેટલીક માતાઓ બાળક પ્રત્યેના પ્રેમને લીધે, તે ભૂખ્યું થયું હશે એમ જાણી તેને ઉંઘમાંથી જગાડીને ધવડાવે છે, પણ તે નુકશાનકારક છે; કારણ કે બાળક સાધારણ રીતે પાંચ-છ કલાકમાં રોઇને જાગે છે તે વખતે તેને ધવડાવવું જોઇએ. આમ કરવાથી ધાવણ આવવાને ઉત્તેજન મળે છે, અને ગર્ભાશય પણ સંકોચાવા લાગે છે. કદાચ શરદીને લીધે બાળકને ઉંઘ ન આવે તો વહેલું ધવડાવવું. પ્રસુતિ પછીના પહેલા ધાવણમાં કુદરતી રીતે રેચક ગુણો સમાએલા છે તેથી ઉપર કહ્યા પ્રમાણે દિવેલ વીગેરે ન આપતાં તેને ધવડાવવું. આથી દિવેલ વીગેરે આપવાની જરૂર રહેતી નથી. પ્રસુતિ અધુરે દિવસે થઈ હોય છે ત્યારે સાધારણ રીતે ધાવણ આવતું નથી અથવા આવે છે તો તેમાં રેચક ગુણો નથી હોતા, ત્યારે દવાની જરૂર પડે છે. આવે વખતે અડધી ચમચી દિવેલ આપ્યું હોય તો ફાયદો થાય છે. તરતના જન્મેલા બાળકના ઝાડામાં "મીકોનીઅમ" નામનો ચિકણો પીળો પદાર્થ હોય છે, તે જન્મ પછી થોડા કલાકમાં નીકળી જાય છે; અને ઘણી વખત તો પહેલી વારની પીશાબ સાથે નીકળે છે. જો આ દૂર ન કરાય તો બાળકને ઝાડો થવાની ધાસ્તી રહે છે. પણ ઘણા ખરા "કેસો" (દાખલાઓ)માં તો પહેલા ધાવણથી આ અડચણ દુર થાય છે. જો જન્મ્યા પછી ત્રીજે દિવસે બાળકને પીળાને બદલે કાળો ઝાડો થાય તો અડધી ચમચી દિવેલ આપવાથી ફાયદો થાય છે.

બાળકનો ખોરાકઃ—પ્રસુતિ પછી તરત બાળકને ધવડાવવાની ટેવ પસંદ કરવા લાયક નથી. કેમકે બાળકને તરત ભૂખ લાગતી નથી. પણ જન્મ પછી દસ બાર કલાક પછી જ કાંઇ પણ ખોરાક આપવો. બાળકની ભૂખ મટાડવાને માનું ધાવણ બસ છે. બીજી વખતની પ્રસુતિઓમાં બાળકને બાર કલાકની અંદર વખતોવખત ધવડાવવું જો ન બને તો, અથવા પહેલી પ્રસુતિ વખતે, જ્યારે ધાવણ મોડું આવે છે, ત્યારે બાળકને દર ત્રણ કલાકે દુધ-પાણી આપવું. તે બનાવવાની રીત નીચે મુજબ છેઃ તાજું ગાયનું દુધ ૧ શેર, સાકર અ-થવા ખાંડ ૧ અધોળ, ઉકાળેલું પાણી શેર ાા. આને ઉકાળીને થોડું થોડું દર ત્રણ કલાકે આપવું. જ્યારે માને ધાવણ આવે ત્યારે તો ફકત ધાવણનો જ ઉપયોગ કરવો. ધવડાવતી વખતે માએ અઢીંગવું અને સ્તનને ટેકવીને ડીંટણી બાળકના મોંમાં મુકવી. પહેલા દિવસમાં તો બાળક જાગે ત્યારે જ ધવડાવવું એ સલાહકારક છે, પણ પછીના વીસ દીવસ સુધી દિ-વસે દર બબે કલાકે અને રાતે દર ત્રણ ત્રણ કલાકે ધવડાવવું જોઇએ. પહેલે મહિને વ-ખતોવખત ધવડાવવાથી માના સ્તનને પણ આરામ મળે છે; નહિ તો ધાવણ ચડી જ-વાથી સ્તનનો સોજો અને દરદ બહુ થાય છે; કોઇ વાર તો ગુમડું પણ થાય છે.

પહેલા માહના પછી ધવડાવવાનો અંતર ધીમે ધીમે વધારીને ચાર કલાકનો કરવો, અને પછી કાળજીપૂર્વક સંભાળથી સવારના ૧૦ થી સાંજના પાંચ વાગ્યા સુધી બિલકુલ ન ધવડાવવાની ટેવ પાડવી. આથી માને પણ આરામ મળે છે. કેટલીક વખતે જ્યારે બાં-ળક રૂવે છે ત્યારે તે ભૂખથી નહિ પણ તરસને લીધે રૂએ છે માટે તે વખતે અડધી ચમચી ઉકાળીને ઠારી મૂકયું હોય તે પાણી આપવું. બાળકને વારા ફરતી બન્ને સ્તને વળગાડવું જોઇએ. કેટલીક વખતે માના એક સ્તન ઉપર ફોલ્લીઓ અથવા ડીંટણી ઉપર ચીરા વીગેરે પડવાથી અથવા એવાં કોઇ કારણને લીધે એક જ સ્તનને વળગે છે, અને મા પણ આ બાબતમાં ખાસ કાળજી લેતી નથી તેથી બીજા સ્તનમાં ધાવણ ચડી જવાથી ઉપર કહી ગયા પ્રમાણે સોજો અથવા ગુમડું થાય છે અને તેથી માતા તેમ જ બાળક બન્નેની તબીયતમાં બગાડ થાય છે. માટે તે બાબત ખાસ કાળજી રાખવાની છે. ડીંટણી ઉપર ચીરા પડયા હોય ત્યારે જો "ગ્લીસરાઇન" અને "બોરીક એસીડ" મેળવીને લગાડયું હોય તો ઘણો સારો ફાયદો થાય છે.

અભ્યાસી.

---

# વિવિધ વિહાર.

## સપ્તશતી ઉપરથી થતા વિચારો.

સપ્તશતિ અથવા સામાન્ય રીતે જાણીતો ચંડીપાઠ એ સર્વ કોઇને વિદિત છેઃ નવ-રાત્રીમાં ચંડીપાઠથી દેવીનું સ્તવન થાય છે. તે દિવસમાં મહામાયાનું પૂજન ભાવિક પુરૂષ અને સન્નારીઓ કરે છે. પ્રથમ, મધ્યમ, અને ઉત્તમ એવાં ત્રણ ચરિત્ર છે. અને એ ત્રણે ચરિત્રમાં દેવી જુદે જુદે રૂપે દૈત્યોનો વધ કરે છે.

આ એક પૌરાણિક ગાથા છે. પણ તે ઉપરથી મને અન્યજ વિચાર થાય છે. જે કાળમાં, જે દેશમાં, આવી બલવતી સ્ત્રીઓ થાય છે તે સમયમાં દેશની કેટલી ઉન્નતિ હોવી જોઇએ. હાથમાં હથીયાર ધારણ કરીને સિંહ ઉપર બેસનાર દેવીની શક્તિ અને મનોબળ કેટલું પ્રબળ હશે! આજકાલની આપણી નિર્બળ, રોગીષ્ટ. અને ડરકણ સ્ત્રીઓની જોડે મહા શક્તિવાળી દેવીઓ સરખાવતાં આપણને કેટલો શોક થશે! અજ્ઞાન, વહેમ, કુસંપ, અને નિંદા યુક્ત શિક્ષણ પામેલી કેટલી સ્ત્રીઓ ઘણીજ શ્રદ્ધાથી નવરાત્રીમાં મહામાયાનું પૂજન કરે છે. અને જરા ચુક ન થાય તેમ વર્તવા યત્ન કરે છે. માતાનો તેમને ભય લાગે છે. પણ ગરીબ બીચારી તે સ્ત્રીઓ માતાના પ્રભાવને ઓળખે છે? માતાના ચરિત્રને જાણે છે? માતા જેવી બલવતી બનવા યત્ન કરે છે?

મધ્યમ ચરિત્રમાં મહાદેવી મહિષાસુરનો વધ કરે છે. જે કામ કરવાને દેવો પણ અસમર્થ થયા, તે કામ તે દેવી કરી શકી. જે સમયે દેવીનું અને મહિષાસુરનું તુમુલ યુદ્ધ થયું, તે વખતે દેવી ક્રોધથી બોલ્યાં કેઃ—*गर्ज गर्ज क्षणं मूढ*

मया त्वयि हत त्रैव गर्जन्त्याशु देवताः ।

હે મૂર્ખા, થોડીવાર બુમો પાડી લે; હું તને અહીંજ મારૂં છું અને પછી તરત દેવતાઓ ગર્જના કરશે!

આ શબ્દો દેવીનું કેટલું વીરત્વ સૂચવે છે! ક્યાં છે એવી સ્ત્રીઓ, જેની બુમથી આવા અસુરો થથરી જતા!

કદાચ આપણને એમ માલુમ પડે કે આવા વીર્યવાળી સ્ત્રીઓ (Amazons) માં સ્ત્રીત્વ નહીં હોય! પણ તે ધારવું ખોટું છે. ઉત્તમ ચરિત્રમાં પાર્વતીનું વર્ણન કરતાં ચંડમુંડ કહે છે-કે "હે મહારાજ! આ સ્ત્રી ઘણી સુંદર છે. તમારી પાસે ઐરાવત હાથી છે, ઉચ્ચૈઃશ્રવા અશ્વ છે, પરિજાત વૃક્ષ છે, હું સવિમાન છે. એ વાત ખરી, પણ આ સ્ત્રી જ્યાં સુધી તમારી પાસે નથી ત્યાં સુધી તમારો વૈભવ રદ છે. આ વર્ણન ઉપરથી લોભાઈ શુંભ પોતાના સુગ્રીવ નામના ખાસ દૈત્યને મોકલે છે, અને તે દેવીને ફોસલાવવા યત્ન કરે છે. દેવી શાંત મુખાકૃતિથી, ગંભીર હાસ્યથી જવાબ દે છે કે "હું જાણું છું કે શુંભ અને નિશુંભ મહાન બળવાળા છે, ત્રૈલોક્યના પતિ થયા છે, પણ મેં તો મારી મંદમતિથી પ્રતિજ્ઞા લીધી છેઃ—

श्रूयतामम्यबुद्धित्वात् प्रतिज्ञा या कृता पुरा ।
यो मां जयति संग्रामे, यो मे दर्प व्यपोहति
यो मे प्रति बलो लोके, स मे भर्ता भविष्यति ॥

"જે મને સંગ્રામમાં જીતે, અને મારો મદ નરમ પાડે, તેવો સમોવડીયો મારો પતિ થાય!"

આવી પ્રતિજ્ઞા લેનાર સ્ત્રીઓ હાલ કેટલી નીકળશે ! પૈસાનેજ પરમેશ્વર માનનાર, ઉજળું એટલુંજ દુધ સ્હમજનાર જનસમૂહ આવા ઉચ્ચ વિચારવાળા, વીર્યવાળા થશે, ત્યારેજ પ્રજા શૂરવીર ઉત્પન્ન થશે.

જેમ ભગવદ્ ગીતાનો પાઠ વાંચી જવા કરતાં તેનું રહસ્ય સ્હમજી વર્તન કરવું એજ જરૂરનું છે, તેમ નવરાત્રીના દિવસોમાં બ્રાહ્મણો પાસે ચાર આના આપીને ચંડીપાઠ કરાવવા કરતાં, તે મહા ગ્રંથનું મનન કરવું યોગ્ય છે. સ્ત્રીઓએ તેના ઉન્નત વિચાર સ્હમજવાની જરૂર છે. સ્થાપનમાં માતાના દિવાની દિશા બદલાતાં "કુકું" પડશે અથવા અમુક ફરાળને બદલે અમુક ફરાળ ખવાશે તો માતાજી કોપાયમાન થશે, એવો ભય રાખવા કરતાં, આવી વીરમાતાની બાલિકાઓ આપણે નિર્માલ્ય, અપવિત્ર, જુઠું બોલનારી, નિંદા કરનારી થઈશું તો માતાજી કોપાયમાન થશે એવી ભાવના કેટલી ઉન્નત છે!

ખરૂં સૌન્દર્ય, નાજુકતા, નિર્બળતામાં નથી. યુરોપીય સન્નારીઓ ઘોડા દોડાવવામાં પુરૂષો જોડે હરીફાઈ કરે છે, ક્રીકેટ રમવામાં પણ તે પ્રમાણે કરે છે. અને તેવી વીર માતાઓને પેટ વીર પુરૂષો ઉત્પન્ન થાય છે. આપણી સ્ત્રીઓ બીચારી અનેક આધિ, વ્યાધિ, અને ઉપાધિથી પીડાતી હોય છે, ત્યાં વીરત્વની વાત શી ! અંધારા ઓરડામાં જતાં, અથવા તો બીલાડી હાંકતાં પણ ડરનાર સ્ત્રીઓ નજરે પડે છે. તો પછી દોડતી ગાય કે અન્ય પ્રાણીને હાંકવાની શક્તિ ક્યાંથી હોય ! અને આવી નિર્માલ્ય માતાઓની પ્રજા પણ નિર્માલ્યજ થાય.

સ્ત્રીઓએ શારીરિક કેળવણી લેવાની, કસરત કરવાની, ફરવા ફરવાની પુરૂષ જેટલીજ જરૂર છે. સપ્તશતીનો પાઠ કરતાં સ્ત્રીઓએ ખાસ એજ ધ્યાનમાં રાખવાનું છે કે જ્યાં સુધી જે માતાની સ્તુતિ તેઓ કરે છે જેને માટે અપવાસ ઈત્યાદિ કરે છે તેના જેટલું શૂરત્વ નથી મેળવ્યું, ત્યાં સુધી તેઓ તે માતાની સેવાને લાયક નથી. માટે સ્ત્રીઓએ પોતાની ફરજ પુરી કર્યા પછી શરીર તંદુરસ્ત અને બળવાન રહે એમ વર્તવું. નવરાશનો વખત માનસિક બળ જોડે શારીરિક બળ વધારવામાં ગાળવો. એજ ભાવથી દુર્ગા, ચંડી, અગર મહામાયાની પૂજા કરવી. તોજ દેવી પ્રસન્ન થશે, તોજ બલવતી પ્રજા થશે, તોજ સત્યપ્રિય, નિડર વીરાંગનાઓ ઉત્પન્ન થશે, અને ભગવાન્ માર્કંડેય મુનિએ વર્ણવેલી વીરત્વવાળી સતી સુંદરીઓ થશે ! અને એજ મહાત્માના શબ્દમાં કહીએ તો:—

यो न पूजयते नित्यं चंडिकां भक्तवत्सलाम्
भस्मीकृत्यास्य पुण्यानि निर्दहत् परमेश्वरी ।
तस्मात्पूजय भूपाल सर्वलोकमहेश्वरीम् ।
यथोक्तेन विधानेन चण्डिकां सुखमाप्स्यसि ॥

સુમિત્ર.



# વાર્તાલહરી.

## વૈધવ્ય.

( લેખક—શાહ અમૃતલાલ ઓધવજી ભાવનગર. )

કીશોરીનું સૌભાગ્ય નષ્ટ થયાને આજે સાત માસ વ્યતિત થયા છે. કીશોરીનું લગ્ન તેની તેર વર્ષની ઉમરે અઢાર વર્ષની વયના એક યુવક હરિહરરાય સાથે થયું હતું. સુધારકો આને યોગ્ય લગ્ન કહેતા પણ કીશોરી કહે છે તે પ્રમાણે તેણી 'લગ્ન એ શું?' એ સમજવા પણ એ સમયે અશક્ત હતી.

દુષ્ટ પ્લેગના ઉડતા રોગે હરિહરરાયના પ્રાણનું વીશ વર્ષની ઉગતી વયમાંજ અપહરણ કર્યું છે. આમ લગ્નના બે વર્ષના સમયમાં પણ કીશોરીને પતિનો સહવાસ માત્ર ૭ માસજ રહ્યો હતો.

કીશોરીનો પિતા વિદ્વાન હતો; તેની જામાતાને પસંદ કરવાની પરીક્ષા-વિચારણા શક્તિ આપણે આગળ જોઇ શકીશું; કીશોરીનો પતા તે જોવાને ભાગ્યવત જીવિત ધારણ કરી શકયો નહી. અર્થાત્ લગ્ન પછી થોડાજ સમયમાં તે કાળવશ થયો; આ કારણને લઇને કીશોરી માતાના આશ્વાસન રૂપ પીએર રહેતી હતી. કીશોરીનો પિતા સુધારાસમાજનો એક સભાસદ હતો.

અચાનક કીશોરીની સાસુને વ્યાધિ ઉપડી આવ્યો. ખરેખરી કીશોરી આ સમયે જ શ્વશુરગૃહે આવી. સાસુ પરલોક વાસિની થઈ. સાસુના પરલોક ગમન પછી એકઠી થયેલી વિશાળ વસ્તિ પોતાને સ્થળે ધર્મશાળાના સંબંધ પેરે છૂટી છવાઈ વિદાય થઇ. ગૃહભાર કીશોરી તથા હરિહરરાયને મસ્તકે આવી પડયો. તે સમયે પ્લેગનો પ્રકોપ શરૂ થયો. લોકો પરાશ્રયે જતા રહ્યા, છતાં આ શોકસદન હતું તેજ સ્થીતિમાં પડયું રહ્યું. હરિહરરાય ને તેનો નાનો ભાઇ નાનુ, વડિલ ( હરિહરરાયના પિતા ) અને એક ચાકર, ઉપરાન્ત સ્રીવર્ગમાં નાની કીશોરીજ, માત્ર પાંચ જણુ કુટુંબમાં રહ્યાં.

કીશોરીની સ્થીતિ આ વખતે ઘણી કફોડી હતી. નાની બાળાને દોરનાર સહાયક કે આશ્વાસન આપનાર આ વખતે કોઈ નહોતું. હરિહરરાય કંઇક અંશે ખરો, પણ આ સમયે તે માતાને વિયોગે ઝુલતા ઝુલા ( હીંડોળા ) ની સ્થીતિમાં શોકગ્રસ્ત હતો, તેથી તેનું મન પોતાની બાબતમાં પણ અસ્તવ્યસ્ત હતું; છતાં આ છેલ્લા ત્રણ માસના સહવાસમાં કીશોરીને જે જાણવા-શિખવાનું મળ્યું તે ઘણું ઉપયોગી થઇ પડયું તે આપણે આગળ જોઇશું.

ગૃહજંજાળ કંઇ દ્રવ્યાનુયોગે ઓછી વત્તી થતી નથી. અનુભવી પણ સંપૂર્ણ ચીતાર તે વિષયમાં આપી શકે નહીં. હરિહરરાયનો અભ્યાસ બહુ થોડો હતો. લગ્ન પછી જેમ જેમ તેને પરવશતાનો અનુભવ થતો ગયો તેમ તેમ સ્વતંત્રતાનું રહસ્ય ચાખવાની તેની ઇચ્છાઓ બળવત્તર થતી ગઇ. આને યોગે પરવશતાનું ભાન કરાવનાર સ્કુલનું ધોરણ પહતું

મૂક્યું, અને 'આર્યલગ્ન' વિષય પરત્વેના અંકુશોનું ઉન્મુલન કરવા વિચારસાગરમાં ગોથાં ખાવા લાગ્યો. વિચારસાગરને લઇને એક બાજુથી નહીં તો બીજી બાજુથી જે પરવશ બન્ધનમાંથી તે છૂટવા ચાહતો હતો તેમાંજ તે આમ આડે રસ્તે (નિરૂદ્યમે) ચડવાથી ઉલટો લપેટાતો હતો. જે બન્ધનમાંથી તે છૂટવા ઇચ્છતો તેજ બન્ધન બીજાઓ-કહેવાતા સમજુ, વડિલો વિગેરે મોજથી સ્વીકારતા તે જોઇ તેમના તરફ તિરસ્કાર યુક્ત દ્રષ્ટીથી તે જોતો. આમ તે હીંદવાસી ગૃહસ્થીના સંસારમાં અસ્તોદયના મૂળ કારણો તપાસવામાં મશગુલ હતો. માતૃમરણ પછી નિરાવલમ્બી હરિહરરાય માનસિક વિચારે . કરીને ક્ષીણ થતો ચાલ્યો.

એકલી કીશોરી કોઇ કોઇવાર આટલા મોટા બોજાથી રડી પડતી, તે વારે હરિહરરાય આશ્વાસન આપતો. માથે પડી ભોગવ્યા વગર છૂટકો નથી, ધીરજથી સહન કરવાની ટેવ પાડવી, માની લેવું કે વડિલોની છત્રછાયા નીચેજ આપણને સંસારનો અમૂલ્ય અનુભવ મળે છે, જે આગળ ઉપર બહુ ઉપયોગી થઇ પડશે;—આ રીતની શીક્ષણશાળા હને લાંબો વખત મળવાની નથી. ખરૂં છે કે સર્વનુ મ્હોં જાળવવું પડે તે મુશ્કેલ હોય. પણ મુશ્કેલી વગર અભ્યાસ નથી, ને દુઃખ વગર સુખ કે સુખની કીમત નથી. ત્હને હું ઘણું કહી શકું પણ તું મુંઝાએલી છે. હું સમજાંછું કે સહાયકની જરૂર છે. પણ તું જાણે છે કે આપણી સ્થીતિ કેવી છે. હિંદુસંસારનું દિગ્દર્શન તેં કર્યું નથી, તે ઘણું વિકટ છે. આ વિષયમાં ન્યાય, હક અને સ્વતંત્રતાને બાજુએ મૂકવામાં આવેલા છે; શરમ તથા મુખબંધનને પ્રથમ પદ આપવામાં આવેલું છે. દ્રવ્યવાનને સુખ સ્હેલું છે, તોપણ તેના ઘણા ખર્ચથી આપણને તે સુખની અછતનું કારણ સંપૂર્ણ ઐક્ય અને વ્યવસ્થાની ખામી છે એ સહજ દેખાઇ આવે છે, છતાં આપણે તે દૂર કરી શકતા નથી; કારણ કે સર્વ સ્વાર્થમાં મચેલા છીએ. વળી ત્હને કંઇ કંઇ બાબતોમાં અસંતોષ રહે એ હું સમજાંછું, છતાં તેનાં કારણો દૂર કરી શકતો નથી. મારા જોવામાં આવતી ચૌર્યાવસ્થા શું સર્વત્ર વાસ કરી રહી હશે? અરે, તેમાં હું નો થોડુંક ભણેલો છું. હું સમજી શકતો નથી કે મારે કયો રસ્તો લેવો જોઇએ. ત્હારૂં અજ્ઞાન દૂર કરવા કરતાં મારામાં સમજની જરૂર છે. સુખની ઇચ્છાવાળી તું આશામાંજ જીવે છે. સાચું કે જૂઠું એકે સુખ હું હાલ તો તને આપી શકતો નથી; તેથી હાલ તો તારૂં સર્વ સુખ સંતોષમાંજ છે."

પ્લેગ આવી. સહજ સૌને જતા રહેવાની ઇચ્છા થઇ. હરિહરરાય ભવિષ્યનો વિચાર કરવા લાગ્યો. મેર કહયે મરી જવાતું નથી, મરણ આવે તે ગમતું નથી. હિંદુ સંસાર! મારૂં મરણ કેટલો ફેરફાર કરવાવાળું છે! પરણ્યા પૂર્વે મેં મારા મરણનો વિચાર કર્યો હોત તો હું પરણત નહીં. પણ તે કેમજ બને? ન કરવાના વિચાર મને આવે છે. શું આટલા માટેજ પુરૂષો સાધુ બાવા થઇ જતા હશે! ના ના એમતો નહીંજ. જેના હાથમાં જોર છે તેને ભય શું છે? પણ એટલું તો ખરૂં કે ધન મેળવતાં શીખ્યા પછી-યત્કિન્ચિત પણ મેળવીનેજ પરણવું તેજ યોગ્ય છે. ઘણી બાળવિધવાઓ છે, પ્લેગના રંડાપે તેઓ પોતાનું પોષણ કયાંથી કરતી હશે? ગમે તેવી શ્રીમન્ત પણ [illegible]રિબીમાં રીબાય છે. શું તેઓ સજ્ઞાન પરણી હશે? નહીંજ, તેથીજ તેઓના [illegible] વિચાર કરવો જોઇતો હતો કે અર્થસંપત્તિ વગર લગ્ન ન કરવાં. આટલા

માટેજ પલ્લાનો રીવાજ શ્રેષ્ટ છે. પણ ત્યારે ગરિબોનું શું થતું હશે? શું પલ્લાનો રીવાજ ઉત્તમ હશે! મને તો તેમાં પણ ભય લાગે છે. પીયરીઆં કે સાસરીયાં તે ખાઇ જવાનો સંભવ છે. તે કરતાં કે સ્ત્રીને કંઇ ઉદ્યમ જ્ઞાન આપવામાં આવતું હોય તો તેઓ તેને લીધે ઉદ્યમ ને નીતિને રસ્તે રહે ને પોષણ થતું જાય, પણ આ રીવાજ અબઘડી કયાં થાય એમ છે? અરે જીવ? હું તો મોટા વિચારે દોડયો. મારોજ વિચાર મારે તો હમણાં ઉપયોગી છે. મને પ્લેગ લાગુ પડે તે પહેલાં મારે શું કરવું જરૂરનું છે? સ્ત્રીને જરૂરનું દ્રવ્ય અલંકાર વગેરે, તે ઉપર શું તેણીનો હક નહીં? કોઇ આંચકી જાય તો શું થાય! નિરાધાર બાળા! નહી નહી. તે મીલ્કતનું શું મારાથી વીલ ન થઇ શકે! મારી પાસે પણ છે. શું હું તે તેણીને આપી શકુ? અરે પણ આ લોકોમાં તો એવો રીવાજ છે કે શોકના થોડા દિવસ જવા દઇ પછી વાંઝણી સ્ત્રીઓના ભાગ્યમાંજ તે ન હોય એમ કહી તેની પાસેથી તે બધું ખુંચવી લેવામાં આવે છે. હું પોતે કમાતો હોઉં, મેં એકઠું કરેલું કે મને મળેલું હોય તે પણ તેને આપી જવાનો મારો હક તેઓ છીનવી લેછે. મતલબ ફારગતી આપી જૂદા થયા પછીજ પરણવું ઉચિત છે. માટેજ લોકો યુરોપી લગ્ન પસંદ કરે છે. કમાતાં શીખે, ને જૂદા રહેવાની મરજી થાય ત્યારેજ પરણે. વળી પલ્લા વગરની સ્ત્રીઓ તો જવલ્લેજ. કેવું સુખ! અહા! અભાગી હીંદુ સ્ત્રી! ત્હારૂં નશીબ ન્યારૂં છે. શ્રીમન્ત પિતાની પુત્રી કે પુત્રવધુ છતાં તું વાંઝણી માટેજ તું અભાગણી. જો ભાગ્ય હોય તો તો ત્હારો સૌભાગ્યવંત કુંકુંગ ચાંદ શું કામ નષ્ટ થાય!

વિચાર વિચારને ઠેકાણે રહ્યા. ખરેજ પ્લેગ ભ્હોંટી. વિચાર મહાઅખંડ નિદ્રાને વશ થયા. સુધારા સમાજના સભાસદની પુત્રી તથા પોતાની વધુ વિષે હવેજ હરિહર રાયના પિતાને વિચાર થવા લાગ્યો. તેણે ભૂત, વર્તમાન તથા ભવિષ્ય હવેજ તપાસવા માંડ્યું. "હરિહરરાય જો આટલો વિચારશીલ તથા ગંભીર દેખાવનો ન હોત તથા નવપરણીત નહોત તો ગમે તેટલી વયે મરતા છતાં મને પુત્ર મરણનો અતિશય શોક ન થાત. તેના શરીર તરફ તેના લગ્ન થયા પછી મારી ફરજ પુરી થઇ સમજીને મેં ધ્યાનજ ન આપ્યું. એ વિષેનો મારો વર્તમાન પસ્તાવો હવે શાકામનો? તેનું શરીર જોતાંજ મને કોઇવાર તેનામાં ક્ષય ઉત્પન્નનું ભાન થતું; મને તેનું કારણ તેની સ્ત્રી હોવા વિષે સંદેહ થતો. પણ હવે તેના પત્રો તથા નિબન્ધો પરથી તે સંદેહ દૂર થાય છે. તેના અનુભવાત્મક પત્રો નિબંધો સ્પષ્ટ દર્શાવી આપે છે કે મૂળ કારણ ચિન્તા હતું. ક્ષય ન્હોતો, પણ તેનો પાસ લાગતાં વાર લાગે એમ હતું નહીં તેની માનસિક વ્યાધિ તેના બાળલગ્નને કે યોગ્ય લગ્નને લઇને નહીં; પણ ખુદ સ્વવશતાના ભાનને લઇને ઉત્પન્ન થઈ હતી. તે લખે છે કે 'હું એક પણ વર્તમાન સમયે થયેલા લગ્નને યોગ્ય ગણતો નથી.' આ વાત વળી તે પોતાના અનુભવાત્માની પ્રતીતિ પરથીજ કહે છે; પણ આમાં મને કાંઇક અતિશયોક્તિ ભાસે છે. એ ના લખાણથી કોઇ એમ પણ શંકા કરે એવું છે કે તે સુધારાનો સાથી હોવો જોઇએ, પણ મને તો તેમાં હાલનો સુધારો કે કુધારો કશુંજ જણાતું નથી. તે પોતાની એક સન્ધ્યાના સુખનું ભાન કરે છે. આ સુખ તેણે ફરી સ્વપ્ને પણ નીહાળ્યું નહીં, મારી ફરજમાં હું પછાત રહયો છુ. મેં પ્રથમથી ધ્યાન રાખ્યું હોત તો તેને હું ચિન્તાયુકત કરી શકત. બધે લખે છે કે

વર્તમાન સમયે તેને કોઇ ઇષ્ટ મિત્ર શોધ્યો પણ મળ્યો નહીં; કે જેથી તે પોતાનો વખત અન્ય આનંદમાં પરોવી શકે. આ કારણથી તે વાંચતો ને લખતો. તે લખે છે કે પોતાને ઇષ્ટ હોય તે અન્યને ઇષ્ટ હોય વા અનિષ્ટ હોય તે તે વર્તી શકતો નહીં. આ શંકાએજ તે સ્વકર્તવ્ય જાહાર પાડતો નહીં. પોતાના વિચારમાં પોતાનેજ શંકા થતી; તે તેની મુખ્ય ચિન્તા હતી. ઇષ્ટ સન્મિત્રના અભાવે આ ચિન્તા ઘટવાને બદલે વધતી ચાલી, ને આનંદનો ઉદ્‌ભવ તો ક્રમે કર્યો તે પ્રાપ્ત કરી શકયોજ નહીં. આથી મારૂં અનુમાન ક્ષય સમ્બન્ધી જૂઠું પડે છે; તે પોતાના એક પત્રમાં સ્વપત્ની વિષે સહજ પણ ઇસારો કરી ગયો નથી, શિવાય કે 'વીલ-મિલ્કત-સ્વતંત્ર શક્તિ વગર મનુષ્યે લગ્ન કરવું અયોગ્ય છે.' કારણમાં દર્શાવે છે કે કન્યાઓ યોગ્યતાને પ્રાપ્ત થઇ નથી, અને કેળવણી વિષે દૃઢ વિચાર અને ચોક્કસ અર્થ વિચારવામાં આવ્યા નથી! 'પોતે અયોગ્ય કન્યાઓજ હોવાથી સ્વયં લગ્ન પદ્ધત્તિ પણ કદાપિ નિવડવા અસંભવ છે! પણ લખે છે કે 'હિંદુલગ્ન મોહું પરણ્યા પછી સ્વતંત્ર થવા વા જૂદા વીચરવા ધારે તો તે પણ બને એવો વર્તમાન સમય નથી!' લગ્નનું આ અયોગ્ય બન્ધન જેટલું દૂર-મોટી ઉમરે જતું જશે, તેમ તેમ શેષ આયુષ્ય પણ વધતું જશે. ને તન્દુરસ્તીનો પાયો દૃઢ થતો જશે. આ રીતે ભવિષ્યની ઉમદા પ્રજોત્પત્તિનું સુફળ દૃશ્ય લાગે છે. જીવનનો ઉદ્દેશ સર્વોતમ ઇષ્ટ સુખની પ્રાપ્તવ્યતામાં છે, પણ શ્રેષ્ટ જીવન પ્રાણમિત્રઓ વગર તે અશકય છે. મિત્ર શોધવો તે સ્વકર્તવ્યજ છે, તે તે મિત્ર પ્રાપ્ત કરવાની લાયકાત નાની ઉમરે અસંભવિત છે. મિત્રના ગુણાવગુણ તપાસવામાં કોઇ સહાયક-વૃદ્ધ અનુભવિની જરૂર છે. તે ગરજ માતાપિતા સારે છે, જો તેઓ સ્વાર્થ તરફ ન જાયતોજ. કેળવણી શબ્દના યોગ્ય અર્થની પીછાણ વગર આ પરિક્ષા શક્તિ હોવી સંભવે નહીં" "અરે ઇશ ? પુત્રના યોગ્ય ઉમરે હુંજ તેનો મિત્ર થઇ આ કાર્ય કરી શકયો હોત. પણ યોગ્યાયોગ્યતાનું ભાન મને કયાંથી હોય! હવે મારી ફરજ પુત્રવધૂને સુમાર્ગે દોરવાનો તથા સુખી રાખવાની છે. પુત્ર તરફ બેફિકર રહેવાથી મારી ફરજ હવે વધી છે. પુત્ર ઇચ્છે તેવું હું ન કરી શકયો હોત ? સ્ત્રીઓના દુખ પતિ પણ પરખી-જાણી શકે નહીં. આ વિધવાનું સુખ દુખ જાણવાની મારી ફરજ હિંદુ સંસારના રીવાજથી મને કેટલી કષ્ટપ્રાયઃ છે ? ફરજ અથવા રીવાજ બે સાથે રહી ન શકે એવો મારો આ દુર્ઘટ સમય છે, તે મારી કસોટી કરશે.' કુમુદના પિતા (પિતાને સસરો, પુત્ર વધુને હું એકજ છું તેથી પિતા,) જેવો હું ન થઇ શકું ?,' એ વિચારવાનો સમય મારે પણ આવ્યો. શું આ કહેવાતા સુધારા શિવાય વિધવાને ખી કરવાનો અન્ય રસ્તો નહીંજ હોય ? પુત્ર વધુના વિચાર જાણ્યા વગર હું શ્યો ? કરી શકું ? હરિહરની માતા હોત તોપણ ઠીક હતું. વિધવાને કમનસિબે એકે નણંદ પણ નથી કે જેથી મારો રસ્તો સુગમ થાય. કસોટીને આ સમયે મારે તે ગરજ સારવી પડશે. ફરજ ત્યાં રીવાજ કે શરમ શી ?"

આ પૂર્વે આપણે કીશોરીના વિચાર જાણવાની પણ જરૂર છે. જેમ સર્વને બને કીશોરીને સ્વસ્થિતિનું સંપૂર્ણ ભાન એકી સમયેજ થયું નહીં; તેમ કીશોરી પશ્ચાતાપ

કરતી, તથા સુખી સમય સંભારતી અશ્રુપાત કરે છે. પતિ સેવાના અભગ્યની યાદથી પશ્ચાતાપ અને થયેલા વૈધવ્યથી ભવિષ્યમાં થનારા દુખની સ્થિતિનું ક્રમસર થતું ભાન એ અશ્રુપાતનું સબળ કારણ છે. કાળવ્યયની ચિન્તા અને જીવનમિત્ર વગર અરણ્યવત ભયંકાર સંસારના આદર્શ માત્રથીજ ધ્રુજારો થાય છે. દ્રવ્ય વગર સ્વ ભવિષ્ય વિશેષ દુખદાયી નીવડશે એ જ્ઞાનદર્શન થતાં સ્વસંચય તથા પતિનો પટારો સંભાળવાનો નિશ્ચય થાય છે. સ્વસંચય સંપૂર્ણ પૂર્વવત સ્થીતિમાંજ હતો. પતિનો પટારો ! અહો વૈધવ્ય ! હિંદુ સંસાર ! પોતાની પાસે પુષ્કળ હતું, છતાં વિશેષની આશા ઇચ્છાથી તે ખોલ્યો. ધડકતે હૃદયે ને ધ્રુજ્યે હાથે તે ખુલ્યો. તેમાં શું હતું ? આપણે જાણવા જેવું તથા તે સ્ત્રીને ઉપયોગી લાગે તેવું આશામય એક શેખંડની નાની પેટી હતી; તથા બીજી એક પુંઠાની મોટી પેટી હતી; નાનીમાં નિર્જીવ કપડાં હતા. કપડાંને તપાસી તે બાજુપર કીધાં. આશામય હૃદયે શેખંડની પેટીની ચાવી શોધવા કાગળની પેટી ખોલી. તેમાં કેટલાક પત્રો, એક પુસ્તક અને એક હસ્તલીખિત બુક હતાં, પણ તે નિર્માલ્ય જાણી તેમાંની ઉપયોગી ગણાતી ચાવી વડે વજ્રની પેટી ખોલી. ખોલતાંજ એક પત્રી નીચે હેમાલંકાર નજરે પડયા. ગણી વાળ્યા પછી પત્રી તપાસી તો તેમાં ' હકદારનો હક ' આટલા શબ્દો હતા. આ ચીઠીથી તેણીને વહેમ પડયો કે આમાં માલેકનું નામ નથી ! પણ માલેકની જગ્યે હકદાર શબ્દ છે, તો તેનો ભાવાર્થ શો ? શું આ દાગીના ના તેઓ હકદાર માલેક નહીં હતા ? સંશય વડે તેણીએ બીજો તપાસ કરવા માંડયો. લખેલું બધુંજ પુંઠાની પેટીમાંજ હતું. આ વેળા પત્રો તેણીએ બાજુ કીધા. છાપેલી ચોપડી ' જીવનોદ્દેશ ઉર્ફે આર્યોન્નતિ ' હતી. લીખિત બુકમાં તેણે શેરા કીધા હતા; યાદી લખી હતી; અને વિચાર દર્શાવ્યા હતા, વિ૦ નોંધ હતી. તેમાંનું ઉપયોગી હતું તે તથા તેણીએ વાંચ્યું એ નીચે પ્રમાણે હતું."હેમ સુવર્ણ પીળી માટી છે.ચાંદી સફેદ માટી છે.સરકારે તેને કીમતી ગણી છે. હીરો કીમતી જવાહીર છતાં કોયલો છે એમ લોકો માને છે.તો સુવર્ણને નિરૂપયોગી માટી કહેવામાં શું ખોટું ! ગમે તેમ પણ મૂઢ-મૂર્ખ તેથી સંતોષાય છે; આમ છતાં મહાત્માઓને તે ઉપયોગી થઇ પડયું છે; એ વૈચિત્ર્યને લઇને મેં પણ તે માટીમાં કંઇક મોહ કીધો છે. મને તે ઉપયોગનું નથી; પણ તેથી અન્યને પણ તેમાં સંતોષ આપી શકાય ખરો. મારી તેપર સંપૂર્ણ માલીકી નથી. હમણાતો ફકત હું વાપરીજ શકું. વાપરવાના અભાવે સ્વતંત્રતા—સંપૂર્ણ હક પ્રાપ્ત થતાં સુધી હું તે સાચવીશ.

"જૂદા જૂદા આકારના શરીર ઢાંકણથી લોકો મારો વિચાર સામાન્ય ગણે વા ક્ષુદ્ર ગણે એ ભય હસવા સરખું છે. 'હું' શબ્દમાં મોહ છે. વાપરૂં છું તે મોહથીકે અણસમજથી તે જાહેર કરવા કરતાં ઉદ્ભવંતિ વિશેષ અનિવાર્ય પણ મોહમયી ઇચ્છાઓને શાન્ત કરવી તે પણ છેક અઠીક નથી.

"નવો મિત્ર શોધવા જવા કરતાં, યા અનેક મિત્રો મેળવવા એકઠા કરવા કરતાં, મળેલો એકજ મિત્ર અસુંદર છતાં સુંદર બનાવવો, વા હોય તેનાથી સંતોષાવું તે કઠીન છતાં આત્માનંદી તે કાર્ય છે—એ સુંદર-સંસારપાઠ છે.

"જેમાંથી શીક્ષણ મળે તે સર્વ અભ્યાસ છે. તેથી આપણું સર્વ મનુષ્યનું જીવન વિદ્યાર્થીમય છે :

"હું ઘણા વિચારને અંગે છેવટે નિશ્ચય કરૂં છું, પણ સર્વ નિશ્ચયો વધારે અને જૂદા જૂદા મતથી લય પામે છે એટલે છેવટનો નિશ્ચય હજુ મેં કર્યો નથી, તેથી હું એમજ ધારૂં છું કે મારો છેવટનો નિશ્ચય મારો લય છે. તે થશે.

"એકે કરેલું વા ઇચ્છેલું કે કહેલું અન્ય સર્વને ઇષ્ટ કે માન્ય હોય વા નહીં. મનુષ્યને આથી મોટો ડર થાય છે.

"સારૂં ને નઠારૂં એ શબ્દ અને શબ્દજ્ઞાન મનુષ્યોએજ શોધ્યાં. મારણ તેમજ વારણ પણ મનુષ્યોનું જ કર્તવ્ય છે. ધારા ઘડયા, અર્થમાં ચડયા, અને વખતે તોડયા તે પણ મનુષ્ય જાતેજ. વખાણવું અને તેનેજ. વખોડવું એ ઘડી ઘડીનું ચલિત કર્તવ્ય થઇ પડયું છે તેમ ન હોય તો એકનું જ્ઞાન તેજ વસ્તુને વખોડે તો બીજો વખાણે એ જ્ઞાન જુદા હોવાં જોઇએ.

"પુરૂષ પુરૂષમિત્ર બનાવે છે, સ્ત્રી સ્ત્રીમિત્ર શોધે છે. સ્વાત્મ મિત્રથી મને આનંદ મળે છે. કોઇ દેવ ને દેવી યા પ્રિય જનને ભજે છે. હું આત્માને ભજું છું. પણ ભજવામાંજ સાર છેકે ઉદ્યમમાં કે વખોડવામાં એ સંશયજ છે. કોઇ મને આ શબ્દ વડે નાસ્તિક કહે છે. પણ આસ્તિક, નાસ્તિક એ શબ્દને હું ન સ્વીકારૂં તો મને ભય ન થાય એ મારી માન્યતા છે. પણ ભયાભયના ભાનથીજ હું મુંઝાઉં છું.

"લોકો જેને જ્ઞાન કહે છે તે જ્ઞાનનું મને સંપૂર્ણ ભાન થાય નહીં એટલે મને તે વિષે શંકા હોય એ વ્યાજબી નહીં ? આ હું કોને પૂછું ? મારો આત્મા પણ આ બાબતમાં શું કહે છે, તે પણ હું સમજી શકતો નથી. મારી શંકાના સમાધાનનું જ્ઞાન ધરાવનારા મહાત્માઓ પણ વર્તમાન કાળે જગતમાં નથી; એ બીના અતિ આશ્ચર્ય જેવી નહી શું ?

"ધર્મનું ભાન ક્યારે કે જ્યારે અધર્મનું ભાન થાય ત્યારેજ. અધર્મનું ભાન ભૂડું છે; તો શું ધર્મનું રૂડુ ભાન તે ભુંડા ભાન વગર અપ્રામવ્યજ કે ? મને લાગે છે કે જીવવું ભૂડું છે પણ જાણવું ભલું છે. તો શું હું આ જાણી નહીં શકું ?

"લોકો કહે છે પ્રિયકર સ્વતંત્રતા સારી, પણ હું તેજ લોકોને બીજી વખતે તે વાક્યાર્થ ફેરવતા જોઉંછું. આને લોકો સત્યતા કહે છે. હું તે માની શકતો નથી; કારણ કે મારો આત્મા કદી પરતંત્ર છેજ નહીં; તોપણ મને સત્યાસત્યની સમજ નથી."

(અપૂર્ણ.)

# વર્તમાનરંગ.

**મુંબઈમાં મળેલી બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્**—હૃદય અને બુદ્ધિને ઉચ્ચ ને સંસ્કારી બનાવનારા કોઇ પણ ભાષાના ગ્રંથો સાહિત્યને નામે ઓળખાય છે. લોકોના આ ચારવિચાર શુદ્ધ અને ઉંચા પ્રકારના થવા માટેના સાધનોમાં તે લોકોની ભાષાનું સાહિત્ય મુખ્ય સાધન રૂપે છે, અને તેથી પોતાની ભાષાનાં પુસ્તકોમાં દિન પ્રતિદિન સુધારોવધારો થઇ જઇ તે ઉચી તરેહનાં થાય એવા ઉપાયો લેવા દેશહિત ચિંતકો પ્રયત્નો કરે છે. આપણી ગુજરાતી ભાષાના સાહિત્યમાં કેટલાક જુના તથા નવા ઉત્તમ ગ્રંથો હોવા છતાં સં-

સ્કૃત, ઈંગ્રેજી, તેમજ હાલની બંગાળી, હિંદી તથા મરાઠી ભાષાઓના પ્રમાણમાં તે ઉતરતી દશામાં છે, અને તેથી તેને ખીલવવાના એક માર્ગ તરીકે ગુજરાતના સારા સારા લેખકોની એક પરિષદ્—એટલે સમારંભ–મેળવવા અહીંની ગુજરાતસાહિત્યસભાને વિચાર થઈ આવ્યો હતો, અને તેને પરિણામે બે વર્ષ ઉપર, ૧૯૦૫ના જુલાઇ માસમાં, અમદાવાદમાં પ્હેલી ગુજરાતીસાહિત્યપરિષદ્ મળી હતી. તે પછી બીજી સાહિત્યપરિષદ્ ચાલુ સપ્ટેમ્બર માસની તા. ૭–૮–૯ ના દિવસોએ મુંબાઇ શ્હેરમાં યુનિવર્સિટીના કોન્વોકેશન માટેના સુશોભિત મંડપમાં સુપ્રસિદ્ધ વિદ્વાન રા. રા. કેશવલાલ હરિલાલ ધ્રુના પ્રમુખપદ નીચે મળી હતી. તેમાં ભાગ લેવાને ગુજરાત કાઠીઆવાડના સર્વે મુખ્ય ગામોએથી ઘણાક–હિંદુ પારસી તેમજ મુસલમાન–વિદ્યાવિલાસી જનો ખાસ મુંબાઇ જઇ એકઠા મળ્યા હતા, અને તેમાં દરરોજ આશરે સોએક સન્નારીઓ પણ હાજર રહી વિદ્યાજ્ઞાન માટેનો પોતાનો ઉમંગ દર્શાવતી હતી. આવા સમારંભમાં વિદ્વાન લેખકો જુદા જુદા સાહિત્યના વિષયો ઉપર પોતે અગાઉથી લખી મોકલેલા લેખો વાંચી સભાજનોના જ્ઞાનમાં વધારો કરે છે. મુંબાઇ મળેલી આ વખતની પરિષદ્‌માં આશરે વીશેક લેખો લખાઇ આવ્યા હતા, અને તેમાં ખાસ આનન્દની વાત એ છે કે ત્રણ સન્નારીઓએ પણ ઘણા સારા લેખો વાંચ્યા હતા. પ્રથમ **મિસ આઇમાઇ પાલમકોટ** નામનાં એક પારસી બાનુએ "સાહિત્યની રંગભૂમિ" એ વિષય ઉપર બોલતાં જણાવ્યું હતું કે લેખક તરીકેનો દાવો કરવાનો શોખ ઘણાઓ રાખે છે પણ તે માટેની લાયકાત મેળવ્યા અગાઉ જ લેખક તરીકે બ્હાર પડે છે અને તેથી તેમનાં લખાણો જોઇએ તેવાં સારાં નથી નીકળતાં. એક કલમ કેવી શક્તિ ધરાવે છે તેનું ખુબીદાર અને સરલ વર્ણન આપ્યા પછી લેખકોએ પોતાનો ઉદ્દેશ કેવો રાખવો જોઇએ તેનો તેમણે ઉંચો ખ્યાલ આપ્યો હતો. લોકોના વિચારને જન્મ આપનાર કે ઉશ્કેરનાર તરીકેની જવાબદારી અને જોખમદારી પ્હેલે સમજ્યા પછી જ પોતાની કલમનો ઉપયોગ કરવાનો તેમણે લેખકોને આગ્રહ કર્યો હતો. પોતાની પારસી કોમમાં હાલમાં ઉભરાવા લાગેલા વાર્તાના લેખકો પોતાની જવાબદારી સમજવા બેનસીબ રહેલા હોવા માટે દીલગીરી જાહેર કરી હતી, તથા છેવટમાં સાહિત્યના શોખીનો જોઇએ તેટલા આગળ વધતા નહીં હોવાને લીધે વિદ્વાન ઘણા હોવા છતાં સાહિત્ય પુરતું ખીલી શકતું નથી તે બીના ઉપર તેમણે શ્રીમન્તોનું ધ્યાન ખેંચ્યું હતું. આ પારસી સન્નારી ત્રીસેક વર્ષની ઉમ્મરનાં હોવા છતાં હજી કુમારાંજ છે, અને પુસ્તકો વાંચવા લખવામાં–વિદ્યાવિનોદમાં—પોતાનું જીવન ગાળે છે. કેટલાંક પારસી માસિકો તથા વર્તમાનપત્રોમાં તે વખતોવખત છુપે નામે લેખો લખે જાય છે. પરિષદ્ માટેનો આ લેખ તેમણે એવો સુન્દર, રસમય, અલંકારિક અને સંસ્કારી ભાષામાં લખ્યો હતો, તથા એવી ગંભીર છટાથી વાંચ્યો હતો, કે તેથી તેમણે શ્રોતાજનો તરફનાં ઘણાં માન અને ધન્યવાદ મેળવ્યાં હતાં, અને તેમનો લેખ કેટલાક પુરૂષ લેખકો કરતાં વિશેષ ઉત્તમ મનાયો હતો.

**સૌ. હરસુખગવરી મોહનલાલ દીક્ષીતે** તે પછી "સરસ્વતીચંદ્ર અને ગૃહસંસાર" એ વિષય ઉપર બોલતાં ગૃહસંસાર ચલાવવાની સ્ત્રીઓની યોગ્યતાની વ્યાખ્યા આપી હતી, અને તે યોગ્યતા કેવી રીતે મેળવવી તેનું વિવેચન કર્યું હતું. હિંદુ સંસારમાં સ્ત્રીઓને—ખાસ કરીને નવી પરણેલી યુવાન સ્ત્રીઓને–જે દાસત્વના જેવી પંક્તિ કેટલાક

તરફથી આપવામાં આવે છે તેમાં સમાયેલા અનર્થ જાહેર કરતાં જણાવ્યું હતું કે તેમને ગુલામ તરીકે ગણવાથી જ તમો તેમની પાસેથી ખરી મદદ મેળવી શકતા નથી, પણ જો તમે તેને તમારા સરખી પદવી આપશો તો તેજ તમને મદદગાર થઈ પડશે. સ્ત્રીઓએ પુરૂષોની કઇ જાતની સેવા બજાવી છે તે તપાસવા માટે સ્વર્ગસ્થ રા. ગોવર્ધનરામ ભાઇના સરસ્વતીચંદ્રનો સાર ખેંચવો જરૂરનો છે. તેમાં સરસ્વતીચંદ્રની શક્તિ કુમુદસુન્દરી આગળ ઝાંખી પડે છે. સરસ્વતીચંદ્રના એક અવિચારી પગલાંએ કુમુદસુન્દરીના આખા જીવનને બગાડી નાંખેલું. હોવા છતાં જ્યારે તે અલકકિશોરીના સંસર્ગમાં મુશ્કેલીમાં હતો ત્યારે તેનો ઉદ્ધાર કુમુદસુન્દરીના બોધે જ કર્યો હતો. શેકસપીયર વગેરેનાં નાટકો વાંચતાં પણ તેમાં સ્ત્રીઓને ઉંચું સ્થાન આપેલું જોવામાં આવે છે. ઘણાં ખરાં નાટકોને પુરૂષોની ભુલ અને મુર્ખાઈ ભરેલાં પગલાંથી મુશ્કેલીઓ ઉભી થવા પછી સ્ત્રી તરફની મદદ મળવાને લીધે જ તે મુશ્કેલીઓ દૂર થતી ચીતરવામાં આવે છે. છતાં તેથી કાંઇ એમ સમજવાનું નથી કે સ્ત્રીઓ પુરૂષો કરતાં ચ્હડતી પંક્તિની છે. સ્ત્રીઓએ પુરૂષો ઉપર કદી પણ ઉપરીપણું ઇચ્છવા કે માગવાનું નથી, પણ તેમણે પતિની બાજુમાં ઉભા રહી તેને જીવનમાં મદદગાર થઇ પડવાનો લોભ રાખવાનો છે. આર્ય અભિપ્રાય પ્રમાણે સ્ત્રીઓમાં જોઇતા ગુણોનું વર્ણન કર્યા પછી તેમણે સ્ત્રીઓને હાલમાં અપાતી કેળવણીમાં કેટલાક ફેરફારો કરવાની સૂચના કરી હતી. બાળકો ઉપર એક માતા કેવી સારી અસર બેસાડી શકે તેનો દાખલો આપવા માટે મદાલસાએ પોતાનાં બાલકોને હાલરડાં ગાતાં જ વેદાન્તનાં આપેલાં જ્ઞાને તે બાલકોની ભવિષ્યની જીંદગી પવિત્ર બનાવી હતી તેનો ચીતાર રજુ કર્યો હતો.

ત્રીજા "ગૃહકળા" ના વિષય ઉપર લેખ વાંચનાર સૌ. વિદ્યાગૌરી રમણભાઈ બી. એ. હતાં. તેમણે આપણા લોકોમાં પૂર્વે વખણાતી ચોસઠ કળાઓ ગણાવી જઇ તેમાંની ચિત્ર, સંગીત વગેરે ગૃહ—સ્ત્રીસંસારને લગતી—કળાઓ દર્શાવી હતી, અને અગાઉ તે કેટલી ખીલેલી તથા વ્યવહારમાં ઉપયોગી હતી તે જણાવ્યું હતું. હાલમાં ફક્ત તેના પડછાયાજ રહી ગયા છે, અને તેને ખીલવવામાં બેદરકારી બતાવવામાં આવે છે તે માટે શોક દર્શાવી તેને વિકાસ આપે તેવું સાહિત્ય રચવા તેમણે આગ્રહ કર્યો હતો.

ચોથાં જૈન સન્નારી બ્હેન મજનબેન પાનાચંદે, આખા દેશ માટે એક લીપીના વિષય ઉપર ચર્ચા કરતાં ટુંક ભાષણ આપ્યું હતું. તેમણે જણાવ્યું હતું કે હિંદની સર્વ ભાષાઓ માટે એક જ લીપી—એક જ જાતના અક્ષરો લખવાની ઢબ—થાય એ બનવું ઘણું મુશ્કેલ છે, પણ થવાથી સર્વ હિંદીઓની એકત્રતા થવાને ઘણી મદદ મળે એમ છે. માટે એકદમ નહીં તો ધીમે ધીમે પણ વિદ્વાનોએ એ દિશા તરફ પ્રયત્ન કરવો જોઇએ. જાપાન દેશની ઉન્નતિ થતી જાય છે, તો પણ સર્વ ભાગો માટે એક જ ભાષા હોત તો આ રતભૂમિ ઘણી જ વ્હેલી ઉન્નતિએ પ્હોંચી હોત.

બેશક આ મતવાળાઓના ઉદ્દેશ તથા તેના લાભ ઉત્તમ છે, પણ તેની સફળતા એટલી દૂર છે, કે તેની સિદ્ધિને કાળે દેશના એકત્રતાનું સ્વરૂપ કોણ જાણે કેવુંએ હશે ?

પાન્થ, બન્ધુસમાજ.

---

# લવાજમની પ્હોંચ.
## ચોથા વર્ષ પેટની.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૦૩ | નં. | ૮૩૭ | રા. લીલાધર ડાહ્યાભાઇ | રંગુન | ૧—૪—૦ |
| ૪૦૪ | " | ૮૩૮ | ભાઇ જીવમેર ત્રીભોવન | સુરત | ૧—૪—૦ |
| ૪૦૫ | " | ૮૩૯ | હા મથુરાદાસ હરીદાસ | મુંબઇ | ૧—૪—૦ |
| ૪૦૬ | " | ૮૪૦ | રા. ચંદુલાલ શીવશંકર | નડીયાદસ્ટે | ૧—૪—૦ |
| ૪૦૭ | " | ૮૪૧ | રા રતિલાલ કાળીદાસ | ભાવનગર | ૧—૪—૦ |
| ૪૦૮ | , | ૮૪૨ | સૌ શિવલક્ષ્મી | સુરત | ૧—૪—૦ |
| ૪૦૯ | " | ૨૯૨ | રા ઇન્દુલાલ ચુનીલાલ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૧૦ | " | ૬૧ | રા સત્યેન્દ્રરાવ ભીમરાવ | " | ૧—૪—૦ |
| ૪૧૧ | " | ૨૧૯ | સૌ. વિદ્યાગૌરી | , | ૧—૪—૦ |
| ૪૧૨ | " | ૪૬ | રા ગટુલાલ ગોપિલાલ | " | ૧—૪—૦ |
| ૪૧૩ | " | ૧૦૩ | રા મુકુન્દરાય રણછોડરાય | " | ૧—૪—૦ |
| ૪૧૪ | " | ૪૮૦ | રા નંદલાલ નાથાલાલ | " | ૧—૪—૦ |
| ૪૧૫ | , | ૧૫૯ | રા ચિન્તામણી જયન્તિલાલ | " | ૧—૪—૦ |
| ૪૧૬ | " | ૮૪૩ | રા પરમોદરાય ગુનામરાય | દાહોદ | ૧—૪—૦ |
| ૪૧૭ | , | ૫૨૧ | રા લીનકરરાવ અચરતલાલ | નડીયાદ | ૧—૪—૦ |
| ૪૧૮ | " | ૨ | રા મહાશંકર છગનલાલ | ગોધરા | ૧—૪—૦ |
| ૪૧૯ | " | ૮૪૪ | રા. છગાભાઇ શિવાભાઈ | ભાદરણ | ૧—૪—૦ |
| ૪૨૦ | " | ૮૪૫ | ડૉ મણીલાલ ગંગાદાસ | ખેડા | ૧—૪—૦ |
| ૪૨૧ | " | ૮૪૬ | રા ભાઇશંકર રણછોડ | કેરવાડા | ૧—૪—૦ |
| ૪૨૨ | " | ૮૪૭ | રા મોતીચંદ નાગરદાસ | રંગુન | ૧—૪—૦ |
| ૪૨૩ | " | ૮૪૮ | બ્હેન શીવગવરી કલ્યાણદાસ | સુરત | ૧—૪—૦ |
| ૪૨૪ | " | ૭૬ | રા રણજીતરાવ વાવાભાઇ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૪૨૫ | " | ૫૮૯ | રા શા ચંદુલાલ સાંકળુભાઇ | અમદાવાદ | ૧ ૪—૦ |
| ૪૨૬ | " | ૮૪૯ | રા ભગવાનલાલ બાપાલાલ | પેટલાદ | ૧—૪—૦ |
| ૪૨૭ | , | ૨૫૪ | ડૉ ટી સી. ખાડવાળા | પાલણપુર | ૧—૪—૦ |
| ૪૨૮ | , | ૮૫૦ | રા આનન્દજી નાનચંદ | દીલ્હી | ૧—૪—૦ |
| ૪૨૯ | " | ૮૫૧ | બ્હેન મીઠીબાઇ વી નારણદાસ | કલકત્તા | ૧—૪—૦ |
| ૪૩૦ | " | ૮૫૨ | ઠક્કર રણછોડદાસ વિ મોરારજી | | ૧—૪—૦ |
| ૪૩૧ | " | ૩૦૩ | રા. માર્તંડરાવ રતનલાલ | ગોધરા | ૧—૪—૦ |
| ૪૩૩ | " | ૮૫૪ | શા. કરશનદાસ દામજી | ભાવનગર | ૧—૪—૦ |
| ૪૩૩ | " | ૮૫૩. | રા ઝીણાભાઈ ભીમજીભાઈ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૪૩૪ | " | ૮૫૫ | રા. ધારસી નારણજી | " | ૧—૪—૦ |
| ૪૩૫ | " | ૮૫૬ | રા હંસરાજ ગોકળદાસ | " | ૧—૪—૦ |
| ૪૩૬ | " | ૮૫૭ | રા. ત્રીકમદાસ દ્વારકાદાસ | " | ૧—૪—૦ |
| ૪૩૭ | " | ૮૫૮ | રા દયારામ ત્રીકમજી | " | ૧—૪—૦ |
| ૪૩૮ | " | ૩૨૧ | બાઇશ્રી જીતાબ | નાપાડ | ૧—૪—૦ |
| ૪૩૯ | " | ૯૩ | રા રમણિકરાય ગોવર્ધનરામ | નડીયાદ | ૧—૪—૦ |
| ૪૪૦ | , | ૮૫૮ | બ્હેન મણિગવરી | નાગપુર | ૧—૪—૦ |
| ૪૪૧ | " | ૧૯૨ | રા નર્મદાશંકર દેવશંકર | પ્રાંતિજ | ૧—૪—૦ |
| ૪૪૨ | " | ૩૧૬ | રા રસિકલાલ કૃષ્ણશંકર | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૪૩ | " | ૧૮ | રા. ચમનરાય હરરાય | " | ૧—૪—૦ |
| ૪૪૪ | " | ૮૬૦ | સૌ મોતીબાઇ ધનજી | મુંબાઇ | ૧—૪—૦ |
| ૪૪૫ | " | ૫૦ | બ્હેન સંતોક જગજીવન | બાલાપુર | ૧—૪—૦ |
| ૪૪૬ | " | ૮૬૧ | રા. હરીલાલ મોતીલાલ | કરાંચી | ૧— |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૪૭ | , | ૮૬૨ | રા સી બી દેશાઇ | મુંબાઇ |
| ૪૪૮ | ,, | ૨૪૫ | રા. લલ્લુભાઇ આશારામ | મુંબાઇ |
| ૪૪૯ | , | ૪૭ | કૃષ્ણલાલ નરસીંહલાલ | અમદાવાદ |
| ૪૫૦ | ,, | ૫૩૯ | રા. પ્રેમજી વીરજી | સીવી |
| ૪૫૧ | ,, | ૮૬૩ | રા શંકર હરીભાઇ | થાણા |
| ૪૫૨ | ,, | ૨૫ | રા હીમતરાય કલ્યાણરાય | અમદાવાદ |
| ૪૫૩ | , | ૧૮૧ | રા કૃષ્ણલાલ મોહનનાથ ઝવેરી | મુંબાઇ |
| ૪૫૪ | ,, | ૬૦૧ | રા. રતિલાલ જીવણલાલ | અમદાવાદ |

ત્રીજા વર્ષ પેટે

| | | | |
|---|---|---|---|
| ૪૬૨ | ( ૩૫૫ ) | રા વિ એમ પકવાસ | મુંબાઇ |

—— o ——

Registered No. B. 436.

# સુન્દરીસુબોધ.

યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ । મનુ
( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક

પુસ્તક ૫ } સંપાદક, બન્ધુસમાજ. { ઈ સ ૧૯૦૭ ઑક્ટોબર.
અંક ૨ } { વિ સ ૧૯૬૩ આશ્વિન.

વિષયસૂચન

# સુન્દરીસુબોધના ગ્રાહકોને મળતા ખાસ લાભ.

અપહૃતકુમુદ:—કર્તા પ્ર. ક. મુવ.—એક રસમય વાર્તા, કિંમત રૂ.૧) ગ્રાહકોને આના આઠ પોસ્ટેજ જૂદું.

વિધવા—લેખક વસન્તવિનોદી; મૂલ્ય આના ચાર. ગ્રાહકોને બે આને. પોસ્ટેજ જૂદું

શોકશમન—આ માસિકનો કોઇ ગ્રાહક જે નવા ગ્રાહકનું લવાજમ મોકલી આપશે તેને "શોકશમન" (કર્તા હરજીવન ત્રિભોવન) નું પુસ્તક વિના મૂલ્યે. પોસ્ટેજ ૦—૧—૦ મોકલવાથી મળશે.

યોગિની—સુન્દરીસુબોધની પહેલા વર્ષની ભેટ—કિંમત આના ૦—૧૨—૦. નવા ગ્રાહકને ૦—૬—૦ ટપાલ ખર્ચ. ૦—૧—૦

કપિંજલા—ત્રીજા વર્ષની ભેટ—કીમત આના ૦—૬—૦ નવા ગ્રાહકોને ૦—૪—૦ ટ. ખ ૦—૧—૦

વહુને શીખામણ—કર્તા રવિશંકર અંજારીયા, કિ રૂ ૧ ગ્રાહકને ૦—૧૨—૦ ટ ખ. જુદું.

અલક્ષ્યજ્યોતિ—કર્તા સુમિત્ર કિ ૧—૮—૦ ગ્રાહકને ૦—૧૨—૦ ટ ખ જૂદું

મૃદુલા—ચોથા વર્ષની ભેટ કિ. ૦—૮—૦ નવા ગ્રાહકે ૦—૬—૦.

---

# સુન્દરીસુબોધની પાછલી ફાઈલો.

પહેલા વર્ષની તુટક ફાઇલ ૦—૪—૦ ટ. ખ. ૦—૧—૦

બીજા વર્ષની આખી બાંધેલી પુસ્તકના રૂપમાં ફાઈલ રૂ ૦—૯—૦ ટ. ખ. ૦—૩—૦

ત્રીજા વર્ષની તુટક ફાઇલ. ૦—૮—૦ ટ. ખ ૦—૨—૦

ચોથા વર્ષની ફાઈલ—રૂ. ૧—૪—૦ ભેટ સાથે.

દરેક અંકમા ઘણુ ખરૂ સંપૂર્ણ લેખો આવતા હોવાથી ગમે તે અંક વાચવાથી રસ ઓછો થતો નથી.

---

## લવાજમ તથા સર્વે બાબતના પત્રવ્યવહારનુ શરનામુ.

મન્ત્રી, બન્ધુસમાજ.

સુન્દરીસુબોધ ઓફીસ—અમદાવાદ

આ ઉપરાન્ત આ પત્ર વિષે વધારે માહીતી નીચે લખેલે ઠેકાણેથી પણ મળશે

રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવટિયા બી. એ, બાઉવાની પોળ, અમદાવાદ.
રા ડાહ્યાભાઇ લક્ષ્મણ ગુજરાતી પંચ ઓફિસ. અમદાવાદ
" શંકરરાય અમૃતરાય વાઘેશ્વરની પોળ, અમદાવાદ
" કૃષ્ણલાલ હરગોવિંદદાસ પંડીત ઇન્ડીયન સ્પીક્ટેટર, કલકત્તા

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમા કહીએ તો
"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને
"સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી
"અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા
"શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની
"કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આતર્
વિનાસોની ઉર્મિયોમા પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને
અન્તે સ્વદેશમા હૃદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના
જીવનની સફળતા છે " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી
"સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે "

વર્ષ ૫ મું] ઈ.સ. ૧૯૦૭ ઑક્ટોબર—આશ્વિન વિ. સ. ૧૯૬૩. [અંક ૨ જો.

## ज्ञानसुगन्ध.



स्त्रीओने पांजराना पक्षी माफक पूरी राखवामा आवे छे एटलेज ज्ञाति भोजन—गरबा अने एवा प्रसगोमा वधार छूटथी आनद करे छे आवा मेळावडामा स्त्रीओना हृदयमा जे आनद जे स्वतत्रता छवायो होय छे, मुख उपर ग्लानिने बदले जे उमग उत्साह प्रसरी रह्यो होय छे तेनु कारण एज छे के मनुष्य मात्रतो शु पण पशु पक्षी पण स्वतत्रता चाहे छे. पुरुष वर्ग नाटकोमा, क्लबोमा—मित्रमडळमा रातना दसदस अगीयार अगीयार वाग्या सुधी निरतर फरे, आनद करे, अने स्त्रीवर्ग मात्र घरमाज गोंधाइ रहे. घेर आवी एमनी साथे सामान्य रीते एनी वात ज न थाय. एमने आपणा आनदमा भाग न लेवा दइए, एमना उत्साह अने आनदने पोषीये नहीं अने पछी पाश्चिमात्य स्त्रीओने पति साथे आनद करता जोइ आपणी स्त्रीओने धीक्कारीये ए केटलु अयोग्य छे ?

નૃપતિ પ્રતિ ધર્મ આપણો, પતિ શું તત્સમ ધર્મ પત્નીનો:
તજીને રમણી સ્વધર્મને અતિ સ્વાતંત્ર્ય ધરે, વિમાની રહે,
કુપિતા બની શોકગ્રસ્ત રૂહે, ઋત વાણી પતિની અનાદરે;
તવ પ્રેમળ ભૂપતિ પ્રતિ, અપકારિણી, સ્વરાજદ્રોહિણી,
નીચ રૈયત ક્લેશકારિણી, સમી તે નિન્ધ કુપત્ની લેખવી. ૨૫

શમ કાજ થવું વિનીત જ્યાં, બનીને ધૃષ્ટ કરે છ ક્લેશ ત્યાં;
જહીં પૂજન પ્રેમનું ઘટે, થઈ માની અતિમાન ત્યાં ચહે;
જહીં સેવન એજ ધર્મ છે, બની ત્યાં સેવ્ય નિદેશ આદરે,
જહીં શાસન પાળવું ઘટે, તહીં સર્વાંશ સ્વતંત્રતા ચહે;
અબળા રૂપ આવું જન્મનું, વદતાં એમ ખરે લજાઉં હું. ૩૦

---

તત્સમ=તે સરખો. વિમાની=અભિમાની. કુપિતા=ખીજાયલી

શોકગ્રસ્ત=દીલગીર. ઋત=સત્ય. અનાદરે=તિરસ્કારે.

અપકારિણી=કૃતઘ્ની. સ્વરાજ દ્રોહિણી=પોતાના રાજાનો દ્રોહ કરનારી, નિમકહરામ. સમી=સરખી. નિન્ધ=નિન્દવા યોગ્ય.

૨૧ થી—જે રમણી સ્વધર્મને તજીને અતિ સ્વાતંત્ર્ય રાખે, અભિમાની થાય, ખીજાયલી રહે, દીલગીર રહે, ને પતિની સત્ય વાણીનો તિરસ્કાર કરે ત્યારે તે નિન્ધ પત્નીને પ્રેમાળ રાજા તરફ અપકાર કરનારી, નિમકહરામ ને કલેશકરનારી નીચ રૈયતના સરખી ગણવી.

૨૫–૩૦. પતિ પ્રત્યે સ્ત્રીએ કેમ વર્તવુ જોઇએ અને તું તથા તારા જેવી બીજી સ્ત્રીઓ કેમ વર્ત્તે છે તે કહી બતાવે છે. જેમાં હાલની કેળવાયલી કહેવાતી સ્ત્રીઓના મ્હોટા ભાગના સ્વભાવનુ કંઇક દર્શન થાય છે.

શમ=મનની શાન્તિ. વિનીત=નમ્ર. ધૃષ્ટ=અવિનીત, ઉદ્ધત.

૨૬ લુગડાં ધરેણાં અને બીજી ખરચાળ વ્યાવહારિક બાબતોમાં પતિની શક્તિનો ખ્યાલ જાણ્યા વગર ધણીક સ્ત્રીઓ આમ ધૃષ્ટતા બતાવે છે.

૨૭—જે માની બનીને બીજાઓ પાસેથી પોતાને અતિમાન મળે એવી ઇચ્છા રાખ્યા કરે છે, તે બહુધા બીજાઓ તરફ માનથી વર્ત્તી શકતો નથી. કેમકે માનનો ભૂખ્યો તે માણસ બીજાને માન આપવામાં પોતાને હીણપ સમજે છે. પતિનું પ્રેમથી પૂજન કરવું એ સ્ત્રીનો પવિત્ર ધર્મ છે. સટે સ્ત્રી પોતે જ માની બને તો તેની માનની ભૂખ પતિ પ્રત્યેની માનની લાગણી ઓછી કરાવે એ સ્વાભાવિક છે.

૨૮. સેવન=પૂજા. સેવ્ય=શેઠ. નિદેશ=હુકમ.

જ્યાં સેવા કરવી એ ધર્મ છે ત્યા પોતે જ શેઠ બની પતિ પર હુકમ ચલાવે છે!

૨૯. શાસન=આજ્ઞા. સર્વાંશ=બધી રીતે

સુકુમાર વપુ સરીખડું, હૃદ થાયે સુકુમાર સર્વનું,
તમ બાહ્ય મૃદુત્વ સાથ આ મન સંવાદી થઇ મૃદુ બને;
અતએવ પ્રચંડકોપના ! મૃદુ ને મોહમયી તનુલતા,
પ્રતિકૂલ કઠોર કર્મને, બલહીનતા વિભુએ કરી અને.
અયિ ! કોપ શમાવ ભામિની ! લલના થા મટી કલેશકારિણી.૩૫
દમણી ! રમણીય થા હવે, પ્રકટી પ્રેમળ સૌમ્ય ઘોતને.

જી. એ. પટેલ.

---

અર્થાત્ પતિની આજ્ઞાના અનુસરણને બદલે સ્વચ્છન્દ વર્ત્તનની ઇચ્છા રાખે છે.

૩૦. અબલાનું જન્મથી જ આવું રૂપ ઘડાઈ જાય છે એમ કહેતાં મ્હને ખરેખર શરમ આવે છે. અર્થાત્ અબલાનું સ્વભાવસિદ્ધ સ્વરૂપ ઉપરનાં ચાર પૂર્વાર્ધમાં બતાવ્યા પ્રમાણે છે. તેને બદલે સ્ત્રીઓ નાનપણથી જ ઉત્તરાર્ધમાં બતાવ્યા પ્રમાણેનું વર્તન ગ્રહણ કરી લે છે. એ વિકૃત વર્તન તે સ્ત્રીઓનું સ્વભાવસિદ્ધ વર્તન નથી છતાં આવું વર્તન ઘણે ખરે ઠેકાણે જોવામાં આવે છે ને તેથી મ્હારે લાચારીએ તેને જન્મનું જ કહેવું પડે છે. ને તે જ મ્હને શરમ ઉપજાવે છે.

૩૧-૩૪. પુરૂષના શરીર કરતાં સ્ત્રીઓનાં શરીર વધારે કોમળ ને સુંદર બનાવવામાં પ્રભુની શી ઇચ્છા હોવી જોઇએ તે કહ્યું છે.

સુકુમાર=અતિ કોમળ. વપુ=શરીર. હૃદ=મન. બાહ્ય=બ્હારની.

મૃદુત્વ=કોમળતા. સંવાદી=એકતાર, સામાને અનુકૂળ થઈ જવું.

અતએવ=એટલા માટે જ. પ્રચંડ કોપના=અતિ ખીજવાયલી.

મોહમયી=મોહ ઉપજાવનારી, સુંદર. તનુલતા=શરીર રૂપી વેલ.

અર્થ—તમ સર્વનાં શરીર જેવાં સુકોમળ છે તેવાં મન પણ સુકોમળ થાય-તમારી બ્હારની કોમળતા સાથે સંવાદી થઇને મન પણ મૃદુ બને; તેટલા માટે જ હે ખીજવાયલી સ્ત્રી ! પ્રભુએ તમારી તનુલતા મૃદુ, મોહમયી, કઠોર કર્મને પ્રતિકૂળ ને બલહીના બનાવી છે. અર્થાત્ પ્રભુની ઇચ્છાનુસાર તમારે મનને અતિ સુકુમાર બનાવવું જોઇએ.

૩૫-૩૬ ભામિની=ક્રોધવાળી સ્ત્રી. દમણી=દુ:ખ દેનારી.

સૌમ્ય-મનોહર. ઘોત=પ્રકાશ.

જી. એ. પટેલ.

—:૦:—

# રમણીમણિમાલા.

## અદિતી.

पतिप्रियहिते युक्ता स्वाचारा विजितेन्द्रिया ।
सेह कीर्तिमवाप्नोति प्रेत्य चानुत्तमां गतिम् ॥

અર્થઃ—પતિનું પ્રિય અને હિત કરવામાં તન્મય, શુભાચારવાળી જીતેન્દ્રિય પ્રિયતમા આ લોકમાં કીર્તિ અને પરલોકમાં ઉત્તમ ગતિને પ્રાપ્ત કરે છે.

યાજ્ઞવલ્ક્ય.

સ્વાયંભૂ મનુને પ્રિયવ્રત અને ઉત્તાનપાદ નામના બે પ્રિય પુત્રો હતા. તેમની આઠમી પેઢીએ વેન નામે પુત્રનો પ્રાદુર્ભાવ થયો હતો. આ યશસ્વિ વેનથી પાંચમી પેઢીએ પ્રચેતા, અને પ્રચેતાના પુત્રનું નામ દક્ષ હતું. દક્ષ સર્વશાસ્ત્રવિશારદ અને તત્ત્વવેત્તા હતા. આત્મ-જ્ઞાનમાં તેમનું જ્ઞાન શ્રેષ્ઠ હતું. તેમને અનુપમ શક્તિ અને અપૂર્વ બુદ્ધિના પ્રભાવથી 'પ્રજા-પતિ' સંજ્ઞા આપવામાં આવી હતી.

દક્ષ પ્રજાપતિને સાઠ કન્યાએ હતી તેમાંથી અદિતી, દિતી, કનુ, કાલા, અરિષ્ટા, સુરસા, સુરભિ, વિનતા, તામ્રા, ક્રોધાવશા, ઇરા, કદ્રુ, મુનિ, નામની તેર કન્યાએ પવિત્ર યોગતત્ત્વવિદ સામર્થ્યવાન, શ્રીમાન કશ્યપ ઋષિને આપવામાં આવી હતી.

દક્ષ પ્રજાપતિ તરફથી અદિતીને સારૂં જ્ઞાન આપવામાં આવ્યું હતું. પોતાની પુત્રીએ પ્રતિ બોધવચન કહેતાં અદિતી તેમાંથી સર્વ સ્વીકારી તદનુસાર વર્તન કરતી. વડિલોની આ-જ્ઞા એ બાલ્યાવસ્થામાં એનું અદ્વિતીય દ્રવ્ય હતું. તેની કેટલીક ભગિનીએ જ્યારે ઉન્મત્ત બની સ્વેચ્છાચારી થતી, ત્યારે તે પિતાની આજ્ઞાને અનુભવમાં કેવી રીતે ઉતારવી એ શિખતી. તેનો બાલ્યાવસ્થાનો કાલ માત્ર ધર્મના યોગ્ય શિક્ષણ અને વ્યવહારમાંની પોતાની ફરજને કરવામાં લક્ષ આપવા પાછળ ગયો હતો. તે પોતાના હૃદયમંદિરમાં સર્વદા સાત્વિક દ્રવ્યને પોષ્યા કરતી.

દયા—ન્યાય–શિલ–સંતોષ આદિ
ધરવાં સતિએ......રી.

આ દીર્ઘઅર્થસૂચક વાક્યને તે સતત ઉચ્ચારી, તેના ભાવમાં તન્મય બનતી. તે સારી રીતે જાણતી હતી કે સત્ય, નમ્ર, પ્રિય અને હિતકર વાણિથી મનુષ્ય બાહ્ય વ્યક્તિ-એને પોતાના પ્રતિ જે પ્રમાણમાં આકર્ષિ શકે છે તેના કરતાં અધિક કોઇ પણ સરળ યુક્તિથી આકર્ષિ શકાતી હોય ?

અદ્વિતીય સામર્થ્ય યુક્ત મહાત્મા કશ્યપ સાથે જ્યારે તેમનો સંબંધ બાંધવામાં આવ્યો હતો ત્યારે અદિતી પ્રિયપતિને પ્રસન્ન કરવા તેની સર્વ બ્હેનો કરતાં અધિક પ્રયત્ન કરતી હતી. હૃદયદૈવત ને સર્વદા પ્રસન્ન કરતી. અને હૃદયમાં પૂર્ણ પ્રેમે સ્વાગત કરતી હતી.

બાલ્યકાળે માત પિતા-અને વડિલની અજ્ઞાઓ જેમ સ્વીકારી તદનુસાર વર્તન કરતી હતી, તેમ યૌવનાવસ્થામાં હૃદયદૈવતની આજ્ઞાઓ સ્વીકારી તે પ્રમાણે વર્તવા ઢીલ કરતી નહોતી. સ્વતંત્રતા એ શું છે એ તે સારી રીતે જાણતી હતી. પતિની સ્વતંત્રતામાં કેટલીક સ્ત્રીઓ ઉન્મત્ત બની તેજ સ્વતંત્રતાનો અવળો માર્ગ લે છે, એમ કરવા તે કદી સ્વેચ્છા કરતી નહોતી તેમ આગ્રહ પૂર્વક એવી સ્વતંત્રતા માગતી નહોતી. પતિને પ્રસન્ન કરવાથી, પતિની ઇચ્છાઓને અધિન રહેવાથી, પતિના સુખે સુખ અને દુઃખે દુઃખ ધરવાથી, પતિની જે પ્રિયદષ્ટિ પત્નીપર થાય છે, તેમાંજ જે સ્વતંત્રતા અને કૃપાવૃષ્ટિ રહે છે તે હૃદયપર ઝિલી, આનંદ માનવા ઉત્સુક બનતી. આવી જાતની સ્વતંત્રતા એજ એને મન પ્રિય હતું. સ્વતંત્રતામાં વિવેકચક્ષુ રાખવાંજ જોઇયે એમ તે પ્રબળપણે માનતી. તેથી વિશેષ અદિતીનું એવું માનવું હતું કે, દરેક બાબતોમાં ન્યાયાદિ સ્થિતિમાં વિવેકને પ્રધાન પદ આપવું, એજ શુભ કરે છે.

એક સમયે નભેન્દુની શાન્તિપ્રદ-આનંદજનક પ્રભા પૃથિવી દેવીને શ્વેતમય કરતી હતી, તે સમયે સર્વશાસ્ત્રવિશારદ-શુદ્ધ સત્વસ્વરૂપ-સદ્ગુણમૂર્તિ કશ્યપ તેમની સહધર્મ-ભાગિની-મૃદુભાષિણી-સાધ્વી-સ્વરૂપસંપન્ના અદિતી સાથે, મંદ મંદ પવનની લ્હેરોથી હૃદયને આલ્હાદિત કરતા ઉપવનમાંની શિલાપર બેઠયા બેઠયા જ્ઞાનવાર્તા કરતા હતા. તેમનાં હૃદય અન્યોઅન્યના શુદ્ધ નિર્મળ પ્રેમમાં છલબલાઇ ગયાં હતાં. રોમે રોમમાંથી પ્રગટતી આનન્દોર્મિ દશ્ય વસ્તુઓપર તન્મયતાની છાપ પાડી રહી હતી. સાધ્વી અદિતીના શ્વેત મુખપર આચ્છાદિત થયેલી, શ્વેત ચંદ્રપ્રભા-ગર્ભાગારમાંથી દેખાતા નાયિકાના વદનને અનુપમ શોભાવી રહી હતી. અંગોની હૃષ્ટપુષ્ટતા અને હૃદયમાં જ્ઞાનના આવિર્ભાવથી શોભી રહેલી મહાન્ કશ્યપની પ્રિયતમા અદિતી આ સમયે કાંઈ ઉંડા વિચારમાં ગરક થઈ ગઈ હતી.

" પ્રિયતમા ! કહો ? શા વિચારમાં લીન થયાં છો ? " કશ્યપે પૂછ્યું.

" સ્વામિન્ ! આ ચંદ્ર અને તેનાપર જે પ્રકાશનું બિંબ પડે છે તે સંબંધિ મારા હૃદયમાં કાંઈ અવનવા વિચારો પ્રગટે છે. આ સર્વ શું હશે ? " અદિતીએ શ્રીમાન્ કશ્યપને જણાવ્યું.

" શુભભાષિણી ! અહો ! પરમાત્માએ તમારા હૃદયમાં કેવા સંસ્કરોને નાંખ્યા છે, કે જેનાં બિજકો યોગ્ય સ્થિતિમાં આવેલાં હોવાથી અને તેને સુમતિજલથી પોષવાથી ઉચ્ચતર ગતિએ જવાને સદા પ્રયત્ન કરી રહ્યાં છે ! પ્રિયે ! આ ચંદ્ર અને તે જેના બળથી પ્રકાશે છે તે સૂર્ય-આપણાથી ઘણા દૂર છે દૂર હોવા છતાં તેની પ્રભા જીવનપોષક છે. પૃથિવીઓના આધારભૂત સવિતાનારાયણ શિવાય આ જડ ચેતન સર્વ અવ્યવસ્થિત થઈ જાય. માટે તેઓ પોતાની દ્યુતિથી સર્વપર અનહદ ઉપકાર કરે છે. આપણા શરીરમાં પણ ચંદ્ર અને સૂર્ય વિરાજમાન છે, જેમની સત્તાથી આ સર્વ ક્રિયાઓ થાય છે. "—શ્રીમાન્ કશ્યપે જણાવ્યું. એટલામાં ચંદ્રની દ્યુતિથી એક થતા પૂલપર કાંઈ નવિન ચિત્રો જણાવા લાગ્યાં. સાધ્વી અદિતી આથી ભારે સંશયાસ્પદ બનતી તેના પ્રિય પતિને પૂછવા લાગી " સ્વામિન્ ! આ શું જણાય છે ? આ પ્રભાના પૂલપર

" પ્રિયા ! આપણી આસપાસ વાતાવરણ રહ્યું છે. આ વાતાવરણમાં અસંખ્ય પ્રકારનાં દ્રવ્યો આમતેમ રટન કરે છે. પ્રસંગોપાત્ તેનો સમૂહ એકત્ર થઈ અદ્‌ભુત પ્રતિકને પ્રગટ કરે છે. તેઓનાં શરીરો પ્રકાશમય જણાય છે, એ સત્ય છે. એ દ્રવ્યો પ્રકાશમય છે. પરંતુ હૃદયની વૃત્તિઓને એકાગ્રતા પૂર્વક અનુસંધવામાં આવે છે ત્યારે એવા વ્યતિકરો જણાય છે. પ્રકાશ પ્રકાશને ખેંચે છે,–આ સૂત્ર ખરૂ છે. અંધકારનાં દ્રવ્યો અંધકાર પ્રતિ આકર્ષાય છે. તૈજસ્ દ્રવ્યો તૈજસ્ પ્રતિ વહે છે. જલનાં અણુંઓ જલમાંજ ગમન કરે છે. વાતાવરણમાં પણ એવા પ્રકારનું અનુપમ દ્રવ્ય છે. જ્યારે તન્મયતા પૂર્વક તેનું જ્ઞાન થવા વૃત્તિને દોરવામાં આવે છે, ત્યારે તેવા પ્રસંગો પ્રસંગોપાત્ દૃષ્ટિગોચર થાય છે. ચંદ્ર અથવા સૂર્યની આસપાસ વાદળ સમૂહ આચ્છાદિત થાય છે ત્યારે તે પ્રકાશને આપણા પ્રતિ યોગ્ય પ્રમાણમાં આવતાં તે પ્રતિબંધક થાય છે. આપણા હૃદયમાં પ્રકાશમય જ્ઞાનનો આવિર્ભાવ થવા માંડે છે, ત્યારે તેવાં અજ્ઞાનાવરણો–આસપાસ વિંટાઈ તે શુદ્ધદ્રવ્યને આવતાં વિલંબ કરાવે છે. પરંતુ તિવ્રેચ્છા પૂર્વક પુરૂષાર્થ પવન તેને ધસડી લેઈ જાય છે ત્યારે પુનઃ તે કિરણો હૃદયને આલ્હાદિત કરે છે " યોગતત્ત્વવિદ્ કશ્યપે કહ્યું.

" પ્રિય પતિ ! આ સૂર્ય અને ચંદ્ર જેવા બીજા ગ્રહો બ્રહ્માંડમાં કેટલા હશે ? અને તેનો નિયામક કોણ હશે ? તે નિયામક આ સર્વ કેવી રીતે ચલાવતો હશે ? વળી ચલાવતી વખતે તે કયાં હશે ? "

" સદ્‌ગુણસંપન્ના ! કેવો પ્રશ્ન ? તારા ઉત્તમ સંસ્કારોનું ઉચ્ચતમ ફલ ! ધન્ય છે. સાંભળો ! આવા સૂર્ય અને ચંદ્રો કેટલા હશે, એ સંબંધિ યોગ્ય વિચાર કરવામાં આવે તો તેનો પાર નથી એમ જણાય. આપણી પૃથિવી પાસે ઉપગ્રહ ચંદ્ર છે, અને એવી પૃથિવીઓ પાસે અસંખ્ય ચંદ્ર–ઉપગ્રહો હશે. આ સર્વનો નિયામક માત્ર સર્વત્રવ્યાપક–અદ્વિતીય પરમાત્માજ છે, તે મહાન્ વિભુ પોતાની શક્તિથી આ બ્રહ્માંડોને યોગ્ય પ્રમાણમાં ગતિ આપે છે. ને સભર વિશ્વમાં વ્યાપક છે. વ્યષ્ટિ અને સમષ્ટિમાં, અણું અણુંમાં, તે ચૈતન્ય ભાવે રહેલો છે. આપણા વેદોમાં તેને માટે મંગલધ્વનિ પ્રગટાએલા છે. પૃથિવીઓને–ઉપગ્રહોને સૂર્યોને યોગ્ય સ્થિતિમાં અને યોગ્ય પ્રમાણમાં એકજ રીતે ગતિમાન કરવાં તે એ મહાન વિભુ શિવાય કોણ કરી શકે તેમ છે ? ચલાવતી વખતે તે સર્વમાં વ્યાપક છે. તેને સુવા માટે–રહેવા માટે–ખાવા માટે–ફરવા માટે આ સર્વ બ્રહ્માંડો છે. અસ્તિ–સ્થિતિ–માં તે સમાન રૂપ છે. ઉત્પાદક રક્ષક ને સંહારક પણ એ અવિનાશી પરમાત્મા છે. એક સ્થળે કહ્યું છે કે;–

જ્યાં જ્યાં દૃષ્ટિ મુજ જતી, જોતી દિવ્ય વિલાસ;
દિવ્યાકૃતિ આ દેવની, મુજ પ્રભુના આવાસ.

માટે તે ઇશ બ્રહ્માંડોમાં વ્યાપક હોવાથી તે તેમાંજ રહે છે. "

આમ વર્તાવિનોદ કરી રહ્યા પછી તેઓ સુવાને માટે ઉઠયાં. હૃદયમાં તે શુદ્ધ–અવિચલ પરમાત્માનો યશોગાન કરતાં નિદ્રાધીન થયાં.

મહાત્મા કશ્યપની બીજી પત્નીનું નામ દિતી હતું. દિતી સ્વભાવે મુળથીજ તમસ્

વૃત્તિવાળી હતી. અનેક પ્રકારના દોષો તેનામાં વાસો કરી રહ્યા હતા. જો કે પતિની ઇચ્છાનો અનાદર-અવગણના કરતી નહોતી, પરતુ તે ઇચ્છાને અનુકુળ વર્તવા શિવાય અનેક દોષો તેનામાં હતા. તેને કોઇ પ્રકારનો બોધ કરવામાં આવે ત્યારે તે સાંભળતી ખરી, છતાં તે બોધની તેના હૃદયપર કાંઇજ અસર થતી નહોતી. વૈભવો હોવા છતાં-તે ભોગવવા છતાં તેનું ચિત્ત સતત વ્યગ્ર ને ચિંતાતુર રહેતું.

ઉન્મત્ત બુદ્ધિવાળી-સ્વેચ્છિક વર્તનવાળી દિતીને અસુર વૃત્તિવાળા હિરણ્યકશિપુ-આદિ પુત્રો પ્રકટ થયા. તે સત્ય અત્રે પ્રચલિત થાય છે કે ગર્ભકાળે માતા જેવા વિચારો અને જેવા આચારો ધારે છે તેવી જ રીતિનું બાલક પ્રતિબિંબ રૂપે પ્રકટ થાય છે. આર્ય શાસ્ત્રકારો પુનઃ પુનઃ ડિંડિમ્ વગાડીને વદે છે કે-'સાવધ રહેજ્યો. લક્ષપૂર્વક વૃત્તિઓને અંકુશમાં રાખજ્યો. તમારા પ્રતિબિંબરૂપે તમારી પ્રજા પ્રકટશે. ખાટા, ખારા, તિખા, તમતમા પદાર્થો ખાવા, અસત્ય, અનીતિ, ભય, શોકનું વારંવાર સ્વાગત કરવાથી તેવી જ કૃતિનાં સંતાનો પ્રકટે છે.

હિરણ્યકશિપુ તમસ્ વૃત્તિની જ પ્રતિમા હતી. તે બાલક અવસ્થામાંથી જ સ્વૈરચારી થયો હતો. જેમ જેમ સમય જવા લાગ્યો તેમ તેમ અધિક દૂરાચારી થવા લાગ્યો. લોકોને ત્રાસ આપવામાં પણ ન્યૂનતા રાખી નહોતી. જ્યાં ત્યાં ત્રાસ વર્તાવા લાગ્યો. અને પ્રજા તેથી હેરાન હેરાન થવા લાગી. કશ્યપની પ્રિય અર્દ્ધાંગના મૃદુભાષિણી અદિતીના પુત્રોને પણ આથી વિશેષ દુઃખ થયું. તેઓનો સ્વચાર શાન્ત પ્રકૃતિનો હતો. સાત્વિક વૃત્તિ અને તામસ્ વૃત્તિ એ ઉભય વિરોધી છે. તો તેમને સંપ કે સલાહ ન જ થાય.

પરમાત્માપ્રતિ અભિમુખ વૃત્તિ રાખી મહાત્મા કશ્યપ સમાધિમાં તન્મય બન્યા હતા. તેથી બાહ્ય પ્રસંગોમાં તેનું ચિત્ત ક્યાંથી જ હોય! આ સમયે દિતી તથા અદિતીના પુત્રોમાં ઐક્યતા કે વિરોધતા હશે એવું તેમને ક્યાંથી જ લાગે! આમ કરતાં કેટલાક સમય પછી તેઓ સમાધિમાંથી જાગૃત થયા, ત્યારે તેઓ અદિતીના પવિત્ર આશ્રમપ્રતિ આવ્યા. ત્યાં સર્વ અવ્યવસ્થિત જોઇને તેઓ વિશેષ ચિંતાગ્રસ્ત થયા. તેમના મનમાં ખેદ થયો. 'રખેને સાધુ અતિથી-અભ્યાગતનો અનાદર તો નહિ થયો હોય! દેવો આથી અસંતુષ્ટ તો નહિ થયા હોય? નિત્ય હોમમાં ખામી તો નહિ આવી હોય? પ્રિય અદિતી અકુશળ તો નહિ હોય? અદિતીની શરીર સંપત્તિ દિન પ્રતિદિન ગળતી તો નહિ હોય? પરમાત્માની અકૃપાનું તો પરિણામ નહિ હોય? અરે! આ શું? કોઇ વસ્તુ વ્યવસ્થિત ન મળે. હરિ! હરિ!!' આમ ચિંતામાં ઘેરાયેલા મહાત્મા અદિતી પાસે આવ્યા. અદિતી ગમગિન સ્થિતિમાં-એક બાજુએ બેઠી હતી. કશ્યપ સહસા દોડી તેની કંઠે બાઝી પડયા. "પ્રિયતમા! આ શું જણાય છે! આનો ભેદ સત્વર કહે શું કોઇનું સ્વાગત નથી થયું? વા દૈવ કોપાયમાન છે? કે તારી સ્થિતિ સારી નથી! અદિતી, સત્વર કહે? મારૂં ચિત્ત આ અવ્યવસ્થા જોઇ ચિંતાવાળું થાય છે."

"પ્રાણેશ! આપની કૃપા, આપની અમિદૃષ્ટિથી સ્વાગત કરવામાં કોઇ પણ પ્રકારનો પ્રતિબંધ કરવામાં આવ્યો નથી. પૂર્ણ હર્ષ અને પૂર્ણ શ્રદ્ધાથી સાધુ અભ્યાગતનું સ્વાગત-

આતિથેય-સત્કાર કરવામાં આવે છે. દેવો પણ સંતુષ્ટ રહે છે. આપની અસિમ કૃપાથી નિત્ય હોમ તો સર્વદા થાય છે જ.

ભગવન્! સર્વે કુશળ છે. આપની કૃપા માત્ર જ્યાં ત્યાં શુભાશય પ્રકટાવવા જ ભાગ્યશાળી બની છે." આમ વદી તે મૌન થઇ. પરંતુ મહાત્મા કશ્યપે તેના ગર્ભાગારે પ્રકટેલા શોકે લલાટપર પડતી નિશાનીઓથી વિશેષ જાણવાની ઇચ્છાથી પૂછ્યું. "પ્રિયતમા! સત્ય શું છે તે સત્વર જણાવો. હું જાણું છું કે તમારાપર અનેક દુઃખ અને આપત્તિઓ આવી હશે પરંતુ તેમાંનું કાંઇ પણ મારી આગળ તમે પ્રકટ કરતાં નથી. અને આ સમયે પણ મૌન ગ્રહો છો. આમ ઉપવન અવ્યસ્થિત થવાનું શું કારણ?"

"હૃદયદૈવત! દિતીના પુત્રોએ આપના પુત્રોનો તિરસ્કાર કરી તેમનો તુચ્છકાર કર્યો છે; તેમની સ્વેચ્છાચારી સ્થિતિથી આ ઉપવનના પદાર્થોને અવ્યવસ્થિત કરી નાંખ્યા છે. તેઓ પ્રજામાં ક્લેશકારી નિકળ્યા છે. અને સર્વને સંતાપ આપતા ફરે છે." અદિતીએ કહ્યું.

"ચિંતા નહિ! તુ *પયોવ્રત ધારણ કર. અને તેના ફળથી જ તારે જે પુત્ર પ્રકટશે તે સર્વ તમસૂત્રત્તધારીને યોગ્ય શિક્ષા કરશે." મહાત્મા કશ્યપે કહ્યું.

પતિની આજ્ઞાને વશ થઈ, પતિ પરમાત્મમાં એકાગ્રવૃત્તિ સાધિ એક નિષ્ઠાથી તેણે ફ્લાહાર પર રહી વ્રતનો આરંભ કર્યો. કેટલેક દિવસે શ્રી ઉપેન્દ્રનો પ્રાદુર્ભાવ થયો. આ પુત્રના જન્મ કાળે તેમનું સ્વરૂપ અનુપમ પ્રભાથી દેદિપ્યમાન દેખાતું હતું. વિશ્નુની-પરમાત્માની પાલક સત્તાનું અહીં પ્રકટીકરણ થયું હતું. અદિતીએ પુત્રને આવો સ્વસ્વરૂપવાન જોઇ આશ્ચર્ય ચકિત થઇ પ્રેમથી ચૂંબન કર્યું. તેના હૃદયમાંથી આનંદ ઉર્મિઓ રોમે રોમમાં અથડાવા લાગી. આ પછી શ્રી ઉપેન્દ્ર વય, વિદ્યા, કલામાં વૃદ્ધિંગત થવા લાગ્યા. અને બલિ મહારાજ પાસેથી ત્રણ પગલાં પૃથિવીનું રાજ્ય માગી. સર્વે લેઇ લીધું. ત્યારથી દિતીના પુત્રો દૈત્યોને તે રાજ્ય છોડવું પડ્યું. અને શ્રી ઉપેન્દ્રની આજ્ઞાથી તેમને પ્રજા તરીકે રહેવું પડ્યું.

કશ્યપે અદિતીની ઇચ્છા આ પ્રમાણે પૂર્ણ કરી અને તેનાથી પરમાત્માની પાલક સત્તાના સ્વરૂપ જેવો પુત્ર પ્રકટાવ્યો. ગર્ભને સુસંસ્કારીત કરવાથી પુત્ર પણ તેવા જ સામર્થ્ય યુક્ત થાય છે. કલાવાન, તત્ત્વજ્ઞાનવાન, બુદ્ધિવાન, સામર્થ્યવાન, પુત્ર અથવા સંતાન પ્રકટ કરવાને માતાએ તે તે આચારોવિચારોને હૃદયમાં પૂર્ણ પ્રેમ અને શ્રદ્ધાથી સ્વીકારી તે પ્રમાણે વર્તવું જોઇએ.

ચિંદ્વિલાસી.

---

* ફાલ્ગુન માસમાં પડવાથી બાર દિવસ સુધી દૂધ પીને—માત્ર પ્રિયપતિ સ્વરૂપ પરમાત્માનું ધ્યાન કરવું તે.

# વાર્તાલહરી.

## વાસંતિ.

હું એક સ્ત્રી છું અને મ્હારો ધંધો નર્સનો છે. હાલમાં મ્હારી પાસે એક જ કેસ છે, દરદી એક સ્ત્રી છે જેનું નામ વાસંતિ છે. તેને આશરે ઓગણીસ વર્ષ થયાં છે. તે ઘણી જ ખુબસુરત હતી. તેને કાંઇ મ્હોટો રોગ ન હતો પરંતુ તેને જરા જરામાં ગભરામણ બહુ થતી. તેની માવજત કરવા સારૂં મ્હને રાખવામાં આવી હતી.

બે વર્ષ પ્હેલાં તેનો વિવાહ એક લશકરી પુરૂષ સાથે થયો હતો, અને તેનું નામ કેશવચંદ્ર હતું. તે તથા વાસંતિ નાનાં છોકરાં હતાં ત્યારથી સાથે રમેલાં તથા એક બીજામાં પ્રીતિ ઉત્પન્ન થઈ હતી. કેશવચંદ્ર આશા રાખતો હતો કે બે વર્ષ પછી હું પરણીશ. તેની નોકરી હિંદુસ્થાનમાં એકાદ લસ્કરમાં હતી. તેનો વિવાહ થયા પછી કેટલાક મહિને વાસંતિને કોઇએ કહ્યું કે કેશવચંદ્ર લડાઇમાં ઘાયલ થઈ મરણ પામ્યો. આવા એકાએક દુઃખના આચકાથી જ તે ઉપલા રોગની ભોગ થઈ પડી. થોડા વખત સુધી વાસંતિ ઘણી જ માંદી રહી, તે પછી મ્હારી નોકરી એ લોકે સ્વીકારી. મ્હેં તેની ખાનગી વાત બધી જાણી લીધી હતી. તે ઘણીવાર પોતાના કેશવ વિષે વાત કરતી હતી તથા ઘણીવાર કહેતી કે જો તે પાછો આવે તો કેવું સારૂં! તે કેટલીકવાર કેશવચંદ્રની વાત કહેતી. હું આ વિષે કાંઇ પણ ઉત્તર આપતી નહિ કારણ કે તેની ખોટી આશા રાખી આપણાં મનને તસ્દી આપવી જરાએ કામની નથી.

ધીમે ધીમે વાસંતિ સારી થતી ગઈ, પણ ઘણી જ અચંબાની વાત એ હતી કે વાસંતિનો વિવાહ દા. દેવેન્દ્ર સાથે થયો. આ દાક્તર ઘણો જ હુશીઆર હતો. હું ઘણી વખત એની સાથે નર્સનું કામ કરતી, પરંતુ મ્હને બીલકુલ આશા ન્હોતી કે તે પરણશે. તે ઘણો જ ક્રુર તથા વ્હેમીલો હતો. તે કદરૂપો ને ૩૫ વર્ષનો હતો, પણ તે ઘણો જ ઘરડો દેખાતો હતો. તે રંગે કાળો ને શરીરે પાતળો હતો. તેની આંખ કાળા મંકોડા જેવી હતી. ટુંકામાં તે દેખાવમાં જરાએ સારો ન્હોતો. તે થોડાબોલો તથા હમેશા પોતાના ધંધામાં રોકાયલો રહેતો. જ્યારે જ્યારે નર્સનો ખપ પડતો ત્યારે મ્હને જ બોલાવતો. તેણે દાક્તરી ધંધામાં બહુ જ્ઞાન મેળવ્યું હતું. હું તેની પાસ કોઈ વખત શીખતી ને તેનાં દરેક ભાષણ સાંભળતી.

એક વખત મ્હેં વાસંતિ સાથે તેના લગ્ન વિષે વાત કરી. મ્હેં પુછ્યું. "હું ઘણી દીલગીર છું કે તું દા. દેવેન્દ્ર સાથે પરણવાની છે. તે ઘણો જ કઠણ આદમી છે અને તું મયાળું છે, તે ત્હારી જુવાની જીંદગી ખરાબ કરશે.

તે ઘણી જ ફીકી પડી ગઈ તથા તેના ગાલ તદ્દન ફીકા પડી ગયા, તે બે હાથ દબાવી મ્હારી સામે જોવા મંડી.

વાસંતિ—તમે એમ કેમ કહો છો? ઘણી નવાઇ જેવું છે? હું કબૂલ કરૂં છું કે હું તેને બીલકુલ ચહાતી નથી. હું મ્હારા પિતાના કહેવાથી જ તેને પરણવાની

"હું તેમને આવું કહું છું?"

"હા તે સાચું શું છે તે જાણે છે, અને જાણે છે કે હું બીલકુલ ચહાતી જેને ચહાઉં છું, જેને મ્હારો પ્રેમ મ્હેં આપેલો છે, તે આજે સ્વર્ગમાં છે, અને તે ડા. દેવેન્દ્ર જાણે છે કે જો કેશવ આવશે તો હું તેમને નહિ પરણું, ને કેશવને હોત, પણ તે અસંભવિત છે. આજથી બે મહીના પછી મ્હારૂં લગ્ન દેવેન્દ્ર સાથે મારે મ્હારી પાસે લગ્ન થતાં સુધી રહેવું પડશે."

મ્હેં તેની સાથે રહેવાનું કબુલ કર્યું. કારણ હું વાસંતિને ચહાતિ હતી. કેટલાક પછી જ્યારે હું મ્હારી ઓરડીમાં એકલી બેઠી હતી ત્યારે એકએક બારણું ઉઘડ્યું, ડા. દેવેન્દ્ર અંદર આવ્યા. તેણે આસપાસ જોયું પણ વાસંતિ જોવામાં આવી નહિ, મ્હારી પાસે આવ્યા.

ડા. દેવેન્દ્ર—બાઈ મ્હારે તમારી સાથે વાત કરવી છે.

મ્હેં પુછ્યું "શી?"

"મ્હારી પાસે એક ઘણો જ અગત્યનો કેસ આવ્યો છે. અને મ્હારે એક નર્સ જોઈએ છીએ. અને તે કામ તમને સોંપવાનું છે.

"મ્હારાથી અવાશે નહિ. વાસંતિને સારૂં છે, પણ તેને એકલી મુકવી સલાહ ભ. નથી. તે ઘણી વખત ગભરાઈ જાય છે.

"તે તો સારી થશે."

"પણ મ્હેં તેની સાથે લગ્ન સુધી રહેવાનું કબુલ કર્યું છે."

"તે નવાઈ જેવું નથી કે આવી ખુબસુરત છોકરી મ્હારી સાથે પરણવા તૈયાર થાય?"

તે મ્હારૂં સામું જોઈને હસી પડ્યો, અને તેનું મ્હોડું વિચિત્ર રીતે બદલાઈ ગયું.

પછી તેણે મ્હને કહ્યું.

"બાઈ! તમે તમારા ધંધામાં ફતેહમંદ નહિ થાવ. તમારે બીલકુલ ગભરાવું ન જોઈએ. આ ધંધામાં ગભરામણની બિલકુલ જરૂર નથી. આ કેસ ઘણો જ જરૂરીઆત છે ને ભયંકર પણ છે; અને જો હું આમાં ફતેમંદ નીવડીશ તો મ્હારી કીર્તિ જરૂર ફેલાશે."

મ્હેં ગુસ્સે થઈને કહ્યું "મ્હારાથી નહિ અવાય."

"હું વાસંતિ સાથે ગોઠવણ કરીશ" આટલું કહીને હસીને ચાલ્યો ગયો. સાંજરે વાસંતિ મ્હારી પાસે આવી અને એકદમ ખુરશી ઉપર બેસી ગઈ. તે બોલી "બાઈ! આખરે તમે જશો જ, હું ઘણી જ દીલગીર છું.

મ્હેં કહ્યું "હું પણ ઘણી જ દીલગીર છું." ને મ્હારી સોડમાં ભરાઈ.

"હું લાચાર છું, તમારે જવું જ પડશે. કારણ દાક્તરને તમારી ઘણી જરૂર છે."

"તમારે દાક્તરનું માનવુંજ જોઈએ એવું છે, વાસંતિ?"

"જ્યારે તે હઠીલો થાય છે, ત્યારે મ્હારે તેનું માનવું પડે છે. અને આપણાથી એની સામું થવાય જ નહિ. ખરૂં?

"હા."

"તમે જાવ છો તે મ્હને ઘણું જ ખરાબ લાગે છે. હવે મ્હારાથી ધૈર્ય નહિ રખાય. મ્હેં દાક્તરને કહ્યું પણ તે હસ્યો જ, અને તેને બીલકુલ દયા ન આવી, અને આથી હું તેને ચાહતી નથી. મ્હારે પરણવાની બીલકુલ ઉતાવળ નથી. હું એકલા કેશવને ચાહતી ને ચાહતી છું અને બીજા કોઇને મ્હારો પ્રેમ આપી શકનાર નથી. હું હમેશ એને જ વિષે વિચાર કરૂં છે. કેટલીક વખત મ્હને સ્વપ્નું પણ આવે છે કે તે પાછો આવ્યો ને મ્હને પરણ્યો."—

"તે મરી ગયા છે, મ્હને ખાતરી છે. આપણે ખોટી આશા શું કરવા બાંધવી જોઇએ? તમે સુખી થાવ એવું હું ઇચ્છું છું. વાસંતિ! દાક્તર તમને ઘણો જ ચાહાય છે.

"હા તે વાત ખરી. પણ તે જેટલો ચાહાય છે તેટલો જ તે મ્હારાથી બ્હીતો હત તો સારૂં. પણ બાઇ! તમે મ્હારી ઓરડીમાં આવો, મ્હારે તમને કાંઈ બતાવવાનું છે."

હું તેની પાછળ તેની ઓરડીમાં ગઇ. તેણે એક ટેબલનું ખાનું ઉઘાડયું અને તેમાંથી એક જુવાન પુરૂષની છબિ કહાડી. તે જવાન ઘણો જ ખુબસુરત તથા પુષ્ટ લાગતો હતો, તેની આંખોની ભમર કાળી તથા તેનું મ્હો મુછોથી ઢંકાયેલું હતું, અને હસ્તું મ્હોં રાખી તે એક ખુરશી આગળ લશ્કરી પોશાકમાં ઉભો હતો.

"તે ઘણો જ સારો દેખાય છે" મ્હેં કહ્યું. "બ્હાદુર માણસ જેવું જ તેનું મ્હોં છે. વાસંતિ! ત્હારે માટે હું ઘણી જ દીલગીર છું." તેણે મ્હારી તરફ જોયું ને એકદમ રોઇ પડી.

બીજે દહાડે સાંજરે અમે બે છુટાં પડયાં. હું દા. દેવેન્દ્રના દવાખાને ગઇ. ત્યાં જઇ ને પોતે ઘરમાં છે કે નહિ તે પુછયું, પણ તેના જવાબમાં તે બ્હાર ગયો છે એમ નોકરે કહ્યું. તે નોકર મ્હને મ્હારા ઓરડામાં લઇ ગઇ. મ્હેં મ્હારો સામાન ઠેકાણે મુકયો, પછી નોકરે મ્હને પુછયું "તમારે દરદીને જોવો છે?" મ્હેં હા કહી, તેથી તે મ્હને દરદીના ઓરડામાં લઇ ગઇ. દરદીએ મ્હને નમન કર્યું ને ખુરશી ઉપર બેસવાનું કહ્યું.

"બાઈ! મ્હેં તમારે વિષે સાંભળ્યું હતું, અને હવે તમારે મ્હારી બરદાસ કરવાની છે."

"હા. હું ઘણી ખુશીથી કરીશ."

"મ્હારે વિષે દાક્તરે તમને કાંઇ પણ કહ્યું છે?"

"હા. તેણે ઓપરેશનની વાત કરી હતી."

"જો હું મરી જાઉં તો ઠીક. પણ જો જીવું તો હજી મ્હારે દુનીયામાં ઘણું કામ છે." તે આટલું બોલી હસી પડયો.

"હું મ્હારાથી બનશે તેટલું કરીશ. મ્હને આ ધંધામાં ઘણો અનુભવ મળ્યો છે. તમને માથાનું દરદ છે, ખરૂં?"

"હા. બે એક વર્ષ ઉપર મ્હારા માથામાં ઘણો સખત ઘા વાગ્યો હતો, અને દાક્તર કહે છે કે તે ભાગ ઉપર દબાણ વધારે થયું છે અને હું જો સાજો કરી શકો નહિ તો

ગાંડો થઇ જાઉં? મ્હેં દા. દેવેન્દ્ર વિષે બહુ વખાણ સાંભળ્યાં હતાં તેથી હું તેમની પાસે આવ્યો: ”

“ તમે કેટલા દહાડા થયા આવ્યા છો?”

“ પંદર જ દહાડા થયા. મ્હને જ્યારે માથામાં ઘા વાગ્યો ત્યારે—પણ મ્હારે બહુ બોલવું ના જોઇએ. લ્યો આ કુંચી અને મ્હારાં લુગડાં બધાં ઠેકાણે મુકો. ”

હું કુંચીઓ લઇ બીજા ઓરડામાં ગઈ. ત્યાં આગળ એક મ્હોટો પાકીટ મ્હેં જોયો, જેમાં મ્હારા નવા દરદીનાં સઘળાં કપડાં હતાં. તે મ્હેં ઉઘાડયો તથા સઘળાં કપડાં એક કબાટમાં મુક્યાં. બધાં મુકી રહ્યા પછી એક ન્હાનું પાકીટ મ્હારાં હાથમાં આવ્યું. તે હું કબાટમાં મુકવા જતી હતી, તેટલામાં મ્હારા હાથમાંથી તે સરી પડયું, ને અંદરની ચીજ બધી નીકળી પડી. બધી પાછી મુકતાં મ્હારી આંખ આગળ એક છબી ખડી થઇ. તે છબિ આબેહુબ વાસંતિને મળતી હતી, અને વધારે બારીકીથી જોતાં તે વાસંતિનીજ છે એમ મ્હને ખાતરી થઈ. મ્હને શક ઉત્પન્ન થયો કે આ માણસ વાસંતિનો કેશવ તો ન હોય! બધુ બરાબર ઠીક કરી હું મ્હારા દરદી પાસે ગઇ.

“ મ્હેં તમારૂં બધું ગોઠવ્યું, પણ તમારૂં નામ શું?”

“ મ્હારૂં નામ? હા, કેશવચન્દ્ર. ”

હવે મ્હને ખાતરી થઈ. અત્યારે બરોબર દસ વાગ્યા હતા. હું મ્હારી ઓરડીમાં ગઈ. મ્હારે આ હકીકત વાસંતિને કહેવી જોઇએ. મ્હેં કપડાં બદલ્યાં, ને બ્હાર જવા નીકળી. પણ મ્હને અટકાવવા દા. દેવેન્દ્ર મ્હારી સામે જ આવી ઉભો.

“ બાઈ હું ખુશી થયો કે તમે અહીં આવ્યાં. તમે દરદીને જોયો? ”

“ હા. એને રાતે જગાડવાની જરૂર નથી માટે ”—

“ ત્હમે બ્હાર જાવ છો? ”

“ મ્હારે વાસંતિને મળવું છે. અત્યારે વાર થાય છે, મ્હારે તેને કાંઇ કહેવાનું છે. ”

“ અત્યારે નહિ જવાય. કાલે સવારનાં વ્હેલાં ઓપરેશન કરવાનું છે, તે બાબત મ્હારે તમને કાંઈ કહેવું છે. મ્હેરબાની કરી મ્હારી ઓરડીમાં જાવ, હું હમણા તમારી પાછળ આવું છું. ” હું તેની ઓરડીમાં ગઈ ને થોડીવારમાં તે મ્હારી પાસે આવી ઉભો.

“ બાઇ! ત્હમારે વાસંતિને શું કહેવું છે. ”

“ મ્હેં એક સારી શોધ કરી છે. ”

“ બાઇ! તમે સારાં છો પણ તમારે ગભરાવવું ન જોઇએ. એવી શી શોધ છે જે વાસંતિને જ કહેવી પડે ને તે અત્યારે જ? ”

“ કાંઈ ફીકર નહિ. મ્હારે તમને કાંઈ પુછવું છે.”

“ હા પુછો. ”

“ ત્હમે વાસંતિને ૭ અઠવાડીઆમાં પરણવાના છો? ”

“ હા. તમારૂં મગજ અત્યારે ઠેકાણે છે? ”

"ઉભા રહો, મ્હારે હજી બહુ પુછવાનું છે, તમે તેની સાથે પરણવાનાં છો, પણ તેમાં એક સરત છે"—

"તે તમારે જોવાનું નથી."

"તે મ્હારે જ જોવું પડયું છે. તે કબુલાત એ કે જો એનો પ્હેલો વર પાછો આવે તો તેની સાથે પરણે પણ તમારી સાથે નહિ. એ ધારે છે કે એનો પ્હેલો વર મરી ગયો છે."

"હં, તમે એ વાત કરો છો?" ખુરશી ઉપર બેસતાં તેણે કહ્યું. "મ્હને તેનું નામ ખબર નથી, પણ વાસંતિ તે વિષે કાંઈ વાત કરતી કરતી. પણ તે તો મરી ગયો છે, અને જો તે આવે તો હું તેને પરણવા દેવા ખુશી છું."

"અને તમે ત્હેનું નામ પુછયું નહિ?"

"ના. એમાં મ્હને બહુ રસ પડતો-વાસંતિ મ્હારી સ્ત્રી થશે, પછી તેને ભુલી જશે."

"દાક્તર, ત્હમારે દુઃખ સહન કરવા તૈયાર થવું પડશે. વાસંતિનો પ્હેલો વર જીવે છે, તે જમના હાથમાંથી બચ્યો છે. તે ઘરમાં છે, અને તેનું નામ કેશવચંદ્ર"—દાક્તર મ્હારી તરફ જોયા કરતો હતો તે આ નામ સાંભળી આભો બની ગયો."

"તમે શું બોલો છો?"

"જે હું કહું છું તે ખરૂં કહું છું. તેનો જુનો કે પ્હેલો વર જીવે છે, જાવ વાસંતિને પુછો. મ્હારૂં કહેલું ખરૂ છે કે ખોટું તે તમને બધું કહેશે. તે છતાં તમને ખાતરી ન થાય તો કેશવચંદ્રની છબિ તેની પાસે છે તે જોવા માગજો. તે છબિ હાલ જે તમારો દરદી છે તેની જ છે."

"બેસો બાઈ! હવે તમારી વાત ફરીથી મ્હને કહો." મ્હેં ઉપલી વાત ફરીથી કહી.

"ત્હમે થોડીવાર સુધી અહીં રહેજો."

"મ્હારે નથી રહેવું; મ્હારે વાસંતિને મળવું જ પડશે."

"તમારાથી નહિ મળાય. હું જઉં છું ને ત્હમે અહીં રહેજો. તે ચાલ્યો ગયો ને બ્હાર જઈ બારણાને ચાવી વાસી પોતાની સાથે લઈ ગયો. આશરે એક કલાક પછી પોતે પાછો આવ્યો ને પાછું બારણું વાસી કુંચી પોતાના ખિસ્સામાં મુકી મ્હારી પાસે આવી ઉભો.

"બાઈ! તમારી વાત ખરી છે. હવે તમારે મ્હારૂં કહ્યું કરવું પડશે."

"ના."

"કરવું જ પડશે."

"નહિ કરૂં."

"ઠીક. હું વાસંતિને મળી આવ્યો. મ્હેં બધું પુછયું. બધી વાત ખરી છે. મ્હેં છબિ જોઈ તે એની જ છે. મ્હારો શત્રુ જીવે છે, કાલે મ્હારે ઑપરેશન કરવાનું છે. અને કોનું? તે જ માણસનું. હવે વિચાર કરો કે હું શું ન કરી શકું! એમાં જો જરા ભુલ થાય તો મરણ નીપજે. તમે જુવો છો કે ઑપરેશન થયાં પ્હેલાં આ વાત કહેવાથી ત્હમે કેટલી મ્હોટી ભુલ કરી છે."

હું તદન ગભરાઈ ગઈ, એકદમ નીચે બેસી ગઈ, અને બોલી "પરમેશ્વર ખાતર તેનું ખુન ના કરશો."

"ઉભાં થાવ, હું નહિ કરૂં. આ કેસ જો હું છોડી દઉં તો મ્હારી આબરૂ જાય. મ્હારા ધંધામાં મ્હને કીર્તિ મળે એવું છે. લોભ તથા પ્રેમ મ્હારી સાથે એકમેકને ગળે વળગી સરત કરે છે. હું બેમાંથી એકેને મુકી દેવાનો નથી. ઑપરેશન હાલ મુલતવી રાખીશ, કેશવચંદ્રને સમજાવીશ. હું તેને અહીં જ રાખી, મ્હારા લગ્ન પછી ઑપરેશન કરીશ. હવે તમે સમજ્યાં? ત્હમે વાસંતિ પાસે જાવ ને રહો પણ આ તેને કહેવાનું નથી."

"હું કહીશ જ."

"હું તમારા ઓઠ બંધ કરીશ, ને તમને બોલવા નહિ દઉં."

"એટલે ત્હમે મ્હને શું કેદ કરશો?"

"ના. એમ નહી."

"ત્યારે તમે મ્હારા ઓઠ કેવી રીતે બંધ કરશો?"

"તે તમને નથી કહેવાનું. તમારે આ ઘરમાં રહેવું જ પડશે. કાલ સવારે હું તમારી સાથે વાત કરીશ. જો કાલ કબુલ કરશો તો કાલે હું વાસંતિ પાસે તમને જવા દઇશ. નહિ તો તમારા ઓઠ બંધ કરીશ." તેણે બારણું ઉઘાડયું ને મ્હને બહાર કાઢી. હું ધ્રુજતી મ્હારા ઓરડામાં ગઇ. મ્હને એવી ઇચ્છા થઇ કે આ ઘરમાંથી હું ચાલી જઉં. બે કલાક પછી હું નીચે ઉતરી બ્હારનું બારણું ઉઘાડવા ગઇ પણ તરત જ ડા. દેવેન્દ્રને મ્હેં મ્હારી પાસે ઉભેલો જોયો.

"જાવ, તમારી ઓરડીમાં જાવ" આ સાંભળી હું મ્હારી ઓરડીમાં નાશી ગઇ, ને એક ખુરશી ઉપર ધબ દઇને બેશી ગઇ. આખું ઘર તદન શાન્ત થઇ ગયું ને મ્હને પણ ઝોકાં આવવા મંડયાં. હું ખુરશી ઉપરથી ઉઠીને પલંગમાં સુતી ને તરત જ નિદ્રાદેવીને વશ થઇ. ક્ષણેક પછી એકાએક હું ચમકી, ને મ્હે આંખ ઉઘાડી જોયું તો દાક્તર મ્હારી ઓરડીમાં હતો. મ્હે ઉઠવાને ફાંફાં માર્યાં, પણ ઉઠાયું નહિ. તે મ્હારા હાથને કાંઇ કરતો હતો. તે બોલ્યો "હવે તમે મ્હારા તાબામાં છો હું તમારા ઓઠ બંધ કરૂં છું." તે બોલી રહ્યો એટલે હું એકદમ ગભરાઇ ગઇ. હું ઝોકા ખાતી ઉંઘી ગઇ. જ્યારે હું ઉઠી ત્યારે સવાર થઇ હતી બારીઓ ઉઘાડી હતી. હું મ્હારી જ પથારીમાં સુતેલી હતી, અને મ્હારૂં માથું તકીયા સાથે સીવેલું હોય એવું લાગ્યું. ક્ષણવાર સુધી શાન્ત પડી રહી. મ્હારા મગજમાં ગઇ કાલ રાત્રીના વિચાર આવવા મંડયા. મ્હને ઉઠવાની બીલકુલ ઉતાવળ લાગી નહિ. તેટલામાં બારણું ઉઘડયું ને એક નોકરને ગરમ પાણી લાવતાં દીઠી. તે મ્હને જોઇ ગભરાઇ, બ્હીની ને નાઠી. પાછી આવી તેણે પુછયું "કેમ શું છે? શું થયું?" મ્હેં બોલવાને પ્રયત્ન કર્યો પણ બોલાયું નહિ. તે પાછી દોડી ગઇ ને દાક્તરની સાથે પાછી આવી. દાક્તર બોલ્યા "આ કેવું ભયંકર લાગે છે!" તેણે મ્હારો હાથ ઉપાડયો પણ તે વાયે ભરાયલો હતો એટલે પાછો પડયો. "આ કેવી રીતે થયું, નર્સ?" મ્હેં બોલવાનો પ્રયત્ન કર્યો પણ ફોકટ. "હું હમણાં પાછો આવું છું, આ અંગવિકૃતિ લાગે છે" આટલું કહી ચાલ્યો ગયો ને પાએક કલાકમાં બીજા દાક્તર સાથે પાછો આવ્યો. તે લોકોએ મ્હને તપાસી, "ઘણો જ અજાયબ જેવો કેસ છે" એમ નવા દાક્તરે કહ્યું. "કાંઇ કહી શકાતું નથી."

દેવેન્દ્ર—તમે તમ્હારો જમણો હાથ ઉંચો કરી શકો છો ?

મ્હેં ડોકું ધુણાવ્યું.

" જોયું ? તે સમજે છે ખરી. "

જે કાંઇ કહેવાનું હતું તે બીજી નર્સને કહી, તે બે જણા ગયા. તેઓ બ્હાર થોડી વાતચીત કરી છુટા પડયા. દા. દેવેન્દ્ર પાછા આવ્યા, અને બીજી નર્સને બ્હાર કહાડી મુકી.

" જોયું ? તમે કાલ રાત્રે કબુલ ન થયાં તે સારૂં કર્યું ? આ તેનું પરીણામ ભોગવોછો. મ્હેં કહ્યું હતું કે જો તમે કબુલ નહિ થાવ તો હું તમારા હોઠ બંધ કરીશ અને તેમ મ્હેં કર્યું. હવે સાંભળો. હું વાસંતિને પરણવાનો છું, ને તે માટે મ્હેં તમારા હોઠ બંધ કર્યા છે. ઘણું કરીને તમે હવે ફરીથી નહિ બોલી શકો. કાલરાત્રે મ્હેં તમને નાશી જતાં પકડયાં, ત્યારથી મ્હેં નિશ્ચય કર્યો કે તમારા હોઠ બંધ કરવા. તમે ઉંઘી ગયા પછી મ્હેં તમારૂં કપાળ એક નાનું સરખું કાણું પાડી ઉઘાડયું તથા એક સારા હથીઆરથી વચલા હાડકામાં ઝીણું કાણું પાડયું, અને તરત અને તરત તમારી બોલવાની શક્તિ ઓછી થઇ. ખરી હકીકત આ છે, પણ પેલા દાકતરે એપોપલીકસી કહી. હવે તમે વાસંતિને કાંઇ કહી શકશો ?" આટલું કહી તે ચાલ્યો ગયો.

એ દહાડામાં દા. દેવેન્દ્ર વાસંતિને પરણશે. હું સુતી સુતી એજ વિચાર કરતી હતી. આખરે આ હાલતમાં એક અઠવાડીયું મ્હેં પસાર કર્યું ! તે પછી એક દહાડો વાસંતિ મ્હને મળવા આવી. તે ઘણી ફીકી તથા દીલગીર દેખાતી હતી. જ્યારે તે ઓરડીમાં પેઠી ને મ્હારામાં ફેરફાર દીઠો ત્યારે તે તરત રડી પડી, ને બોલી.

" બાઇ ! વ્હાલાં બ્હેન ! તમને શું થયું ? "

તે મ્હારી પાસે આવી બેઠી.

" વાસંતિ, ઉભી થા ! " દા. દેવેન્દ્ર ઓરડીમાં પેસતાં બોલ્યો.

" દરદી આગળ કોઇ દીવસ રડવું નહિ જોઇએ. "

" દેવેન્દ્ર ! તે હવે કોઈ દીવસ નહિ બોલે ? "

" હું ધારૂં છું કે બોલશે, પણ ન કરે નારાયણ ને— "

" તે કેટલી બોલવાને આતુર છે ! તે આપણને કાંઇને કહેવાનું કરે છે; તે કાંઇ પણ લખી શકશે નહિ ? "

" જુવો. " દેવેન્દ્રે એક કાગળ પેનસીલ લઈ આવી આપ્યો. "ડાબે હાથે લખો."

મ્હેં યત્ન કર્યો પણ લખાયું નહિ. મ્હારા મગજમાં લખવાના શબ્દો હતા, પણ હાથ ચાલી શકયો નહિ.

" નથી લખાતું. "દેવેન્દ્ર કાગળ ને પેનસીલ પાછો મુકી આવ્યો.

" બાઇ ! શાન્તિથી રહેજો, મ્હારા લગ્ન પછી હું તમને મ્હારી પાસે રાખીશ. હું તમારી સેવા કરીશ, કારણ તમે મ્હારી સેવા કરી છે" તે રડતી રડતી ઓરડીની બ્હાર ગઇ. આ પછી કેટલા એક દહાડા પસાર થઇ ગયા. મ્હને બીલકુલ ફેરફાર લાગતો નહોતો.

એક દહાડો સવારે મ્હને ઘણું સારૂં લાગ્યું, અને હું બોલી શકીશ એમ મ્હને લાગ્યું. મ્હેં બોલવાને પ્રયત્ન કર્યો પણ બોલાયું નહિ મ્હારો જમણો હાથ હજુ સુધી ઘર્યો નહોતો, તે વખતે નર્સ મ્હારી ઓરડીમાં આવી ને બોલી "અરે ! આજ તમે કાંઇ સારાં લાગો છો."

મ્હે તેને બેસવાની નીસાની કરી, તે બેઠી ને બોલી "મ્હારે તમને કહેવું જોઇએ કે આજે દા. દેવેન્દ્રનાં લગ્ન છે. કેમ તમારૂં મ્હોં આવું થઈ ગયું ? હું ધારૂં છું તમને લગ્ન પસંદ નહિ હોય. વાસંતિ ઘણીજ ખુબસુરત છોકરી તથા સારી છે, ને દા. દેવેન્દ્ર ઘણો જ હુશીઆર છે, પણ તે ઘરડો છે. પણ"......એટલામાં બારણું ખખડયું અને નર્સ ઉઘાડવા ગઇ. નર્સે મ્હને પુછ્યું "વાસંતિજ બ્હાર ઉભાં છે, અંદર બોલાવું ?" મ્હેં "હા" નું ડોકું ધુણાવ્યું એટલે વાસંતિ પોતાના પરણવાના પોશાકમાં અંદર આવી ને બોલી "હું ધારૂં છું તમને સારૂં હશે તમને મળ્યા વગર મ્હને લગ્નમાં જવું ગમ્યું નહિ. હા, હું પરણવા જઉં છું. બાઈ ! કેશવ ! કેશવ ! તે ન જ આવ્યો ! એક કલાક પછી હું દેવેન્દ્રની થઇશ." મ્હેં હાથવતી થોડીવાર બેસવાનું કહ્યું. તે બેઠી. મ્હારો હાથ તેના હાથમાં લઇ જઇ તેણે ચુંબન કર્યું. મ્હેં મનમાં ઇશ્વરની પ્રાર્થના કરી કેઃ—

'હે પ્રભું ! જગદીશ્વર ! આજ થોડા જ શબ્દો બોલવા દે, નહિ તો આ ગરીબ બીચારી છોકરીનું આખું જીવતર પાયમાલ થઇ જશે. એક બે શબ્દ, બસ, પછી મ્હારે નથી બોલવું. પરમાત્મા ! હે પ્રભો ! હે સૃષ્ટિપાલક ! બોલાય એટલી મ્હારા ઉપર દયા કરો."

એકદમ મ્હને બોલવાનું ભાન આવ્યું. મ્હેં ઓઠ ઉઘાડયા "ઓ બોલે છે ! બાઇ, વ્હાલી ! બોલ, એક વ્હાલનો શબ્દ છેલ્લી વખત બોલ."

મ્હેં બોલવાને પ્રયત્ન કર્યો ને હું નીચેના શબ્દો બોલી શકી.

"વાંસતિ !......સાંભળ......દેવેન્દ્રને......ન......પરણીશ......કેશવ............ ......ઘરમાં...છે." આટલું મ્હોંથી બોલાયુ, ને ઘણી થાકી ગઇ. આ સાંભળી વાસંતિએ આખા ઘરમાં શોધી વળીને કેશવ ને શોધી કહાઢયો

દા દેવેન્દ્ર મ્હારી પાસે આવ્યો તે મ્હને જોઇને ચાલ્યો ગયો. બીજા એક હુશીઆર દાક્તરે ઓપરેશન કર્યું, અને તેનાથી કેશવ સારો થયો, અને બીજે દહાડે વાસંતિ ને કેશવચંદ્ર બે લગ્નની ગાંઠે બંધાયાં. અને હું, મ્હને વાસંતિ પોતાને ઘેર લેઇ ગઈ ને એની બરદાસ નીચે હું સારી થતી ગઈ.

# વિદ્યાકલા.

## અથાણાં.

### ગોળીયાં કેરી.

કેરી પાકાશપર હોય તેને છોલવી, અને તેનાં ગાંદળાં ઉતારવાં અને તેને માટે તૈયાર કરેલા મસાલામાં આથવાં. મશાલો કરવાની રીતઃ—શેર મીઠાને ૦ા શેર હળધર જોડે મેળવવું. અને તેને દસ શેર કેરીના કટકા જોડે મેળવવો. આ પ્રમાણે મશાલા સાથે એકઠી કરેલી કેરીને બરણીમાં ત્રણ દિવસ ભરી રાખી, ચોથે દિવસે બહાર કહાડી સુકવવો. સુકાયાં બાદ દસશેર ગોળ (કારણ દસ શેર કેરીની આ રીત છે, અને કેરીના પ્રમાણમાં મશાલો અગર ગોળ વધઘટ કરવો) જોડે તેને હલાવી બરણીમાં ભરી રાખવી. આ પ્રમાણે આથેલી કેરી ને વખતોવખત હલાવવી. આશરે બે મહિને આ અથાણું બરોબર અથાઇને સ્વાદિષ્ટ થશે.

### બફાણું.

પાકાશપર આવેલી કેરીને ઘણીજ સંભાળથી છોલવી અને છોલેલી કેરી આખીજ રાખવી. તેના કટકા ન કરવા. આ પ્રમાણે છોલેલી દસ શેર કેરીમાં નાંખવાના મશાલાની વિગતઃ—

અડધો શેર તેલ, નવટાંક રાઇ, નવટાંક મેથી, એક રૂપીઆભાર હિંગ પા-શેર મરચાં.

આ પ્રમાણે તૈયાર કરેલા મશાલાને, તપેલામાં નાંખી, આછા તાપ ઉપર ગરમ કરવો. ને વધાર બરોબર તૈયાર થાય કે પેલી છોલેલી કેરી અંદર મુકી દેવી અને તેમાં અડધો શેર મીઠું તથા નવટાંક હળદર નાંખવી. તપેલા ઉપર નાસક ઢાંકી ગરમ થવા દેવું, અને કેરી બફાવલી માલુમ પડે ( નળકો વળે ) એટલે તેમાં પાંચશેર ગોળ મુકવો; અને જ્યારે ગોળનો રસો કેરી જોડે ભળે ત્યારે તપેલું હેઠળ ઉતારવું અને તેમાં ગરમ થયે-લી કેરીને ઠરવા દેવી. જે તપેલામાં કેરી ગરમ કરી હોય તેમાં સંપૂર્ણ કલાઇ હોવી જોઇએ, નહીં તો કેરી કટાઇ જાય ને અથાણું બગડી જવાની બીક રહે છે.

બીજે દિવસે શેર ઝીણી ખાંડેલી રાઇ તેમાં નાંખી, કેરી જોડે ફીણી દેવી અને આ પ્રમાણે તૈયાર થયેલી કેરીને અડધો શેર તેલ અગર સરસીયામાં નાંખી બરણીમાં ભરી રાખવી. આ અથાણું તુરત ખાઇ જવાની જરૂર છે, કારણ નહી તો અંદર જીવ પડી જવાની ધાસ્તી રહે છે. છતાં બહુ જ સંભાળથી રાખવામાં આવે તો ૭ મહીના સુધી બગડતું નથી.

### ખારીયાં.

એક જાતનાં ચીભડાં—જે સાધારણ રીતે ખારીયાના નામથી ઓળખાય છે—તેને રાઇ જોડે મેળવી તથા બીજા મશાલા નાંખવાથી ઘણાં સ્વાદિષ્ટ લાગે છે. તેની વિગત.

આશરે મણ ખારીઆંને કાપી બશેર મીઠામાં આથવાં. આ પ્રમાણે બે દિવસ આથેલાં રાખી પછી ત્રણેક દીવસ ખુલ્લી હવામાં સુકવવાં અને જ્યારે બરાબર સુકાય ત્યારે તેના ન્હાના ન્હાના કટકા કરવા. તે કટકાને તૈયાર કરેલા મશાલામાં નાંખવા. તે મશાલો બનાવવાની રીતઃ—

ત્રણ શેર દળેલી રાઇ, અડધો શેર હળદર સાથે મેળવી અને ભળે એટલા મીઠાંના પાણીમાં નાંખી તૈયાર કરેલા કટકા સાથે ફીણી દેવા અને તેની અંદર આશરે બશેર તેલ કે સરશીયુ નાંખી, બરણીમાં ભરી રાખવા. જો વધારે દિવસ અથાણું રાખવાની જરૂર હોય તો ત્રીજે દિવસે આશરે ત્રણ શેર તેલ અગર સરશીયું અંદર નાંખવું. જો તુરત ખાવાની ઇચ્છા હોય તો ઉપર મુજબ બીજીવાર તેલ નાંખવા જરૂર નથી.

આ બધાં અથાણાં વારંવાર હલાવવાં જોઇએ અને ચોખ્ખે હાથે કહાડવાં જોઇએ, તેમજ તેમને સ્વચ્છ હવામાં રાખવા ખાસ ભલામણ છે. નહીં તો બગડી જવા સંભવ છે.

સૌ. સ્નેહલતા.

---

# વર્તમાન રંગ

**મધ્યમ વર્ગની નિરાધાર સ્ત્રીઓ**—ત્રણ ચાર અથવા વધારે બાળકની મધ્યમ વર્ગની માતા વિધવા થાય ત્યારે તેની તેમ બાળકોની કેવી અવદશા થાય, તેમને ભરણ-પોષણ, તેમ કેળવણી વગેરે મેળવવામાં કેટલાં સંકટ પડે તે વિષે ખ્યાલ કરવો મુશ્કેલ નથી. આ એક એવો પ્રશ્ન છે જેમાં સુધારકો તેમ સુ-ઉદ્ધારકો ઘણું કરી શકે અને તેમ કરવાની મોટી આવશ્યકતા છે. દેશહિતૈષી સજ્જનોએ ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે જ્યાં સુધી સ્ત્રીઓ—ભવિષ્યની પ્રજાની માતાઓ—અજ્ઞાન, નિરાધાર, દુઃખી હશે ત્યાં સુધી વ્યક્તિના, સમાજના, સ્વાતંત્ર્ય,બુદ્ધિવિકાસ અને સુખની આશા રાખવી નિરર્થક છે. વિધવાવસ્થાને લીધે વા પતિના શ્રમપૂર્વક યત્ન છતાં ન્યૂન સાધનોને લીધે, કુટુમ્બનો નિર્વાહ, યોગ્ય રીતે, જોઇએ તેવી રીતે ન થઇ શકતો હોય તેવે સમયે મધ્યમ વર્ગની સ્ત્રીઓને ઘરમાં બેસી કરવા જેવા કેટલાક હુનર ઉદ્યોગનું શિક્ષણ આપવામાં આવે તો તે તેમને તેમની નિરાધાર દશામાં ઘણું ઉપયોગી થઇ પડે એમાં ઝાલફૂલ શક નથી. આ પ્રકારના શિક્ષણ માટે કલકત્તામાં મહિલા શિલ્પાશ્રમ અને તેને અંગે અંતઃપુર કલાભવન જેવી સંસ્થાઓ મિસિસ ઘોશલ, મિસિસ મુકરજી આદિ સુશિક્ષિત અને સ્વદેશપ્રેમી સન્નારીઓના પ્રયાસ વડે સ્થપાઈ છે, તે ઘણું ખુશી થવા જેવું છે. આ અંતઃપુર કલાભવન અથવા સ્ત્રી-ઔદ્યોગિક શાળામાં સ્ત્રીઓને જૂદી જૂદી જાતના ઉદ્યોગોનું શિક્ષણ આપવામાં આવે છે. ઘરનાં કામકાજમાં સ્ત્રીઓને અડચણ ન પડે તે માટે શાળાનો સમય દિવસના સાડા બારથી સાડા ત્રણ સુધીનો રાખવામાં આવ્યો છે. ઔદ્યોગિક શિક્ષણના ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. પ્રથમ વિભાગમાં કાંતવા, વણવા, શિવવા,

ભરવા, ગુંથવા, અને રીત બનાવવાના હુન્નરનો સમાવેશ કરવામાં આવ્યો છે. બીજા વિભાગમાં, સંગીત, ચિત્રકલા, કોતરકામ આદિનો સમાવેશ કરવામાં આવ્યો છે. ત્રીજામાં, રસોઇ, માંદાની માવજત, શારીરિક વિજ્ઞાન અને અકસ્માત્ વખતે કેવા ઇલાજ લેવા તે સંબન્ધના શિક્ષણનો સમાવેશ કરવામાં આવ્યો છે. સમયની ન્યૂનતાને લીધે આ સર્વ વિષયો ન શીખી શકે તેવી સ્ત્રીઓ માટે આ સર્વ વિષયોમાંના ગમે તે એક અથવા વધારે વિષયના શિક્ષણ માટે છૂટ રાખવામાં આવી છે. આ ઉપરાંત શાળામાં સામાન્ય કેળવણીના ઘણા વર્ગ છે જેમાં ભાષા, સાહિત્ય, ઇતિહાસ, ભૂગોળ, અંકગણિત વગેરે વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. આ વર્ગમાં હિન્દુસ્થાનના ઇતિહાસ અને ભૂગોળ સાથે રામાયણ, મહાભારત, ભગવદ્‌ગીતા, રાજસ્થાન આદિ પુસ્તકોનું સારગ્રાહી શિક્ષણ આપવાની પણ વ્યવસ્થા કરવામાં આવી છે. હિન્દુ, મુસલમાન વગેરે સર્વ કોમની સ્ત્રીઓને શાળામાં દાખલ કરવામાં આવે છે. શાળાની સ્થાપના જેમ મુખ્યત્વે કરીને વિદુષી સન્નારીઓ વડે થઇ છે તેમ તેનો વહીવટ પણ સ્ત્રીઓજ કરે છે. શાળાપર ખાસ દેખરેખ, મિસ કુમુદિનિ મિત્ર બિ. એ. નામની સન્નારી કરે છે. આ પ્રકારની શાળાઓ હિન્દુસ્થાનના દરેક નગરમાં સ્થાપવાની જરૂર છે. સુરતમાં આ શાળાને મળતી એક સંસ્થા છે. ગુજરાતના પાયતખ્ત અમદાવાદમાં શ્રાવિકાશાળા નામની એક સંસ્થાની સ્થાપના થોડાક સમયપર થઈ હતી પણ તેના કરતાં વિશેષ વિસ્તારવાળી ઉદાર યોજનાવાળી, સુપ્રતિષ્ઠિત, અંતઃપુર કલા ભવનના જેવી એક ઉચ્ચ સંસ્થા સ્થાપવાની જરૂર છે. અમે આશા રાખીએ છીએ કે ગુજરાતના શ્રીમન્ત તેમ સામાન્ય વર્ગની સુશિક્ષિત સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો, સમાજના ઉત્કર્ષ માટે આ દિશામાં પ્રયાસ કરી દેશહિતના યત્નોમાં આ પ્રકારે એક અગત્યનો ઉમેરો કરશે.

* * * *

**સૌ. પાર્વતીકુંવર સ્ત્રીકામનું પ્રદર્શન**—આ માસમાં અત્રેના સ્વર્ગસ્થ રા. બ. ભોળાનાથ સારાભાઇ લિટરરિ ઇન્સ્ટિટયુટ ફોર વિમેન્સમાં સૌ. પાર્વતીકુંવર સ્ત્રી–કામનું પ્રદર્શન ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની દેખરેખ નીચે ભરવામાં આવ્યું હતું. ગુજરાતના સુપ્રસિદ્ધ સુધારક સ્વર્ગસ્થ રા. સા. મહિપતરામ રૂપરામ સિ. આ. ઇ. નાં પત્ની સૌ. પાર્વતીકુંવરના ખેદજનક મરણ પછી તેમનાં સ્નેહી–સમ્બન્ધીઓએ તેમના સ્મારક તરીકે રૂ. ૨૦૦૦ એકઠા કરી તેનો વહીવટ ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને સોંપ્યો હતો. અત્યાર સુધી આ ફંડના વ્યાજમાંથી સ્ત્રીઓને ઉપયોગી હોય તેવાં પુસ્તકો તૈયાર કરાવવામાં આવતાં. આ વર્ષે આ ફંડના વ્યાજના રૂ. ૨૦૦ થી તેમ નૅશનલ ઇંડિયન એસોસિએશનની અત્રેની શાખાની રૂ. ૨૦૦ ની સહાય વડે સ્ત્રી–કામનું પ્રદર્શન ભરવાની નવીન અને અતિ ઉપયોગી યોજના ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ કરી છે તે માટે સોસાઇટીના વ્યવસ્થાપકોને ખરેખર ધન્યવાદ ઘટે છે. પ્રદર્શનના સેક્રેટરી મિ. કૃષ્ણરાવ ભોળાનાથે પ્રદર્શનને લગતા વૃત્તાંતમાં જણાવ્યું હતું કે ઘણી નાની વયથી જ સ્ત્રીઓનું શાળા–જીવન હાલ પૂર્ણ થતું હોવાથી તેઓ પોતાનો નવરાશનો સમય નકામો ન ગાળતાં કાંઇક ઉપયોગી અને રસિક કાર્યમાં ગાળે, ગાળવાને તેને ઉલટ થઇ આવે,

ઉત્તેજન મળે તે માટે આવાં પ્રદર્શનની ઘણી જરૂર છે. આ ઉપરાંત આવાં પ્રદર્શનથી સ્ત્રીઓના હુન્નર કલાના શિક્ષણ અને તેમની તે સંબન્ધની કુશળતાને પણ ઘણું ઉત્તેજન મળવાના તેમ તે દ્વારા નિરાધાર સ્ત્રીઓને નિર્વાહનાં સાધન મળી આવવાનો પણ સંભવ ઉત્પન્ન થાય છે. મિસિસ ડૉડરે ખુલ્લા મૂકેલા આ પ્રદર્શનમાં ગુજરાત, કાઠિયાવાડની ૧૨૫ સ્ત્રીઓ તરફથી ભરત, ગુંથણ, ચિત્રકલા આદિને લગતા ૫૦૫ નમુના રજુ કરવામાં આવ્યા હતા અને તે એવા સુન્દર, મનોહર, કલા તેમ રસિકતાથી અલંકૃત હતા કે સ્ત્રીઓને અવકાશ તેમ યોગ્ય શિક્ષણ આદિની અનુકૂળતા કરી આપવામાં આવે તો તેઓ જનસમાજમાં કેવું સુન્દર, ઉપયોગી તેમ આકર્ષક કામ કરી શકે તે સ્પષ્ટ રીતે જણાઈ આવતું હતું. અમે ભૂલતા ન હોઇએ તો કેવળ સ્ત્રી-કામનું પ્રદર્શન ગુજરાતમાં આ પ્રથમ જ હતું અને તેનો ફતેહમંદ કારોબાર સદ્‌ગૃહસ્થોને હાથે થયો હતો તે યોગ્યજ હતું. પરન્તુ ભવિષ્યમાં આવાં પ્રદર્શનોનો કારોબાર, સદ્‌ગૃહસ્થોની સહાય સાથે, સન્નારીઓને જ સોંપવામાં આવે તો તેમની કાર્ય-શક્તિનો તે દિશામાં વિકાસ થાય, તેમજ પ્રાન્તના જૂદા જૂદા વિભાગની સ્ત્રીઓમાં પરસ્પર ભગિની-ભાવની અભિવૃદ્ધિ થાય એમાં બિલકુલ શક નથી.

ડાહ્યાભાઈ લક્ષ્મણ, બન્ધુસમાજ.

---

# વિવિધ વિહાર.

## સ્ત્રીવકીલ.

( કલકત્તા લૉ જર્નલમાંથી અનુવાદ. )

વકીલાતના ધંધામાં તુરત જ જોડાયલી તે એક સુંદર અને તેજસ્વી કુમારિકા હતી. તેના ઘણા ખરા મિત્રો કહેતા કે અન્ય સર્વ (પુરુષ) વકીલો કરતાં તે વધારે યશસ્વી નીવડશે. તેનું વદન આનંદી, રીતભાત મોહક, આકૃતિ લાવણ્યસંપન્ન, અને ગતિ, જળના પ્રવાહ જેવી ચપળ હતી—જે સઘળું સ્વપ્નવત્ ભાસતું હતું.

ધંધારૂપી વાયુનો સપાટો તેને ભાગ્યે જ લાગ્યો હશે તેવામાં કોઈ એક દુઃખથી ચીરાતા હૃદયનો પતિ તેને ત્યાં આવી પોતાનું દુઃખ રડવા બેઠો. પુરાં બે વર્ષનો પણ નહિ તેવા કુમળા બાળકને લેઇ તેની પત્ની તેને દુઃખમાં ગરકાવ કરી ન્હાસી ગઇ હતી; પત્ની તથા પુત્ર વિનાના ઉજ્જડ ભાસતા ઘરમાં હવે તેને એકલા બેસવું ત્રાસદાયક લાગતું હતું; જે ઠેકાણે તે પોતાની પત્ની સંગે તે નિર્દોષ બાળકને રમાડી પોતાનાં આખા દિવસનો શ્રમ ઉતારી પ્રફુલ્લ થતો હતો તે જ ઠેકાણું હવે તેને સ્મશાનસમ જણાતું હતું; તેની મેડી ખાલી પડી ગઇ હતી; એ સર્વે કહી, તેઓએ સાથે ગૃહસ્થાશ્રમની ધુંસરી ખાંધે લેઇ સંસારમાં વહન કરતાં કેવા કેવા વિકટ પંથો કાપ્યા હતા, તેનુ વર્ણન કરતાં તેણે આ સર્વની કારણભૂત પોતાની પત્નીને ગણી ખરેખર તેનો જે દોષ ગણાવ્યો:

તેની સ્હામે તે સ્ત્રીએ છુટાછેડાનો દાવો લાવી તેના દુઃખમાં કેવી વૃદ્ધિ કરી હતી તે બતાવીને તે બોલ્યો, "હું તમને મારા વકીલ કરવા ચાહુ છુ. કારણ કે તેણે એક પુરૂષ વકીલ કર્યો છે; અને હું ખાત્રીથી માનું છું કે હમેશાં સ્ત્રીઓ પુરૂષ ઉપર જય મેળવેછે જ."

વખત જતાં સદહું કામની મુદત આવી પહોંચી. આજે આ કુંમારીકાની શક્તિની કસોટી થવાની હતી. તે પણ તે સમયે કાર્ય બજાવવા તત્પર રહી ધીરજથી વાટ જોતી હતી. મુકરદમો આનંદદાયક નીવડશે એમ ધારી આજે કોર્ટની આસપાસ ઘણા આળસુ અને નવરા લોકોની મેદની મળી હતી. જેની સાથે પરણવાની ઇચ્છા હતી તે બાળા મરણને શરણ થવાથી અન્ય બાળા સાથે પાણિગ્રહણ કરવાની ઉત્કંઠા નહિ ધરાવતા આપણા ન્યાયાધીશે આ નિર્જિવ મુકરદમો ચલાવવાનો શરૂઆતથી જ કઠોર મુદ્રા ધારણ કરી હતી, પરંતુઆ સ્ત્રી—વકીલનુ મુખ તો હમેશની માફક હસતું જ હતું.

પુરાવો શરૂ થયો. તે પોતાના કાર્યમાં દૃઢ રહી. ઉલટપાલટ તપાસમાં તેણે અત્યંત ચતુરાઇ અને ખંત બતાવ્યા. પુરાવો પુર્ણ થતાં છેવટે તકરાર કરવા ઉભી થઇ. આ વખતે તેના ગાલનો ગુલાબી રંગ સ્હેજ લાલ થયો. શાંતિથી દરેક મુદ્દાનુ પૃથક્કરણ કરી તે પર થયેલા પુરાવાપર ટીકા કરી અને પુરાવો દરેક રીતે તહોમતદારના લાભમાં છે એમ બતાવવા પ્રયત્ન કર્યો. ત્યાંથી ચાલી તેણે સંકટ સમયે ધૈર્ય આપનાર, શ્રમિત દિલને આનંદ દાતા, દુઃખને વખતે દિલાસો આપી સહાય આપનાર ભાર્યા વિના ગૃહસ્થાશ્રમમાં પુરૂષને આવી નડતી અડચણોનું આબેહુબ ચિત્ર ચિતર્યું.

ફરયાદણે અનાદર કરેલા ગંભીર સોગદોનું વર્ણન કરી તહોમતદારને નીચુ જોવું પડે તેવું કૃત્ય તેણે કર્યું હતું તે બતાવી તેના પુરતા શબ્દો અને કરડી નજર જાણે આકાશ ભેદી આ કૃત્યનો બદલો માગતા હોય તેટલી હદે આવેશમાં અને આવેશમાં પહોંચતા સુધી તેણે આવી સ્ત્રીઓને ધિક્કારો કાઢી. અજવાળી રાત્રે કોઇ મધુર પક્ષીનું મનહર ગાયન સાંભળવામાં ધ્યાન આપતા હોય તેમ સર્વ એકઠા થયેલા મનુષ્યો આ સ્ત્રી વકીલના મુખથી નીકળતો દરેકે દરેક શબ્દ નીચા પડી પડીને સાંભળતા હતા. તેણે ચતુરાઇથી એ ચિત્ર બદલી માતા પિતા, પુત્ર અને કાલુ કાલુ બોલતાં નિર્દોષ બાળકો—એ સર્વથી વીંટાયેલા ગૃહસ્થાશ્રમીના અપૂર્વ સુખનું સુંદર ચિત્ર આલેખ્યું. આ ચિત્રથી ગંભીર કોર્ટ પણ આનંદિત થઇ. કારણ કે લાંબા સમયથી હૃદયમાં રમી રહેલી વાત જે કેટલોએક કાળ થયાં અંતઃકરણમાં દટાઇ ગુપ્ત રહી હતી તેવું અત્યારે તેણે, તેને સ્મરણ કરાવ્યું હતું.

વિધિપૂર્વક પરણેલા પતિપત્નીના જોડાના કલ્પિત ગૃહસ્થાશ્રમનાં કાલ્પનિક ચિત્રો મનોરંજક રીતે ચિતરતાં તેણે મધુર ભાષણ જારી રાખ્યું. પોતાના 'ઘરની' આસપાસ ખીલી રહેલાં પુષ્પોની સુવાસ ઘણા ખરા લેઇ શકે છે. પૃથ્વી પર પથરાયલો તડકો દરેક જણ જોઇ શકે છે. દ્રાક્ષના વેલા પાછળ ભમતા ભમરાને સર્વ કોઇ જોઇ શકે છે. તેમજ આવા સ્વર્ગીય ઘર પર કુદરતની કેવી પુર્ણકૃપારૂપ આનંદની વૃષ્ટિ થાય છે તે અનુભવી શકે છે.

પોતાના અસીલની વકીલાત કરતાં જ્યારે તેણે શ્રોતાઓના વિચારનો પ્રવાહ

સૌન્દર્યના આનંદભુવન તરફ દોર્યો ત્યારે કોર્ટનો ઓરડો ખાલી થતો જણાયો. આ કામમાં અંતે તેણે જય મેળવ્યો અને તેમજ થવુ જોઇતુ હતુ. પરંતુ તે હવે બીજા કામમાં ફત્તેહ મેળવવા ભાગ્યશાળી થશે નહિ, કારણ કે તે હવે તો ન્યાયાધીશની પત્ની બની છે.

જે કુંવારીકાઓ આ વાત સાંભળે, તેમણે ખરેજ ! કદી ભોળી બનવુ નહિ. આવા ન્યાયાધીશો હવે પુરતા રહ્યા નથી માટે કાયદાનો અભ્યાસજ તેમણે શરૂ કરવો નહિ.

કુન્દન.

---

# સમયતરંગ.

**શોકજનક મૃત્યુ**—પુનર્લગ્નના પ્રસિદ્ધ હિમાયતી શેઠ માધવદાસ રૂગનાથદાસનાં પુત્રી બાઇ માણેક ૨૨ વર્ષની વયે મરણ પામ્યાં છે.

**જાપાન માટે સ્કોલરશિપ**—"અમૃત બઝાર પત્રિકા" ના અધિપતિએ છ હિંદુ વિધવાઓ અથવા છ હિન્દુ છોકરીઓને, સ્ત્રીઓને લાયક વિદ્યા હુન્નરનું શિક્ષણ લેવા માટે સ્ટેટ સ્કોલરશિપની મદદ સાથે જાપાન મોકલવાની હાલ ગોઠવણ કરી છે.

**મિ૦ કેરહાર્ડિ અને સ્ત્રીસુધારણા**—ઇંગ્લાંડની પાર્લામેન્ટના કામદાર પક્ષના વડા મિ૦ કેરહાર્ડિ જેઓ હિન્દુસ્તાનની સ્થિતિની તપાસ માટે આવ્યા છે તેઓએ કલકત્તા બ્રહ્મોકન્યાશાળાની પોતાની મુલાકાતને પ્રસંગે જણાવ્યું હતું કે સ્ત્રીઓની સ્થિતિ સુધારવા ઉપર તમારા આગળ વધવાનો ઘણો આધાર રહે છે.

**રાજપુત્રી મેટ્રિકયુલેશનમાં**—વડોદરાના નામદાર મહારાજાનાં પુત્રી ઇંદિરારાજા આવતી મેટ્રિકયુલેશનની પરીક્ષામાં બેસનાર છે એમ વાત બહાર આવી છે.

**એલ. એમ. એન્ડ એસની પરિક્ષામાં સ્ત્રીઓ**—મુંબાઇની યુનિવર્સિટીની વૈદ્યવિદ્યાને લગતી એલ. એમ. એન્ડ એસની પરીક્ષામાં ૫ સ્ત્રી ઉમેદવારો બેસનાર છે, જેમાં ત્રણ પારસી બાનુઓ છે.

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો વચ્ચે મેચ**—માથેરાનમાં પારસી સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો વચ્ચે ક્રિકેટ મેચ રમવાની ગોઠવણ કરવામાં આવી છે.

**એક વિદુષી સન્નારી**—મિસ લીલી ફ્રેઝર નામની એક અમેરિકન બાનુ થોડા વખતમાં મુંબાઇ આવનાર છે જે દુનિયાની કોઇપણ ભાષામાં વાત કરવાની અદ્દભુત શક્તિ ધરાવે છે.

---

Registered No. B. 436.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.
( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી. )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક ૫ | અંક ૩

સંપાદક, બન્ધુસમાજ.

ઈ. સ. ૧૯૦૭: નવેમ્બર.
વિ. સં. ૧૯૬૩: કાર્તિક.

## વિષયસૂચન.

# લવાજમની પ્હોંચ.

પાચમા વર્ષ પેટ.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૦ નં. | ૪૭૮ | રા. મોરેશ્વર ત્ર્યંબકરાવ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૨૧ ,, | ૬૭૮ | સૌ. હિરાકુંવર | | |
| ૨૨ થી ૪૩ | | ( ૨૨ લાઇબ્રેરીઓના | | |
| ૪૪ ,, | ૨૪૭ | રા. બળવંતરાય વજેશંકર છાયા | રાજકોટ | ૧—૪—૦ |
| ૪૫ ,, | ૪૪ | રા. જનુભાઇ અચરતલાલ બી. એ. | નડીયાદ | ૧—૪—૦ |
| ૪૬ ,, | ૩૮૫ | શેઠ મણિભાઈ સાંકળાભાઈ | નડીયાદ | ૧—૪—૦ |
| ૪૭ ,, | ૧૩૪ | રા. મોહનલાલ ખેમચંદ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૮ ,, | ૪૭૭ | દા. નંદલાલ ઘેલાભાઇ એલ. એમ. એન્ડ એસ. | નવપાડા થાણા | ૧—૪—૦ |
| ૪૯ ,, | ૮૭૪ | મીસીસ એમ. પી. | સુરત | ૧—૪—૦ |
| ૫૦ ,, | ૮૭૫ | સૌ. જમનાબાઇ દામોદરદાસ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૫૧ ,, | ૭૩૧ | રા. ચંદુલાલ અંબાલાલ દેસાઇ | પીંપલનેર | ૧—૪—૦ |
| ૫૨ ,, | ૮૭૬ | રા. શેઠ ચુનીલાલ ત્રીભુવનદાસ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૫૩ ,, | ૮૭૭ | રા. હીમ્મતરામ કેશવરામ મ્હેતા બી. એ. | મુંબાઇ | ૧—૪—૦ |
| ૫૪ ,, | ૮૭૮ | રા. બચુભાઇ (કા. નાટક કંપનીના સ્ટેજ મેનેજર) | વડોદરા | ૧—૪—૦ |
| ૫૫ ,, | ૮૭૯ | રા. નરસિંહલાલ રણછોડદાસ ઠક્કર | વડોદરા | ૧—૪—૦ |
| ૫૬ ,, | ૮૮૦ | રા. માધવદાસ જીઠાભાઇ. | મુંબાઈ | ૧—૪—૦ |
| ૫૭ ,, | ૮૮૧ | રા. મોરારજી લક્ષ્મીદાસ | રાણીગંજ. | ૧—૪—૦ |
| ૫૮ ,, | ૮૮૨ | સૌ. રતનબાઇ એ. આચાર્ય | મુંબાઈ | ૧—૪—૦ |
| ૫૯ ,, | ૮૮૩ | રા. રણછોડલાલ ડાહ્યાભાઇ | પાલણપુર | ૧—૪—૦ |
| ૬૦ ,, | ૪૮૬ | રા. સાકરલાલ બુલાખીભાઇ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૬૧ ,, | ૮૮૪ | રા. પુરૂષોત્તમ ડી. એસર | મુંબાઇ | ૧—૪—૦ |
| ૬૨ ,, | ૮૮૫ | રા. પ્રાણલાલ મગનલાલ | દાસરા | ૧—૪—૦ |
| ૬૩ ,, | ૮૮૬ | સૌ. લીલાબ્હેન જેસીંગભાઇ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૬૪ ,, | ૮૮૭ | સૌ. વજીબાબ્હેન | પલસાણા | ૧—૪—૦ |
| ૬૫ ,, | ૯૧ | રા. દ્વારકાદાસ છક્કડસી | અમદાવાદ | ૧—૪—૦ |
| ૬૬ ,, | ૮૮૮ | રા. વિઠ્ઠલદાસ વિ. ભાણજી | અકોલા | ૧—૪—૦ |
| ૬૭ ,, | ૮૮૯ | રા. વલ્લભદાસ કાનજી | અકોલા | ૧—૪—૦ |
| ૬૮ ,, | ૮૯૦ | શેઠ ત્રીભોવનદાસ હીરાચંદ | અલીબાગબંદર | ૧—૪—૦ |
| ૬૯ ,, | ૨૯ | રા. રમણિકશંકર પ્રભાશંકર | ભાવનગર | ૧—૪—૦ |
| ૭૦ ,, | ૮૯૧ | રા. ઇશ્વરલાલ નરભેરામ ઠાકોર | અમદાવાદ | ૧—૪—૦ |
| ૭૧ ,, | ૯૭ | રા. રવિશંકર ગણેશજી અંજારિયા | માંગરોળ | ૧—૪—૦ |
| ૭૨ ,, | ૮૯૩ | રા. ભાવાણી હરીલાલ જીવરાજભાઇ | ભાવનગરબંદર | ૧—૪—૦ |
| ૭૩ ,, | ૮૯૪ | રા. આઇ. ડી. મ્હેતા | એડનકેમ્પ | ૧—૪—૦ |
| ૭૪ ,, | ૮૯૫ | સૌ. મણિગૌરી | કડી | ૧—૪—૦ |
| ૭૫ ,, | ૮૯૬ | રા. દેવીદાસ વીસનજી | રંગુન | ૧—૪—૦ |

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૫ મું] ઈ. સ. ૧૯૦૭ નવેમ્બર—કાર્તિક વિ. સં. ૧૯૬૪. [અંક ૩ જો.

## ज्ञानसुगन्ध.

### चाह्युं कदी नहीं कोइने जीव्युं वृथा तो तो गयुं.

(हरिगीत.)

जन्मी अहीं संसारमां, रे! शो तम्हें ल्हावो लीधो,
निज स्वार्थप्राप्तिमां ज जन्मारातणो जो व्यय कीधो?
शुं जीवननुं साफल्य सघळुं स्वार्थमां आवी रह्युं?
ना! ना! भणे मुज हृदय आ: "स्वार्थी जीवन एळे गयुं."
सामर्थ्य हो, सौन्दर्य हो, समृद्धि के साम्राज्य हो,
बुद्धि, विद्या, कीर्ति हो—के इष्टसिद्धि सर्व हो;
ना! ना! नहीं कंइ कामनुं प्रेमे न जो दिव्य ज बन्युं,
प्रेम एक ज सत्त्व सहुनुं, प्रेम जातां सह गयुं.
जो स्नेहीने जोई सुखी तम हृदय सुखमय ना थयुं,
जो देखी दुःखी अन्यने तम हृदय दुःखे ना द्रव्युं;
कदी शब्दथी, कदी कर्मथी सुख ना दीधुं—दुःख ना हर्युं,
शा कामनुं जीव्युं तम्हारुं?—जीवी जगमां शुं कर्युं?

कदी प्रेमथी बोल्या नहीं, कदी प्रेमथी चाल्या नहीं,
कदी प्रेममां डोल्या नहीं, कदी प्रेममां म्हाल्या नहीं;
धिक्कार छे तो जीवनने–एथी वधारे शुं कहुं ?
चाह्युं कदी नहीं कोईने जीव्युं वृथा तो तो गयुं.
प्रेम साची देवसेवा, प्रेम ए भक्ति खरी,
नहीं प्रेमसम पूजा बीजी, प्रेमे ज राचे श्रीहरी;
परम धर्म ज प्रेम छे—ए तत्त्व जो ना अनुभव्युं,
जन्म्युं, जीव्युं के भोगव्युं–सर्वे खरे ! धूळमां गयुं.

( अनुष्टुप् ).

ल्ही ते प्रेमनुं सत्त्व, थई तन्मय बन्धुओ !
प्रसारी प्रेमने ज्यांत्यां, उन्नति देशनी करो.

"गुजराती" पत्र.

---

## કાવ્યકુંજ.

### મોહિની ગીત.

( બતાદે સખી કોન ગલી ગયો શ્યામ—એ રાહ. )

હમે તો, વીરા, અદ્દભુત મોહક નાર;
ગિરિગહ્વર ને ખીણ ખુણામાં
નિત્ય હમે વસનાર—હમે તો૦
મ્હોટા મ્હોટા નગર ગઢોથી,
દૂર હમે રહેનાર—હમે તો૦
પાણી કેરૂં પૂર ચઢે જ્યહાં,
અટકાવી રાખનાર—હમે તો૦
પવન તણી પણ પાંખો ઉપર,
પલાણ કરિ ઉડનાર—હમે તો૦
ભમતાં વીરો આવી ચઢે જવ,
મોહ-મંત્ર ભણનાર—હમે તો૦
અદૃશ્ય ગાયક બજવે વીણા,
(ત્હારે) મોહક આન ગાનાર—હમે તો૦

ભ્રમર.

## વીરની વિધવા.

(શિખરિણી.) ગૃહે તેઓ લાવ્યા, મરણવશ તેનો વીર પતિ;
પરંતુ તે બાળા, ન રડી પડી કે મૂર્છિત બની,
દશા ત્હેની દેખી, સઘળી સખીઓ એમજ વદે,—
રડે જો ના બાળા, ખચિત મરી તત્કાલજ જશે. ૧

(ઓખાહરણનો રાગ.) પ્રીતિ ત્હેની સંગે કરવા યોગ્ય,
હતો સહુ એમ બોલ્યાં લોક;
સત્યશીલ મિત્ર થઈ રહેતો,
શત્રુની ગમ ઉદાર થતો.

(શિખરિણી.) મૃદુતાથી ત્હેની[1] સઘળી સખીયોએ સ્તુતી કરી,
પરંતુ તે બાળા, કંઈ ન વદતાં સ્થિરજ રહી, ૨

(ઓખાહરણનો રાગ.) શાંતિ ધરિને નિજ સ્થાનેથી,
મૃદુ એક કુમારિકા ઉઠી;
પડયું હતું જ્યાં વીરનું શબ,
ત્યાં ગઈ તે ધરીને ધૈર્ય.

(શિખરિણી.) ખસેડયું ઢાંકેલું મુખ ઉપરનું વસ્ત્રજ જરી,
પરંતુ તે બાળા, કંઈ ન વદતાં સ્થિરજ રહી. ૩

(ઓખાહરણનો રાગ.) વૃદ્ધા ધાત્રી[2] ત્હેની એક,
જઈ ઉભી બાળાની સમિપ;
લઈ ત્હેનું[3] કુમળું બાળ,
સુવાડયું ઉત્સંગે[4] તે કાળ.

(શિખરિણી.) "મધુરાં બાળુડાં," વદીજ "તુજ અર્થે જીવું છું હું"—
અંને વૃષ્ટિધારા નયનથી વહી અશ્રુ તણી શું ! ૪

સૌ. સુમતી.

---

૧ મરણ પામેલ વીરની. ૨ ન્હાનપણથી ઉછેરી મ્હોટી કરનાર બાઈ. ૩ મરણ પામેલ વીરનું તથા બાળાનું. ૪ ખોળામાં.

# વિવિધ વિહાર.

## પુત્રીઓ પ્રત્યે ભાવ તથા કેળવણી.

કેટલીક અભણુ અને અજ્ઞાન માતાઓ પુત્રીના જન્મથી દિલગીર થાય છે. પણ તે ભૂલ ભરેલું છે. દુનિયામાં જેટલી જરૂર પુરૂષની છે. તેટલી જ સ્ત્રીની છે. એકલા પુરૂષથી જ દુનિયાં ચાલી શકે નહીં. જેટલો દીકરો ઉપયોગી છે તેટલી જ દીકરી ઉપયોગી છે. માટે દરેક પર સરખો ભાવ રાખવો જોઇએ. આ હલકો વિચાર એવો સજડ થઈ બેઠો છે કે સહેલાઇથી નિકળી શકે એમ નથી. લમ્પટ-વ્યસની અને સર્વે દુર્ગુણોથી ભરપુર એવા પુત્ર કરતાં સુશીલ, પતિવ્રતા, સદાચરણી અને સદ્વિચારી પુત્રીની માતાઓ કેટલું માન ખાટે છે, અને આવી સર્વગુણસંપન્ન પુત્રી કુળને કેવી શોભા આપે છે। કોઈ પણ કોમના ખરા ઉદયનો આધાર તેની ઉછરતી પ્રજાને સુધારવા ઉપર રહે છે; અને તે ઉછરતી પ્રજાના ભવિષ્યનું સ્વરૂપ તેને ઉછેરનાર માતાના હાથમાં રહેલું હોય છે. માતા બાળકનું ભવિષ્ય સુધારે છે અથવા બગાડે છે.

માતા પોતાના બાળક ઉપર શાંતવૃતિ, નિઃસ્પૃહતા, પ્રેમાળપણું, વાત્સલ્યભાવ વગેરે ઉમદા ગુણોની છાપ પાડી શકે છે અને ભવિષ્યના ઉત્તમ વર્તનનું આરોપણ માતાથી જ થાય છે અને તેથી જો કેળવણી પામેલી માતા હોય તો તેની પ્રજામાં ઉચ્ચતર ગુણો સ્વાભાવિક રીતે આવી જાય છે. પુત્રી પરના અભાવને લીધે માવતર તેને પૂરતું શિક્ષણ પણ આપતાં નથી. દરેક પુત્રીઓને કેળવણી આપી ગ્રેજ્યુએટ બનાવવી તેવું કાંઈ નથી, પણ સુશીલ પુત્રી, ગૃહવ્યવહારમાં કુશળ ગૃહિણી થાય અને બાળકોને ઉત્તમ સંસ્કારી બનાવનારી, અને પોતાના પતિને સલાહ આપવાને યોગ્ય બને, તેવી જાતની કેળવણી આપવાની જરૂર છે. પુત્રીને ઉપયોગી થઈ પડે તેવું શિક્ષણ આપવાની ખાસ માતાની જરૂર જ છે. યૂરોપિયન લોકોમાં નાનપણથી જ પુત્રીને પુત્રની માફક કેળવવામાં કાળજી અપાય છે. કેટલાંક કહે છે કે સ્ત્રીને ક્યાં કમાવા જવું છે? પરંતુ ઘરમાં કેટલો ખર્ચ થાય છે તેનો હિસાબ રાખવો વગેરે આથી આવડે છે. વળી કેળવાયેલો પતિ અને વગર કેળવાયેલી પત્નીને દમ્પતીવ્યવહાર સંસારમાં સદા સુખ રૂપે નીભાવવો મુશ્કેલ થઈ પડે છે. જો સ્ત્રી યોગ્ય કેળવણી પામેલી હોય તો જ દેશની ચડતી થવા આશા રાખી શકાય. દરેક સ્ત્રીએ ભણીને વક્તા થવું તેમ કાંઈ નથી પણ સ્ત્રીધર્મ એટલે ઘરસંસારને લગતું જ્ઞાન મળે તેટલી કેળવણી તો અવશ્ય આપવી જ જોઇએ. કેટલીક ભણેલી સ્ત્રીઓ નિન્દા થાય તેવું કૃત્ય કરે છે એ વાત ખરી છે પણ ભણેલી કરતાં અભણ સ્ત્રીથી આવાં કૃત્ય વધારે થવા સંભવ છે. ભણેલી સ્ત્રીઓની વખતે નિન્દા થાય છે તેમાં ભણતરનો દોષ નથી પણ અધુરી કેળવણી, લાગેલી કુસંગતિ અને કાચી બુદ્ધિનો દોષ છે માટે તેમને સદુપદેશ મળે તેવો અભ્યાસ જરૂરનો છે.

" જે જે કેળવણીથી મન મારતાં શિખાય તે જ કેળવણી. ".

" જૉનસ્ટર્લીંગ. "

સ્ત્રીશિક્ષણ બધા સુધારાનું મૂળ છે. તેમને માટે ખાસ ઉપયોગી થાય તેવાં શિક્ષણની જરૂર છે. તેઓને એકલાં પુસ્તકો વંચાવી પોપટીયું જ્ઞાન આપવામાં આવવાથી ઘરકામ કોણ કરશે ? તે પણ વિચાર કરવાનો છે. સ્ત્રી પતિની પ્રધાન અને મિત્ર છે અને તેને પોતાની ફરજો બજાવવા માટે શિક્ષણ આપી યોગ્ય કરવી જોઇએ. એટલે સંબધીઓ પ્રત્યે તેમનો ધર્મ કેવી રીતે સાચવવો, સંપત્તિ, વિપત્તિમાં કેવી રીતે વર્તવું, પતિ પ્રત્યે પોતાની શી ફરજ છે, આવક જાવકનો હિસાબ કેવી રીતે રાખવો, બાળકોને શી રીતે ઉછેરવાં, ઘર વ્યવસ્થા કેવી રીતે રાખવી, મતલબ સદ્‌ગુણી સ્ત્રી શી રીતે થવાય એ જ્ઞાન સંપાદન કરવાનું છે. આવી કેળવાયેલી સ્ત્રીઓ પોતાના પતિ અને સર્વને આનન્દ આપે છે. ઘર એ સદ્‌ગુણ શીખવાની શાળા છે. શરૂઆતનાં શિક્ષકો માતાઓ છે અને માતાએ કેમ શીખવવું એ બહુ સારી રીતે જાણવું જોઇએ. વગર કેળવાયેલી માતા શીખવી શકતી જ નથી, અને તેના હાથમાં જે ઘર હશે તેના કુટુંબની સ્થિતિ વિદ્યામાં, તનદુરસ્તીમાં પછાત રહે તો નવાઇ નથી. જ્યાં સુધી તમારાં મન વિકાસ પામેલાં નથી, આનન્દમાં નથી, ઉમંગભર્યાં નથી ત્યાં સુધી બાળકોમાં તેને ખાસ જરૂરના મહાન ગુણ પ્રકાશ પામે એ કેવળ અસંભવિત જ છે. યૂરોપ અને અમેરિકા સાથે હિન્દુસ્તાનને સરખાવતાં માલુમ પડશે કે તે દેશની સ્ત્રીઓ દરેક રાજ્‌કીય અને સામાજીક બનાવોમાં ભાગ લેનારી અને વાદવિવાદ કરીને તેમાં પુરૂષોને સહાયતા કરનારી છે. તે દેશોમાં સ્ત્રીકેળવણીનો ફેલાવો વિશેષ હોવાથી તે લોકોની સ્થિતિ કેટલી બધી સુધરેલી છે ? જ્યાં સુધી અંહી પુત્રીઓને ઉંચા પ્રકારનું શિક્ષણ અપાશે નહિ ત્યાં સુધી તેમની શારીરિક, માનસિક ઉન્નતિ કદી પણ બની શકવાની નથી. નાનપણથી જ કન્યાને થોડું, મધુરૂં અને વિવેકભરેલું બોલતાં શીખવવું. થોડું બોલવું એ એક મોટામાં મોટો ગુણ છે. સ્ત્રીઓમાં તો ખાસ કરીને તે ગુણ હોવો જ જોઇએ. થોડાબોલી વહુ દીકરીઓ દરેક ઠેકાણે માન પામી વખણાય છે. કામ પુરતું થોડું બોલવું, તેમ જ તે શુદ્ધ અને મધુર કોઇને પણ પ્રિય લાગે એવું બોલવું. વાણી એ મોટામાં મોટું વશીકરણ છે. સ્ત્રીઓમાં મધુર વાણી હોવાની અગત્ય છે. વાણીથી પ્રાણીઓ પ્રિય અને અપ્રિય થાય છે. માટે માબાપોએ નાનપણથી પોતાની છોકરીઓને કામ જેટલું થોડું, સારૂં, શુદ્ધ, મધુર વિવેકભરેલું બોલતાં શીખવવું જોઇએ.

જેમ માતાની પુત્રીઓની કેળવણી ઉપર જવાબદારી છે તેમ કેળવણી પામેલી વિદ્વાન સ્ત્રીઓની ફરજ તેઓએ લીધેલી કેળવણી પોતાની બ્હેનોમાં ફેલાવીને તેઓની સ્થિતિ સુધારવાની છે. સુધરેલા દેશો તરફ આપણે જોઇશું તો આપણને માલુમ પડશે કે એમનામાં બધે ઠેકાણે સ્ત્રીઓને કેળવણી અપાય છે. સંસારસુખનો આધાર પણ સ્ત્રીકેળવણી ઉપર જ છે તો શા વાસ્તે બનતું કરવું ન જોઇએ ?

"વિદ્યાભ્યાસ એ તરૂણાવસ્થામાં પોષણ, વૃદ્ધાવસ્થામાં મોજ, સંપત્તિમાં શણગાર તથા વિપત્તિમાં દિલાસો છે. ઘરમાં તેથી આનન્દ ઉપજે છે, બહાર નમ્રતા પથરાય છે ને દિવસે કે રાત્રિને વિષે, મુસાફરીમાં કે એકાન્તવાસમાં તે આપણને છોડી જતી નથી."

"સિસેરો."

વિદ્યા—કેળવણીનો આવો અવર્ણનીય મહિમા જાણીને તે સંપાદન કરવાને કોણ ન લલચાય ? પુત્રીને કેળવણી આપવા તરફ ધીમે ધીમે વલણ વધતું થતું જાય છે તે ખુશી થવા જેવું છે. પણ શિક્ષણ સારૂં જ હોવું જોઇએ. કેમકે—

"ખોટું અથવા ખરાબ શીખવવું તેના કરતાં ન શીખવવું એ વધારે સારૂં છે."

માતામાં જેવી નીતિ, ગુણ તથા વિદ્યાની અસર હોય છે તેવીજ બાળકમાં પણ આવે છે. માતામાં વિનય હોય તો બાળકમાં પણ વિનય આવે છે, એવી રીતે બાળકના સદ્ભાગ્યનો કે દુર્ભાગ્યનો આધાર માતા ઉપર જ રહેલો છે. માતાશિક્ષણનો પ્રભાવ એવો છે કે તેજ બહુ અસર કરે છે. બાલકોઓને યોગ્ય કેળવણી આપી ધર્મવાન, નીતિવાન અને વ્યવહારમાં કુશળ બનાવાય તેવી કેળવણી જરૂરની છે. અને તેમનો સંસાર સુખરૂપ થવાને તેમની બાલ્યાવસ્થાપર પુરતું ધ્યાન આપવાની જરૂર છે. પરંતુ જ્યાં સુધી માતા અજ્ઞાન અને દુર્ગુણી હશે ત્યાં સુધી તેનાં બાળકો સુધરવાની આશા રાખવી વ્યર્થ છે. બાળ ઉન્નત્તિનો સઘળો આધાર સુજ્ઞ જનની ઉપર છે. પુત્રીઓને જ્યારે પ્રથમથીજ ઉંચી કેળવણી આપવામાં આવશે ત્યારેજ તેનાં કૃત્ય વિનયશીળ, વાણી વિનયવાળી, લાગણી ધાર્મિક અને વૃત્તિ સદ્વિચારી થશે. તેમને પતિપ્રેમી થવાનું, પરમ કૃપાળુ પરમેશ્વરનો આભાર માનવાનું, ગૃહ સારી રીતે સ્વચ્છ, સુશોભિત અને વ્યવસ્થાવાળું રાખવાનું, રસોઇનું અને બાળકોને ઉછેરવાનું શીખવવાનું કામ માતાઓનુંજ છે. પણ અજ્ઞાની માતાઓ પોતાની ખરી ફરજ બજાવી શકતી નહીં હોવાથી પુત્રીઓને સંસારમાં ઘણું સહન કરવું પડે છે.

કહેવત છે કે—"યથા રાજા તથા પ્રજા." "જેવા રાજા તેવી પ્રજા" તે પ્રમાણે આપણે કહી શકીએ કે "જેવી માતા તેવી તેની બાળા." સંસારનું રાજ્યતંત્ર ચલાવનાર સ્ત્રીજાતી જો કેળવાયેલી હશે, અને તેનું રાજ્યતંત્ર સારૂં ચાલતું હશે તો તેની અસર તેના કુટુંબ ઉપર ઉત્તમ પ્રકારની થશે, અને જો ( સંસાર ) રાજ્યતંત્ર ચલાવનાર સ્ત્રી વગરકેળવાયેલી હશે તો તેની અસર તેના કુટુંબપર નઠારી થયા વગર રહેશે નહીં. સ્ત્રી પુરૂષના સુખદુઃખનો સાથી છે, અને બન્ને કેળવાયેલાં હોય તોજ તેઓ એક બીજાને સુખરૂપ થઇ શકે તેમ છે. વીર પુરૂષ નેપોલીયને પણ કહ્યું છે કે—

"દેશની ઉન્નતિ કરવી હોય, તો તે મારેનો રસ્તો સ્ત્રીકેળવણીજ છે. છોકરાની કેળવણીથી એક જણ કેળવાય છે પણ પુત્રીઓની કેળવણીથી તે અને તેનું ભવિષ્યનું કુટુંબ કેળવાય છે."

હાલના સમયમાં નિશાળમાં છોકરીઓને મોકલી એટલે કેળવણીના સંબંધમાં કર્તવ્ય થઇ રહ્યું તેમ અજ્ઞાન માતાઓ માને છે. પરંતુ માતાની જવાબદારી કેટલી છે તે ઉપર કહી ગયા તે ઉપરથી જણાયા વગર રહેશે નહીં. પુત્રીઓને પણ પુત્ર માફક ગણીને તેનો સંસાર સુખમય થવાને જે વખતે તેની અંદર કેળવણીનું બીજ રોપવું જોઇએ, જે વખતે તેની બુદ્ધિ ખીલવવી જોઇએ તે વખત બેદરકારીથી ગુમાવવામાં આવે છે. નિશાળમાં એક બીજાના સહવાસને લીધે એક સરખા નિયમ પ્રમાણે ચાલવાની ટેવ પડે છે. વળી ત્યાં શીખવાતાં ચીત્ર, ગુંથણ, સીવણકળાઓમાંથી એક અથવા વધારેમાં મેળવેલી નિપુણતા

તેમને આગળ જતાં સુખી અને આનંદી બનાવે છે. પણ તે સાથે ગૃહકાર્યને લગતી ફરજોનું ખાસ જ્ઞાન આપવાની જરૂર છે. નિશાળમાં લીધેલી કેળવણીથી તે યૂરોપની હકીકત મોઢે બોલી શકશે, પણ તેથી કાંઈ ઘરગતુ શિક્ષણ મળેલું કહેવાશે નહીં, તેમ પોતાના ઘરની માહિતી પણ મળતી નથી. સ્પષ્ટ વાંચન, શુદ્ધ લેખન, અને પાત્ર ઘરગતુ હિસાબ આવડે તોપણ ઘણું જ્ઞાન મેળવેલું કહી શકાય. અને તે સાથે પત્ની તરીકે, ગૃહિણી તરીકે, અને માતા તરીકેની પોતાની જવાબદારી કેટલી છે તે પણ શીખવવાની જરૂર છે. આવી મહાન્ ઉપયોગી બાબત સાથે ધાર્મિક કેળવણીની પણ જરૂર છે. આવી કેળવાયેલી પત્ની થયા સિવાય તે પોતાની પુત્રીઓને શિક્ષણ આપી શકશે નહીં. મતલબ શાંત સ્વભાવથી રહેવાનું, શીયલ સાચવવાનું, બાળકોને ઉત્તમ બનાવવાનું, પાકશાસ્ત્રનું, નોકર ચાકર સાથે યોગ્ય વર્તન રાખવાનું, પરોણા ( મીજમાન ) ના આતિથ્યનું, કરકસરથી અને ડહાપણથી ઘર ચલાવવાનું, ઘર સ્વચ્છ રાખવાનું, તાજી હવા, પ્રકાશ અને સ્વચ્છતાના લાભો સમજવાનું ઉપયોગી શિક્ષણ જરૂરનું છે. હાલની કેળવણીની પદ્ધતિ બહુ અધુરી મનાય છે. કેટલાક જરૂરના વિષયોનું જ્ઞાન નથી મળતું અને કેટલાક ખાસ વગરજરૂરના વિષયો શીખવાય છે. સ્ત્રીકેળવણીને માટે સતીઓનાં ચરિત્રો, ધર્મશાસ્ત્રોનાં ઉદાહરણો, અને મહાન ભાવના ઉત્પન્ન થાય તેવાં પુસ્તકો જોઇએ.

વૈદક સંબંધીનું ઘરગતુ જ્ઞાન સ્ત્રીઓને માટે ઘણુંજ જરૂરનું છે, કેમકે આથી પોતાનું તેમજ બાળકોનું જીવન શી રીતે નિરોગી, સુખી અને સારૂં રહે તે સમજી શકે; તો તે વિષય પણ ઉમેરવો જોઇએ. કેમકે હાલની બાળક-માતાઓને તેનું જ્ઞાન બીલકુલ હોતું નથી. આથી સ્પષ્ટ સમજાય છે કે સંસારને સુખમય કરનારી કેળવણીનીજ ખરી જરૂર છે, અને કેવળ વાંચતાં લખતાં આવડે એટલે કેળવણી મળી ચુકી એમ સમજવામાં કેળવણી આપનારાં માબાપો, શિક્ષાગુરૂઓ અને કેળવણી લેનારાંની મ્હોટી ભૂલ છે. વાંચવા લખવાનું જ્ઞાન એ માત્ર સાધન છે જેનાથી સારો અથવા નઠારો બન્ને ઉપયોગ થાય છે. આધુનિક સમયમાં કેટલીક સ્ત્રીઓ અપૂર્ણ કેળવણી લઇ, બીજાને દુઃખ કરે તેવું ચાવળાઇથી ચાવી ચાવીને બોલે છે, ભાત ભાતનાં વસ્ત્રાલંકારમાં ખર્ચ વધારે છે, સાસરિયામાં સ્વતંત્ર બનવા પ્રયત્ન કરે છે, બીજાને વખોડતાં શીખે છે, અને લાજમર્યાદા ન સાચવી બીજા સાથે તો ઠીક પરંતુ સાક્ષાત્ પરમાત્મા સ્વરૂપ પતિની આજ્ઞાનું પણ ઉલ્લંઘન કરે છે અને પોતાની વર્તણુકથી પતિને અસંતોષ પેદા કરે છે. માટે સારાં શિક્ષણનીજ ખાસ જરૂર છે કે જેથી તેઓ સારી ગૃહિણી થઈ શકે. એવી ઉત્તમ ગૃહિણી સંસારનું ભૂષણ છે. એટલા માટે સંસારને સુખમય બનાવવો હોય તો પુત્રીઓને બચપણમાંથીજ સારી કેળવણી આપો. માતાઓ પોતાની પુત્રીઓને નહાનપણથીજ પોતાની સાથે રાખી ઘર કામમાં કેળવે અને યોગ્ય શિક્ષણ આપે તો ઘણોજ ફાયદો થાય.

એન. કે. વૈશ્નવ.

## મ્હારી મધુરી.

(ધીરસમીરે યમુનાતીરે વસતિ વનમાલી—એ લય.)

[1]પ્રિય મ્હારી તું મીઠી સાકર, જ્યાં ત્યાં મધુરી લાગેરે. (ધ્રુવ.)
[2]બ્હારથી મધુરી, અંદર મધુરી, મધુરી મધુરી સૌ અંગેરે;
મધુર હોઇ તું મધુર બનાવે, જે આવે તુજ સંગેરે. પ્રિય૦
મધુર પદાર્થનું સત્ત્વ ગ્રહીને, કરી ત્હેમાં કાંઈ મૂર્ત્તરે,
શું વિધિએ નિર્મી માધુર્યની રમ્ય, મધુરી મૂર્ત્તિરે. પ્રિય૦
આસ્વાદન કરી [3]રસનું ત્હારા, નહિ કદી હું તો ધરાઉરે,
માટે મધુરી! માગું એટલું કે હું [4]ત્વન્મય થાઉંરે. પ્રિય૦

નડિઆદ–નાગરવાડા. } ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા.

---

# વાર્તાલહરી.

## વૈધવ્ય.

(લેખક—શાહ અમૃતલાલ ઓધવજી.)

(અનુસન્ધાન પૃષ્ઠ ૨૨ થી.)

'સંપૂર્ણ જ્ઞાન અશક્ય છે ને અર્ધજ્ઞાની સારા નહીં; કાં તો મૂર્ખ યા તો ગાંડા સારા. પણ અર્ધજ્ઞાની બેવકૂફ કે ગાંડા શી રીતે થઈ શકે? મને તો આ બાબત અશક્ય જેવી લાગે છે.'

આવું આવું તેને વાંચવું ગમ્યું નહિ. તેથી તે પડતું મૂકી, છાપેલું પુસ્તક લીધું. જેમાં પાના ફેરવતાં નીચેના ફકરાઓ અરધા અરધા વાંચ્યા.

'મનુષ્યો જન્મે છે, સમજણું આવે છે, મોજ શોખથી સુખ માને છે, આમ દેહ લય પામે છે. સમજ સાથે કોઇને વિચાર ઉદ્દભવતો નથી કે જીવન માટે સુખ કે સુખ માટે જીવવું? સુખ માટે જીવવું એ ગાડરિયો પ્રવાહ વગરવિચાર્યે, વગરબુદ્ધિનો સર્વ સામાન્ય–માન્ય થઈ પડ્યો હોય છે. કોઈ પણ જીવને પ્રશ્ન થશે કે 'તમો શા માટે જીવો છો?' 'જીવીને શું કરવા ધારો છો?' 'જીવન પસંદ છે?' 'જીવનનું સુંદર પરિણામ ઇચ્છો છો?' 'તમારો રસ્તો કયો?' 'તમો જે રસ્તે જાઓ છો તે કયો?' 'તે રસ્તે જવાનો તમારો શો હેતુ છે?' જવાબમાં આંખ આડા હાથ કે કાનમાં આંગળી મુકવામાં આવશે. અજાયબ છે

---

૧. અત્ર પ્રિયપત્નીને મીઠી સાકરરૂપે ગણી છે. "સાકર બધેથી ગળી હોય," તેમજ પ્રિયપત્ની પણ સર્વત્ર જ્યાંત્યાં મીઠી લાગે છે. સર્વ પંક્તિઓ એક પક્ષે પ્રિયાને તથા અન્ય પક્ષે સાકરને લાગુ પડે છે.

૨. (પત્નીના સંબન્ધમાં) બ્હારથી અર્થાત્ શરીરના સ્વરૂપે; અંદર અર્થાત્ પ્રેમપૂર્ણ હૃદયે. પ્રિયા શરીરે સુન્દર છે અને હૃદયે પ્રેમપૂર્ણ છે.

૩. રસ–(પ્રિયપત્નીના સંબન્ધમાં) પ્રેમમાધુર્ય. ૪. ત્વન્મય—તુંમય, તું હું ના ભેદ વિનાનો.

કે સોએ એક પણ મનુષ્ય પોતાની ફરજ તો શું પણ નિત્યકર્મ કે પોતાના જીવનની સાર્થકતા પણ જાણતો નથી તેમ જ જાણવા પ્રયત્ન વા દરકાર કરવા પણ ઇચ્છતો નથી. અહા ? શું શુષ્ક જીવો છે ! ગમે તેટલું પુછો, સમજાવીને પુછો, સમય આપીને તેનો વિચાર જાણવા માગો તો પણ તેની શક્તિ શુન્ય હશે. દૃઢતા નથી તેથી ભવિષ્યનો નિશ્ચય તો કરી શકતો નથી; પણ સારાનઠારાનો વિચાર પણ કરી શકતો નથી. શું જવાબ દે ? શીખવવામાં આવ્યું હોય કે કોઈ દિ પણ સ્વમગજમાં ઉદ્‌ભવ્યું હોય ત્યારેકની ? કદાચ કોઈ કહેવા ધારશે તો એ હશે કે 'એમ એ. થશું,' પછી ? તો કહેશે કે 'નામના મેળવશું—પુષ્કળ કમાશું ને મોજ શોખ ભોગવશું.' કોઈ એમ પણ કહેશે કે 'મારો રસ્તો મને માલમ નથી. જવાય ત્યાં ખરૂં, જવાય ત્યારે ખરૂં. સારાસાર તો ઉપરનો જાણે, હું તો સૌ જાય છે એટલે જાઉં છું; બાકી મને ખબર નથી; ત્યાં ગયા પછી (નોકરી કે શેઠાઈ) કરીશ તે હું સમજતો કે કહી શકતો નથી. વિ૦ વિ૦.'

શું આ જીવનનો ઉદ્દેશ હશે ? નહીં. જીવવું, ખાવું, પીવું ને મરવું ? તેમાં નવું શું છે ? શું નહીં. ચિરસ્થાયી સુખની પ્રાપ્તિ તે જીવનનો ઉદ્દેશ નહીં ? આ સુખ કેમ પ્રાપ્ત થાય ? ચિરસ્થાયી સુખ કેવું હોય ? તેનું સ્વરૂપ શું હશે ? જીવન સ્થિતિ વિદ્યાર્થીમય જેવી લાગે છે. જીવન એ અભ્યાસ છે. અભ્યાસનો અન્તસાર ચિરસુખપ્રાપ્તિ જે સતત્ પ્રયત્નથી મળે છે તે છે. ચિરસુખપ્રાપ્તિ એટલે સતત્ અભ્યાસથી એક એવા જ્ઞાનની પ્રાપ્તિ કે જે જ્ઞાનથી સુખ વા દુઃખ જણાય નહીં, સર્વ સુખમયજ લાગે, ભાવ અભાવ થાય નહીં, હર્ષ શોક હોય નહીં. આનો અર્થ લાગણીશુન્ય નહીં, પણ લાગણી અસર કરે નહીં એ છે. આવું જ્ઞાન તેજ પરમસુખની પ્રાપ્તિ, એજ જીવનનો ઉદ્દેશ, જે અખંડ ઉદ્યમથી મેળવી શકાય છે તે હોવો જોઇએ. આ જ્ઞાનના ભાક્તા, યોગી કે સંસારી થઇ શકે છે, તેજ સત્ય મહાત્મા કહેવાય છે.

આ વાતમાં કંઈ રસ આવ્યો નહીં એટલે તે પડતું મૂકી પત્રો તપાસવા લાગી. પ્રથમ જે પત્ર હાથમાં આવ્યો તે હરિહરના કાકાએ લખેલો હતો. તેનો કંઈક સાર નીચે પ્રમાણે છે. 'તારા પિતા રજા આપે કદાચ, પણ મને અવકાશ નથી. તથા તે વાત મને નિરસ જેવી લાગે છે, એટલે તેમાં હું તને કંઈ ઉપયોગી થઈ પડું એ અશક્ય છે. હું પુરૂં મારૂં પોતાનું પણ સંભાળી શકતો નથી. તને તે ધંધો ગમતો નથી અને હવે બીજો ગમશે એ પણ શંકા છે. લાગ્યું ભોગવ્યા શિવાય છૂટકો નથી. જો આવી સમજણ હતી તો પ્રથમ પરણ્યો જ શું કરવા ? હું તને કંઈ સલાહ હાલ તરત આપી શકું એમ નથી. વિ૦'

પત્ર પછવાડે હરિહરરાયે લખ્યું હતું કે—'સ્વાર્થઅંધ છે. પોતાઆડે પારકું ન જ સુઝે. નિમાજ પડતા મસીદ કોટે વળગે એ શંકા લાગતી હોય એમ જણાય છે. પોતે છુટા છે, પણ મને હજુ ભોગાવલી કર્મની શીક્ષા આપે છે. યોગ્યાયોગ્ય વયના ભાન વગર મારી અગાઉની સમજ મને યાદ દેવરાવે છે. મતલબ કે હાલ મને ખરતો કરે છે, એમ કહીને કે મોટા થા, કંઈ શક્તિ જણાશે તો પડખે રહીશ !'

બીજો પત્ર કોઈ મિત્રનો હતો. તેમાં લખ્યું હતું કે—'લગ્નનો વિષય અધ્યયન કરવા જેવો છે.

તેનું છે! નહીં જ. દરેક પ્રાણીઓએ પોતાની સ્થિતિને યોગ્ય ધર્મ ફરજનું જ્ઞાન પ્રાપ્ત કરવું અત્યાવશ્યક છે. આટલા માટે શ્રીમંતો ઉદ્યોગશાળા ખોલે તો આશીર્વાદ રૂપ થઈ પડશે.'

બીજા પત્રો તપાસવા મૂકી દઇને કીશોરીએ આ પત્ર તારવી લીધો. પોતાને નવો જન્મ થયો હોય એમ ભાન થયું. આજે જ તેને જ્ઞાન પ્રિય થયું હોય એમ લાગ્યું. પત્રને શિક્ષક તુલ્ય સન્માનથી જોવા લાગી. પોતાના નૂતન જીવનપ્રવાહ તરફ વિચાર-સ્ફુરણા થઈ આવી. પોતાનુ ભવિષ્ય નક્કી કરવા લાગી. ભવિષ્યનું ખરૂં ભાન હવે જ થવા લાગ્યું. પતિપ્રેમનું ખરૂં ભાન પણ આ પત્રે જ કરાવ્યું લાગ્યું. અવનવું જ્ઞાન પ્રબોધનાર આ પત્ર જીવનતુલ્ય જાણી સાચવી રાખીને બીજી બાજી સંકેલી લીધી. પોતાનો માર્ગ હવે તે નીહાળવા લાગી.

પોતાનું વિધવાદુઃખદર્શન તેણીએ ફક્ત પંદર દિવસમાં અનુભવ્યું. કાણે આવનારાં માણસો મિષ્ટાન્ન ઉડાવતાં અને વિધવાને આશ્વાસન અર્થે પ્રતિબોધ કરતાં અને સ્વ સ્થિતિનું ભાન કરાવતાં. મિષ્ટાન્ન જમતાં પરની દયા ખાનારાઓનું આ રાક્ષસી કર્મ જ દુઃખદર્શન કરાવવાને બસ હતું. તે અરસામાં વિધવાએ સાંભળેલા–કાનપર આવેલાં વાક્યો જરા ઉપયોગી હોવાથી અહીં ઉતાર્યા છે.—'અલી? કહે છે કે કિશોરીનો પિતા સુધારા સમાજનો સુધારક સભાસદ હતો તેથી તેનું પુનર્લગ્ન કરવાનું સંભળાય છે, અને એટલા માટે તો હરિહરરાયનો દા'ડો પાણી પણ કરવાનાં ન્હોતાં.' 'અરે, નાના, હજારોના દા'ડા ખાધેલા એટલે ખવરાવવા દા'ડો કરવા વગર કેમ ચાલે? હતો એમ ખરૂં કે સુધારાવાળાઓને દા'ડો નામ ગમતું નથી.' 'અરે પણ ત્યારે શું ફરી લગ્નની વાત ખોટી? જો એમ હોય તો આ વેશ રાખવાનું જુના જમાનાવાળા ઘરડાઓ શું કહી ગયા છે ખરા? ધીમે ધીમે–હમણા નહીં તો બે વર્ષે પણ આવડી નાની છોડીને શું પરણાવ્યા વગર તે સુધારાના સભાસદો રહેવાના હતા કે?' 'અરે બેન? નવલકથાકારો ધંધો જ લઈ બેઠા છે, અને નવરાઓ એવું વાંચીને જુવાનીના જુસ્સાને લઇને ઉશ્કેરાઇ જ ગયા છે કે બસ સુધારો જ સુધારો. સુધારામાં શું? પુનર્લગ્ન ને છૂટા છેડા. બધી જ નાતરિયા નાત, અને પતિપત્નીવ્રતધર્મ પર પાણી.'

સહજમાં અપમાન ગણી લેનારી શ્રીમન્ત પિતાની પુત્રી અને શ્રીમન્ત પુત્રવધૂ આ ઉશ્કેરાઈ જવાય એવા શબ્દો કર્ણગોચર થતાં જ મુંઝાવા ને રોવા લાગી. સ્થિતિનું ભાન કરાવનાર શબ્દોની આ શ્રેણી હજુ તો પાશેરામાં પહેલી પુણીની શરૂઆત જેવી જ હતી. 'જીવન સંપૂર્ણ થતાં સુધી વંધ્યા વિધવાને શું આજ શિરપાવ? અભાગણીનું જીવન હમેશાં લંબાય છે અને આશ્રયદાતા (માતા પિતા ભાઇ ભાંડુ તથા શ્વસુર પક્ષ) દૂર જતા જાય છે. અરે મારૂં જીવન ત્રીજે ભાગે પણ હજુ વીત્યુ નથી તો આજથી જ આ ગુંસરી કેમ સહન થશે? હું દ્રવ્યથી સુખ સમજતી હતી; પણ મને તો આ દ્રવ્ય પણ સુખી કરી શકે એવું લાગતું નથી. અહા, મ્હારા સગા સમ્બન્ધીઓના આચારવિચાર સાથે જ મારા આચાર વિચાર વિષે પણ અત્યારથી જ સંશય લાવવામાં આવે છે. મને કોણ સહાય આપશે? હિંદુ સંસારના કષ્ટપ્રાયઃ રીવાજથી મારી માતા કે સખી પણ મને સઘળે સમયે આશ્વાસન આપવા મને અપશુકનીયાળ ગણી મારી પાસે રહેશે નહિ. અરે. લગ્ન?

મને હવે એવું સુઝાડ કે જેથી ગમે તે (જાતનું) પ્રાણી એકલું રહીને પણ નિરાલંબને કોઇ જડ આશ્રયથી ગમે તે એક જગ્યાએ પણ શાન્તિમાં રહી શકે. હું સુખ નથી ઇચ્છતી; પણ લોકદર્શનીયે ચડવાની મારી દુઃખી સ્થિતિ દૂર થાય એવું શું કોઈ સ્ત્રીજાતિય દૈવીતાન નહીં હોય કે જેના આશ્રયવડે હું જીવી શકું? અરે હું ન્હાની બાળ કેમ કાળ ગાળીશ?'

દુઃખી બાળાને તે જ રાત્રીએ સ્વપ્ન આવ્યાં. કોઈ પુરુષો ન કરે અને ન વિચારે ન કલ્પ્યામાં આવે તેવું તે વિધવા કિશોરીએ કર્યું. પિતા તુલ્ય સસરાની રજા લઇને પોતાનાં સઘળાં ઘરેણાં-દ્રવ્યથી ખરે એક 'ફ્રી વર્કીંગ ક્લાસ (મફત ઉદ્યોગશાળા)' ખોલી. પતિના સંગ્રહેલા ઘરેણાં તથા દ્રવ્યથી એક વિધવાસમાજ અને પ્રાર્થનામંદિર સ્થાપ્યાં. પોતે ઉદ્યોગશાળામાં અગ્રણી રહી કન્યા સ્ત્રી તથા વિધવા જે ઘેર રહી કરી શકે તેવાં કામો-ઉદ્યમો તેમાં શીખવવામાં આવતાં, જેવાં કે ભરત, ચિત્ર, શીવણ, ગુંથણ, બાંધણી, ઓરવું, નર્સનું કામ, રસોઈ, વણકર વિ૦.

આ મફત ક્લાસમાં પોતે દરરોજ એક કલાક સ્ત્રીઉપયોગી વિષય પર ભાષણ આપતી, વિધવાસમાજમાં સર્વોપયોગી કાર્ય વિષે ચર્ચા કરતી અને પ્રાર્થનામંદિરમાં ધર્મવ્યાખ્યાનો થતાં. કીશોરીના સસરાએ કીશોરીને મદદ કરવા માટે એક અનાથાલય અને ઉદ્યોગશાળાની દુકાન ખોલ્યાં. અનાથાલયમાં નિરુદ્યમી લોકોને ઉદ્યમ અને શક્તિ દ્રવ્ય આપવામાં આવતાં અને બનાવેલી ચીજો સ્વદેશીને સહાય માટે આ શાળાની દુકાનમાં સસ્તી કિંમતે વેચવા મૂકવામાં આવતી. કીશોરી હવે વૃદ્ધ થવા આવી છે. ઉદ્યોગશાળાએ દુકાનમાં થતી પુષ્કળ ઉપજ તથા આવતી મદદવડે બીજી મફત ક્લાસો ઉઘાડી દેશ પર ઉપકાર કીધો છે. સ્ત્રીઓ નિરુદ્યમીને ધિક્કારતાં અને ઉદ્યમને ચ્હાતાં શીખી છે. સ્ત્રીઓ સ્વસુખ દુઃખ સમજવા લાગી છે. મફત વાંચનગૃહ કરતાં પણ ઉદ્યોગશાળાની કિંમત હમણાં હમણાં વધી ગઇ છે. નિરાશ્રિતોને મદદ આપવાનો ખરો રસ્તો દ્રવ્યનો સદુપયોગ અને તેથી થોડા સમયમાં જ દેશમાં થતો ફાયદો ઉગી નીકળે છે. એ શ્રીમન્તો સમજવા શીખ્યા છે. હવેથી જ્ઞાનદાન અને અનાથાશ્રયને માટે માગવા નીકળવું પડતું નથી. હવેથી વિધવાઓ અવકાશના સમયે સુન્દરીસુબોધની વાંચક બ્હેનોને જાહેર લેખો દ્વારા જ્ઞાન આપે જ જાય છે. જે સ્ત્રીઓને ધંધા શોધ્યા પણ જડતા ન હોય તેઓને રસ્તાઓ બતાવે છે અને પોકારીને કહે છે કે કરવાનું ઘણું બાકી છે પણ આળસુને તે જડતું નથી. કીશોરીનો સસરો આ કાર્યથી આજે પણ પોતાની વૃદ્ધાવસ્થામાં કાર્યશીલ-ઉદ્યમી અને ઉત્સાહિત છે. કિશોરી પોતાનો રસ્તો પોતે જ સ્વમેળે પામી શકી એ અહોભાગ્યથી તે પોતાને મગરૂર ગણે છે. આપણે પણ દિંદના કોઈ દેવદેવીના કાર્યથી આ સ્વપ્ન ખરૂં પડે અને અનેક કીશોરી ઉત્પન્ન થાય એ જ પ્રાર્થનાની જરૂર છે.

# આનંદાશ્રમ.

## દીવાળીમાં નગરચર્ચા.

'દીવાળી' એ આનંદસૂચક શબ્દ છે અને દીવાળીના પ્રસંગમાં આનંદ અનુભવવાનું મન થાય એમાં કાંઈ નવાઈ છે? ધનતેરશથી કાર્તિક સુદ પડવા સુધીના દિવસો દીવાળીમાં ગણાય છે દીવાળીના તહેવારમાં મિત્રો સાથે નગરચર્યા જોવાની ઉત્કંઠા થતાં દિવસ તેમ જ રાત્રીએ ગામમાં ફરવા માંડ્યું. પ્રથમ તો 'ફટાકા' વાળાની દુકાને જઈ ચારચાર પૈસા વાળા મ્હોટા ટેટાની બે પેટીયો લીધી, અને છોકા માટે ફટાકા, કોઠીયો, બપોરીયાં, ફુલકણી રંગીન દીવાસળી, વાંવ, જલેબી વિગેરે મળી ચાર રૂપિઆનું દારૂખાનું લીધું. 'આટલા બધા દારૂખાનાને શું કરશો' એમ મ્હારા એક મિત્રે મ્હને પૂછ્યું ત્યાં ફટાકા વેચનાર મીયાં બોલી ઉઠ્યો "અરે જાઓરે સાહેબ? આ બહુ છે કે! ફટાકા વેચી વેચીને ઘરડો થયો. શેઠીયાઓને ત્યાં ત્રીસ ત્રીસ ચાળીસ ચાળીસ રૂપીયાનુ ને ત્હમારા જેવાને ત્યાં દસ દસ રૂપીયાનું દારૂખાનું મ્હેં આપ્યું છે. ચાર રૂપીઆનો તો હમારે હીસાબ નહિ સાહેબ. આપને માટે વિલાયતી તેલ, સાબુ, જોડામાં વરશે દહાડે પંદર પંદર વીસ વીસ ખરચો પણ બચ્ચાંને માટે ચાર રૂપીઆ ખરચતાં વિચાર કરો છો?' આ જવાબથી મ્હારો મિત્ર ચુપ થઈ ગયો અને અમે ચાલવા માંડ્યું. "એક એક લુમ ફટાકાની અને બબે ફુલકણી આપીયે. ફટાકામાં નકામાં પૈસા નાંખી દેવા? છોકરાં તો સ્હમજે નહિ." મ્હારા મિત્રના આ શબ્દોના ઉત્તરમાં એટલું જ કહ્યું કે–'અર્થશાસ્ત્રના આધારે આ પૈસો અનુત્પાદક (unproductive) માનતા હશો પરન્તુ હું એને ઉત્પાદક માનું છું. બાળકોને ન્હાનપણથી ગંભીર બનાવવાથી શરીર તથા મન વિકાસ પામતાં નથી. માટે આનંદ, રમત ગમતની જરૂર છે. ત્હમને જેવી સંગીતપાર્ટી, નાટક, ત્હેવું જ બાળકોને દારૂખાનું, રમતો છે. એ દ્વારા એમના શરીર અને મન આનંદથી વિકસે છે અને જીવનવ્યવહાર સારી રીતે ચલાવવા સશક્ત થાય છે. સ્થિતિ અનુસાર આવો આનંદ આપવો એ પ્રત્યેક માબાપની ફરજ છે. ત્હમને પૈસા બહુ વ્હાલા છે એટલે? કેમ?" આમ વાતો કરતા આવતા હતા ત્યાં એક ખાંચામાંથી કાંઇક લડવાડ સંભળાઈ. ખાંચો ન્હાનો હતો અને રસ્તા ઉપર અવરજવર નહોતી. લડાઈ સાંભળવાનું મન થતાં જરા ઉભા રહ્યા.

"ત્હમારે તો બારે દહાડા સરખા. આજ દીવાળીને દહાડે પણ ઘરમાં ન રહેવું."

'તું સ્હમજે જ નહિ. દીવાળી નિમિત્તે આજ પાર્ટી છે. ગમત છે તે જવુંયે પડે. રાતના બાર એક થશે.'

"ત્હમે ત્યાં ગમત કરો ને હમે અહીં ગોંધાઈ રહીયે. દીવાળીના દીવસોમાં ઘેર ગમત હોય કે બ્હાર. પછી કહેશો કે બાયડીઓ કેમ સુખી રહેતી નથી. ત્હમારે જવું હોય તો જાઓ. અમારૂં શું ચાલે?!"

આ લ્હડાઇમાં કાંઇ અર્થ હતો. દીવાળી જેવા શુભ અવસરે સ્નેહાળ પત્ની પતિના સહવાસની ભૂખી હોય, પતિ સાથે આનંદાલાપ કરવા ઉત્સુક હોય, એમાં શું આશ્ચર્ય? પતિ-

પત્નીનો ઉપરસૂચિત કલહ સાંભળી મ્હારો મિત્ર હસ્યો અને બોલ્યો "શી દુનિયા છે! અહિ પતિને રાખવા આજીજી થાય છે ત્યારે મ્હારા પડોશમાં પેલા ઉત્તમચંદને ત્યાં ઊંધું જ છે. દીવાળી આવી છે તેથી ઘરમાં રોજ લ્હડાઈ થાય અને 'આ જોઇએ છીએ ને પેલું જોઇએ છીએ' એવા કંકાસથી તે મુંબાઈ જતો રહેવા ધારે છેઃ ને બાયડીના મનમાં છે કે 'જાય તો ધર્યા રહ્યા. નિરાંતે ઉધાર લાવી ખાઇશ પીશ. પરણ્યા છે તે ઘણુંયે રૂપીઆ આપશે. આપશે નહિ તો ક્યાં જશે?'"

બીજે દિવસે અમે પાછા સાંજના નિકળ્યા. અમારા ઘરની બ્હાર ચકલું છે ત્યાં બે વાણીયાઓ ચોપડા લઈ એક ગૃહસ્થને ત્યાં બુમાબુમ કરતા હતા. લોક ભેગા થયા હતો. પૂછતાં ખબર પડી કે એક કાપડીયાનો ગુમાસ્તો હતો અને બીજો દાણાવાળો હતો અને દીવાળીને લીધે રૂપીઆની ઉઘરાણી કરતો હતો. પેલો ગૃહસ્થ જેમ જેમ ધીરે ધીરે સ્હમજાવતો હતો તેમ તેમ આ વાણીઆમાં જોર આવતું હતું. અમે પેલા ગૃહસ્થને કાંક ઓળખતા હતા તેથી ત્હેની પાસે ગયા ને પૂછતાં જવાબ મળ્યો કે "ભાઇ! આ બે જણા રૂપીઆ માગે છે તે વાત ખરી. મહિના ઉપર મ્હારા એક મિત્રની સાથે એમની દુકાને ગયો હતો ત્યારે કેટલો કેટલો આગ્રહ કરી–'સાહેબ રૂપીઆને કોણ પૂછે છે. ચારે વર્ષે આપજોને! કોણ ત્હમારે ત્યાં ઉઘરાણીએ આવે છે' એવા મીઠા મીઠા શબ્દો કહી માલ આપ્યો ને હવે જુવો. આપણે રહ્યા સરકારી નોકર. પ્હેલી પાંચ તારીખે રાજા. ને હાલમાં સવડ નથી માટે આવતે મહિને આવજો એમ કહ્યું એટલે ન બોલવાનું બોલે છે." માંડ માંડ લ્હડાઈ પતી, અને આ લ્હડાઇમાંથી સાર એટલો જ લીધો કે જાતે દુઃખ ભોગવવું એ વાત ખરી, પણ સગા ભાઇને ત્યાંથી પણ ઉધાર ન લેવું.

આજ કાળીચૌદશની રાત્રી હોવાથી જંતરમંતર સાધતા હશે એવી વાતો ખરી છે કે ખોટી તે જોવા અમે એલીસબ્રોજ પુલ ઉપર રાતના અગીઆર વાગ્યા પછી ગયા. પૂલની પેલી બાજુ માણકેશ્વર મહાદેવની જગા છે અને ત્યાં આમલીયો હોવાથી પ્રેતસ્થાન મનાય છે. નદી નિચાણમાં છે અને માણકેશ્વર મહાદેવ ઉચાણમાં છે. મહાદેવની જગાથી જોયું તો ઘોર અંધારી રાત જામી હતી. આઘે દૂર સપ્તર્ષીના સ્મશાનમાં ચિતા સળગતી હતી ત્હેના અજવાળામાં ચિતા ખોરનારા માણસો વખતો વખત હાલતા દેખાતા હતા. એવામાં નદીમાં કોઈ ન્હાતું હોય એમ દેખાયું. ઝીણો દીવો ફાનસમાં બળતો હતો. એક કિનારા ઉપર ઉભો હતો અને બીજો ભેખડની પાછળ ઘીના દીવા, નાળીયેર, કંકુ, ચોખા, સીંદુર વિગેરેની સામગ્રી તૈયાર કરતો હતો. પાસે એક ડોઘલું પડયું હતું. નદીમાં ન્હાનાર ટાઢથી ધ્રુજતો બ્હાર આવ્યો, રેશમી મુગટો પહેર્યો અને ભેખડ પાસે આવ્યો. અમે તો એ લોકો ન દેખે એમ આઘે પૂલની તળેથી જોતા હતા. પાણીનું કુંડાળું કરી પ્હેલા નાહેલાને બેસાડયો, સીંધુરનો સાથીઓ કર્યો, લીંબુ કાપ્યું, નાળીયેર મૂકયું ને પેલા બે જણા શ્લોકો ભણવા મંડયા. શ્લોક કયા હતા તે જાણવાની જરૂર હોય તો નીચેના હતા.

**अपापानां कुले जाते मयि पापं न विद्यते।**
**या देवी सर्वभूतेषु क्षुधारूपेण संस्थिता**
**नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः॥**

મંત્ર શિખનારો તો આ શ્લોકની ધૂનમાં તલ્લીન થયો હતો. આટલું થયા પછી બીજા બેમાંથી એકે પેલાને કહ્યું—"આ માળા લે. આંખ્યો મીંચ અને નમઃ શિવાયનો બે હજાર વાર જપ કર્ય. આંખ્યો ઉઘાડીશ નહિ. ત્હારી પાસે કોઇનો પગરવ જણાય તો પણ ઉઘાડીશ નહિ એ તો જોગણીઓ આવી પ્રસાદ ખાશે. પછી ઉઘાડજે, બ્હીક ન રાખીશ. અમે જઇએ છીએ. બે હજાર જપ થયા પછી આવીશું. અમે અહીં રહીયે તો જોગણીઓ ખાઇ જાય." પેલો ધ્યાનથી જપ કરવા લાગ્યો અને પેલા બે જણ રાંધલામાંથી થોડી બરફીભૂકી રાંધલું લઇ માણકેશ્વર મહાદેવના ઓટલા ઉપર જઇ તાલીઓ લેતા ઉરાડવા લાગ્યા. ભૂત પ્રેતને સાચુ સમજી હિંદના ભોળાજનને આવા કેટલા ઠગતા હશે ત્હેનું આજે ભાન થયું. આ હકીકત સત્ય બનેલી છે અને એનો વિચાર કરતા અમે ઘેર ગયા.

આજ દીવાળી હોવાથી સર્વે આનંદમાં હતા. માત્ર હમારા પરોશમાં એક ડોશી માંદી હતી તેથી ત્હેનાં કુટુમ્બનાં માણસો દિલગીર હતાં. ડોશીના મરણ કરતાં દીવાળીની મોજ શોખ જાય એ બ્હીકે વધારે દીલગીર હતાં. બપોરે ખાઇઅમે બ્હાર નીકળ્યા; રસ્તામાં સ્વદેશહિત પત્રની કોપી મળતાં સ્વદેશી વસ્તુ અને બાયકોટની વાતો ચાલી. એટલામાં સ્હામેથી પાંચ સ્ત્રીઓનું ટોળું ભભકભર કપડાં પહેરી આવતું દેખાયું. આ જોતાં જ મ્હારા મિત્રે કહ્યું "જોયું કે? તે દિવસ બંગભંગની મીટીંગમાં મગનલાલ શેઠે દેશી માલ વાપરવાનાસોગન ખાધા હતા ત્હેમનાં પત્ની પેલાં વચમાં દરીઆઇ મોજાંની સાડી પહેરી છે ને સાયકલની બંગડીયો પહેરી છે તે. સ્વદેશી માલનો પ્રચાર હિન્દમાં કરવો હોય તો પુરૂષો કરતાં સ્ત્રીઓએ માથે લેવું જોઇએ. જ્યાં સુધી સ્ત્રીઓ કેળવાયેલી નથી અને સ્વદેશ, સ્વદેશી વસ્તુનું રહસ્ય સ્હમજી નથી ત્યાં સુધી તમે કદાપિ દેશની ઉન્નતિ કરી શકવાના નથી." મારા મિત્રનું આ કહેવું યથાર્થ લાગ્યું, કારણ હમને રસ્તામાં જેટલી સ્ત્રીયો-કન્યાઓ મળી તેમના દરેકના શરીર ઉપર વિલાયતી વસ્તુ સિવાય કાંઈ નહોતું. માત્ર ઘરેણાં દેશી સોનાનીયે ઘડેલાં હતાં. સંધ્યાકાળનો સમય થતો ગયો તેમ નવવધૂઓનાં ટોળાં સાસરે જતાં દેખાવા માંડ્યાં. હમે પણ ઘેર આવી ચોપડાપૂજન કરવાની તૈયારી કરી. ચોપડો તો રાખતા નથી કારણ હમારો હિંદ દેશ એટલો તવંગર છે કે એ નોંધવાની કોણ માથાકુટ કરે. આજને માટે એક પૈસાનો ચોપડો લાવી-અમદાવાદી કાગળ ઉપર વિલાયતી શાહી વિલાયતી હોલ્ડર અને વિલાયતી સ્ટીલપેન (કારણ, બરૂની કલમ ઘડતાં આવડતી નહોતી) થી ચોપડામાં જમે પાસે રૂ. ૧૦૦૦૦૦૦૦૦૦ લખ્યા, જો કે ચોપડી લાવવાને પૈસો-મ્હારા મિત્ર પાસેથી લીધો હતો. જેમતેમ લક્ષ્મીપૂજન કર્યું, મેરમેરૈયાં થયાં, ને ફટાકાએ ફટાકા ફોડ્યા. મ્હારો મિત્ર ને હું ફટાકાને લઈ દિવા જોવા ગયા. મીઠાઇવાળાની દુકાને દિવાઓ કર્યા હતા-રમકડાં મૂક્યાં હતાં. -રસ્તામાં ફોનોગ્રામ-ગ્રામોફોન ચાલતા હતા અને એક ઠેકાણે નાટકના મુંબઇના રાગમાં હાર્મોનીયમ-તબલા સાથે રામકથા પણ ચાલતી હતી. મીઠાઇવાળાની દુકાન કરતાં બીડી-સીગારેટ, ચાહ-ગરમ-વાળાની દુકાને સારૂં લાઇટ (રોશની) હતું એટલું જ નહિ પણ લોકોનો જમાવ પણ સારો હતો. આનું કારણ પૂછતાં મ્હારા મિત્રે જવાબ આપ્યો કે "હિંદના લોકો ને ત્હેમાં જુવાનીઆઓ પરદેશી ખાંડની મીઠાઇ ખાઇ વિલાયતી માલને ઉત્તેજન આપવા કરતાં દેશી-બ્રાહ્મણીયા બીડી-દેશી તમાકુ-ગંગા-સ્વદેશી સીગારેટ વાપરી છાતી બાળવાનું વધારે પસંદ કરે છે. એ પણ આત્મ-ભોગ છે.)" કીટસન લાઇટના દિવા હતા-એની લાઇટ સારૂં

પડતું પરન્તુ હાંડીયો કોઠીયાં કે ગ્લાસના દિવાનો શાન્ત રમ્ય દેખાવ નજરે પડતો નહિ. દેશી ત્રણ શેરનું તેલ વાપરે એના કરતાં વિદેશી 'ગાસતેલ' શું ખોટું ?

દીવા જોઇ રામ–કથા સાંભળતા ઘરતરફ જવાનો વિચાર કર્યો ત્યાં બાર વાગ્યા. વ્હાણે વ્હેલા ઉઠવું છે કરી ઘેર જતા હતા ત્યાં–'અમાસની રાત ને પડવેનું વ્હાણું, સ–પરમે ઘડે સબડક–સબડક' સાંભળ્યું. અત્યારથી આ શું એમ મ્હારા મિત્રે મ્હને પૂછયું. મ્હે કહ્યું કે બાર વાગ્યા એટલે બીજો દિવસ થયો. બહુ દલીલ કરશો તો બારે મહિના દલીલ કરવી પડશે.

સ્હવારે ચાર વાગ્યે ઉઠયો. મ્હારી આખી પોળ રોજ આઠ વાગ્યા સુધી જાગતી નહોતી તે આજ તો ચાર વાગ્યાની ખળભળી ઉઠી હતી. હું ન્હાઈ ઇશ્વિરસ્મરણ કરી લુગડાં પહેરતો હતો ત્યાં મ્હારી પડોશમાં કાંઇ વાતચિત થતી હતી. મ્હારા ઘરની મ્હેડીએથી–ભીંત પાસે ઉભા રહેવાથી વાત સંભળાય એમ છે. પિતા–પુત્ર અને પુત્રવધુ એટલાં જ માણસ હતાં. પિતાએ કહ્યું–વાડીયા ! આજ બેસતું વર્ષ છે તેથી ત્હારા ભત્રીજા અને ભાણેજો આવશે માટે અત્યારના પહોરમાં ઘેર રહીશજ નહિ. હું પણ બ્હાર જતો રહું છું. બાર વાગ્યે આવીશું. પછી ખાવાનું થઈ રહેશે. કોઇ સીપાઈ સપરાં બ્હોણી માગવા આવે તો કહેવું કે આ ફેરી શોક છે એટલે અપાય એમ નથી." (વાડીયાનો એક મહિનાનો છોકરો છ મહિના ઉપરજ ગુજરી ગયો હતો.) આ યુક્તિ મ્હને પણ બરાબર ગમી. પણ તેનો અમલ કરવો કે કેમ તેનો વિચાર કર્યો ને અયોગ્ય લાગી. ઉપલી યુક્તિ અજમાવવા જેવી છે. મ્હારા વડિલ વર્ગને મળવા ગયો, મિત્રમંડળને મળવા ગયો ને ત્યાંથી ઘેર આવ્યો. તાબુતના દિવસે રાત્રે મીયાંભાઇ જેમ થાકીને લોથ થઈ પડે છે તેમ બેસતા વર્ષના સ્હવારનો ઉમંગ સાંજ પડતાં ક્ષીણ થયો ને સર્વે નિરસ લાગવા માંડ્યું. માત્ર બે ત્રણ ઠેકાણે સંગીતપાર્ટી નવા વર્ષ ખાતે નાટકમાં જવાનુ ઇજન હતું. આપણે તો એકલા હતા માટે રખડયા પણ મ્હારા મિત્રે આવવાની ના કહી–કારણ રાણીશ્રીએ બેસતા વર્ષ જેવા શુભ દિવસે એકલાં રહેવા ચોખ્ખી ના પાડી હતી.

બીજે દિવસ–એટલે બીજના દિવસની રજા હતી. દિવાળી ગઈ ને હું તો મિત્ર સાથે માતાએ ગયો ત્યાં–'આવજો ભાઇ ? માતાના અન્નકૂટમાં નામ લખાવો ?' બુમ આવી. એવામાં એક કાઠીયાવાડી વૃદ્ધ માણસ દરસન કરી નીકળ્યો ને અન્નકુટ ખાતે નામ લખવાનું કહ્યું તે ચરબડી ઉઠયો. "હમણાં તો હવન ખાતે ઉઘરાણું કર્યું હતું ને પાછો અન્નકુટ શેનો ? હમે તો આટલા મોટા થયા પણ માતા–મહાદેવનો અન્નકુટ તો સાંભળ્યો નથી. વિશનવ મંદિરોમાં અન્નકુટ હોય; બધાને ભેગા થઇ પૈસા ખાવા. આમજ માણસની શ્રદ્ધા જતી રહે છે." આ બોલની સાથેજ ટીપ કરનાર બોલી ઉઠયો, જાવ ભાઇ જાવ ! માતાજી વસે તો આપવાનું છે."

અમે વાતો સાંભળવા ઉભા હતા. વાત પૂરી થઇ તે બૂટ પહેરવા ગયાં ત્યાં હમારા બન્નેનાં બૂટ ગેપ ? ગઇ કાલ સહવારના પ્હોરમાં અમારા પડોશીની યુક્તિ જરા પસંદ પડી તેના બદલામાં અઢી રૂપીઆની ઉડી અને ઘેર આવ્યા. મોચી નવા બૂટ તૈયાર કરી આપે ત્યાં સુધી દસ રૂપીઆની પાઘડી સાથે ઉઘાડે ફરવાનું નક્કી કર્યું. હમારી દીવાળી તો થઈ.

સુબન્ધુ.

# વિદ્યાકળા

## ( સ્રીલેખ. )

### મરચાનાં અથાણાં:—રીત ૧

પાશેર ચણાનો લોટ લેવો. અને તેમાં એક રૂપીઆભાર મીઠું, પા રૂપીઆભાર હળદર અડધા રૂપીઆભાર ધાણાજીરૂં નાંખવું. અને પછી તે લોટને પુષ્કળ તેલનું મોણ દેવું. આ મશાલાને શેર લીલાં મરચાંમાં ભરવો. તપેલામાં નવટાંક તેલને ખુબ ગરમ કરી તેમાં તૈયાર કરેલાં મરચાં મુકી દેવાં. તપેલાતળે તાપ આછો રાખવો. મરચાં બરાબર તળાય એટલે તપેલું ભોંય ઉતારી નાંખી, ઠરવા દેવાં. આ પ્રમાણે તૈયાર થયેલાં મરચાં ઘણાં સ્વાદિષ્ટ લાગે છે. પણ તે તુરત ખાઇ જવાં જોઇએ, નહીંતો બગડી જાય છે.

### રીત ૨.

શેર મરચાંના કટકા કરી નાંખવા, અને તેને પાણીમાં બાફીનાખવા, ને બફાય એટલે પાણી કાઢી નાંખવું. પછી તે કકડાની અંદર ચપટી હીંગ, ને થોડું મીઠું ભેળવી, ગરમ થયેલા તેલમાં નાંખી દેવા. થોડીવાર પછી બે રૂપીઆભાર આંબલીનો રસ, તથા અધોળ ગોળ અંદર નાંખવો. આ બધું એક રસ થાય, એટલે અધોળ સુકા ટોપરાનું ખમણ અને રૂપીઆભાર ધાણાજીરૂં નાંખવું. ને પછી તેને કલાઇના કે કાચના વાસણમાં ભરી રાખવું. આ પ્રમાણે તૈયાર થયેલાં મરચાંને કેટલાક લોકો "પંચામૃત" કહે છે. આ અથાણું પણ તુરત ખાઇ જવું જોઇએ, નહીંતો બગડી જાય છે.

### રીત ૩.

અડધોશેર મીઠું, તથા નવટાંક હળદરને ભેગા કરી દસશેર લીલાં મરચાંની અંદરભરવાં, અને તેને પારની અંદર નાંખવાં. તથા તેની જોડે થોડાં લીંબુમાં મીઠું ભરી તેને અંદર મુકી દેવાં. અને વારંવાર પારમાંનાં મરચાં તથા લીંબુને તપાસતાં રહેવું. આ પ્રમાણે તૈયાર થયેલાં મરચાં બાર મહીના સુધી સારાં રહી શકે છે. માત્ર તે પારને સ્વચ્છ હવામાં રાખવી, અને અજાના સ્પર્શવાળા હાથ ન અડવા દેવા. કારણ દરેક અથાણાં જણવાવાનો મુખ્ય આધાર સ્વચ્છતા છે.

આ મરચાંની પારની અંદર આદુ, લીલી હળધર, આંબાહળધરના કટકા નાંખ્યા હોય તો તે ઘણા સ્વાદિષ્ટ લાગે છે. તેમજ તૈયાર થયેલાં મરચાંને ગોળ તથા રાઇમાં રીણવાથી પણ તે અથાણું ખાવા લાયક થાય છે.

સૌ. સ્નેહલતા.

---

## સ્વીકાર.

સંસારમાં સ્ત્રીઓનું સ્વર્ગ; આનંદમાળા ભાગ ૨; પક્ષીસમાજ.

# સ્વાગત મન્દિર.

**સ્વદેશકીર્તનઃ**—અમદાવાદના સસ્તા સાહિત્ય મંડળ તરફથી અવલોકન માટે આ પુસ્તક મળ્યું છે. આપણા ગુજરાતમાં સ્વદેશનાં કાવ્યો નહોતાં એમ નહીં. રા. નર્મદાશંકર, હરિલાલ ધ્રુએ સ્વદેશ નિમિત્તે ઘણાં કાવ્યો કર્યાં છે અને જૂનાં નાગરોદય તેમજ અન્ય માસિકોમાંથી મળી આવે એમ છે; પરન્તુ એમના સમયમાં સ્વદેશ અને સ્વદેશીનાં આંદોલનો થતાં નહોતાં અને એને પરિણામે એ કાવ્યો ખૂણામાં પડયાં હતાં. હાલ સ્વદેશી હીલચાલને પરીણામે સ્વદેશી કાવ્યોની કીંમત વધી છે. તેવા પ્રસંગે સસ્તા સાહિત્ય મંડળે દેશની મ્હોટી સેવા બજાવી છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. જૂના તેમજ નવા લેખકોનાં સ્વદેશકીર્તનનો ઉત્તમ સંગ્રહ કરવામાં આવ્યો છે અને એક આવૃતિ ખપી જવાથી બીજી આવૃતિ કહાડવા પ્રયાસ થાય છે. વધારે આનંદની વાતતો એ છે કે આ પુસ્તકની કીંમત માત્ર બેજ પૈસા રાખવામાં આવી છે. અંદર આવેલાં કાવ્યો ઉત્તમ અને બોધક છે. આ કાવ્યો આપણાં બાલકો વાંચે અને ઇશ્વરકૃપાએ હવે દેશાભિમાનની વૃત્તિ દેશમાં તીવ્ર થાય એજ મહેચ્છા પ્રકટ કર્તાઓની જણાય છે. આવા જ દેશહિત કાર્યમાં સસ્તુ સાહિત્યમંડળ વિજય પામે એટલી ઇશ્વર પાસે યાચના છે.

[1]**હિંદની હાલતઃ**—કર્તા તરફથી અવલોકનાર્થે મળેલું આ પુસ્તક વાંચી જોતાં અમને ઘણો આનંદ થાય છે. તે વિશેષ ભાગે પદ્યરૂપે પણ છેવટના ભાગમાં ગદ્યરૂપે રચાયેલું છે. વસ્તુસંકલના કાંઈ કાવ્યરૂપે ઘડાયેલી લાગે છે. વિષય તદ્દન રાજકીય છે. આરંભમાં હિંદના દાદા (માનવંત દાદાભાઈ નવરોજજી) એ હિંદની દુર્દશાનું વાસ્તવિક સ્વરૂપ નામદાર મહારાણી વિકટોરીયા સમક્ષ નિવેદન કરવાથી તે દયાળુ અંતઃકરણની રાજ્યમાતાએ તેના દુઃખમાં દીલસોજી બતાવી લૉર્ડ રીપન જેવા ઉદાર વીરોને તેની વેદના દૂર કરવાની આજ્ઞા કરી તેની પાસે મોકલ્યા. તેઓ આવી મહા રોગથી શૈય્યાવશ થઇ પડેલી હિંદની નાડી હાથમાં લઈ ચિકિત્સા કરવા માંડી, અને તેમ કરતાં તેને લાગુ પડેલા અનેક રાજકીય, સાંસારિક, ધાર્મિક, વ્યાપારિક–રોગો દુઃખી અને દીલસોજભરેલા અંતઃકરણે પારખ્યા અને તેની રગેરગે પ્રસરી રહેલી વેદનાઓ અને સંતાપો જોયા. અન્તે તેની સુધારણા અર્થે આવા વૈદ્યોની તેમજ ભારતેશ્વરીની સલાહથી હિંદના પુત્રોએ નિરાશ હૃદયે પણ ઉંચે સ્વરે ઈંગ્લાંડેશ્વરની પ્રાર્થનાઓ કરવા માંડી; તે પુરી થઈ નહીં તેટલામાં ઈગ્લાંડ પતિનો એક ભવ્ય સેવક પ્રવેશ કરી આમ ખુમાટ કરવા માટે ધમકાવવા લાગ્યો, પરંતુ તેવામાં એક બીજા ઉદાર વૃત્તિના સેવકે આવી તેને તરસ્કારી કાઢયો, અને હિંદપુત્રોને આશ્વાસન આપ્યું. અંતે તેની સુખાકારી માટે અનેક માર્ગો દર્શાવી ભારતેશ્વરી દેવી અંતર્ધાન થયાં. પદ્યરૂપે ઘડાયેલી આ ઘટનામાં ઉચ્ચ કાવ્યશક્તિનું દર્શન ભાગ્યેજ થાય છે, છતાં કર્તા હૃદયના ઉભરાઓના ચિત્રની છાપ વાંચનારના ચિત્તપટ ઉપર સારી પાડી શકે છે, અને દેશની હાલની હાલતનો તથા માર્ગનો ચિતાર સારો આપે છે.

---

[1] ર. કર્તા રા. રા. કૃપાશંકર ઝીણાભાઈ.

# વર્તમાનરંગ.

**રાવલપીંડીના સ્ટેશન ઉપર એક હિંદુ અબલા ઉપર ગુજારેલો જૂલમઃ—** વિરાનવેલી નામની એક યુવાન્ હિંદુ અબલા ગયા જુલાઇ માસની સાતમી તારીખે સાર રામાં કલહ થવાથી પીયર જવા નીકળી. રાવળપીંડી રાત્રીના બાર વાગ્યાને સુમારે આ પહોંચી. સ્ટેશન ઉપર સ્ત્રીઓ માટે રાખેલા વિભાગમાં તેને એકલી જોઇ ફાજલખાન નામનો પોર્ટ "તાર આવ્યો છે, સાહેબ બોલાવે છે" એમ કહી વેટીંગરૂમમાં લઇ ગયો. આસી. સ્ટેશ માસ્તર મુરે વેટીંગરૂમમાં આવી આ અબળા ઉપર બળાત્કાર કર્યો; ત્યાર પછી ફાઝલખા પણ એવો જ જૂલમ ગુજાર્યો. આ પછી બાઇએ પોલીસને ફરીયાદ કરી. આના કેસ દુઃખદ પરિણામ આવ્યું છે તે વાંચી અમારી વાંચક ભગિનીઓને ત્રાસ ઉપજવા વિ નહિ રહે. કેસ ચાલતાં આસી. સ્ટેશન માસ્તર મૂરે "આ બાઇ ચાલચલગતમાં શિથી હતી." એવું પુરવાર કરવા પ્રયત્ન કર્યો છે. મૂરની જૂબાની ઉપરથી જણાય છે કે તા આવવાની વાત તદ્દન ખોટી ઠરી છે. એક દેશી અબળા મધ્યરાત્રીએ યુરોપીયન અને પણ ઓફીસરને જોઇ કેટલી બીએ તે કોણ ન સમજી શકે એમ છે? નિર્લજ્જ માગણી ક તાં જ બાઇ ગભરાયેલી હોવી જોઇએ અને ત્હેને પરિણામે બળાત્કારનાં શારીરિક ચિન્હ ન હોવા સંભવે છે. પણ તેથી મી. મૂર કોઇપણ રીતે નિર્દોષ ઠરે છે? ન્યાયમંદિરમાં એ યુરોપીયન અપરાધીને કેવી રીતે શાસન મળે છે તે હિંદના લોકને હવે અજાણ્યું નથ મી. મુરને નિર્દોષ ઠરાવવાંમાં આવ્યો છે, અને ઉલટું આ અબળા ઉપર કલંક મૂકવામાં આ છે. દાક્તરી તપાસના પરિણામે મૂર અપરાધી છે. માત્ર બળાત્કાર નથી તેટલું જ પુરવા કરવામાં આવ્યું છે. કોર્ટનો ઠરાવ સાંભળી ગરીબ બીચારી વીરાનવેલી ગભરાઇ ગઇ અ નિર્દોષ ચરિત્રની હોવા છતાં આવેલા સંકટ અને નાલેશીને લીધે ત્હેણે આત્મઘાત ક પોતાના જીવનનો અંત આણ્યો છે. શું નીચ ધંધો કરનાર આમ પોતાના જીવનનો છે લાવે ખરી? ઇંગ્રેજી સરકારના રાજ્યમાં અબળા ઉપર આવા જૂલમ થાય તો પછી ત્હેમ કોણ બેલી? દેવી સ્વરૂપ મહારાણી વિક્ટોરીયાના મૃત્યુ પછી હિંદની અબળાની સંભા લેનાર કોઇ નથી? આપણાં શહેનશાહબાનુ પોતાની સ્ત્રીજાતને માટે કાંઇ નહિ કરે? હિં સંસારસુધારાનાં મંડળ તરફથી, હિંદની હિંદુ, પારસી, મુસલમાન કેળવાયેલી સ્ત્રીઓ તરફ આને માટે પોકાર ઉઠવો જોઇએ અને મી. મૂર તથા ફાઝલખાનને યોગ્ય શાસને પહોંચા ડવા શહેનશાહબાનુ સુધી આ ફરીયાદ લઇ જઇ જૂલમનો ભોગ થઇ પડેલી વીરાનવેલી આત્માને સંતોષવો જોઇએ. કોઇપણ એંગ્લો ઇન્ડીયનને મદદ કરવા એંગ્લો ઇન્ડીય એસોસીએશન નિરંતર તૈયાર રહે છે તો હિંદની આવા અબળાને સાહય્ય કરવા શા મા સંસ્થાઓ ન થવી જોઇએ? જે દેશમાં સ્ત્રીઓનું રક્ષણ નથી થતું તે દેશમાં ઉન્નતિની આશ રાખવી નહિ. વ્યભિચાર માટે અમારા મહાત્માઓએ દેહાંત દંડની શિક્ષા ફરમાવી છે. શ્ર યુત્ લાલા લજપતરાયને કાંઇ કારણ જણાવ્યા શિવાય, શ્રીયુત્ પાલને સોગન ન ખાવાં કારણે કેદ કર્યા. મી. મૂર અને ફાઝલખાનનો ઉપલો ગુન્હો ઓછી શિક્ષા પાત્ર હશે? હમાં કહેવું જોઇએ કે રાવલપીંડીનું સ્ટેશન આવી અબળાના સંરક્ષણનું સ્થાન થવાને બદલે વ્ભિચારનું સ્થાન થતું હોવું જોઇએ, નહિતો ફાઝલખાન જેવાની અબળાને સાહેબ પાસે લ

જવાની હિંમત કેમ ચાલે? વાચક બહિનીઓ! વીરાનવેલીએ કલંકિત રહેવા કરતાં જીવનનો અંત લાવવામાં શ્રેય માન્યુ છે! એના જીવનનો પડદો પડયો છે પણ તેથી ત્હેના આત્મા પ્રત્યે આપણી ફરજ અટકતી નથી. મી. મૂર અને ફાઝલખાનને યોગ્ય શાસન જગન્નિયંતા આપશે જ. પણ આવી કેટલી અબળાઓ ભવિષ્યમાં મુસાફરીમાં ભય—ત્રાસ ગ્રસ્ત થશે? એમનું સંરક્ષણ કરવું, એમના જીવનવ્યવહારમાં સરળતા કરી આપવી અને આવા નરાધમોને યોગ્ય નશીયત આપવી એ રાજ્યકર્તાનું જેટલું કાર્ય છે તેટલું જ હિંદવાસીનુ છે.

**સુરત સંસારસુધારા સમાજ:**—ડીસેમ્બર માસના અન્તમાં સુરતમાં સંસારસુધારા સમાજની બેઠક થવાની છે. આ સંસ્થાના પ્રમુખ તરીકે જેમણે વિદ્યાદાન, અનાથના રક્ષણાર્થે વિધવાઓની ઉન્નતિ કરવામાં તેમજ હિંદુ સંસારની ખોટી રૂઢી દૂર કરવા સતત નિઃસ્વાર્થ રહી પ્રયત્ન કર્યો છે એવા રા. બા. લાલશંકર ઉમીયાશંકર પસંદ કરવામાં આવ્યા છે. આ સંસ્થાના જનરલ સેક્રેટરી મી. એન. જી. ચંદાવરકરે નિયમાનુસાર જૂદી જૂદી સંસ્થાઓ ઉપર સર્ક્યુલર પત્ર મોકલ્યો છે. સુરતની કોન્ફરન્સમાં નીચેના વિષયો ઉપર ચર્ચા થવાનીછે.

(१) સ્ત્રીકેળવણીની ઉન્નતિ અને પડદાપદ્ધતિનો નાશ.

२ સમુદ્રયાન અને પરદેશગમન માટે સરળતા.

३ લગ્નનું વય, જ્ઞાતિના પેટા વિભાગમાં લગ્ન વ્યવહાર, એક કરતાં વધારે સ્ત્રી કરવાનો પ્રતિબંધ કરવા વિગેરેના લગ્ન સંબંધી સુધારા.

४ લગ્ન, કેળવણી અને એવાજ સાધનોથી વિધવાઓની સ્થિતિ સુધારવી. કેશવપનનો ચાલ બંધ કરવો.

५ સગીર વયની કન્યાઓનું સંરક્ષણ.

६ કોઇ પણ માદક પદાર્થોનો પ્રતિબંધ અને સામાજીક પવિત્રતા સાચવવી.

७ પશ્ચાતાપ કરનાર પરધર્મમાં વટલી જનાર હિંદુઓને હિંદુ ધર્મમાં ફરીને સ્થાન આપવા સંબંધી.

८ નીચ કોમની ઉન્નતિ.

ઉપલી યાદી ઉપરથી જણાશે કે આઠ વિષયમાંથી-કેળવણી અને અનુભવના પ્રચારે-એક પણ વિષય બહુ વાદગ્રસ્ત નથી. દેશની રાજકિય ઉન્નતિ ગમે તેટલી થાય પરન્તુ જ્યાં સુધી સામાજીક ઉન્નતિ નથી થઇ ત્યાં સુધી આપણો દેશ પૂર્ણ કળાએ પહોંચે એવી આશા રાખવી અનુચિત છે. સામાજીક ઉન્નતિ કરવાનો મૂખ્ય પાયો સ્ત્રીકેળવણી છે. જો સ્ત્રીઓ કેળવાયેલી હશે, કેલવણીના લાભ સ્હમજતી હશે, વિધવાઓના દુઃખનો અનુભવ થશે, અનાથ બાળકોનાં આક્રન્દથી વિદિત થશે, દેશદેશના ઇતિહાસ વાંચી સાર કહાડી શકશે, લગ્નનો ખરો હેતુ અંતઃકરણમાં ઠસાવી શકશે, વ્યસનનાં દુષ્ટ પરિણામોનો વિચાર કરશે તો આવી સંસ્થાઓનાં કામ વિનાવિઘ્ને વિજયી નિવડશે. અમ[illegible] વિશ્વાસ છે કે દેશનાં હિત-[illegible] આ સંસ્થાને પૂર્ણરીતે વિજયી કરવા યત્ન કરશે. [illegible]લુંજ નહિ પણ એક વા બે

દિવસ વ્યાખ્યાનો સાંભળી બેશી ન રહેતાં પોતાના જ કુટુમ્બમાં–જ્ઞાતિમાં વાસ્તવિક સુધારો પ્રસંગ આવે કરી અન્તરની લાગણી દર્શાવશે.

**મ્હોટી વયની સ્ત્રીઓ માટે વર્ગઃ**—અમદાવાદની રા. બા. રણછોડલાલ છોટાલાલ કન્યાશાળામાં મ્હોટી વયની સ્ત્રીઓ માટે વર્ગ ઉઘાડવામાં આવ્યો છે. આ વર્ગમાં દી. બા. અંબાલાલ સાકરલાલે અર્થશાસ્ત્ર–ઘરવ્યવસ્થા કરકસર ઉપર, પ્રો. શાહે રસાયણશાસ્ત્ર વગેરે વિષય ઉપર અને ડૉ. ઝવેરભાઇએ વૈદક વિષય ઉપર, સરળ વ્યાખ્યાન આપવા ઇચ્છા દર્શાવી છે. આ ત્રણે સદ્ગૃહસ્થોને અવકાશ કહાડી દેશોદયના મુખ્યપાયારૂપ સ્ત્રીકેળવણીને મજબૂત કરવા ઉમંગ દર્શાવવા માટે ધન્યવાદ આપીએ છીએ. આવા વર્ગ પ્રત્યેક કન્યાશાળામાં ઉઘાડવા જોઇએ એટલું જ નહિ પણ આપેલાં વ્યાખ્યાનો જેમ બને તેમ સરળ કરી ત્હેનાં જુજ કીમતનાં પુસ્તકો તૈયાર કરાવી વ્હેંચવાં અને વેચવાં જોઇએ. આ વર્ગનો લાભ આપણી સ્ત્રીઓ લેશે એવો એમને વિશ્વાસ છે. શાળાનો વખત આ વર્ગ માટે બપોરના બેથી ચાર રાખવાની હમારી ભલામણ છે, જેથી ઘરકામથી પરવારી તમામ વર્ગની સ્ત્રીઓ આ વર્ગનો લાભ લઇ શકે. આ વર્ગ જે ઉદ્દેશે ઉઘાડવામાં આવ્યો છે તે ઉદ્દેશ પાર પડવાની એટલું જ નહિ પણ ત્હેનું અનુકરણ સ્થળે સ્થળે થતું જોવાની ઉત્કંઠા રાખી અત્રે વિરમીયે છીએ.

સુબન્ધુ, બન્ધુસમાજ.

---

# ગૃહધર્મ.

## ગૃહિણીનો પ્રભાવ.

(એક ગ્રેજ્યુએટ મિત્ર તરફથી મળેલું.)

ભગવતી રાણી વીકટોરીઆના સંબંધમાં એક લેખક એમ કહે છે કે તેના જેવો બીજો રાજ્ય કર્તા ઇંગ્લંડની ગાદી ઉપર થયો નથી ને થવાનો પણ નથી. બાહુબળથી, ઘાતકી શસ્ત્રના પ્રયોગોથી, મેળવેલી સત્તાવાળા રોમન શેનશાહનું નામ રાત્રીને અંતે પડતી ઝાકળની માફક નાશ થઈ ગયું છે. આપણી "પ્રજાની માતા" ના હૃદયમાંથી ઉદ્ભવતા પવિત્ર પ્રેમના પ્રકાશ આગળ અંધારાની ઝાંખીની માફક રોમના સીઝરોની સત્તા ક્યાં એ નાશ થઈ ગઈ. હજારો મનુષ્યોના રૂધિરથી બંધાએલું, માત્ર ભીતિના પ્રયોગથી સાચવી રાખેલું, રાજ્ય તે ભીતિ આપનાર વ્યકિતની સાથેજ નષ્ટ થઈ ગયું, ત્યારે આપણી તરફ પવિત્ર અને ઉદાર દીલની રાણી વીકટોરીઆનો પ્રભાવ એટલો છે કે પોતાના રાજ્યમાંજ નહી પણ સર્વ રાજ્યોમાં દરેક સ્ત્રીપુરૂષ તેના તરફ ઉચ્ચ ભાવનાથી જુએ છે અને પોતાના માનસીક બળથી સર્વના ઉપર તે મહારાણીએ કાળના ઝપાટાથી નાશ ન થાય તેવી સત્તા બેસાડી છે. પોતાનાજ માનસિક તેમજ બુદ્ધિબળથી તેણે દેશ જીત્યા એટલુંજ નહી પણ કેટલાક વ્હેમ ભરેલા પ્રચારોનો તેણે નાશ કર્યો છે. પોતે ગુલામોને જીંદગી પર્યંતની ગુલામ-

ગીરીમાંથી મુક્ત કરી તેમના સદાને વાસ્તે આશીર્વાદ લીધા છે. સાંસારિક સુધારામાં—વિદ્યા–કળા–સર્વ શાસ્ત્રોના સંશોધનમાં તેની સત્તા આપણને નજરે પડે છે. જે રાજ્ય કર્તાઓ–સત્તાધિકારીઓ માત્ર ઉપરનો રૂવાબ અને મગરૂરી પસંદ કરે છે તેમની નજરમાં તો આપણી પવિત્ર મહારાણીએ કાંઇજ કર્યું નથી. પરંતુ એક અગાધ નમ્ર કોમળ પ્રેમની લાગણીથી પોતાના સર્વ દેશની પ્રજાના મન ઉપર, જે પ્રજાને તેના દર્શન કરવાને પણ લાભ મળ્યો ન હોય તેના મન ઉપર પણ, તેણે પ્રેમનું ભક્તિભાવનું સામ્રાજ્ય મેળવ્યું છે. દગલબાજીથી, કનિષ્ટ સ્વાર્થ બુદ્ધિથી, સત્તાનો ગેરઉપયોગ કરનાર તેમજ દેશના કલ્યાણ તરફ બીલકુલ બેદરકારીથી વર્તનાર રાજ્ય કર્તાઓએ પોતાની રાજ્યકીર્તિને કલંક લગાડયું છે. પરંતુ પૂજનીય મહારાણી આપણી વીકટોરીઆએ સર્વ પ્રસંગે જ્યાં જ્યાં પોતાનું પોતાપણું ઇંગ્લંડના રાજ્યતંત્રના બંધારણો પ્રમાણે બતાવવા પ્રસંગ આવ્યો છે ત્યારે પોતાની પ્રજાના દીલમાં તેમના કલ્યાણને અભ્યુદયને અર્થેજ પોતાનો પ્રયાસ કર્યો છે અને સર્વ પ્રસંગે પ્રજાની પૂજ્ય ભાવના પોતા તરફ એક સરખી રીતે દરેક વખતે જાળવી રાખી છે.

આપણા ઐતિહાસીક ઉદયના વખતમાં જ્યારે કુંતી–દ્રોપદી–જેવી રાણીઓએ પોતાની પ્રજામાં જેવી પ્રેમ અને ભક્તિભાવના ઉત્પન્ન કરેલી તેવીજ ભાવના આ વખતમાં પણ આપણી મહારાણી શ્રી વીકટોરીઆયે આપણા દીલમાં ઉત્પન્ન કરેલી છે. કદાચ દ્રોપદી–આ પણાજ દેશની પુત્રી હતી એટલે તેના તરફ જે ભાવના થાય તે સ્વાભાવીક છે. પણ હજારો ગાઉને છેટે વસતી, પોતાના, ધર્મ–આચારથી ઘણે અંશે જુદી પડતી, પ્રજા ઉપર પણ જ્યારે તેણે આટલી પ્રેમની સત્તા બેસાડેલી છે તે વધારે સ્તુતિ પાત્ર છે.

જો કે તે ગ્રેટબીટન જેવા રાજ્યની અધિષ્ઠાત્રી હતી, તોપણ તેના સર્વ વ્યવહારમાં તે એક સ્ત્રી–ગૃહિણી તરીખે સ્પષ્ટ જણાઈ આવતી. સ્ત્રીજાતીના સ્વભાવમાંજ એક એવી ખુબી રહેલી છે, અને તે તેના ગુણને લીધે ખરેખરી રીતે જોતાં પુરૂષ વર્ગથી તેમાં ચઢીયાતી છે, જે એ છે કે પારકાના દીલ ઉપર નિષ્કલંક પવિત્રતાથી, સદ્‌વૃત્તિ તરફ પોતાના સ્વાભાવિક આત્મબળથી, પોતાના ઉદાર દીલથી, સહૃદયતાથી, એક નિઃસ્વાર્થ પ્રેમની લાગણી એવી રીતે ઉત્પન્ન કરે છે કે કઠોર હૃદયના મનુષ્યોપર તે સ્વતંત્ર સામ્રાજ્ય મેળવે છે..

ખરેખર આ એક ઇશ્વરકૃતિનો ચમત્કાર છે. આ સર્વ ગુણ મહારાણી વીકટોરીઆમાં સારી રીતે ખીલી રહ્યા હતા. પોતાની સર્વ પ્રજામાં પ્રેમની લાગણી ઉદ્‌ભવ કરનાર મહા કૃપાળુ મહારાણી ગ્રેટબ્રીટનની ગાદી ઉપર બીરાજતાં છતાં પોતાના દેશનું આત્મભોગથી રક્ષણ કરનાર ગરીબ સૈનીકની ઝુપડીમાં જઈ તેને વાસ્તે દીલસોજી દર્શાવતાં બીલકુલ કચવાતી નહીં, અને તેની વીધવાને અને તેનાં નિરાધાર બાળબચ્ચાંને સર્વ રીતે વિશ્રાંતીનું સ્થાન થઈ પડતી હતી.

મહારાણી વીકટોરીઆના દૃષ્ટાંત ઉપરથી આપણે ઘણું શીખવાનું છે. એક કુટુંબપોષક આર્ય સંસારની ગૃહિણીને તેનામાંથી ઘણા ઉચ્ચ ગુણો ગ્રહણ કરવાના છે. દૌલત તેમજ મોટી પદવી પ્રાપ્ત કરી, કુટુંબમાં સર્વોપરી સ્થાને બીરાજી; ફળથી લચી પડતા વૃક્ષની માફક સર્વ જન તરફ, આશ્રિત જનો ઉપર, સમાન ભાવ, દયાવૃત્તિ, ઉદાર દીલ, સહૃદયતા રાખી તેમના મન ઉપર સામ્રાજ્ય મેળવવાનું છે. મહર્ષિ ગોવર્ધનરામભાઇએ ગુણસુંદરીમાં

જે જે સદ્દગુણો ઉચ્ચાભિલાષો ને મનોરાજ્ય દર્શાવેલું છે તેમાંથી લવલેશ પણ સર્વ આર્ય સન્નારી ગ્રહણ કરી શકે. બુદ્ધિના પ્રયોગમાં હરીફાઈ કરવામાં કદાચ ઉચ્ચ સ્થાન સદા રાખી ન શકાય. તે તો ઇશ્વરદત્તજ છે. ત્યાં માત્ર આપણને બક્ષીસ કરેલી બુદ્ધિને ખીલવવામાંજ આપણો ધર્મ સમાઈ જાય છે. પણ માનસીક કેળવણીથી પોતાના મનો રાજ્યમાં જે શ્રેષ્ટ સ્થાન મેળવવા માગતા હોઇએ તે મેળવી શકાય અને સર્વ કાળ સુધી સાચવી પણ શકાય.

મ્હોટા કુટુંબોમાં આ સત્તા બતાવવાનો પ્રસંગ હરઘડી આવે છે, બલકે તેનો ખાસ ખપ પડે છે. પોતાના અંગનાંજ સગાં સ્નેહી ઉપરાંત બીજા ઘણા આપણા સંબંધમાં આવે છે જેમની સંગાથે માત્ર વ્યવહારના નિયમોથીજ સરળ રીતે વર્તન થઈ શકે, તેમનામાં નિઃસ્વાર્થ પ્રેમનું ભાન કરાવવું એ એક કુટુંબપોષક સ્ત્રીનું પ્રથમ કાર્ય છે.

પોતાના આશ્રિત ચાકર ઉપર પોતાની સત્તા બેસાડવાને પોતાનીજ બુદ્ધિનો ખાસ ખપ પડે છે. પુરૂષવર્ગ કરતાં પણ કુટુંબની અધિષ્ઠાત્રી તરીખે પોતાની અસર વધારે કરવી પડે છે. સર્વ રીતે સ્ત્રી કુટુંબનાં વ્યવહારમાં પુરૂષના કરતાં શ્રેષ્ઠસ્થાનેજ છે. ખરૂં જોતાં કુટુંબના રાજ્યમાં તો તેજ અધિષ્ઠાત્રી છે. આવા પ્રસંગે પોતાના તરફ સર્વ આસપાસના મંડળને પોતાનામાં વિશ્વાસ બેસાડરાવવો. જુદા જુદા સ્વભાવના માણસોમાં પોતાના તરફ એક સરખી રીતની પૂજ્ય ભાવના ઉદ્દ્ભવ કરાવવી અને તે નાશ ન પામે તેવી રીતે જાળવી રાખવી,–આ રાજ્યતંત્રમાં જે કુશળતા જોઇએ છે તે માત્ર સ્ત્રીનીજ જોઈએ છે. તેમાં પુરૂષવર્ગ નકામો છે કહીએ તો ચાલે. સ્ત્રીનામાં મોટામાં મોટા ગુણ–ઉદાર દીલ ને સર્વ તરફ સમાન દ્દષ્ટી રાખવી–એજ છે. જેમ પોતે કોમળ સ્વભાવની હોય છે તેમ કેટલીક નીચ વાસનાઓ, જેવી કે ઇર્ષા, તે તેને અસર કરી જાય છે. તે સ્ત્રીની નીર્બળતા નહી પણ કોમળતા બતાવે છે. ગુલાબના પુષ્પને હાથેથી મચળવાથી તેની સ્વચ્છતા કરમાઈ જાય છે તેમાં ગુલાબનો દોષ કેમ કહાય? જે અલૌકીક સુગંધિથી તે શ્રમિત જનને આશ્વાસન આપે છે, કઠોર હવામાંથી આવેલા જનને માત્ર પોતાની વાસનાથીજ વિશ્રાંતિ આપી શ્રમીત જનને સર્વ રીતે પ્રફુલીત કરી નાખે છે, તેમજ પવિત્ર સન્નારી વ્યવહારના કઠોર માર્ગથી શ્રમિત થએલા પુરૂષને વિશ્રાંતિ આપી જે પુનઃ સજીવનતા પેદા કરે છે, તે ખરેખર પોતાના ઉપર ઇશ્વરની કૃપાનો ચમત્કાર બતાવી આપે છે. કુટુંબપોષક ગૃહિણીને માત્ર જોઇનેજ ગમે તેવા ક્ષણમાત્રના સહવાસના પુરૂષનામાં જ્યારે ઉચ્ચ ભાવના થાય ત્યારે તે ગૃહિણીની મનોબળની કેળવણી ખરેખર થઈ કહેવાય. સર્વ જનને તેનામાં વિશ્વાસ બેસે ત્યારે તેનામાં પોતાનું આપણું છે ને ત્યારેજ પોતે પોતાના જન્મથી ઇશ્વરની પોતાના ઉપરની કૃપાનું તાદશ્ય દર્શન આપી શકે. નિઃસ્વાર્થિ પ્રેમ, સમાન દ્દષ્ટી, ઉદાર દીલ, તેમજ કનિષ્ટજનને પોતાના બળથીજ વશ કરી નાખવાની સત્તા મેળવવી તે સ્ત્રી કેળવણીનું એક લક્ષણ છે.

આપણી જોડે સંબંધમાં આવનાર સર્વ જન સરખા સ્વભાવનાં હોતાં નથી. પોતાના પાપને લીધે કેટલાંકનામાં તો બુદ્ધિનું પ્રબળ બીલકુલ હોતુંજ નથી. તેમજ વિવેક બુદ્ધિનો પણ અંશ હોતો નથી. અ[illegible] ઉપર આપણી અસર કરવાની હોય છે. આપણે તેના કરતાં કાંઈ ઉ[illegible] એ અને તેની જંગલી વર્તણુકની કાંઈ ગણતરી

કરવાનીજ નથી પણ તેના શ્રેય તરફજ આપણો ધર્મ આપણે બતાવવાનો છે આવે પ્રસંગેજ બુધિબળ ચાતુરીથી વાપરવાનુ છે ને આવા વ્યવહારમાજ પોતે જણાવી આપવાનું છે કે પોતે કેટલો આત્મભોગ આપી શકે છે આ આત્મભોગમાજ સર્વ ધર્મ સમાઈ રહેલો છે, ' ચહાવુ અને મહેવુ " નુ કઠોર વ્રત કરવાનુ છે, ને તેજ કેળવણીનુ ચિન્હ છે

મહા કૃપાળુ નિયતાનાથ આપણા કલ્યાણને અર્થ આપણી અધોગતિમાથી તારવાને અર્થ પ્રભુ પોતાની શ્રેયકૃતિમા આ ગુણોનો અંશ મૂકી તેને સર્વ પ્રકારે પ્રફુલ્લ કરી પ્રકાશમાન કરે આપણા દેશને પોતાના પુરાણીક ઉચ્ચસ્થાન તરફ દોરે, તેવી મારી અંતઃકરણ પૂર્વક પવિત્ર પ્રાર્થના છે, ને જો મારી પ્રાર્થના શુદ્ધ હૃદયની ને ઉચ્ચગામી હશે તો કૃપાળુ જગદીશ મારી પ્રાર્થનાને દાદ દેશે એવી મારી આશા છે " કંઈ લાખો નિરાશામા અમર આશા છુપાઈ છે " અસ્તુ

---

# સમયતરંગ.

ડીસેમ્બર માસના અંતમા સુરત ખાતે ભરાનારી ઇન્ડીઅન નેશનલ કોંગ્રેસની સાથે મહિલાપરિષદ પણ ભરાવાની છે

ભારત ઇન્સ્યુરન્સ કંપનીએ સ્ત્રીઓનો વિમો ઉતારવાનુ કામ શરૂ કર્યું છે.

હૈદ્રાબાદ ખાતે એક વાણીયણે ગઇ તા ૧૧ મીએ ટેરોસીન તેલમા પોતાના કપડા બોળી આગ લગાડી આપઘાત કર્યો હતો એનો એક છોકરો જાપાનમા છે અને બીજો છોકરો ઇગ્લાંડ છે પુત્ર વિયોગ ન સહન થવાથી પુત્રોને બોલાવવા માટે આ પગલુ ભર્યું હતું પરંતુ પુત્રો આવે તે પહેલા મૃત્યુ પામી હતી

મેડેમ આનમાની નામની પ્રખ્યાત ગાયનકાર યુરોપીય બાનુ મુમ્બાઇમા આવી છે

ઓન. સર ફિરોજશાહના પત્ની ગુજરી ગયા છે મરનાર મબારી જામેજમશેદપત્રના અધિપતિ મી. બર્ઝોરજીના બ્હેન થતા હતા

ઇન્ટરમીડીએટ સાયન્સની પરીક્ષામા જરબાનુ બમનજી એન્જીનીઅર નામના પારસી બાળા પાસ પડયા છે

ટ્રીનીટી કોલેજ લંડન તરફથી મુબાઇમા લેવામા આવેલી સંગીતની પરીક્ષામા પચીસ પારસી બાળાઓ પસાર થઇ છે

---

# સુન્દરીસુબોધના ગ્રાહકોને મળતા ખાસ લાભ.

અપહૃતકુસુદઃ—કર્તા પ્ર. ક. ધ્રુવઃ-એક રસમય વાર્તા; કિંમત રૂ.૧) ગ્રાહકોને આના આઠ. પોસ્ટેજ જૂદું.

વિધવા—લેખક વસન્તવિનોદી; મૂલ્ય આના ચાર. ગ્રાહકોને બે આને. પોસ્ટેજ જૂદું.

શોકશમન—આ માસિકનો કોઈ ગ્રાહક જે નવા ગ્રાહકનું લવાજમ મોકલી આપશે તેને "શોકશમન" (કર્તા હરજીવન ત્રિભોવન) નું પુસ્તક વિના મૂલ્યે પોસ્ટેજ ૦—૧—૦ મોકલવાથી મળશે.

યોગિની—સુન્દરીસુબોધની પહેલા વર્ષની ભેટ—કિંમત આના ૦—૧૨—૦. નવા ગ્રાહકને ૦—૬—૦. ટપાલ ખર્ચ. ૦—૧—૦

કપિંજલા—ત્રીજા વર્ષની ભેટ-કીમત આના ૦—૬—૦નવા ગ્રાહકોને ૦—૪—૦ ટ. ખ. ૦—૧—૦

વહુને શીખામણ—કર્તા રવિશંકર અંજારીયા, કિ. રૂ. ૧ ગ્રાહકને ૦—૧૨—૦ ટ. ખ. જુદું.

અલક્ષ્યજ્યોતિ—કર્તા સુમિત્ર કિં. ૧—૮—૦ ગ્રાહકને ૦—૮—૦ ટ. ખ. જૂદું.

મૃદુલા—ચોથા વર્ષની ભેટ કિં. ૦—૮—૦ નવા ગ્રાહકો ૦—૬—૦

---

# સુન્દરીસુબોધની પાછલી ફાઈલો.

૧ લા તથા ત્રીજા વર્ષની ફાઇલોના ઘણા ખરા અંકો હવે ખપી ગયા છે. માત્ર ૧ લા વર્ષના ૬-૭-૮-૯-૧૦-૧૧ મા અંકની, તથા ત્રીજા વર્ષના, ૬-૮-૯ અંકની ઘણી થોડી નકલો રહેલી છે. માટે જે ગ્રાહકોને પોતાની ફાઇલોમાંના તે અંકો ખુટતા હોય તેમણે તાકીદે અમારી પાસેથી મંગાવી લેવા. નહી તો પછીથી મળી શકશે નહીં. આવી દરેક નકલની કિમત ટપાલખર્ચ સાથે રૂ. ૦—૧—૩ પડશે. બીજા વર્ષની ફાઇલ હવે શીલીકમાં નથી.

ચોથા વર્ષની આખી ફાઇલ રૂ. ૧—૪—૦ ભેટ સાથે.

---

## લવાજમ તથા સર્વ બાબતના પત્રવ્યવહારનું શરનામું.

મન્ત્રી, બંધુસમાજ.
સુન્દરીસુબોધ ઓફીસ—અમદાવાદ.

આ ઉપરાંત આ પત્ર વિષે વધારે માહીતી નીચે લખેલે ઠેકાણેથી પણ મળશે.

રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દિવટિયા, બી. એ., વાઘવાની પોળ, અમદાવાદ.
રા. ડાહ્યાભાઇ લક્ષ્મણ ગુજરાતી પંચ ઓફિસ. અમદાવાદ.
રા. શંકરરાય અમૃતરાય વાઘેશ્વરની પોળ, અમદાવાદ
રા. કૃષ્ણલાલ હરગોવિંદાસ પડીત. ઇન્ડીયન સ્પીશીબેન્ક, કલકત્તા

---

ધી અમદાવાદ યુનીયન પ્રીન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

Registered No. B. 430.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु
( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક

પુસ્તક ૫ | સપાદક. બન્ધુસમાજ. | ઈ. સ. ૧૯૦૭: ડીસેમ્બર.
અંક ૪ | | વિ. સ. ૧૯૬૪: માર્ગશિર્ષ.

વિષયસૂચન

# લવાજમની પ્હોંચ.

## પાંચમા વર્ષ પટે.

| | | | |
|---|---|---|---|
| ૭૬ ન. | ૮૯૭ સૌ. અંબાગૌરી | નડીયાદ | ૧—૪—૦ |
| ૭૭ ,, | ૮૯૮ રા નાગરજી જીવણજી | મુંબાઇ | ૧—૪—૦ |
| ૭૮ ,, | ૮૯૯ બ્હેન ધનગવરી | મુંબાઈ | ૧—૪—૦ |
| ૭૯ ,, | ૯૦૦ મીસીસ એચ. વી ત્રીવેદી | ભાવનગર | ૧—૪—૦ |
| ૮૦ ,, | ૯૦૧ રા. મણીનાલ અબારામ | ઘાટકુપર | ૧—૪—૦ |
| ૮૧ ,, | ૯૦૨ રા. ધરમદાસ ભગવાનદાસ | મુંબાઈ | ૧—૪—૦ |
| ૮૨ ,, | ૧૭૦ સોર્ડ રે લાઇબ્રેરી | ખભાત | ૧—૩—૦ |

## ચોથા વર્ષ પટે.

| | | | | |
|---|---|---|---|---|
| ૪૫૫ નં. | ૨૧૧ | રા. બાલાભાઇ કેસરીસીંઘ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૫૬ ,, | ૪૪ | રા જતુભાઇ અચરતલાલ બી એ | નડીયાદ | ૧—૪—૦ |
| ૪૫૭ ,, | ૩૮૫ | શેઠ મણીભાઈ સાંકળાભાઇ | નડીયાદ | ૧—૪—૦ |
| ૪૫૮ ,, | ૧૩૪ | રા. મોહનલાલ ખેમચંદ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૫૯ ,, | ૨૪ | ડૉ કેશવરાવ બાબારાવ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૬૦ ,, | ૪૮૬ | રા. સાકરલાલ બુલાખીભાઈ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૬૧ ,, | ૮૮૪ | રા. પુરૂષોત્તમ ડી એસર | મુંબાઇ | ૧—૪—૦ |
| ૪૬૨ ,, | ૯૧ | રા. દ્વારકાદાસ છક્કડસી | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૬૩ ,, | ૨૮૬ | રા હીરાલાલ રતનશંકર | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૬૪ ,, | ૮૯૨ | રા છોટાલાલ હરીલાલ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૬૫ ,, | ૪૬૯ | રા દુર્લભરામ જેઠાલાલ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૪૬૬ ,, | ૯૦૧ | રા મણીલાલ અબારામ | ઘાટકુપર | ૧—૦—૦ |

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષર વિ ગોવર્ધનરામભાઇના શબ્દોમા કહીએ તો
"સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને
"સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાંમાથી તેઓ મુક્ત સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી
"અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને જેમોમાથી છુટી એ કુટુમ્બના ખરા હિત કરવા
"શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની
"કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે,' પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આતર
વિચારોની ઉર્મિયોમા પોતાના હૃદયતરગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને
અન્તે સ્વદેશમા હૃદયસૂર્યના તેજસ્વી કિરણો સપૂર્ણ વિસ્તારથી પ્રસાર —એજ આર્ય સુન્દરીઓના
જીવનની સફળતા છે " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રેમ નથી, અને પ્રેમ વિના ગુજરાન નથી
"સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૫ મુ ] ઈ. સ. ૧૯૦૭ ડિસેમ્બર—માગશીર્ષ વિ. સ. ૧૯૬૪. [ અંક ૪ થો.


## ज्ञानसुगन्ध·

पुत्रि कांजिला ! आजनो उपदेश मुख्य करीने त्हारे अने अन्य जनो ईच्छा होय तेने माटे छे, तु आटलां वर्ष अमारी पासे रही, उछरी म्होटी थई ने तने सुशिक्षण मल्यु, तेनो सदुपयोग करवानो, तेनो सार्थक करवानो, समय हवे पासे आव्यो छे तु दंपती धर्ममा प्रवीण छता, केटलाक व्यवहार वचन कहेवा जोईए धारी कहु छु प्रथम तो तारु वर्तन एवु उन्नत राखजे, के तु जगतना एक उत्तम दृष्टान्त रुप गणाय तारा पतिना आज्ञाने शिरसा वन्दन करजे, अने कदी पण स्हामो उत्तर न आपीश, तारा पति तरफ माननी लागणीथी जोजे, अने कदी पण एना विरुद्ध कोईने मुखे न बोलीश, जन समाजमा, तारा पतिथी सुन्दर, आकर्षक, अने मनोहर पुरुषो तारी नजरे पडशे पण एमना सबंधमा विचार सरखो न करीश, कारण सृष्टिमा ईश्वरे दंपती बनावी हाथ धोई नाख्या छे, ने मर्यादा मूकी हद करी छे आपणे मनुष्यो अपूर्ण छीए, पण जेटले दरजे आपणे पूर्ण थवाने यत्न करीए तेटले दरजे प्रभुनी समीप जइए छीए माटे तु पूर्ण, अने उत्तम प्रकारनी सती बनजे हृदे परमेश्वरनो राखजे, अने पतिने परमेश्वर समान गणी सतत

केळवणी लीधी छे. तुं सप्तपदीना अर्थ स्हमजे छे, तुं विदुषी छे, छतां आटलुं कहेवानी जरुर पडे छे. कारण दुनियानो पवन जूदो छे. छेवटमां एटलुंज कहेवानुं के तुं शान्ति छोडीश नहि, तुं तारी प्रकृति अभिमानी अगर रीसाळ राखीश नहि अने एटलुं दृढ राखजे के तुं उत्तम नियमो तारा पोताना हितने माटे ज पाळे छे, अने ए पाळवामां तुं कोईपण रीतनुं अभिमान राखीश नहि."

कपिंजला.

---

# કાવ્યકુંજ.

## પુરાણ દીક્ષાનું નવ સ્વરૂપ.

હું નવા યુગની જોગણ બાઈ!
પુલ હું નવ ચુંટું.
મ્હેં ધાર્યો નવલો ભેખ છે બાઈ!
પુલ હું નવ ચુંટું.
મ્હેં અમૃત વારી ચાખ્યાં બાઈ!
પુલ હું નવ ચુંટું.
મ્હેં પ્રેમ પ્યાલો પીધો બાઈ!
ફુલ હું નવ ચુંટું.
મ્હારૂં ઘાયલ થયું છે હૈયું બાઈ!
ફુલ હું નવ ચુંટું.

ભેખ ધર્યો ભિક્ષા નવ માગું, તૃપ્ત બન્યું છે મનડું રે;
તૃપ્ત થાજો સહુનાં મનડાં, પૂર્ણ કલા સમ ખીલો.
ભિક્ષા નવ માગું. હું નવા યુગની.
કળી ખીલી ને પુષ્પ ઉઘડયું, હસવા રમવા દેજો રે;
રસ સીંચજો હોય કલા તો, નહિં તો છેટાં રહેજો.

ભિક્ષા નવ માગું. હું નવા યુગની.
સ્પર્શું નહિ રસ કળી ખીલવું, નવા યુગની માલણ હું;
સ્પર્શો નહિ કો મુજને બ્હેની ! છેટી રહી રસ છાંટું.
ભિક્ષા નવ માગું. હું નવા યુગની.

મૂલજી દુર્લભજી વેદ.

## સખિને માર્ગદર્શન.

સખિ! જો કંઈ આંખ્હણે રહયું,
પ્રણયાત્મક તેજ એ લસ્યુ;
સખિ! એ લસી વિલસે યદા,
રસિકો વિહરે—રમે તદા.
વિભુતિ વિભુ તાતની વહે;
સુરરાજની સુરતા રહે;
આત્મા સ્વર્ગીય ત્યહાં રમે;
રસિકો સહૂ તેજ એ નમે.
સખિ! આ સહૂ વિશ્વની કલા,
બનશે અનુકૂળ પ્રતિ કદા;
પણ દૃષ્ટિ સચોટ ત્યહાં હશે,
નિજ બોધજ માર્ગ ખોલશે.
સખિ! દૃષ્ટિ અમી ભરી કરો,
સખિ! વર્ત્તન પ્રેમમાં આદરો
નહિ પંથ, નહિ કશું નકી,
નહિ સ્નેહનું બંધને કદી.
મળશે વિણ યત્ન સહૂ સુખો,
ટળશે સહૂ શુષ્ક બંધનો;
જગને કંઈ દેખશો નવૂં,
જગમાં કંઈ પામશો નવૂં.
"કરજો દૃગ ઉર્ધ્વ ગામિની,
સહજો સહૂ વેદના તહિં."
મળશે સહૂ ઇષ્ટ તો નવૂં,
ઉર ચિન્ત્યું તહિં સર્વ લાધવૂં.
સખિ! જીવન ઉચ્ચ તો થશે,
સખિ! પામરતાય રહો જશે;
બનશે જગ આ સહૂ નવુ.
તુજ સંગે હૂંય એ અનુભવૂં.

સ્નેહજ્યોતિ.

# વાર્તાલહરી.

## મન ચંગા તો કથરોટમાં ગંગા.

એક પિતા પરમેશ્વર જાણો આપણો;
નિકટ સગાંઓ સમજો ભાઈ બ્હેનજો !
નીકો ન્હાની મ્હોટી જે જીવો તણી,
વહતું તેમાં એક અખંડિત ગાનજો !
હસનારાંઓ સાથે હસવાનું ધરે
રડનારાંની સાથે રડવું તેમજો
એક બીજાનાં આંસુડાંઓ લૂછતાં;
ઊંચા મ્હટશો સ્ત્રી પુરૂષો સૌ એમજો !

રા. મણિશંકર.

૧

ઉન્હાળાની રાત્રી હતી; નવ હમણાજ વાગ્યા હતા; આકાશમાં ચન્દ્ર પૂર્ણ કલાએ ખિલ્યો હતો; પવન પણ સહેજસાજ નિકળી આખા દિવસના તાપથી તપ્ત થયેલાને શાન્તિ આપતો હતો; આ સમયે ગુજરાતમાં રૂના મથક તરીકે પ્રસિદ્ધ થયેલા 'વીરગામ' એટલે વિરમગામમાં બાધાવાડાને નાકે એક સાધારણ ઘરની બ્હાર ખાટલા ઉપર બે માણસો બેઠા હતા. એક ખાટને હોકો ગગડાવતો હતો; પાસે છએક વર્ષનો છોકરો રમતો હતો. આંક ભણતો હતો. અને ઘડિકમાં પાસે બેઠેલા કુતરાને કાંકરા મારતો હતો. બીજો માણસ ખાટલા ઉપર બેઠાં બેઠાં હાથમાની માળા ફેરવતો હતો અને વચમાં વચમાં વાતો પણ કરતો હતો.

આ ઘર કાલીદાસ શેઠનું હતું. જાત્યે તો કણબી હતા પણ નાણાની ધીરધાર કરતા હોવાથી શેઠ તરીકે ઓળખાતા. કાલીદાસ શેઠ હવે વૃદ્ધ થયા હતા. ગામમાં આબરૂ સારી હતી; મીજાજના કડક હોવા છતાં પૈસાને અંગે લોકપ્રીતિ ઠીક ઠીક હતી, પાઇના દેવાદાર નહોતા અને મ્યુનીસીપાલીટીમાં બે ત્રણવાર મેમ્બર ચૂંટાયા હતા. કાલીદાસનું કુટુમ્બ વિશાળ હતું; બે છોકરા હતા મ્હોટા છોકરાના છોકરાની વહુ પણ આવતી જતી થઈ હતી; બીજા છોકરાનો ન્હાનો છોકરો છએક વર્ષનો હતો. શેઠની વય સીતેર ઉપર ગઈ હતી તો પણ શરીરે હષ્ટપુષ્ટ હતા એટલુંજ નહિ, પણ વગર ચસ્માએ, રાત્રે ચોપડાનો મેળ કાઢી શકતા.

કાલીદાસ શેઠની જોડે બેઠેલા માણસનું નામ મગન હતું. ત્હેની વય પણ લગભગ સાઠ વર્ષ હતી. એકાદ શેઠીયાને ત્યાં ગુમાસ્તીના બારે મહીને અઢીસો રૂપીઆ મળતા હતા. હવે એનાથી કામ નિપજતું નહિ હોવાથી રજા લેવા વિચાર કરતો હતો. ઘેર એકાદ બે નર હતાં. મગનને બે છોકરા હતા. મ્હોટો મુંબાઈમાં વ્હેપારીને ત્યાં નોકર હતો અને બાપ પાસે રહી ખેતર વગેરેમાં મદદ કરતો હતો. મગન સ્વભાવે ભલો, આનંદી માયાળુ હતો; મૂળ કણબીભાઈ એટલે રાવણામાં જવાની ટેવ હોવાથી કસુંબાની ટેવ

પડી હતી, છીંકણીની ડાબલી તો હોયજ. નવરો પડતો ત્યારે એકતારો લઈ ભજન કરતો અને નહિતો કાલીદાસને ત્યાં જઈ બે ઘડી બેસતો.

કાલીદાસ અને ભગન ન્હાનપણના મિત્ર હતા; મિત્ર એટલે વિદ્વાન વર્ગ માને એવા નહિ પણ બાળ સ્નેહી હતા.

આ બન્ને વૃદ્ધોને કાશીની યાત્રા કરવા જવા વિચાર હતો; પરન્તું કાલીદાસ શેઠ કામથી પરવારતા નહિ. "આટલુ કામ પુરૂ થાય એટલે જઈએ" એમ કહેતો પણ એક કામ પુરૂં થાય કે બીજું ઉભુંજ હોય. છોકરાના છોકરાનાં લગ્ન હતાં; લગ્ન પુરાં થયાં એટલે મ્હોટો છોકરો મુંબાઈ ગયો. એના આવ્યા પછી જવાનો વિચાર કર્યો; મુંબાઈથી આવ્યો એટલે એક ન્હાનું ઘર લીધું હતું તે ઉકેલ્યું. આપણી વાર્તા શરૂ થાય છે તે રાત્રે ભગન અને કાલીદાસ શેઠ કાશી જવાની વાત કરતા હતા.

ભગન—કેમ શેઠ? કાશીનું શું કર્યું ? જવું છે કે પછી વાયદાજ કરવા છે!

કાલીદાસ—ના, ના, ભગન! જવું છે. આવતે વર્ષે જરર જઈશું. આ વર્ષેતો ખરચ બહુ થઈ ગયું છે. આ ન્હાના ઘરમાં સો રૂપીઆ થશે એમ ધાર્યું હતું પણ ત્રણસો પેશી ગયા. અને હજી કામ પુરૂં થયું નથી. સુથાર કડિયા બેસાડયા પછી ઉઠાડવા બહુ મુશ્કેલ પડે છે. આમેને આમે દિવાળી પછી જરર જઈશું.

ભગન—કાલીદાસ! 'હમણા નહિ, પછી' એમાં બહુ વખત થયો. હવે આપણે ઘરડાંપાન કહેવાઈએ હમણા નહિ જઈએ તો નહિ જઈ શકીયે. શિયાળામાં એ બાજુ ટાઢ બહુ પડે છે. અને આપણે હેરાન થઈશું.

કાલીદાસ—એ બધું ખરૂં. પણ આ ઘરતું કામ હાથમાં લીધા પછી એમને એમ મૂકી શી રીતે જવાય ?

ભગનઃ—હમારા મ્હોટા છોકરાને સોંપોને! એ કાંઈ પારકો છે!

કાલીદાસઃ—એનું તો નામજ જવાદોને! એને ક્યાં ઘરમાં લક્ષ આપવું છે! એને તો નાટક ચેટકનો રસ લાગ્યો છે. એનો વિશ્વાસ શો!

ભગનઃ—શેઠ! એતો આપણે છીએ નહિતો હવે એમનેજ સંભાળવાનું હોયને! આપણાં છતાં શીખે તો શું ખોટું? હવે આપણે ક્યાં સુધી ફિકર રાખવી!

કાલીદાસઃ—એ ખરૂં! પણ આપણી પોતાની દેખરેખમાં ફેર પડે.

ભગનઃ—હમારૂં કામ પુરૂ થવાનું નથી. ગયા ગ્રહણ વખતે બધા મ્હારે ત્યાં વાસણ માંજતાં હતાં ત્યારે મ્હારા મ્હોટા છોકરાની વહુ કહે કે જો ગ્રહણનો નક્કિ દિવસ ન હોય તો કામ પુરૂં થાયજ નહિ. તેમ હમે જો જવાનો દિવસ નક્કી નહિ કરો તો જઈ શકવાનાજ નથી.

કાલીદાસઃ—તું કહે છે તે ઠીક છે. પણ ઘરમાં રૂપીઆ બહુ પેશી ગયા. કાશીના ઓછામાં ઓછા સો રૂપીઆ જોઈએ. એ લાવવા ક્યાંથી?

ભગનઃ—વારૂ, વારૂ, શેઠ! એવું [illegible] હોય તે [illegible] ગરખા અને ન હોય તો

એ સરખા નકામા પાપમાં શું કામ પડો છો. પરમેશ્વરે આટલું આપ્યું છે ને ! મ્હારા જેવાને નથી તે પણ બીજાના લેવા ધારે છે.

કાલીદાસઃ—તું ક્યાંથી લાવીશ ?

મગનઃ—પાંચ પચીસ પડયા છે ને બાકી કપાશીયા છે તે ખાતે કાંઈ પાસેથી લઈશ.

કાલીદાસઃ—હાલ કપાશીયા વેચીશ અને આગળ ભાવ તેજ થશે તે વખતે પસ્તાઈશ.

મગનઃ—ખરાબ કામ સિવાય બીજા માટે હું પસ્તાતો નથી.

કાલીદાસઃ—એ તો ઠીક. પણ ઘરમાં બગાડ થાય તે તો લાગે તો.

મગનઃ—પણ મનુષ્યદેહ ધરી આત્માનું બગડે છે તે નહિ કે ? કાશી ગયા વિના નહિજ ચાલે અને સાથે આવવુંજ પડશે.

૨

" મગન નિકળવાને તલ પાપડ થઈ ગયો છે. મ્હારે હજી બહુ કામ છે. ઘર છોડીને તે શી રીતે જવાય! છોકરાઓમાં અક્કલ નથી. ખર્ચ વધારે કરી નાંખશે. કાશીની યાત્રા એ તો ઠીક પણ સો સવાસો રૂપીઆ ચાલ્યા જવાના. વાતજ ન ઉપડી હતતો સારૂ." કાલીદાસ શેઠ આમ વિચાર કરતા હતા. અને આઠ દસ દિવસની ભાંજગડ પછી શનિવારે સ્હવારની ગાડીમાં જવા નિશ્ચય થયો. કાલીદાસ શેઠ પાસે પુંજી નહોતી એમ નહિ પણ દુખાતે મને ઓરડાના સંચમાંથી એક કોથળી કાઢી, ત્રણસો રૂપીઆ કાઢયા. આમાંથી દોઢસો સાથે રાખ્યા અને દોઢસો પોતાની સ્ત્રીને ઘર ખર્ચના આપ્યા અને કરકસરથી રહેવા આગ્રહ કર્યો. મગને કપાસીયા વેચી પંચોતેર રૂપીઆ લીધા અને ત્હેની સ્ત્રી બાંધણા વિગેરે બાંધી પચીસેક કમાઈ હતી તે લીધા. જતી વખત કાલીદાસ શેઠે પોતાના કુટુમ્બને બોલાવ્યું અને કહ્યું:—

"જો જો ઘર સંભાળજો. પેલું ઘર સમું થાય છે તેને છાપરામાં બહુ રૂપીઆ પેસી ન જાય તે જોતા રહેજો ઘરમાં પણ જોઈ વિચારી ખર્ચ કરજો. ખેતરમાં ખબર કાઢતા રહેજો. કોઈ રૂપીઆ લેવા આવે તો આપશો નહિ. હું જાઊં છું તો ખરો પણ મ્હારો જીવ ત્હમારામાં છે."

આથી ઉલટું મગને ઘરની કાંઈજ ફિકર રાખી નહોતી અને ' તું છે એટલે મ્હારે ફિકર નથી. યાત્રાએ જતાં ઘર સંભારવું શું ? " એટલા શબ્દ પોતાની સ્ત્રીને કહ્યા. મગન અને કાલીદાસ નિકળ્યા. કુટુમ્બ, મિત્રમંડળ સ્ટેશન સુધી વળાવવા આવ્યું. સ્ટેશન ઉપર કાશીની ટીકીટ માગી પણ ટીકીટ માસ્તરે પોતાની મહેનત બચાવવા મ્હેસાણેથી લેવા ...મણ કરી મ્હેસાણાની ટીકીટ આપી. યાત્રાળુને ઠેઠની ટીકીટ ન હોવાથી કેટલું ખમવું છે ત્હેનો અનુભવ ટીકીટ માસ્તરને હોત તો આ સ્થિતિ ન આવત. ઠેર ઠેર ઉતરવું, સામાન જોખાવવો, વખત થઈ જતો હોય તે વખતે "બક્ષીસ" આપી ટીકીટ લેવી એ પ્હેલા અને બીજા વર્ગના ઉતારૂઓ ક્યાંથી જાણે ?

આઠ વાગ્યે ગાડી ઉપડી ઉપડતાંની સાથેજ "આવજો," "સંભાળજો" "અમારી વતી દર્શન કરજો" એવા શબ્દો સ્ત્રીમંડળ તરફથી નિકળ્યા.

કાલીદાસ શેઠનાં પત્નીની આંખમાંથી આસું નીકળ્યાં. કાલીદાસશેઠે "ઘર સંભાળજો જોઈ વિચારીને ચાલજો" એટલુંજ કર્યું ત્યારે મગને 'જયમહાદેવ' એમ કહી સ્મિતહાસ્ય કર્યું. ગાડીએ સ્ટેશનની હદ છોડી. કાલીદાસ શેઠ બીજા ઉતારૂઓ સામે વાતે વ્હડ્યા. એમની વાતમાં કુટુમ્બ કથા સિવાય કાંઈ નહોતું. "આજકાલનાં છોકરાંઓને ઘર ચલાવવાની આવડતજ નથી હોતી. કાશીથી આવીશ ત્યારે કોણ જાણે શુંએ કર્યું હશે! અંહીથી પાછો જાઉં તો કેમ? ચકુ શેઠને ત્યાં ઉઘરાણી કરવા કહેવાનું ભૂલી ગયો. દોરાબજી દાકતરને ઘરેણાં ઉપર બાર આના વ્યાજે રૂપીઆ આપવાનાં હતા તે રહી ગયા, સો બસો રૂપીઆ સ્હેજમાં કમાત તે વાત મારી ગઈ" આ કાલીદાસના વિચાર આજ કાલીદાસનો જીવન હેતુ.

મગન ગાડીના એક ખુણામાં બેઠો બેઠો હાથમાં માળા રાખી હરિ નામનું ભજન કરતો હતો. ઘડીમાં ઉતારૂઓ સાથે સામાન્ય વાતો કરતો હતો. વળી કાશીએ જઈશું વ્રત લેવું ત્હેનો વિચાર કરતો હતો; એટલામાં છીંકણીની ડાબલી સાંભરી; ખોળી; પણ જડી નહિ. પાસે બેઠેલા ઉતારૂ પાસે માગી. છીંકણીની ચપટી લીધી ત્યારેજ જીવ ઠેકાણે બેઠો. વિરમગામ છોડયું ત્હેની સાથેજ ઘરની ચિન્તા છોડી હતી. અગીઆર વાગે મ્હેસાણે આવ્યા. અમદાવાદની ગાડી બાર વાગ્યે આવતી હોવાથી સ્ટેશન બ્હાર જવું પડયું. નાસ્તો કર્યો ને ઠેઠ કાશીની ટીકીટ લેવા ગયા.

ટીકીટ માસ્તરઃ—કાશીની ટીકીટ નહિ મળે. દીલ્હીની લેવી હોય તો લે.

મગન—પણ સાહેબ? વિરમગામવાળા માસ્તર કહેતા હતા કે મ્હેસાણેથી મળશે ને આપ ના કેમ કહો છો!

ટીકીટ માસ્તર—ચાલ્યો જા. વખત નથી.

પાસે ફરતા સીપાઈએ મગનને કાંઈ કાનમાં કહ્યું પણ ત્હેને અનુકુળ પડયું નહિ તેથી દીલ્હીની ટીકીટ લીધી. ગાડી આવી. ઉતારૂઓ બ્હાર નીકળ્યા પછી જનાર ઉતારૂને અંદર લેવા માંડયા. મજુર સામાન ઉપાડી ઝાંપામાં પેસે છે ત્યાં "હે—કોનકા સામાન હે! કાંટેપે લે જાવ!"ની બુમ પડી.

કાલીદાસ—સાહેબ! બે ટીકીટો છે ને સામાન બહુ નથી.

માસ્તરે "લે જાઓ!" કહી ધક્કો માર્યો—સામાન કાંટા ઉપર ગયો—બે ત્રણવાર તોળ્યો પણ વધ્યો નહિ. વખત થોડો હતો; માંડ માંડ અંદર આવ્યા ને જુવે છે તો ગાડીમાં ભીડ હતી. ઠેઠ એનજીન પાસેના એક ડબામાં સ્હેજ જગા હતી. અંદર બેઠેલાં બારણું ઉઘાડવા દેતા નહોતા ને બેસવાની રગઝગ ચાલતી હતી ત્યાં કસ્ટમ ખાતાના બે સીપાઈઓ આવ્યા. "અબે? ખોલ પેટી!" કહી બન્ને માત્રાળુને પેટી ઉઘાડવાનો હુકમ કર્યો.

કાલીદાસઃ—સાહેબ કાંઈ નથી. અફીણ હમે ખાતા નથી ને મીઠું છે નહિ.

સીપાઈઃ—ચલ, ખોલ બતાદે હમકું.

મગનઃ—ભઈસાબ! ગાડીનો વખત થઈ ગયો છે. ને હમે રહી જઈશું. એક કલાક ક્યાં હતા! તે હમણા ગાડીમાં બેસવા વખત આવ્યા.

સીપાઈઃ—તુ કોન હમકું પૂછને વાલા.'

આમ ભાંજગડ ચાલી, કોઈકે મીયાંને ખુશી કરવા ભલામણ કરી. આખરે પેટીઓ ઉઘડી અને અંદર કાંઈ ન દેખ્યુ એટલે સીપાઈઓ ખસ્યા. ગાર્ડે આવી બન્નેને બેસાડયા. બારણાને ચાવી દેવાઈ ને ગાડી ઉપડી.

ત્રીજા વર્ગના ઉતારૂને માટે રેલ્વેવાળા જરી પણ સગવડ કરી આપતા નથી એ લાંબી મુસાફરી કરનારને સારી રીતે જાણીતું છે. એક એક ડબ્બામાં જેટલાં પુરાય એટલાં બકરાં પુરે છે એવો દેખાવ કોણે જોયો નથી? કુદરતી હાજતો પુરી પાડવા ઘણી વખત ગોઠવણ હોતી નથી. માત્ર ફર્સ્ટ અને સેકન્ડ કલાસવાળાનેજ આ હાજતો થતી હશે અને ત્રીજા વર્ગના ઉતારૂઓને તો થતી નહિજ હોય. ડબ્બાને ચાવી હોય. અને સ્ટેશન આવે હાજત પુરી પાડવા ઉતરે તો ગાડી ઉપડી જવાની બ્હીકમાં ઉતારૂની જે માનસિક સ્થિતિ થાય છે તે કઠોરમાં કઠોર હૃદયના મનુષ્યના હૃદયને પિગાળવા બસ છે. છતાં જેના ઉપર આખી રેલ્વેનો આધાર છે એવું માનનારી રેલ્વે કંપની એ તરફ દુર્લક્ષ રાખે તો કમ્પનીનાં કેવાં હૃદય હશે ત્હેની કલ્પના પણ થઈ શકતી નથી. આપણી વાર્તાના નાયકો કાલીદાસ શેઠ અને મગન આવું દુઃખ ભોગવતા ત્રીજે દિવસે દીલ્હી સ્ટેશને આવી પંહોચ્યા.

હિંદુસ્તાનની મૂળ રાજ્યાધાનીનું શહેર દીલ્હી એક જબરજસ્ત શહેર હશે તે સ્ટેશન ઉપરથીજ લાગે છે. સ્ટેશન ઉપર દશ બાર તો પ્લેટ ફોર્મ છે અને એટલી ગાડીઓ આવે છે કે જો રેલ્વેનો બંદોબસ્ત ન હોય અને અમૂક નંબરના પ્લેટ ફોર્મ ઉપર જવાને બદલે બીજા પ્લેટ ફોર્મ ઉપર થાય તો લાહોર જનારો કલકત્તા જાય, આગ્રા જનારો મીરત જાય, ને મુંબાઈ જનારો પંજાબ જાય કાલીદાસ અને મગન જવાના હતા તો કાશી પણ ટીકીટ ન હોવાથી દીલ્હી ઉતર્યા. મજુર કરી બે ચાર પ્લેટ ફોર્મના દાદર ચ્હડી ઉતરી સ્ટેશન બ્હાર આવ્યા. બ્હાર નિકળ્યા કે તરત "કયું જનાબ! સરાઈમાં ચલોગે!" કહી પાંચ સાત દીલ્હીવાળા વળગી પડયા. આખરે એક સરાઈવાળાની સાથે ગયા. આ સરાઈ (ધર્મશાળા) સ્ટેશનથી બહુ દૂર નહોતી. સરાઈવાળાએ ઉપરની એક ઓરડી ખોલી આપી. "જનાબ! એઈ કમરા (ઓરડી) રસ્તે પે પડતા હે. આપ હીયર આરામ કરો; એ કમરાકા એક રોજકા એક રૂપૈયા દામ લગેગા." થાકા પાક્યા અહીં રહેવાનો વિચાર કર્યો. સામાન મૂકયો. પાણી લેવા જતાં ખબર મળી કે આ ધર્મશાળા મુસલમાનની છે. આ સાંભળતાંજ કાલીદાસ શેઠનો મીજાજ ગયો, અને યદ્વા તદ્વા બોલવા લાગ્યો.

મગનઃ—શેઠ! મ્હેં ખબર શાદી છે. હીંદુ વીશી બહુ આઘે છે. સ્ટેશન ઉપર મુસલમાન ધર્મશાળા વધારે છે. હવે થયું તે થયું. આપણે ખાઈશું પીશું નહિ સ્હાંજની ગાડીમાં તો જવું છે. માટે જેમ તેમ પડી રહો.

થોડીવાર પછી બન્ને વીશીની ખોળમાં નીકળ્યા. ચંદનીચોકમાં આવ્યા. આ ચોક જોતાં મન પ્રફુલ્લિત થયાં. આ શહેરનો તમામ મુસલમાન સમયમાં કેવો હશે ત્હેનો વિચાર

કરવા લાગ્યા. બજારમાં એક ખુણામાં સીધપુરીઆ બ્રાહ્મણની વીશીનું પાટીયું વાંચ્યું અને આ બન્ને ઉપર ગયા. ખાવાનાનું નક્કી કરી જમનાજીમાં સ્નાન કરવા ચાલ્યા. આગળ ચાલતાં એક કિલ્લો નજરે પડયો. આ કિલ્લામાં દિવાનેખાસ, મયુરાસનનું સ્થળ, મોતી મસ્જીદ વગેરે જોવાનું છે એમ સાંભળતાં જોવાની ઇચ્છા થઈ. કિલ્લા પાસે વિદેશી સોલ્જરો પેરો ભરતા હતા. ત્હેમને જોઈ ડઘાઈ ગયા અને પાછા ફરવાનો વિચાર કર્યો. આખરે દેશી સીપાઇઓની સાથે બક્ષીસની ગોઠવણ કરી અંદર દાખલ થયા. બ્રીટીશ રાજ્યની વ્યવસ્થા અદ્ભૂત છે. કિલ્લાની અંદર સ્વચ્છતા, ભવ્યતા, ગોઠવણ જોઈ દિગ્મૂઢ બન્યા. દિવાનેખાસ વગેરે જોયું. કાળ શું નથી કરતો? જે તખ્ત આગળ ડૉ. હેમીલ્ટન, સર ટોમસ રોરે કુરનસ બજાવી બંગાળાના એક ન્હાના ભાગમાં વેપાર કરવા દેવા પરવાનગી માગી હતી તેજ તખ્ત આજ વેપાર કરનાર પ્રજાને તાબે છે. ચ્હડતી પડતી સર્વને છે. મગનના મનમાં આવા વિચાર ચાલતા હતા ત્યારે કાલીદાસ શેઠ વિચારતા હતા કે મૂસલમાન બાદશાહ જેવા ગાંડા કોઇ નહિ. આવા મહેલ શણગારવામાં લાખો રૂપીઆ ખરચી નાંખ્યા ત્હેના કરતાં વ્યાજે મૂકયા હતતો કેટલો લાભ થાત. દીલ્હીની બીજી જગાએ જોવાની ઇચ્છા થઇ પણ વળતી મુસાફરી ઉપર રાખ્યું. જમનાજીમાં સ્નાન કરી. જમી ઉતારે આવ્યા. સાંજના મજુર આવ્યો. મજુરની સાથે ગોઠવણ કરી હતી એટલે ટીકીટનો વાંધો ન આવ્યો અને ૭ વાગ્યાની ગાડીમાં પ્રયાગ તરફ નિકળ્યા.

૩

બીજે દિવસે સ્હવારે પ્રયાગ તીર્થ આવી પહોચ્યાં; ઉતરી ધર્મશાળામાં ઉતારો કર્યો અને એક્કામાં બેસી સંગમસ્નાન કરવા ગયા. આ વખતે પ્રયાગ ( અલ્હાબાદ ) માં :પ્લેગ જોરમાં ચાલતો હતો તે સાથે દુકાળનું જોર પણ ઓછું નહોતું. આખા ગામમાં શુનકાર જેવું થઇ રહ્યું હતું. રસ્તામાં એક પછી એક શબ, રોનારાનાં ટોળાં, દુઃખ ગરીબાઇ, કંગાલપણા સિવાય કાંઇ દેખાતું નહિ. રસ્તામાં 'રાંકા' ના મડદાં નજરે તરી આવતાં હતાં. આ સ્થિતિ જોતા જોતા બન્ને મિત્રો ન્હાઇને ધર્મશાળામાં આવ્યા. આવતી વખત અવાય કે નહિ તે નક્કી ન.હોવાથી ગંગાજળ ભરી લેવા એ વાસણ લેવા મગનને જવાનું થયું. બે વાગ્યાની ગાડીમાં જવાનું હતું અને અગીઆર વાગી ગયા હતા. ખાઇ પી કાલીદાસને મોડુ થાય તો સ્ટેશન ઉપર જવાનું કહી મગન ગામમાં ગંગાજળ માટે સીસોઇ લઇ, ગંગાજળભરી–ઝારણ દેવડાવવા ગયો. ગામમાંથી પરવારી પાછાં આવતાં ગામ બહાર એક ન્હાના ઝુપડામાં ચીસ સંભળાઇ. આ સ્થળે કોઇ નહોતું તે જોઇ મગન પેલા ઝુપડા તરફ ગયો. અંદર જઇ જૂવે છે તો એક વૃદ્ધ માણસ ખાટલામાં તાવે ફફડતો–ભાનવનાનો આળોટે છે. એક બાજુ બે ન્હાનાં છોકરાંઓ "મા ! ભૂખ લાગી છે" કરી આરડે છે ત્યારે ભૂખથી બોલવાની—હાલવાની આય નથી એવી એક સ્ત્રી એક હાથે છોકરાંનાં વાંસા ઉપર હાથ ફેરવે છે તો બીજા હાથે ખાટલા ઉપર પડેલા પોતાના ધણીને શાંત કરે છે. આવી દયા જનક સ્થિતિ જોતાં મગનનું હૃદય ભરાઇ ગયું. તપાસ કરતાં પુરૂષને પ્લેગ જણાયો અને, આખી ઝુપડીમાં કાંઇ નજરે પડયું નહિ. "ગાડીનો વખત થયો છે ને કાલીદાસ વાટ જોતાં

હશે " એ વિચારે મગનને જવાનું મન થયું ત્યારે એક ઇશ્વરના બાલક હોઇ પોતાના ભાઇ બ્હેનને આવી સ્થિતિમાં મૂકી જવાનું ઠીક ન લાગ્યું. કાલીદાસની કાંઇ દરકાર ન રાખતાં મગને ગંગાજળની સીસોઇ ઉઘાડી – પેલા વૃદ્ધ પ્લેગવાળાના ગળામાં સહજ ગંગાજળ રેડયું. ખાવાનું લાવુંછું કહી ગામમાં ગયો અને પુરી, શાક લાવી, છોકરાંને અને પેલી સ્ત્રીને સંતોષી. પેલી સ્ત્રીનામાં કાંક જીવન—શકિત આવ્યાં, તેથી પતિની અને છોકરાંની સેવા કરવા તત્પર થઇ. આ રાંક કુટુમ્બને કાંઇ સાધન નહોતું ! મજુરવર્ગ હોવાથી મજુરી કરી દિવસ નિર્ગમન કરતું હતું ત્યાં પ્લેગને દુકાળને લીધે આવી સ્થિતિ થઇ. " બીજા ચાર પાંચ દિવસ થતાં સુધી અહીં રહી આ કુટુમ્બને રસ્તે પાડવામાં ત્હેને જીવતદાન આપવામાં કાશીની યાત્રા કરતાં મહત્ પૂણ્ય છે " એમ મગન ધારતો હતો તેથી મગને ધર્મશાળામાં જઇ રહેવા કરતાં અત્રે જ રહેવું યોગ્ય ધાર્યું: મગને પોતાના જ પૈસામાંથી આ કુટુમ્બને આવશ્યક વસ્તુઓ આણી આપી. ગામમાંથી વૈદ બોલાવી પ્લેગવાળાની દવા કરવા માંડી. અનાથનો બેલી ઇશ્વર છે તેમ ઇશ્વર કૃપાથી આ કુટુમ્બમાં શકિત આવી છતાં પેલા વૃદ્ધ પુરૂષથી હજી મજુરીએ જવાય તેમ નહોતું. બીજા દશપંદર દિવસ જીવન વ્યવહાર ચાલે એટલું સીધું મગને આણી આપ્યું અને હીસાબ કરવા માંડયો. ઉપર કથિત નિરાધાર દુઃખી કુટુમ્બની સેવામાં મગનના તમામ પૈસા ખરચાયા હતા, અને માત્ર ઘર જવાના થોડા પૈસા ઉપરાંત ફાજલ બહુ જ થોડું રહ્યું હતું. " કાશીની યાત્રા શી રીતે થશે ! વિશ્વનાથ મહાદેવ મ્હને માફી આપશે, કાલીદાસ શેઠ મ્હારીવતી દર્શન કરશે. " એ વિચાર દૃઢ થતાં ઘર તરફ જવાનો વિચાર કર્યો. બીજે દિવસે સ્હવારમાં પેલા કુટુમ્બની ખબર કાઢી. કુટુમ્બના ઉભરાતા શુદ્ધ સ્નેહનાં અશ્રુ નિહાળતો મગન વિરમગામ તરફ રવાના થયો. ત્રીજે દિવસે વિરમગામ આવ્યો. એકલા મગનને જોતાં ગામે કાળીદાસની ખબર પૂછી એના ઉત્તરમાં એટલું જ બોલ્યો કે—" રસ્તામાં મ્હારા પૈસા ખૂટી જવાથી કાશી ગયા વિના પાછો આવ્યો છું અને કાલીદાસ શેઠ કાશી ગયા છે. " આ ઉત્તરથી લોકોએ મગનને મૂર્ખામાં ગણ્યો અને " નશીબમાં જાત્રા હોય તો થાયને ? પેસે જન્મ પૂણ્ય કર્યાં હોય ત્યારે કાશીવિશ્વનાથનાં દર્શન થાય " એવા ઉદ્ગારો નિકળ્યા મગનનાં સ્ત્રી પુત્રો એ આનંદમાં હતાં અને ઘર વ્યવહાર કરકસરથી ચલાવી મગનની પ્રતિષ્ઠા ત્હેમણે જાળવી હતી.

* * * *

૪

કાલીદાસે પ્રયાગના સ્ટેશન ઉપર મગનની બહુ વાટ જોઇ પણ ગંગાજળ લઇ મગન આવ્યો જ નહિ. ગાડી આવી. થોડી વાટ જોઇને પછી કાશી મળી રહેશે એમ માની ગાડીમાં બેઠો. ઘડીકમાં મગનની ફિકર કરતો, ઘડીકમાં ઘેર કેમ હશે ? કોણ જાણે કેટલાયે પૈસા ખરચી નાંખ્યા હશે એમ વિચારતો કાલીદાસ બીજે દિવસે કાશી આવી પ્હોંચ્યો. હજારો યાત્રાળુ-મુસાફરો કાશીમાં ફરતા હતા. કાશીના સાંકડા રસ્તામાં ફરતાં એક ગુજરાતી યાત્રાળુ મળ્યો અને ત્હેની સાથે મણિકર્ણિકાના ઘાટ ઉપર આવેલી ધર્મશાળામાં ઉતર્યો. થોડીવાર થઇ ને પેલો ગુજરાતી યાત્રાળુ કાલીદાસને કહેવા લાગ્યો-' શેઠ ! કોણ જાણે કેમ !

ગાડીમાં જરાક ઉંઘ આવી તે મ્હારો સામાન જ કોઇ ઉપાડી ગયું. હવે મ્હારી પાસે પાઇ નથી. એકાદ બે રૂપીઆ આપો તો જાત્રા થાય. " કાલીદાસે માંડ માંડ બે રૂપીઆ આપ્યા "મ્હારા પણ રૂપીઆ જશે" એ બ્હીકે ન્હાતાં-ધોતાં-દર્શન કરતાં રૂપીઆની ફડક શેઠને પેઠી હતી. બ્રાહ્મણો પૈસા દક્ષણાને માટે આગળ પાછળ ફરી વળવા લાગ્યા પણ આ શેઠે પાઇ પણ ન આપવા ઠરાવ કર્યો હતો. ન્હાઇને કાશી વિશ્વેશ્વરના દર્શન કરવા ગયો. કાશી વિશ્વેશ્વરનું મંદિર આખા આર્યાવર્તમાં પવિત્ર મનાતું હોવાથી અસંખ્ય યાત્રાળુની ભીડ નિરંતર હોય છે. મંદિરની ભવ્યતા કરતાં શ્રદ્ધાને પરિણામે ભવ્યતા વિશેશ લાગતી હતી. દ્વાર આગળ બ્રાહ્મણની પાસેથી નમણનાં બીલીપત્ર લઇ, "પૈ" આપી કાલીદાસ અંદર ગયો. વિશ્વનાથની પાસે એટલી ભીડ હતી કે કોઇથી આગળ જવાય એમ નહોતું. કાલીદાસે સ્હામેના થાંભલા ઉપર રહી મહાદેવના દર્શન કર્યા. જરાક વાર પછી જૂવે છે તો એક વૃદ્ધ પુરૂષ શંકરના ઉપર ગંગાજળનો અભિષેક કરે છે. પુષ્પ બીલી ચ્હડાવે છે અને શાન્ત મુદ્રાથી ઇશ્વરનું સ્તવન કરે છે. આ જોતાં જ કાલીદાસ તો સ્તબ્ધ થઇ ગયો. " કોણ! મગન! મગન અહીં કયાંથી બીજી ગાડીમાં આવ્યો હશે. લાવ બોલાવું" એમ કરી બોલાવા જાય છે તો મગન ગુમ થઇ ગયો. "ભીડમાં ગયો હશે કાલે બોલાવીશ " એમ કહી કાલીદાસ પોતાને ઉતારે ગયો. બીજે દિવસે પણ કાલીદાસે મગનને પૂર્ણ શ્રદ્ધાથી પૂજન કરતો જોયો. આજ વિશેશમાંજાણે ઇશ્વરે

# ગૃહધર્મ.

## *પત્નીવ્રત.

ગોપાળદાસની પત્ની શ્યામકોર પથારીવશ થઇ છે. કંઠે પ્રાણ આવી રહ્યા છે. ડાકટર, હકીમ, વૈદ્ય વિગેરે બધાએ સાફ જવાબ દઇ દીધો છે. હવે ફક્ત તે બીજા બે ત્રણ કલાકની મહેમાન છે. કુટુમ્બ અને પરિજનના લોકો આ આસન્ન મૃત્યુશય્યાને ચારે પાસેથી ઘેરીને રોઇ રહ્યાં છે. મુમૂર્ષુ ઘડીએ ઘડીએ નેત્ર ખોલીને બધાની તરફ જુએ છે, અને ઘડીકમાં વળી પાછી દૃષ્ટિ ફેરવી લે છે. ગોપાળદાસના દૂર અંદેશી પિતા ગળે પ્રાણ આવેલી આ સ્ત્રીની આકુળ વ્યાકુળ અવસ્થા જોઇને ત્હેનો મનોભિલાષ સમજી ગયા. તરત જ ત્હેમણે પુત્રને બોલાવી કહ્યું 'ગોપાળ હમે લોકો જરા બહાર જઇએ છીએ. તું થોડીવાર આંહિઆ બેસજે' એટલું કહી તે બહાર નીકળી ગયા.

પતિપરાયણા કંઠસ્થપ્રાણા શ્યામકોર પતિની તરફ એકી ટશે જોવા લાગી. થોડીકવાર પછી ગોપાળદાસે પુછ્યું 'તું મ્હને કાંઇ કહેવા માગે છે?' શ્યામકોરે ધીમે સ્વરે કહ્યું 'હા, વ્હાલા, મ્હારા મરી ગયા પછી તમે લગ્ન કરજો, એજ માત્ર કહેવું છે' ગોપાળદાસના ગાલ ઉપર અશ્રુની ધારા વહી રહી હતી. ત્હેમણે કહ્યું 'ના એમ નહી બને, હું હવે ફરીથી લગ્ન નહિ કરૂં.' ત્હેમની સ્ત્રી બોલી 'ના, એમ ન થાય. તમને અડચણ પડશે. તમે જરૂર પરણજો' શ્યામકોરના સુકા પડેલા ઓષ્ટ ઉપર દવાના બેચાર ટીંપા રેડીને ગોપાળદાસ કહેવા લાગ્યા 'તું મ્હને બીજી કોઇ વાત માટે આગ્રહ કર. જીવને જોખમે પણ ત્હારી ઇચ્છા હું પૂરી કરવા તૈયાર છું. પરન્તુ આ વાતની તું હઠ કદી ન પકડીશ."

જરાક મ્હોં મલકાવીને શ્યામકોર પાછી ધીરે સ્વરે કહેવા લાગી 'તમે શા માટે લગ્ન કરવાની ના કહો છો? મરી ગયા પછી મનુષ્યમાં ક્રોધ કે ઇર્ષ્યા કરવાની શકિત રહેતી હોય તો હું કહુછું કે આપના નવા લગ્નથી મ્હને જરા પણ અસંતોષ નહી થાય. તમે ખુશીની સાથે વિવાહ કરજો, વ્હાલા'

ઉભરાઇ જતા સ્નેહથી શ્યામકોરના હાથ પકડીને ગોપાળદાસ કહેવા લાગ્યા. 'તું વારંવાર શા માટે એવો આગ્રહ કરે છે? હું કદાપિ લગ્ન નહીં કરૂં' મુમૂર્ષુના હોઠ ઉપર મૃદુ હાસ્ય છવાઇ રહ્યું. ટમટમ થયેલો દીપક એક ક્ષણને માટે જરાક પ્રજ્વલિત થઇને પાછો બુજાઇ ગયો એ હસવું અવિશ્વાસ જનિત વ્યંગનું હતું કે સંતોષનું, તે બરાબર સમજવામાં ન આવ્યું.

× × × ×

ગોપાળદાસ આજથી એક જમાના પહેલાનું ઉચ્ચ શિક્ષણ પામેલા, બી. એ. ની ઉપાધિ[1] વનારા એક વિચારશિલ યુવક હતા. એ વખતમાં ગ્રેજ્યુએટોના સંબંધમાં આજકાલના

* બાબુશ્રી ચારૂચન્દ્ર બન્દોપાધ્યાયની વાતનો અનુવાદ. ૧ વિશેષ સંજ્ઞા.

જેવી દુર્દશાનો સૂત્રપાત થયો ન હતો. શ્યામકોરની શ્રાદ્ધ ક્રિયા સમાપ્ત ન થતાં અગાઉ જ ત્હેમના વિવાહની ચર્ચા લોકોમાં થવા લાગી. અનેક જગ્યાએથી માગાં આવવા શરૂ થયાં. ગોપાળદાસ બધાંને મીઠી મીઠી વાતોથી સંતુષ્ટ કરીને પાછા વાળતા રહ્યા. શ્રાદ્ધ થઇ ગયા પછીતો કન્યાઓના ભારથી પીડાતા (?) પિતાઓની એક મંડળીએ ગોપાળદાસના પિતાજીને જઇ ઘેર્યા. ગોપાળદાસના પિતાએ કહ્યું 'ગોપાળના વિવાહ સંબંધી મ્હને કાંઇ ફીકર નથી. છોકરો હવે સમજદાર અને ઉમર લાયક છે. માટે જે વિચાર એનો હોય તેજ મ્હારો માની લેજો. જો ત્હમે બધા મળીને એને મનાવી શકો તો પછી વિવાહ જેવું રૂડું શું? ગામના બધા ડોસાઓ પુત્રની આજ્ઞા પ્રમાણે ચાલવા માટે ગોપાળદાસની પાસે પહોંચ્યા. ગોપાળદાસની સાથે વાદવિવાદ કરીને આખરે પોતાની વાત ત્હેમને ગળે ઉતારવાનો આ બુઢ્ઢાઓને નિશ્ચય કર્યો હતો. ત્હેમણે પહેલો પ્રશ્ન આ કર્યો 'ત્હમે વિવાહ કેમ નથી કરતા?' ગોપાળદાસે હસીને જવાબ આપ્યો 'આ 'કેમ' નો તો ઉત્તર જ નથી. આપણે જેટલાં કામો કરીએ છીએ તેટલા બધાનો કાંઇ ને કાંઇ ઉદ્દેશ તો અવશ્ય હોય છે. છતાં ત્હમારા ધારવા પ્રમાણે વગર કારણનાં પણ કોઇ કાર્ય હોય તો આ મ્હારા એક કામની ગણના એમાં કરી લેજો.' આ વાકય સાંભળીને તે આવેલા વૃદ્ધ પુરૂષો ક્રોધથી બળીને ખાક થઇ ગયા, અને ગોપાળદાસ તથા ત્હેમના પિતાને આડી અવળી ચોપડવા લાગ્યા. જે સમયમાં પિતાની ઇચ્છા મુજબ ચાલવું એજ શાસ્ત્ર મનાતુ હતું તે સમયમાં ગોપાળદાસના બાપે પુત્રને આવી રીતે મોઢે ચ્હડાવવો અને ત્હેની મારફત ગામના વૃદ્ધ પુરૂષોનું અપમાન કરાવવું એ ગ્રામનિવાસીઓને અત્યંત અસહ્ય માલૂમ પડયું. એ લોકો ગોપાળદાસના પિતા આગળ જઇ ગર્જના કરી કહેવા લાગ્યા 'અંગ્રેજી ભણાવી ત્હમે છોકરાને ઘણો શાણો અને કુળદીપક બનાવ્યો! બસ! હવે દેશ અને ન્યાત જાત બધું નષ્ટભ્રષ્ટ થઇ જવાનું એ નક્કી સમજી લેજો. ન્હાના મ્હોટાની કાંઇ મર્યાદા જ ન રહી. આ પેલો મોતીચંદનો પુત્ર રામદાસ મુંબઇ જઇને અંગ્રેજી ભણી આવ્યો છેસ્તો. પણ એણે તો બા કુળની લાજ મરજાદા બીલકુલ છોડી નથી. પોતાના કુળવાનપણાને માટે તે કેટલું બધું અભિમાન ધરાવે છે! પણ ગોપાળના જેવો તો મિથ્યાભિમાની છોકરો હમે કહી પણ ન દેખ્યો. ત્હેણે તો વડિલોની પ્રતિષ્ઠાનો કાંઇ પણ ખ્યાલ ન કરતાં હમારા બધાની વાત જ એકદમ ઉડાવી દીધી.' આ વગેરે અનેક કટાક્ષો સાંભળીને ગોપાળદાસના પિતાએ ઘણા પ્રસન્ન થઇ કહ્યું 'આજે ત્હમે લોકોએ મ્હને અનહદ આનંદ ઉપજાવ્યો છે. આજ મ્હારી ખાત્રી થઇ છે કે મ્હારે પુત્રે ખરેખરી કેળવણી મેળવી છે. જેનો એક પગ સ્વર્ગમાં અને બીજો મર્ત્ય લોકમાં હતો એવી ત્હેની સ્ત્રી, પૂજનીય અને માનનીય દેવી સમાન શ્યામકોર આગળ મ્હારા પુત્રે જે પ્રતિજ્ઞા લીધી હતી ત્હેનું જીવતા સધી પાલન કરવાનો ત્હેણે જે પ્રયત્ન કર્યો છે, તેથી આજે હું ઘણો જ ખુશી થયોછું. ત્હેની આ પ્રતિજ્ઞા નીભશે કે નહી તે હું કહી શકતો નથી પણ ત્હેને પાળવાના ગોપાળના યત્ને જ મ્હને યથેષ્ટ આનંદિત કરી દીધો છે. ત્હમે બધા જરાવાર બેસો. આવા શુભ સમાચાર આપ્યા પછી ગળ્યું મ્હોં કરાવ્યા વગર હું ત્હમને જવા નહી દઉં.' ગામના વૃદ્ધ પુરૂષો તો આશ્ચર્ય યુક્ત નેત્રે એક બીજાના સ્હામું જોવા લાગ્યા. ગોપાળદાસનો એક ટીખળી મિત્ર કંદોઇની દુકાન તરફ દોડયો.

× ×

બે વર્ષ વહી ગયાં છે ગોપાળદાસ મરણ શય્યા ઉપર પડેલા પિતાજીની પાસે બેઠા છે. ડોસાએ ગોપાળને માથે હાથ મુકી કહ્યું ' મ્હારી છેલ્લી આશિષ અને મંગળવાસનાં ત્હાઈ રક્ષણ કરજો. મરતી સમયે મ્હારે ત્હને બે ચાર બોલ કહેવા છે. ધર્મશીલ અને ઇશ્વર પરાયણ બનજે. આપણા દેશમાં પિતૃભક્તિના ઘણા દષ્ટાંત છે. તું પણ સુશિલ અને પિતૃ ભક્ત થજે, મ્હારી કોઇ અધુરી વાસના પુરી કરવાની ત્હને ભલામણ કરવાની કાંઇ જરૂર નથી. તું બધું જાણે છે. ત્હારાથી જ્યહાં સુધી બનશે ત્યહાં સુધી વગર કહે જ તું એ બધુ તો કરીશ. મ્હારે ફક્ત એક વાત ત્હને કહેવી છે. ત્હેં સ્વર્ગગામી શ્યામકોરની આગળ જે દઢ પ્રતિજ્ઞા કરી છે ત્હેને.ઠેઠ સુધી પાળજે. આપણા દેશમાં 'પતિવ્રતા' નામનો શબ્દ છે. પરન્તુ "પત્નીવ્રત" નામનો શબ્દ નથી. તું પોતાના ઉજ્વલ દષ્ટાન્તથી ' પત્નીવ્રત 'ધર્મસાર્થક કરીને એ શબ્દની સૃષ્ટિ રચજે ! વધારે શું કહું ? ત્હારૂં કલ્યાણ થાઓ બેટા ! "

× × × ×

ગોપાળદાસ પણ હવે વૃદ્ધ થયા છે. પણ પિતાની આજ્ઞાને અનુસરી આજદિન પર્યન્ત કઠોર બ્રહ્મચર્ય વ્રત પાલન કરી, જગતને પત્નીવ્રતનો મહિમા દર્શાવી શાન્તપણે પરમેશ્વરના દિવ્ય ધામમાં જવાની રાહ જોઇ રહ્યા છે.

અનિલ.

---

# રમણીમણિમાલા

ઉષ.

પવિત્ર મહાત્મા કશ્યપને દિતીથી હિરણ્યકશ્યપ નામે પુત્ર થયો હતો. તે તામસવૃત્તિ પ્રધાન ગુણવાળો હતો. તેના ચાર પુત્રોમાં પ્રલ્હાદ ત્રીજો પુત્ર હતો. તે ભક્તિ માર્ગમાં શ્રેષ્ટ હતો. પિતાની અયોગ્ય કૃતિથી તેને ઘણું લાગી આવતું. તેની આવી વૃત્તિથી પ્રલ્હાદનો નાશ કરવા ઘણા ઘણા ઉપાયો હિરણ્યકશ્યપે કર્યા, પરંતુ તેની ઉદાર ભક્તિથી પરમાત્માએ દુઃખદ પ્રસંગોમાં પણ સહાય કરી તેને બચાવ્યો હતો. પરમ ભક્ત પ્રલ્હાદને વિરોચન અને વિરોચનને બલિરાય નામે પુત્ર પ્રગટ થયો હતો. બલિરાયે યજ્ઞ કરી જ્યારે સ્વર્ગિય પ્રદેશને કંપાવવા માંડયો ત્યારે વામન સ્વરૂપ ધારી શ્રી ઉપેન્દ્રે સાડાત્રણ પગલામાં પૃથિવી, સ્વર્ગ, પાતાળ માગી તેની અનિષ્ટ ઇચ્છાને રોકી. આ બલિરાયને બાણાસુર નામે પુત્ર જન્મ્યો હતો.

બાણાસુર ઘણો અભિમાની હતો. તેને કૌભાંડ નામનો મંત્રી હતો. બાણાસુર ગર્વથી જ સત્તાધારી છે એવું માનતો હતો. તેણે શ્રી મહાદેવને પ્રસન્ન કરી અનહદ સામર્થ્ય હાથ જેટલું બળ) મેળવ્યું હતું. પરંતુ અભિમાની બાણાસુરને અખાની અનુભવી પ્રસાદ દુર્લભ હતો. અખો ભક્ત કહે છે કેઃ—

"સુખિઆ દુઃખિઆ દીસે બહુ, તે માયાના કીધા સહુ;
સુખિઆ મલકે દુઃખિઆ થાય, ધન તન લજ્જા રીટી જાય.
રંક હતા તે બનિયા રાય, અખા એ માયા મહિમાય.

* * *

અખા માયા કરે ફેજેત, ખાતાં ખાંડને થાવતાં રેત;
કાંઇ ન દીસે જીવને હાથ, થઇ બેસે તે સૌનો નાથ.

\+ \+ \+

કાલ ફેરવે ચૌદ ચોવટે, એકને આપે એકનું ઝટે;
અખા વગોવે માયા કરાલ, જાણ્ય પંડિત શ્રીમન્ત ભૂપાલ."

અભિમાન એ સુકીર્તિને તોડનાર પ્રથમ બંધ છે. પ્રત્યેક મનુષ્યોએ અયોગ્ય અભિમાનનો ત્યાગ કરવો જ જોઇયે. સર્વદા વર્તમાન સ્થિતિ રહેતી નથી. એક કવિ કહે છેકેઃ—

*

"Be ready for all changes in thy fortune;
Be constant when they happen; but above all,
Mostly distrust good fortune's soothing smile,
There lurks the danger, though we least suspect it."

Hanard.

બાણાસુર એક પ્રસંગે પ્રાતઃકામાં પોતાના બારણા આગળ બેઠો બેઠો વિચાર મગ્ન થયો હતો, તેવામાં એક દાસી પૂંજો વાળતી—આઘું ઓઢી—ફરતી હતી. તેમાં વિશેષ જ્યારે બાણાસુર પ્રતિ દૃષ્ટિ કરવામાં આવે ત્યારે વધારે શિરે વસ્ત્ર ખેંચતી હતી. આથી બાણાસુરે તેને તેમ કરવાનું કારણ પૂછ્યું. તેની સબળ ઇચ્છાથી દાસીએ જણાવ્યું કે "જેને પુત્ર નથી. તેનું ગ્હોં જોવાથી પાતક લાગે છે." દાસીનું આ વાક્ય સાંભળતાં તે દિગ્મૂઢ બન્યો, ખરે! મારા સામર્થ્યને વૈભવ પ્રમાણમાં મારે અવશ્ય પુત્ર પ્રાપ્તિ હોવી જોઇયે; એમ સકારણ હોવાથી તે તન્મયતા પૂર્વક મહાદેવની પ્રાર્થના કરવા બેઠયો.

*કૈલાસમાં સદાશિવ રહેતા હતા. તેમની પ્રિય સ્રીનું નામ પાર્વતી હતું. હિમાલય જેવા* શિત પ્રદેશમાં પણ પતિને પ્રિય ગણી રહેલી પાર્વતી સદા આનંદમાં દિવસ ગાળતી. પોતાના પ્રિયપતિ એ હૃદય દૈવત્ છે જાણી તેમના સુખે સુખ અને દુઃખે દુઃખ માનતી. જંગલમાં પણ વૈભવતાનાં સુખોને સ્વીકારતી. સાદ્વી—સત્યસ્વરૂપા—ક્ષમાદેવી—પાર્વતી—કૈલાસપતિનું અત્યુત્તમ દ્રવ્ય હતું. એક સમયે તેમણે સમાધિમાં બેસવા માટે પોતાની પ્રિયતમાને પૂછ્યું.

* ભાગ્ય ભ્રમણમાં થા તું તત્પર, ભાગ્ય ભ્રમણમાં થા તુંરે;
ઉદય—અસ્તમાં અચલિત મનરે, એ નિત્ય ચલિ વા ખાતુંરે.
ભાગ્યોદયથી ઉન્મત્ત ન થા, વિધ્ન ભમે ન કલાતુંરે;
(એ નિશ્ચય માની તું મનમાં, સમ રહી હરીગુણ ગા તુંરે.)

અસ્તોદય.

તેમણે પતિના વિયોગથી આ જંગલમાં રહી શકાય તેવું નથી, એવા ભાવનું પ્રિયપતિને સૂચવ્યું. આથી મહાદેવે પ્રસન્ન થઈ બે સંતાનોનો વિધિ બતાવ્યો. આ પછી મહાદેવ સમાધિમાં પ્રવૃત્ત થયા. અને પાર્વતિએ બે સંતાનો પ્રગટાવ્યાં. તેમાં એક પુત્ર (ગણેશ) અને બીજી પુત્રી ઉષા હતી. * આ બે સંતાનો માતાની ઇચ્છાને સ્વીકારી તે પ્રમાણે વર્તતાં. પોતાના હૃદયમણિ ઈશ અભિમૂખ વૃત્તિ કરી સમાધિમાં બેઠેલા હોવાથી આ સંતાનોના સહવાસે તેમને વિયોગ ઓછો લાગતો. પોતાનાં સંતાનોને આનંદમાં રાખી તેઓ આનંદમાં રહેતાં.

શ્રી નારદજી (મન) દ્વારા જ્યારે આ વાર્તા જાણવામાં આવી ત્યારે શંકર તેમના આવાસ પ્રતિ આવ્યા. આ વખતે પાર્વતીજી સ્નાનાદિક ક્રિયાઓમાં બેઠેલાં હતાં તેથી પોતાનાં સંતાનોને બહાર જવાનું કહી–તપાસ રાખવા સૂચવ્યું. બાળકો હતાં, તેવામાં સદાશિવ અંદર આવવા લાગ્યા. બાળકોએ તેમને રોકયા. પરંતુ શ્રી સદાશિવની તિવેચ્છા હોવાથી તેમણે ગણુપતિનું શિર છેદયું. ઉષા આથી સંતાઈ ગયાં. અને પાર્વતીજી ન્હાતાં હતાં ત્યાં તેઓ આવ્યા. પાર્વતી સ્નાન કરી ઉઠયાં હતાં. પોતાના પતિને આ પ્રમાણે સહસા આવેલા જોઈ તે આશ્ચર્ય ચકિત થયાં. એટલામાં બહાર આવીને જુવે છે તો ગણપતિનું શિર ધડથી જુદું પડેલું દેખ્યું. અને તે જોતાં વાર જ પાર્વતીજી મુર્છાગત્ થયાં. પુનઃ મુર્ચ્છાથી સાવધ થઈ પતિના ચરણુમાં ઢળી પડયાં, અને દીન મૂખે બોલ્યાં.—' પ્રાણેશ ! આ શું કર્યું ? તમારા સંતાનનો શિરચ્છેદ કરતાં તમને અનુકંપા કેમ ન થઈ? અરે ! વ્હાલા પતિ ! એકના એક પુત્ર પ્રતિ આવો ઘાત તમને કેમ પ્રિય લાગ્યો ? મારૂં દીન બાલક, મારી ઇચ્છાને અનુકૂળ વર્તતાં તમે શા માટે શિરચ્છેદ કર્યો ! અરે ! એ બાલકને હવે હું ક્યારે સજીવન થયેલો જોઇશ ! મારી સમક્ષ તેનું નિર્જીવ શરીર મને અધિક સંતાપ આપે છે. મારી હયાતીનું કટાક્ષ કરતું દેખાય છે. હે વલ્લભ ! તમારી આજ્ઞાથી અને તમારી યુક્તિથી જ આ બાળકનો પ્રાદુર્ભાવ થયો હતો. એ વાસ્તવે તમારૂં જ સંતાન છે. તમારા સુખનું સાધન છે. તમારે હાથે તમારા ન્યાયનું ઉલંઘન થાય તો પામર જીવો અન્યાય કરે એમાં શું આશ્ચર્યસ્પદ! વ્હાલા પતિ ! મારાથી હવે નથી જેવાતું ! અરે ! કૃપાસાગર ! દીન વાણિથી પ્રાર્થના કરતી આ દીનદાસીને તમે શું વજ્ર પ્રહાર કર્યો?" આમ કહેતી પુનઃ મુર્છાગત થઈ.

મહાદેવે તેને સાવધાન કરી. અને ગણપતિને પુનર્જીવન આપવા કહ્યું. હાથીના શિરને કાપી તે ગણપતિ (ઇન્દ્રિયોનો પતિ) ના ધડ પર બેસાડયું. પાર્વતીજીએ કહ્યું કે.–' મારો પુત્ર આવો કદરૂપો દેખી વિદ્વાનો હાંસી કરશે ?' પરંતુ મહાદેવે તેને અભય વરદાન આપ્યું કે દરેક શુભ પ્રસંગે તારા પુત્રનું આવ્હાન કરવામાં આવશે. પુરૂષાર્થ વગર કાર્ય સિદ્ધિ થતી નથી. માટે પુરૂષાર્થના અધિપતિ શ્રીગણેશ શુભ ક્રિયાઓમાં પ્રથમ અધ્યક્ષ થશે.

* કેટલાક વિદ્વાનો આ વાર્તાને આધ્યાત્મિક રહસ્યમાં મૂકે છે. આ સંબંધિની વાર્તા વિદ્યાર્થીજીવનમાં ઇ. સ. ૧૯૦૦ વર્ષો પછીના અંકોમાં છે. વિવેકીએ તે પ્રતિ ઇચ્છા હોય તો લક્ષ આપવું.

આ પ્રમાણે ગણપતિની હયાતી દેખી ઉષા સાંભરી આવી. ઉષાને ઘણા સાદ કર્યા પણ તેણે પ્રત્યુત્તર વાળ્યો નહિં. તપાસ કરતાં લવણની કોટડીમાં સંતાઈ ગયેલી જણાઈ. ક્રોધાવેશમાં પાર્વતીજીએ તેને શાપ આપ્યો કે 'જા તું રાક્ષસ કુળમાં જઈ લવણ માફક ઓગળજે.' ઉષા આ શાપથી કંપિત શરીરે પ્રાર્થના કરતી માતાના ચરણમાં ઢળી પડી. આશ્રિતને આશ્રય આપવો એ ધર્મ છે. પાર્વતીએ તેને છાતી સરસી ચાંપી, દુઃખ પડે ત્યારે સહાય આપવાનું જણાવ્યું.

ગણપતિને આગળ જતાં પાર્વતીજીની ઈચ્છાથી બે સ્ત્રીઓ પરણાવી. તે બે સ્ત્રીઓનાં નામ સિદ્ધિ તથા બુદ્ધિ હતાં. સિદ્ધિ અને બુદ્ધિને યોગ પ્રમાણમાં ચલવતા ઇંદ્રિય પતિ ગણેશ વ્યવહાર અને પરમાર્થમાં ઉત્તમ યશને પ્રાપ્ત કરતા હવા.

બાણાસુરના તપથી પ્રસન્ન થઈ મહાદેવે તેને વરદાન આપવાનું કહ્યું. તેણે સંતાન માટે પ્રાર્થના કરી. આથી પાર્વતીજીએ પ્રસન્ન થઈ ઉષા આપવાનું જણાવ્યું. 'ન મામા કરતાં કાણા મામા સારા' એમ ધારી આનંદમગ્ન થતો બાણાસુર ઘેર આવ્યો. પુત્ર નથી, પણ જમાઈ આવતાં પુત્ર કરતાં અધિક સુખ મળશે જાણી ઘણો જ ખુશી થયો.

આગળ જણાવી ગયા છીયે એમ બાણાસુર સાક્ષાત્ તમોગુણ પ્રધાનમૂર્ત્તિ હતો. તેણે દેશ વિદેશના રાજાઓને જીતવા માંડ્યા. અને જ્યાં ત્યાં ત્રાસ વર્તાવા માંડ્યો. દિવસે દિવસે રાજાઓને જીતવાથી બળ અને અભિમાન વધવા લાગ્યું. આ અભિમાન આગળ તેણે કંઈ પણ વિચાર્યું નહિ. અને એ ઉન્મત્ત સ્થિતિમાં શ્રી મહાદેવ સામે થયો. મહાદેવે તેને શાપ આપ્યો કે તારામાં જે બળ છે તે બળ ઉષાનો સસરો સંહારશે.

શ્રી મહાદેવના શાપથી તે ધ્રુજવા લાગ્યો. અને કરેલા કૃત્ય માટે પસ્તાવા લાગ્યો. આ શાપ તેને વજ્ર કરતાં પણ અધિક પ્રહાર કરવા લાગ્યો. દીન મૂખે તેણે મહાદેવની પ્રાર્થના કરી. ત્યારે તેમણે પ્રસન્ન થઈ એક ધ્વજા આપી. અને કહ્યું કે જ્યારે આ ધ્વજા પડશે ત્યારે તારો શત્રુ ઉભો થયેલો જાણજે. આ પછી તે ઘેર આવ્યો. પોતાના મંત્રિ કૌભાંડને સર્વ હકીકત જણાવી. અને બન્નેએ વિચાર કર્યો કે હવે ઉષાને પરણાવવી નહિ. તેમ જ તેને એક જુદા મહેલમાં રાખવી. બાણાસુરના પત્નિએ તેને આગ્રહ પૂર્વક પ્રાર્થના કરી. પરંતુ તેથી પોતાનો શત્રુ પ્રગટ થાય જાણી એ વાતનો તેણે સ્વિકાર ન કર્યો. અને સખત ચોકી પેરા સાથે તેને જુદા મહેલમાં રાખવા નિશ્ચય કર્યો.

ઉષા સાથે બાણાસુરના મંત્રિ કૌભાંડની પુત્રી ચિત્રલેખાને પણ રાખવામાં આવી હતી. ઉષાને આખો દિવસ આનંદ કરાવે અને તેને દુઃખ ન થાય ધારી ચિત્રલેખાને ત્યાં રાખવામાં આવી હતી. ઉષાનું સ્વરૂપ અપ્રતિમ પ્રભાવવાળું હતું. ઉષા જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ તેના અવયવો પ્રફુલ્લ બનતા ગયા. કમલનયનો શરદ ઋતુની સમાન પ્રફુલિત થયેલાં હતાં. ચંદ્રથી પણ અધિક દેદિપ્યમાન સ્વરૂપ, સૌંદર્ય અનુપમ પ્રકારની પ્રતિમા દર્શાવતું હતું. ઉત્તમ અંગોપર આભૂષણથી સ્વરૂપવાન બનેલી ઉષા સ્વર્ગની રંભા કરતાં પણ મનોહર દેખાતી હતી. તેની વેણીને જોઈ વાસુકી પાતાળમાં ગયો હતો. વક્ષઃ-સ્થળોમાં તરતા સ્તનો ભરાવમાં આવી ગયા હતા. શરીર પર ધારેલું નિલાંબર તેના સ્વરૂપને લપેટી રહી સૌંદર્ય

દર્શાવતું હતું. તેની સખી ચિત્રલેખા પણ તેના જ જેવી સ્વરૂપસંપન્ના હતી. ઉભયના સહવાસે જુદા રહેવાનું દુઃખ બન્ને હૃદયમાંથી નાશ પામ્યું. વાર્તાવિનોદ કરતાં ઉષા અને ચિત્રલેખા પોતાના દિવસો નિર્ગમન કરતાં હતાં.

એક સમયે રાત્રિનો કેટલોક વખત ગયા પછી, પાછળની પ્રહરમાં ઉષા અર્ધ જાગ્રત નિદ્રામાં પડી. અને તે સ્વપ્નાવશ થઇ. પ્રથમ દૂર અરણ્યમાં ઘસડાવા લાગી. આગળ જતાં વિવિધ પ્રકારની લત્તાઓ વૃક્ષો પાછળ આલિંગી રહેલી જણાઇ. તેમાં અનેક હરિણિ બાલો આમ તેમ દોડતાં હતાં. આ દેખાવ જોઈ તેના હૃદયમાં આનંદ પ્રગટયો. ત્યાંથી આગળ વધતાં એક પુરૂષપ્રતિમા જણાઇ. આ પ્રતિમાને જોઇ તે આશ્ચર્ય ચકિત્ થઇ. પ્રેમપાશમાં પડી. આ પુરૂષનું સ્વરૂપ અનુપમ હતું. વિશાલ લલાટપર દિવ્ય ઓજસ્ ફેલાઈ રહેલું હતું. બાહુ પણ વિશાળને સ્વરૂપ ભવ્ય અદ્વિતીય હતું. ગુલાબી કણો-અણુઓથી ભરપુર તેનું સ્વરૂપ મોહક હતું. તેના પ્રેમપાશમાં ઉષા પડી. અને તે પ્રતિ સહસા દોડવા લાગી. પરંતુ દોડતાં દોડતાં તે સ્વપ્નમાંથી જાગી. ઉઠીને જુવે છે તો દેખેલા બનાવનું કાંઇ પણ જણાયું નહિ. આથી તે ભ્રમિત થઇ ચિત્રલેખાને બાઝી પડી. ચિત્રલેખાએ તેને સ્વસ્થ થવા જણાવ્યું, છતાં તેનું વ્યાકુળ મન શાન્ત થયું નહિ અને ગદ્‌ગદ્ કંઠે કહેવા લાગી.

* ઉષા કહે કરમે દેઇ હાથ, થોડા સારૂ ડુબ્યો મેં નાથ;
હસતાં રમતાં ચઢી ગયો ક્રોધ, ફોગટ ફાંસુ થયો વિરોધ.
કર દીવો, ને ઘર નિહાળીએ, છે તે આટલામાં પિયુને ભાળિએ.

* * * * *

... ........હું તો ઘેલી થઇ, નામ ઠામ પૂછાયું નહિ;
નાત જાતને માત પિતાય, પ્રીછિ નહિ જે પ્રથમ પૂછાય.
રૂપ-કળા મને મન ગમી, તે સ્વરૂપ રહ્યું મન રમી;
બાઈ તે નાથે મિથ્યા મને દમી, સુખે સૂરજ ગયો આથમી.

ઉષાની આવી સ્થિતિ જોઇને ચિત્રલેખાને ઘણું લાગી આવ્યું. તેણે ઉષાના હૃદયને શાન્ત કરવા અનેક વચનો કહ્યાં. વળી જણાવ્યું કે.—"બાણાસુરે એવી દૃઢ પ્રતિજ્ઞા કરી છે કે ઉષાને પરણાવવી નહિ. શ્રી સદાશિવ તરફથી તેમને શાપ થયો છે કે ઉષાના સંસગથી તેનું બાહુબલ ક્ષોભ પામશે. આથી પ્રિય ઉષા! તારો વિચાર સર્વથા પ્રશસ્ય નથી. બાપની આજ્ઞાને પાળવી એ તારૂં કર્તવ્ય કર્મ છે. વળિ સ્વપ્નામાં આવેલો પુરૂષ કોણ છે? કેવો છે? ક્યાં રહે છે? આદિ સર્વ અજ્ઞાત છે. તો અભિપ્સિત પ્રાપ્ત થવું દુર્લભધારી તારા આ આગ્રહને ત્યજ." ચિત્રલેખાની આવી વાણિથી તેને કિંચિત્ પણ વિરામ મળ્યો નહિ. અંતે ચિત્રલેખાએ તે સ્વપ્ન મૂર્તીનાં સ્વરૂપનું વર્ણન માગ્યું. અને પોતાની ચિત્રકળાનો ઉપયોગ કરવા માંડયો. સ્વર્ગનો ભાગ ચિતર્યો તેમાં ઇંદ્ર-ઋષિ-મુનિ-વગેરે સર્વનાં ચિત્રો કહાડયાં. પરંતુ તેમાંનું કોઇ ઉષાએ જોયું નહોતું. પાતાળાદિનો ભાગ કહાડી નાગાદિ લોકનું ચિત્ર કહાડયું. ઉષાએ મશ્કરી કરતાં કહ્યું 'ચિત્રલેખા વાહ તારો વિચાર એવો છે કે આ નાગ લોકને

* ઓખાહરણમાંથી-પ્રેમાનંદ કૃત.

હું પરણું. પરંતુ સખી તરિખે પણ તને તે લાંચ્છન રૂપ થશે. મારે તો નાગનું પણ કામ નથી અને બીજાનું પણ કામ નથી. જે ઇપ્સિતાર્થ સાધવાનો છે તેમાં જ પ્રવૃત્તિ કરવી એ વિશેષ હિતપ્રદ છે." ત્યાર પછી ચિત્રલેખાએ બીજાં અનેક સ્વરૂપો ચિતરવા માંડયાં. દેશ દેશના રાજાઓ, માણસો, શ્રીમંતો, વગેરેને કાગળ પર કાઢવા માંડયાં. પરંતુ તેમાંનું કોઈ ઉષાને પસંદ આવ્યું નહિ. આગળ વધતાં તેણે દ્વારકાંનું ચિત્ર કાઢયું. તેમાં શ્રી કૃષ્ણ પ્રદ્યુમ્ન અને અનિરૂદ્ધનાં ચિત્રો કાઢી તેમાં રંગ પુરતાં ઉષા બોલી ઉઠી કેઃ—

* ઘણું રૂપ સબળ છે સારૂં, તેણે ચિત્તડું ચોર્યું છે મારૂં;
લાવ સખિ શિઘ્ર તેહને, નહિ તો પાડું મારા દેહને.

ચિત્રલેખા શિઘ્ર ઉઠ અને મારા પ્રિય પતિને લાવી આપ. એ જ મનહર ચિત્તહર સ્વામિ, "એના વિના સર્વે નિઃસાર છે. શિઘ્ર પ્રમાણ કર. ચિત્રલેખા !

* પિંડ હું પાડું સર્વથા. આજ ન આવે સ્વામિ."

ચિત્રલેખા ઉષાની ઘણી જ આજીજીથી ચાલી. અને તેના કાષ્ટ યંત્રની મદદથી તે દ્વારિકામાં આવી પહોંચી. ત્યાં નારદજીની મદદથી અનિરૂદ્ધના આવાસમાં પેઠી. અને હિંચકા સુદ્ધાંત ઉષાની આગળ લાવી રજુ કર્યું. ઉષા તેને જોતાં વાર જ પ્રેમ ઘેલી બની ગઈ. એટલામાં અનિરૂદ્ધ જાગ્યો. જુવે છે તે દ્વારિકાં પોતાનો મહેલ, પોતાનું સ્થળ કાંઈ પણ નજરે ન પડે. એટલામાં ઉષા તેના ચરણકમલમાં લળી પડી પોતાની કેવી ઇચ્છા છે, તથા શા માટે તેમને બોલાવવામાં આવ્યા છે એ સર્વ નિવેદન કર્યું, ઉષાના સ્વરૂપ અને પ્રાર્થનાથી અનિરૂદ્ધે તેને સ્વીકારી. ત્યારથી તે પ્રેમઘેલાં બન્યાં અને આનંદમાં દિવસો કાઢવા લાગ્યાં.

આ વાત બાણાસુરના જાણવામાં આવી. તેણે કેટલાંક માણસોને લઢવા મોકલ્યાં. પરંતુ અનિરૂદ્ધના બાહુબળે તે સર્વનો અહંકાર ટર્યો. ત્યાર પછી કોભાંડ મંત્રિ કેટલાક યોદ્ધાએ લેઇ લઢવા આવ્યો. ઉષા ઘણો વિલાપ કરવા લાગી. પરંતુ અનિરૂદ્ધ તેમ કરવાથી બેશી રહે તેવો નહોતો. તે લઢયો અને શત્રુઓને હંફાવ્યા. પછી બાણાસુર જાતે લઢવા આવ્યો. અને કેદ પકડી લેઈ ગયો.

આ વાતની ખબર શ્રી કૃષ્ણને પડી. પોતાના પુત્રનો પુત્ર કેદ-પકડાયો છે એમ જાણવાથી સૈન્યને તૈયાર થવા જણાવ્યું. અને મોટા યોદ્ધાએ સાથે તે શોણિતપુર આવ્યો. ત્યાં બાણાસુરે તથા શ્રી કૃષ્ણ વચ્ચે ભારે યુદ્ધ થયું. શ્રી કૃષ્ણે બાણાસુરના હાથ છેદ્યા. આથી બાણાસુર તેમના ચરણમાં ઢળી પડયો.

અંતે શ્રી કૃષ્ણ તથા બાણાસુર વચ્ચે સંધિ થઈ અને બાણાસુરે પોતાની પ્રિય પુત્રી અનિરૂદ્ધ સાથે પરણાવી.

ઉષાની સખી ચિત્રલેખા ( કેટલેક સ્થળે ચિત્રલેહા તરીકે લખાયેલું છે. ) તેની આજ્ઞાથી પોતાને સ્થળે ચાલી ગઈ. આ પ્રમાણે બાણનું અભિમાન શ્રી કૃષ્ણે તોડયું અને મહાદેવના શાપનો અવધિ આવ્યો. ઉષા અનિરૂદ્ધ સાથે પરણી સુખી થઈ.

રા. ચિદ્વિલાસી.

---

* પ્રેમાનંદ.

# વિવિધવિહાર.

## કન્યાશાળાઓમાં પાકશાસ્ત્ર શીખવવાની જરૂરીયાત.

( મિસિસ કૃષ્ણાગૌરી હિરાલાલ રાવળ હેડમિસ્ટ્રેસ લુણાવાડા. )

ઇંગ્લાન્ડ અને હિન્દુસ્તાનમાં અપાતી કેળવણીમાં બહુ મ્હોટો ફેર છે. હિન્દની નિશાળોમાં માત્ર વિદ્યાના જૂદા જૂદા વિષયો શીખવવામાં આવે છે; પણ હુન્નરકળા શીખવવા તરફ બહુ થોડું ધ્યાન અપાય છે. હિન્દની કન્યાશાળાઓમાં કેટલાંએક વરસથી થોડું શીવણ કામ તથા મ્હોટી અને ચડતા દરજ્જાની કન્યાશાળાઓમાં તે ઉપરાન્ત ભરવા ગુંથવાનું કામ ચાલે છે. પણ તે સિવાય બીજો કોઇ હુન્નર શીખવાતો નથી.

હિન્દુસ્તાનની માફક ઇંગ્લન્ડના મ્હોટા શહેરોમાં દરેક ઘેર રસોઈ થતી નથી. પણ ઘણા ખરા લોકો ભોજનશાળા (હોટેલો અથવા વીશીઓ) માં જઇ જમી આવે છે. છતાં પણ ત્યાં દરેક સ્ત્રીને રસોઇનો હુન્નર શીખવવામાં આવે છે. ઇંગ્લાન્ડનાં ન્હાનાં ગામોમાં રહેનાર સ્ત્રીઓ, હિન્દની માફક પોતાના ઘરમાં જ રસોઇ કરી જમે છે. તેઓ વિદ્યાહુન્નરનું સારૂં શિક્ષણ મેળવી બીજા ઉદ્યોગ કરી દ્રવ્ય મેળવે છે. છતાં પણ ઇંગ્લાન્ડની ઘણી કન્યાશાળાઓમાં પાકશાસ્ત્રનો વિષય શીખવવા સાથે તેનું અનુભવી જ્ઞાન આપવામાં આવે છે. આ વિષય શીખવવા ઉપરાન્ત ત્યાં મનુષ્ય માત્રને તથા પશુ પક્ષીઓને પણ પ્રિય થઇ પડે એવી ગાયનકળા, હારમોનીયમ વગેરે વાજીંત્રો સાથે શીખવવામાં આવે છે. તથા સ્ત્રીઓને કપડાં ધોવાનું, અસ્ત્રી કરવાનું, ન્હાના બગીચા બનાવવાનું, દહીં વલોવાનું, તથા માખણ વગેરે કરવાનું, એવાં વિધવિધ જાતનાં કામ શીખવવામાં આવે છે. હિન્દની સ્ત્રીઓને ગૃહસંસારમાં ઉપયોગી થઇ પડે તેવા વિષયોનું હુન્નરોનું જ્ઞાન નહિં જેવું અપાય છે. ઘણીવાર કેટલાંએક માણસો તરફથી ભણેલી સ્ત્રીઓ ઉપર એવો આરોપ મૂકવામાં આવે છે કે, તેમાંની ઘણી ખરીને સારી રીતે રસોઇ કરતાં આવડતી નથી. જ્યાં માબાપ પોતાની દીકરીઓને ઘરમાં આ જાતનું કામ શીખવવામાં બે દરકાર રહે છે, ત્યાં છોકરીઓને રસોઇનું કામ બરાબર આવડતું નથી એ ઘણે દરજ્જે ખરૂં છે.

મુમ્બઇ, સુરત જેવા મ્હોટા શહેરોમાં શેઠના ઘરના રસોઇઆને કસુર માટે સહજ ઠપકો આપતાં તે રીસાઇને જતો રહેવાથી રસોઇના કાર્યનાં બીન અનુભવી અને નાજુક શેઠાણીને અને તેથી શેઠને બીજો રસોઇઓ તુરત નહિં મળી આવવાથી ઘણી અડચણ ભોગવવી પડે છે. તથા મુઝવણ થાય છે. એ બાબત શહેરના પરિચયવાળાંથી કોઇકજ અજાણ્યું હશે. હિન્દમાં દરેક ઘેર રસોઇ કરવાની હોય છે; સારી સ્થીતિવાળા કેળવાએલા લોક પોતાને ત્યાં કામકાજ માટે ચાકર રાખે છે. પરન્તુ રસોઇનું કામ તો ઘણે ભાગે સ્ત્રીઓ જ કરે છે શ્રીમંતને ત્યાં રસોઇ કરનાર નોકર રાખે છે. પણ તેવાં શ્રીમંત કુટુમ્બ થોડાંહોય છે. એટલે આર્ય ગૃહીણીને ઉત્તમ રીતે સર્વ પ્રકારની રસોઇ કરતાં આવડવું જોઇએ. વળી હિન્દમાં અનેક પ્રકારની જ્ઞાતિઓ હોવાથી તથા તેઓમાંનાં ઘણાં ખરાં એક બીજાનું રાંધેલું જમતાં નથી. તેથી દરેક કુટુમ્બમાં રસોઇનો ઉપયોગી હુન્નર શીખવવાની જરૂર જેવું છે.

પાકશાસ્ત્રનો ઉદ્યમ જોઇએ તેવી સારી રીતે માબાપથી શીખવી શકાય નહિં. કદાપિ તે સાધારણ રસોઇ કરતાં શીખવી શકે. પણ તે પાકશાસ્ત્ર કહેવાય નહિ. જેમ એક સુતાર તેના છોકરાને લાકડા ઘડતાં શીખવે પણ તેથી તે શિલ્પશાસ્ત્રી બને નહિં અથવા સારી કારીગીરીવાળું કામ કરી શકે નહિં. તેમ જે માતાને પોતાને પાકશાસ્ત્રનું ઉત્તમ જ્ઞાન ન હોય તે પોતાની દિકરીને આ ઉપયોગી વિષયનું સારૂં જ્ઞાન આપી શકે નહિં. તેટલા માટે હિન્દની કન્યાશાળાઓમાં પાકશાસ્ત્રના વિષયનું જ્ઞાન આપવાની જરૂર છે.

કન્યાશાળામાં પાકશાસ્ત્ર શીખવવાનું કામ કેમ દાખલ થતું નથી તેનું મ્હોટું કારણ તેથી ભારે ખર્ચ કરવું પડે તેમ છે. બીજી હરકતો જેવી કે ભીન્ન ભીન્ન જ્ઞાતિ બંધનને લીધે સ્પર્શાસ્પર્શ આદિની લેવામાં આવે છે. પણ તે દુર થઇ શકે એવી છે. તેના દાખલામાં વડોદરા રાજ્યની મ્હોટી કન્યાશાળાઓમાં ઘણાં વરસોથી આ વિષય ચાલે છે પરન્તુ ત્હેમાં કોઇ જાતની હરકત આવેલી જણાઇ નથી. ખર્ચનો સવાલ પણ કિફાયતે કામ કરવાથી કમી થઇ શકે એવો છે. એટલે આ કામ નિદાન ચડતા વર્ગની કન્યાશાળાઓમાં ચલાવી શકાય એવું છે.

મુમ્બઇની એક પારસી કન્યાશાળામાં પાકશાસ્ત્રનો વિષય શીખવવામાં આવે છે. વળી ત્યાં એવો પણ વહીવટ ચાલે છે કે, વાર્ષિક પરીક્ષા જેવા અથવા કોઇ તેહેવારના અનુકુળ સમયે નિશાળની બધી છોકરીઓ પોતાની આવડત મુજબ જુદી જુદી જાતની રસોઇ વાનીઓ તૈયાર કરે છે. પછી તે તપાસવાને નિશાળની કાર્યભાર કમિટિના મેમ્બરો, અથવા નિશાળનાં શુભ ચિન્તકોમાંથી પુરૂષો તથા સન્નારીઓ એકઠી મળે છે. અને તૈયાર થએલી રસોઇનાં રૂપ ગુણ જોઇ તપાશી ખાત્રી કરી ઉત્તમ પ્રકારની રસોઇ બનાવનારને ઉત્તેજન આપવા તેઓ સારાં સારાં ઇનામ આપે છે.

સુધરેલા દેશોમાં અનેક પ્રકારનાં પ્રદર્શન ભરી સારૂં કામ કરનારને ઉત્તેજન આપવામાં આવે છે. કોઈ વાર સુન્દર અને તનદુરસ્ત બાળકોનું પ્રદર્શન ભરી તેમને ( અથવા તેમનાં માબાપને ) ઈનામ આપવામાં આવે છે. હમણાં સ્ત્રી કેળવણી અને સંસાર સુધારાના સુપ્રસિદ્ધ અને માનવંત અગ્રેસર મરહુમ રા. બા. મહીપતરામ રૂપરામ નીલકંઠ સી. આઈ. ઈ નાં પુણ્યશાળી પત્નિ પાર્વતીકુંવરના સ્મરણાર્થે ગુજરાત વર્નાક્યુલર સોસૈટાએ અમદા ખાતે સ્ત્રી કામનું પ્રદર્શન ભર્યું હતું. અને ત્હેમાં ગુજરાતી સ્ત્રીઓના હાથે તૈયાર થનાં શીવણ તથા ભરત ગુંથણ કામ વગેરેના નમુનામાંથી શ્રેષ્ઠ કામ કરનારને ઇનામ તથા પ્રમાણ પત્રો આપ્યાં હતાં. તેવી જ રીતે કન્યાશાળાઓમાં પાકશાસ્ત્રનું કામ શ[illegible] કોઈ સારા અનુકુળ પ્રસંગે તે કામ તપાસવા આબરૂદાર તથા કેળવાએલાં સ્ત્રી-પુરૂષ કમિટિ મેળવી પાકશાસ્ત્રના વિષયમાં સારા જવાબ દેનારને તથા જુદી જુદી પ્રકા[illegible] સારી રસોઇ રાંધનારને ઇનામ વગેરેથી ઉતેજન આપવાની જરૂર છે.

લખવાને આનંદ ઉપજે છે કે ગુજરાતના સુપ્રસિદ્ધ અને વિદ્વાન સુધારક રા. બા. હરગોવિન્દદાસ દ્વારકાદાસ કાંટાવાળા લુણાવાડા સ્ટેટના દિવાન પદ પર આવ્યા પછી તેમના ઉત્સાહ અને યત્નથી કન્યાશાળામાં, ઉપરનાં ધોરણ શીખનારી મ્હોટી ઉમરની બાળા

ઓને લગભગ એક વરસથી પાકશાસ્ત્રના વિષયોનું જ્ઞાન રસોઇના અનુભવ સાથે આપવામાં આવે છે. કન્યાશાળાના મકાનના ઉપરના ભાગમાં હાલ એ રસોડું ચલાવવામાં આવે છે. અને ત્હેમાં અભ્યાસની એવી વ્યવસ્થા રાખવામાં આવી છે કે, સામાન્ય સ્થીતિના માણસને ઘેર રોજ જે ભોજન થાય છે તે રસોઈ પહેલા વર્ષમાં શીખવવી. તે પછીના બીજા વર્ષે તેથી ચડતા ક્રમની રસોઇ, જુદી જુદી જાતનાં શાક, અથાણાં, રાઇતાં, સંજેરીઘુઘરા, દુધપાક, શીખંડ વગેરે બનાવતાં શીખવવાં. તથા ત્રીજા વર્ષમાં તેથી ચડતા પ્રકારનું કામ, બિરંજ, જલેબી, ખાજાં, કેશરીભાત, મશાલે ભાત, તથા ચાસણી, મુરબ્બા, અને પાક વગેરે શીખવવા ગોઠવણ રાખેલી છે.

એક વરસના અનુભવ ઉપરથી જણાય છે કે સંભાળથી આ કામ શીખવવામાં આવે તો કોઈ તરેહની અડચણ આવતી નથી. છોકરીઓ હોંસથી ગમ્મત સાથે આ વિષયનું જ્ઞાન મેળવે છે. માટે સ્ત્રી કેળવણી તથા સંસાર સુધારાના હિતચિન્તકોએ મ્હોટી મ્હોટી કન્યાશાળાઓમાં આ વિષય ચલાવવા બનતો યત્ન કરવો જોઇએ. અને થોડાં વરસ પછી જોવું કે તેનું પરિણામ કેવું ઉત્તમ રીતે આવે છે.

---

# વર્તમાનરંગ.

**૧ કૃત્રિમ પુષ્પો અને મીસીસ જોષી:—**

ઈંદોરના જાણીતા મેડીકલ ઓફીસર મી. જોષીનાં પત્ની એવાં સુંદર અને સુશોભિત કૃત્રિમ પુષ્પો તથા પુષ્પના હાર વિગેરે બનાવે છે કે એકદમ સામાન્ય દૃષ્ટિથી, ખરાં છે કે ખોટાં તે સ્હમજી શકાતું નથી. અત્યાર સુધી ઘણાં કૃત્રિમ પુષ્પો બન્યાં છે પણ તેની બનાવટમાં આ સન્નારીની બનાવટ જેટલી દક્ષતા નહોતી જણાતી. કાગળનાં કે લુગડાનાં ફુલ તુરત જ જણાઈ આવતાં. પણ આ સન્નારીનાં બનાવેલાં ફુલ માણસને ભુલથાપમાં નાંખે છે. આ સન્નારીની પ્રસંશા મુંબાઇમાં બહુ થાય છે. અને એમ પણ અમારા સાંભળવામાં ...યું છે કે નામદાર ન્યાયમૂર્ત્તિ મી. ચંદાવરકરનાં પત્નીની સાથે તેઓ આપણા માનવંતા ...ર ગવર્નર સાહેબ બહાદુરનાં પત્ની લેડી ક્લાર્કની મુલાકાતે ગયાં હતાં. અને કૃત્રિમ ...ા હારની ભેટ કરી હતી. જે હારની બનાવટ જોઈ તે નામદાર બાનુ ઘણાં જ પ્રસન્ન ...હતાં. પુષ્પ એ કુદરતની સુંદરતાની પ્રતિમા છે. અને કુદરતી સૌંદર્ય જેડે હરિફાઇ કરી ...પછાત નાંખનાર આ સન્નારીની બુદ્ધિને અમે ધન્યવાદ આપીએ છીએ. અમારી તો ...ી જ છે કે જેમ જેમ આર્ય સ્ત્રીઓની બુદ્ધિ ખીલવવાના પ્રસંગો મળતા જશે, તેમ તેમ ...ઓ ઉન્નત બનતી જશે.

**૨ એક મુસલમાન સન્નારીના ઉદ્‌ગાર:—**

કલકત્તા ખાતે પ્રકટ થતા "ધી મુસલમાન" પત્રમાં એક મુસલમાન બાનુએ લખેલો વિનતિ પત્ર ઘણો ધ્યાનમાં લેવા જેવો છે.

એ સન્નારીના ઉત્તમ વિચારને અમે ઘણો જ ધન્યવાદ આપીએ છીએ. હિંદુસ્થાનમાં રહેતા મુસલમાન તથા હિંદુઓએ એક બીજા તરફ ભ્રાતૃભાવ રાખવા આ સન્નારી ભલામણ કરે છે. નજીવી બાબતો માટે અંદર અંદર કુસંપ કરી નિર્બળ પડી જવા કરતાં, ધર્મ બાબત તકરારો કરવા કરતાં, આપણે ઇંડીયનો, એસીયાટીકો છીએ એવી ભાવના દૃઢતર કરવા આ સન્નારી સૂચવે છે.

અમે અમારા મુસલમાન ભાઇઓને નમ્ર વિનંતિ કરીએ છીએ કે તમારી સ્ત્રીઓને ઉત્તમ કેળવણી આપો. કારણ સ્ત્રી કેળવણી ઉપર જ જાતની કેળવણીનો આધાર રહ્યો છે. અને ત્યારે જ આપણામાં વિશેષ ભ્રાતૃભાવ વધશે.

### ૩ બેંગલોરમાં મળેલું સન્નારી મંડળ:—

ચાલુ માસમાં બેંગ્લોરમાં કેળવાયલી પ્રતિષ્ઠિત આશરે એકસોવીસ સન્નારીઓ મળી હતી. એમના સમક્ષ સૌ. સીતામા નામની સન્નારીએ "પરોપકાર" ઉપર ઘણો જ ઉત્તમ નિબંધ વાંચ્યો હતો. ભાષણ શરૂ થતા પહેલાં સૌ. જનકમ્મા નામની સન્નારીએ વીણાથી સ્તવન કર્યું. પછી ભાષણથી તમામ સાંભળવા આવેલી સ્ત્રીઓ પ્રસન્ન થઇ હતી. સ્ત્રીઓના મેળાવડાની તથા આવાં ભાષણોની જરૂર છે. હવે સ્ત્રી કેળવણી વધતી જાય છે. અને દરવરસે ઘણી જ જુજ સંખ્યામાં પણ સ્ત્રીઓ યુનીવર્સીટીની કેળવણી લે છે. આવી રીતે કેળવાયલી સ્ત્રીઓની ફરજ છે કે પોતાથી ઓછી કેળવાયલી બ્હેનોને સારાં ભાષણોથી ઉત્તમ શિક્ષણ આપવું. અલબત્ત પુરૂષોની સંમતિ વગર સ્ત્રીઓ આવી સમાજ કરી શકતી નથી. છતાં અમારૂં એમ માનવું છે કે જો કેળવાયલી સ્ત્રીઓ દેશના મુખ્ય મુખ્ય શહેરોમાં સંસ્થાઓ સ્થાપે, અને જુદા જુદા વિષયો ઉપર ભાષણ આપે. અને શરૂઆતમાં વીણા, અગર અન્ય વાજીંત્રથી ઇશ્વર સ્તવન કરે તો, સંગીતના ઉત્તમ જ્ઞાનની સાથે, સારા વિચારોનાં બીજ રોપાય. દેશની અનેક પ્રવૃત્તિઓની જોડે આ જાતની પ્રવૃત્તિની ખાસ જરૂર છે.

**રા. રામભજ દત્તના લગ્ન વિષે વિચાર:**—રા. રામભજદત્ત એક વિદ્વાન અને બળવાન ગૃહસ્થ છે. એમનો મુખ્ય વિચાર જ એ છે કે જેમ બને એમ બળવાન પ્રજા થવી જોઇએ. અને એવી પ્રજોત્પત્તિ માટે ઉત્તમ લગ્ન થવાની જરૂર છે. બળવાન સુંદર પુરૂષોનાં લગ્ન મનોહર, અને બળવતી કન્યાઓ જોડે થવાં જોઇએ. અને આવા લગ્નમાં વર્ણાશ્રમ કોરે મુકવો જોઇએ. કારણ જ્ઞાતિઓ ન્હાની હોવાથી યોગ્ય જોડાં મળી શકતાં નથી. જેમ બને એમ જુદા પ્રદેશનાં વર કન્યા હોવાં જોઇએ. દાખલા તરીકે મુંબઇ ઇલાકાનો વર હોય તો તેનું લગ્ન મદ્રાસ ઇલાકાની કન્યા જોડે થવું જોઇએ.

રા. રામભજદત્ત પંજાબ નિવાસી છે. તેમનું લગ્ન બંગાળાનાં જાણીતાં સરલાદેવી ઘોષાલ જોડે થયું છે. સરલાદેવી એક વિદુષી અને બળવતી સન્નારી છે. શારીરીક બળ માનસીક બળ જોડે વધારવું એવો એનો પણ સિદ્ધાન્ત છે. અને તેને અમલમાં મુકવા માટે તે ઘણો યત્ન કરે છે. આર્યાવર્તમાં આવાં દંપતીની ઘણી જરૂર છે.

સુમિત્ર, બન્ધુસમાજ.

# સમયતરંગ.

માગરોળના સુપ્રસિદ્ધ જૈન મી નેમચદ વસનજીના પત્ની મૌ બાઇ નદુબાઇ સ્વર્ગ વાસ પામ્યા છે

આનુ માસમા મુબાઇ યુનીવ્હર્સીટીની એમ એની પરીક્ષામા હમબાઇ રતનજી કોળાહ ફત્તેહમદ નીવડ્યા છે

આનુ માસમા મુબાઇ યુનીવ્હર્સીટીની બી એ ની પરીક્ષામા નીચેની મનારીઓ પાસ થઇ છે—

સુનાહબાઇ બી વ્હાડીયા

પુતળીબાઈ બી વ્હાડીયા

યમુનાબાઈ કે દેવકર

લીહ ડી સોલામન

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી હસ્તકના સૌ પાર્વતીકુવર સ્મારક ફડમાથી ' દુનીયાના સુધરેલા જુદા જુદા દેશોની સ્ત્રી કેળવણી તથા સસાર સ્થિતિનો મુકાબલો એ વિષય ઉપર સ્ત્રીઓની સમક્ષ ભાષણ આપનારને રૂ ૫૦ નુ ઇનામ મળનાર છે

ચોથી મહીલા પરિષદ્ સુરત ખાતે ભરાઇ હતી તેનું પ્રમુખપદ લેડી ધનબાઇ જહાગીર રેડીમનીને આપવામા આવ્યુ હતુ ત્યાર બાદ મીસીસ શારદા સુમત બી એ તથા મીસીસ વિદ્યા રમણભાઇ બી એ વિગેરે કેટલીક સન્નારીઓએ જુદા જુદા વિષય ઉપર ભાષણ આપ્યા હતા

---

# સુન્દરીસુબોધના ગ્રાહકોને મળતા ખાસ લાભ.



---

ધી અમદાવાદ યુનીયન પ્રીંટીંગ પ્રેસ કંપની લીમીટેડ.

# સુન્દરીસુબોધ

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંમાંથી તેઓ મુક્ત સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને વહેમોમાંથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા અને ... વગેરે ... અને

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક


| | | |
|---|---|---|
| પુસ્તક ૫ | સંપાદક, | ઈ સ ૧૯૦૭ જાન્યુઆરી |
| અંક ૫ | બન્ધુસમાજ. | વિ સ. ૧૯૬૪: પોષ. |


વિષયસૂચન

# સુન્દરીસુબોધના ગ્રાહકોને મળતા ખાસ લાભ.

અપહૃતકુમુદ:—કર્તા પ્ર. ક. ધ્રુવ—એક અસંભવ વાર્તા, કિંમત રૂ ૧) ગ્રાહકોને આના આઠ. પોસ્ટેજ જૂદું.

વિધવા—લેખક વસન્તવિનોદી, મૂલ્ય આના ચાર. ગ્રાહકોને બે આને. પોસ્ટેજ જૂદુ

શોકશમન—આ માસિકનો કોઇ ગ્રાહક જે નવા ગ્રાહકનુ લવાજમ મોકલી આપશે તેને "શોકશમન" (કર્તા હરજીવન ત્રિભોવન) નુ પુસ્તક વિના મૂલ્યે પોસ્ટેજ ૦—૧—૦ મોકલવાથી મળશે

[illegible]—[illegible]સુબોધની પહેલા વર્ષની ભેટ—કિંમત આના ૦-૧૨-૦. નવા

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૮૪ | નં. | ૫૦૩ | [illegible] | [illegible] | [illegible]—૪—૦ |
| ૮૫ | નં. | ૫૦૪ | રા જગન્નાથ જેઠાભાઇ ગવગ | મુબાઇ | ૧—૪—૦ |
| ૮૬ | નં. | ૫૦૫ | સૌ. ગિરજાબાઈ કેળકર | માલેગામ | ૧—૪—૦ |
| ૮૭ | ,, | ૫૦૬ | રા છગનલાલ કાળીદાસ | મસકતા | ૧—૪—૦ |
| ૮૮ | ,, | ૫૦૭ | રા એમ પી પારેખ | કજગામ | ૧—૮—૦ |
| ૮૯ | ,, | ૫૦૮ | દશા શ્રીમાળી હિતેચ્છુ સભા | ભાવનગર | ૧—૪—૦ |
| ૯૦ | ,, | | રા નટવરલાલ નર્મદાશંકર | અમદાવાદ | ૧—૪—૦ |
| ૯૧ | નં. | ૬૧૧ | રા છગનલાલ પરમાનંદ દાસ | મુબાઇ | ૧—૪—૦ |
| ૯૨ | નં | ૫૦૯ | રા હરીલાલ મોતીલ લ | દાહોદ | ૧—૪—૦ |
| ૯૩ | નં. | ૫૧૯ | સૌ જીજી મોરારજી | મુબાઈ | ૧—૪—૦ |
| ૯૪ | ,, | ૫૧૧ | રા. ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ | ભાવનગર | ૧—૪—૦ |
| ૯૫ | ,, | ૨૫૦ | રા મણીલાલ ડાહ્યાભાઈ નાણાવટી | મુંબાઇ | ૧—૪—૦ |
| ૯૬ | ,, | ૮૧૨ | રા જમનાદાસ વાલજી | આફ્રિકા | ૧—૮—૦ |
| ૯૭ | ,, | ૫૧૩ | સૌ સુરી બ્હેન કશીઅ • ૪ | વસો | ૧—૪—૦ |

---



---

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમા કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીર બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઊર્મિયોમા પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમા હૃદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે —એજ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે "

વર્ષ ૫ મું.] ઈ. સ. ૧૯૦૮ જાનેવારી—પૌષ વિ. સ. ૧૯૬૪. [અંક ૫ મો.

## ज्ञानसुगन्ध.

" तेमज मनोरमा जेवी साध्वी स्त्रीना समागमथी तेने बहु मदद मळती. कारण पोताना दवाखानामा ते नर्सनी गरज सारती. दर्दीओनी माबजत करती, तेमने सारु पोल्टिस बनावती, तेमना पाच परु धोती. तेमने अन्न आपती. तेमनी जोडे मीठी ने नम्र वात करती. आदपतीने एमना दर्दी देव जेवा गणता. सो सो गाऊथी दर्दीओ एमना दवाखानामा आवता. दवाखाना जोडे सुवावड वॉर्ड बंधावडयो हतो. त्या अनेक निराधार स्त्रीओने शान्ति मळती आ प्रमाणे परोपकारनी लागणीथी जीवन साफल्य करता."

" स्त्रीओनी अन्तर वृत्ति केवी छे ते तेओज समजी शके छे. तमे तमारा पुरुषना कायदा घडो अने अमे अमारा कायदा घडीए त्यारे ज खबर पडे; अमने स्वतन्त्रता आपो एटले अमने स्वतन्त्र विचार करवा जेटलु ज्ञान आपो. पछी अमे जेम योग्य लागे तेम वर्तीशु. पुरुषो सर्व हक्क स्वाधीन करीने बेठा छे. पछी वळी कोइक महेरबानी दाखल स्त्रीओने पुनर्लग्ननी हा कहे छे तो कोइ वळी गाठनु खोवाई जतु होय एम ना कहे छे. आम स्त्रीओए शु करवु तेनी मने तो समजण पडती नथी. धर्मशास्त्रमा तो बन्ने बारी छे. पण धर्मशास्त्र करनारा ए कोण हता? पुरुष के स्त्री?"

रा. सुमित्र कृत " अलक्ष्यज्योति."

# કાવ્યકુંજ.

## સૌભાગ્યવતી.

૪.

મોગરાનો મંડપ હતો,
ને મંડપ નીચે તે ઉભી હતી;
જાણે ફૂલની લટકતી સેર.
આશપાસ અજવાળાં ઉગતાં,
ને દિશ દિશમાં વસન્ત ઢોળાતી.
ક્યારે ક્યારે કળીઓ ઉઘડતી,
પત્રે પત્રે પુષ્પ પ્રગટતાં હતાં.
ફૂલના સરોવર સરિખડી વાડીમાં,
તે વાડી જેવી વિરાજતી.
વદને ત્હેને વસન્ત હસતી,
હૃદયે ત્હેને વસન્ત લહરતી,
બારણે ત્હેને વસન્ત બોલતી,
ઓરડે ત્હેને વસન્ત વિહરતી,
કુલમા ત્હેના વસન્તના વાસ હતા.
વસન્તનો વર પામેલી વસન્ત પૂજારણ,
આગણું ભરી ઉભી હતી.
સૌભાગ્યના આભૂષણે શણગરાયેલી,
સંસારના મહા શણગાર રૂપ,
તે એક સૌભાગ્યવતી હતી.
પગલાંમાં ત્હેનાં પુષ્પ હતાં,
ચરણે ધરા ન્હોતી ચંપાતી.
કુલાશ્રમનો માથે ગોખ ધારી,
પ્રારબ્ધ પુત્રી સ્મિત કરતી સોહાતી;
સૌન્દર્યના ચન્દ્ર સમું મુખડું હતું,
ને મુખડે મૃદુતા પમરતી.

લજામણીના છોડ જેવાં;
ભ્રકુટિનાં ચાખ નમેલાં હતાં.
નીચે કલ્યાણકારી કીકીઓમાં;
આદર ને આતિથ્ય ઉઘડતાં,
આંખડલી આનન્દ ભીની હતી.
કેશાવલિ સઘન વિરાજતી.
અંબોડલે ફૂલ વેણી વિલસતી,
મંહીથી સૌભાગ્યની ફોરમ ફોરતી.
હૈયામાં નાથની વરમાલ ઝૂલતી,
ઉરખંડે અનેરી ઘટા ઘેરંભતી;
અન્તરમાં મોજાં ઉછળતાં,
ઉરબન્ધ તૂટું તૂટું થતા.
રોમ રોમમાં ભાવિ વિશ્વ રમતાં,
વિલાસની લોલ વિલોલ લીલા શી;
સૌભાગ્યના પૂર્ણેન્દુ સરિખડી,
સુન્દરતાની વસન્ત જેવી,
સ્વામી સ્નેહની પ્રતિમા સમી;
ગૃહલક્ષ્મી ગૃહધારે ડોલતી,
વાત્સલ્યની વેલી સમોવડી.
કુલાગારે ઝુકેલી હતી.
કલાપીની સંકેલેલી કલા સમી,
દેહ દેશે નવરંગ સાડી સરતી;
મંહી લજ્જાની લહરીઓ લહરતી,
પવિત્રતાની પાંદડીઓ જેવા;
ગાલ ઉપર ભાલ પત્રે,
નાથનાં સ્નેહ લેખ હતા.
ઉરમાંથી અમૃતના ફુવારા ફૂટતા,
સન્તાન તે જીવન પી અમર થતાં.
ભરથારની દૈવી સંપત્તિ સમી,
દેહાકાશે ઉષા ઉઘડતી:
કાન્તિમાં કન્થના કોડ ઝળહળતા,

શીલનો પ્રભાવ, પ્રભુતા શી,
અખંડ પ્રભાએ પ્રકાશતો.
અંગો અંગને વિશે;
શ્રદ્ધા, સરલતા, શુશ્રૂષા હતાં.
જગતની જનની જેવી.
સુન્દરી ભરી ભરી ભાસતી,
દૃષ્ટિમાં સન્તોષ ને શાન્તિ હતાં;
આંખડીમાં અનેક સંસાર ભટભટતાં,
ઉદાર લોચન, પ્રસન્ન વદન, શીલ શીતલ,
ચન્દ્રિકા વિસ્તરતી પૂર્ણિમા જેવી;
ઉરદેહની વસન્ત વિસ્તરતી,
સ્વામી વ્રત શી અવિચલ,
ઉમ્મરની સ્ફટિક શિલાને પાટે,
સૌભાગ્યવતી ઉભી હતીઃ
જાણે જગતનું ઐશ્વર્ય.
પડોશમાં આંબા વાડિયાં હતાં.
ત્યહાંથી કોયલોની કલ્લોલ વાણી,
માધુર્યના અભિષેક કરતી;
સન્મુખ માધવીનાં ફૂલ ખરેલાં હતાં,
જાણે ત્હેનાં મુખનાં વેરાયેલાં વેણ.
આશ્રમને આંગણે વસન્ત પધારી હતી,
ચોકમાં નન્દનનાં ચન્દન વર્ષતાં;
આનન્દ વદને ભગવતી,
વન્દન વન્દી વસન્ત પૂજતી.
કુંકુમ ને અક્ષત ચ્હડાવી,
અક્ષત કુંકુમના અધિકાર માગતી;
ભવોભવ, પ્રાણયાત્રાના તીર્થે તીર્થે,
એ વલ્લભનો સહચાર વાંછતી.
નવવર્ષાની વાદળી જેવી,
તે આશા ભરી હતી;
કુટુમ્બના આધાર જેવી,

તે ધીર ધરીત્રી હતી;
સ્નેહની પરમ ભાગીરથી જેવી,
દેવી પતિત પાવની હતી;
સૌભાગ્યના દેવ સરિખડો,
કોડામણો કન્થ પધાર્યો.
સીતાની વાડીએ જાણે રામ,
જીવનનાં જલથી વધાવ્યો;
પ્રાણને પદ્માસન પધરાવ્યો,
આશા ઇષ્ટિની સ્હોડમાં ઉભી.
મુમુક્ષુ મુક્તિને ઉમ્મર ઉભો,
આરતીની શિખાઓ સમોવડી;
નયનોમાં જ્યોતિર્માલ પ્રગટી,
બારણે અદ્ભુત ઉજાસ ઉઘડયો.
અન્તરિક્ષથી અનિલ આવ્યા,
સ્નેહના સન્દેશાઓ ભર્યા તેજ વાદળ;
તે દિશદિશમાં લઈ ગયા.

કવિ ન્હાનાલાલ.

---

# વાર્તાલહરી.

( સ્ત્રી લેખ. )

## બીજલ.

વ્રજ વ્હાલું રે વૈકુંઠ નહિ આવું,
વ્રજ વ્હાલું રે વૈકુંઠ નહિ આવું,
ત્યાં મુજ નંદકુંવર ક્યાંથી લાવું રે–
"વ્રજ વ્હાલું રે વૈકુંઠ નહિ આવું"

બીજલના પિતાની ઝુંપડી સર્વ કુદરતી દેખાવથી ભરપુર, અને હિન્દુઓના પવિત્ર ધામ ગીરનાર પર્વતની તળેટીમાં હતી. ઝુંપડીની આસપાસ આવી રહેલી ઉંચી નીચી ટેકરીની કુદરતી ફાટમાંથી ઝરતાં નિર્મળ ઝરણાં ભિન્ન ભિન્ન આકારમાં વ્હેતાં હતાં; ઝુંપડીની આસપાસ આંબા, ચંપા, લીમડા, ખાખરા અને વડ વગેરે વૃક્ષોની વિશાળ ઘટા આવી રહેલી હતી; અને તેની આસપાસનું વિસ્તીર્ણ મેદાન અતિ વિસ્તારમાં મ્હો, કાળીયું, કણુહાર, ખેવડો વગેરે લીલાચરાથી ઢંકાઇ ગયું હતું. ઉંડી ખાણો, ટેકરીઓનો ઉંચો નીચો

ઢોળાવ, ઝાડ પાનની સુન્દર લીલાશ, નવીન ધાન્યથી છવાઇ રહેલાં વિશાળ ખેતરો, સંખ્યાબંધ ચરતાં ઢોરનાં ટોળાં, અને નિર્મળ ઝરણાં વગેરેનો સંપૂર્ણ કુદરતી દેખાવ યાત્રાળુ અને પંથીકોની દ્રષ્ટીનું પોતાની પ્રતિ આકર્ષણ કરવા સમર્થ બનતો હતો. અંબાજીનાં ઉંચાં શીખરપરથી આ સર્વ દેખાવ વિશાળ બગીચા જેવો જણાતો હતો.

નમતે બપોરે બીજલ ખેતરમાંથી લાવેલાં કુંડાં ખાંડતી હતી. અને શ્રમ ન જણાય તથા આનંદ થાય માટે સાથે સાથે ગીત લલકારતી હતી.

મીઠડા બોલા કહાન આવોને
મારા મીઠડા બોલા કહાન
શેરીએ શેરીએ ફુલડાં વેરાવું,

× × × ×

ડેલીએ ડેલીએ દીવા કરાવું
મીઠડા બોલા કહાન આવોને
મારા મીઠડા બોલા કહાન.

બીજલ સુન્દર છોકરી હતી, અને તેનો મીઠો સુર તેની સુન્દરતાનું એક આભુષણ હતું. તેનાં અતિ મીઠાં ને મનોહર ગાયનની અસર આસપાસનાં ઝાડપાન તેમજ પશુને પણ થવા લાગી, અને જડ વસ્તુએ પણ મનોહર દેખાવ ધારણ કર્યો.

ગામડીયણ કુમારીકાનાં ગીતમાં મધુરતાની સત્તા અને મોહની સ્પષ્ટ જણાતી હતી. તેનાં મીઠાં મંજુલ સ્વરના મધુરાં ગીતમાં લીન થયેલો એક યુવાન પંથીક ઝુંપડી બહાર આંગણામાં ચિત્રવત્ ઉભો હતો; જો કે તેથી બીજલ તો કેવળ અજ્ઞાનજ હતી. ગીત પુરૂં થતાં બ્હારથી અવાજ આવ્યો. "ઝુંપડીમાં કોણ છે?" ગામડીઅણ કુમારીકાઓ શહેરી કુમારીકાઓ જેવી બીકણ હોતી નથી. બીજલ બહાર આવી, પણ બ્હાર નજર કરતાં સ્હેજ પાછે પગલે ઉભી રહી. તેના ચહેરાપરથી જણાઇ આવતું હતું કે એ પાછું પગલું બ્હીકનું નહિ, પણ કાંઇક મર્યાદા અને આશ્ચર્યનું હતું. બીજલ કાંઇક સંકોચાતી ઉભી રહી. તેના સંકોચમાં પણ કાંઇક વિશેષતા જણાતી હતી. બહાર એક યુવાન અને ભવ્ય પુરૂષ ઘોડીની લગામ પકડી ઉભો હતો. બીજલ બોલી—"કોને બોલાવો છો? અને તમે કોણ છો?"

પંથીક—છોડી મને પાણી જોઇએ. મને ચોખ્ખા પાણીની જરૂર છે. હું આ અજાણ્યા પ્રદેશમાં ભૂલો પડયો છું, અને ભૂલ ભૂલામણીની લાંબી મજલથી શ્રમીત થઇ ગયો છું." કાઠીયાવાડી ગામડીઆં સાદી પરોણાગત કરી શકે છે. બીજલ ઝુંપડીમાંથી દૂધનો શુદ્ધ લોટો લાવી, અને પંથીકને આપતાં બોલી—"તમે આ દૂધ પીયો. તે તમારી ભૂખ તરશ ને શ્રમ હરી લેશે". લોટો લેતાં પંથીક કાંઇક લટક ભરી રીતે બોલ્યો—"આભાર થયો સુન્દર છોડી આભાર થયો." પંથીકે દૂધ પીધું અને બીજલે આંગણામાં નાખી આપેલા કાળી ઉનના દોરડાંથી ભરેલા ખાટલા પર તે બેસતાં બોલ્યો—"છોડી! તારી મા ઝુંપડીમાં શું કરે છે? અને તારો બાપ કયાં છે?

બીજલ—"મારી મા ? અરે તે ઝુંપડીમાં હોત તેને મેં જોઇ હોત, તો હું કેવી સુખી હોત ? મહારાજ ! મારી મા મને દશ દીવસની મૂકીને મરી ગઇ છે: મારો બાપ સામા મેદાન તરફ જુઓ ત્યાં ઘેટાં ચારે છે; તેની આથમણી બાજુએ જે ઉભો છે, તે અમારો રાજો છે." અલંકાર વગરની અને અશિક્ષિત ભાષામાં પણ તેના સરળને નિખાલસ ઉત્તરથી, તથા ગામડીઆ પોષાકમાં પણ તેની ઝળકી ઉઠતી અતિસુન્દરતાથી, પંથીક લક્ષપુર્વક તેના તરફ નિહાળી જ રહ્યો; પણ તેનાં નેત્ર તૃપ્ત થયાં નહિ. બીજલનો પોષાક દેશી ઉનનો બનેલો હતો, અને તેમાં કેટલુંક સારું ભરતકામ હતું. તેના પોષાક પર નજર રાખતાં તે એક ગામડીઅણ કુમારીકા જ જણાતી હતી; પણ તેના ખુબસુરત ચહેરા તરફ નિહાળતાં માનુષી કરતાં વિશેષ અવર્ણીય સૌન્દર્યતા જોવામાં આવતી હતી. પંથીક બોલ્યો–છોડી તારી મા માટે હું દીલગીર છું. અને તારી મને દયા આવે છે. તારી મા તને યાદ આવે છે ?

બીજલ—અહો ! મા ! ! તે યાદ ન આવે ? મારી મા મને બહુ જ યાદ આવે છે, અને જ્યારે જ્યારે તે યાદ આવે છે, ત્યારે ત્યારે હું પુષ્કળ રોઉંછું." બીજલનાં નયનમાંથી ખરેખરાં અશ્રુબિન્દુ ટપકવા લાગ્યાં. "મારી મા એવી ભલી હતી, કે તેને યાદ કરતાં મને જ નહિ પણ જે કોઇએ તેને જોઇ હતી તેને પણ યાદ આવતાં રોવું આવે છે; અને તેમ થવું જ જોઇએ એવી તે ભલી ને માયાળુ હતી." ધાબળાના છેડાવતી અશ્રુ લૂછતી તે બોલી–"મારા બાપા માની ઘણી વાતો મને કહે છે. એક વખત તેઓ કહેતા હતા કે મરણ કાળ નજીક જાણી મારી માએ મને ખોળામાં લીધી, પુષ્કળ બચીઓ લેતાં આંસુથી મને નવરાવી. અને બાપાને કહેવા લાગી કે જુઓ આ મારૂં અમુલ્ય ધન છે, તેને મોટી કર્યા અગાઉ ડાહી બનાવજો, અને બુદ્ધિશાળી કર્યા પહેલાં ભલી ને સદ્‌ગુણી બનાવજો, તેને દુર્ગુણથી દૂર જ રાખજો. જોજો, મારૂં કહેવું તમે વિસરી જતા નહિ. પછી તે આકાશ તરફ જોઇને બોલી હે ભગવાન, જો હું મારી એ આશામાં નિષ્ફળ થાઊં એમ હોય તો આ મારી વ્હાલી દીકરીનો, મારી સાથે જ–હમણાં જ–મારી પહેલાં જ–દેખતાં આયુષ્ય પૂરો થજો."

પંથીક—ખરે જ તારી મા ભલી, તેમજ ઘણી ડાહી હોવી જોઇએ. તારૂં નામ શું ? અને રાજો કોણ છે ?

બીજલ—મારૂં નામ બીજલ છે. રાજો બાપાના ઓળખીતાનો દીકરો છે. નાનપણથી જ તેનાં માને બાપ મરી જવાથી બાપાએ તેને ઉછેરી મોટો કર્યો છે. તે માયાળુ છોકરો છે. સામી શિલાપર બેસી ઘણી વખત અમે બન્ને પોતપોતાની જનેતાને યાદ કરી રડીએ છીએ. પછી તે પહેલો છાનો રહી મને છાની રાખે છે. તે મને બહુ વહાલો છે, અને હું તેને બહુ વહાલીછું. તે કહે છે કે મારૂં હેત તેના પર વધારે છે, હું કહુંછું કે તેનું હેત મારા પર વધારે છે. બાપા કહે છે કે બન્નેના હેત બરાબર અને સરખે સરખાં છે. તે મારા માટે પ્રાણની પણ દરકાર રાખતો નથી. તમને ખબર છે સરદાર ? એક વખત બાપા માંદા હતા. તેની સારવાર માટે રાજો ઘેર રહ્યો, અને હું અમારા ઘેટાંને લઇ ચારવાને ગઈ. બપોર થતાં હું વહેળામાં પાણી પીવા ઉતરી અને જોઉંછું તો મારી સામે ભયંકર

અને બિહામણો ન્હાર ઉભો છે ! ! હું ભયભીત થઇ ગઇ. ન્હાર મારા પર તરાપ મારે એટલી જ વાર હતી. મરણને પ્રત્યક્ષ જોઇને હું પ્રભુ, રાજા, ને બાપાને યાદ કરવા લાગી. પણ એટલામાં સામેની ટેકરી પરથી રાજાને ઝડપથી ઉતરતો જોયો, અને તે મારી નજીકમાં આવી પહોંચ્યો. હવે મારી બીક આગળનાં કરતાં હજારગણી વધી. મને લાગ્યું કે રખેને ન્હાર મારા તરફથી ને મારા રાજા ઉપર હુમલો કરે ? પણ તે મારા તરફજ સ્થીર રહ્યો. તેને રાજાથી દૂર કરવાને ઈરાદે હું પાછે પગલે, અતિ ધીમેથી ચાલવા લાગી; અને તે પણ પગલે પગલે મારી પાછળ આવવા લાગ્યો. મારી આશામાં હું સફળ થઈ. કારણ હું અને ન્હાર રાજાથી થોડાં દૂર થયાં જણાયાં. હવે હું શાન્તીથી મરણની વાટ જોવા લાગી. મૃત્યુકાળ સમયે વ્હાલા રાજાનું દર્શન એ પણ મને મોટા દિલાસા રૂપજ હતું. રાજા પાસે ઘેટાંને હાંકવાના નાના પરોણા સિવાઇ બીજું કાંઇ પણ હથીયાર ન્હોતું; તો પણ મારી અતિ અજાયબી વચ્ચે પોતાના પ્રાણની દરકાર વિના હીંમતથી તે અમારા બન્નેની વચ્ચે આવી ઉભો, અને તે પરોણાવતી જ વિક્રાળ ન્હારને નસાડયો.

સાંજ પડતાં વાળુની તૈયારી કરવા બીજલ ઝુંપડીમાં ગઇ અને યુવાન પંથીક એકલો પડયો. આ યુવાન પંથીક ગૂજરાતનો મહારાજા ક્ષેમરાજ હતો. તેનો રાજ્યાભિષેક થયાં ને હજુ ત્રણેક માસ થયા હતા. રાજ્ય મળ્યા પછી છ માસની અંદર જ દેવગુરૂ દત્તાત્રેયનાં દર્શન કરવા છડી સ્વારીએ જવું, એવી માનેલી માનતા પૂરી કરવા ગણ્યાંજ માણસને લઈ ગીરનાર આવેલ હતો. જુનાગઢના રાજ્ય મહાલયમાં તેનો ઉતારો હતો, અને ગીરના શીકારને શોખે નીકળતાં ભૂલો પડી બીજલનો મહેમાન થયો હતો. એકલો પડેલો ક્ષેમરાજ વિચારે ચડયો " છળકપટ, કૃતઘ્નતા લોભ અને વિષય એવા એવા અગણિત દુર્ગુણોમાં લુપ્ત થઇ ક્ષુદ્રને પામર બની ગયેલાં શહેરી વસનારાંઓ કરતાં આ ગરીબ ગામડીઆં શું ખોટાં ? રીતભાતમાં સાદાઇને નિર્દોષતા, થોડામાં નિભાવને સંતોષ, અને અંતઃકરણની સરળતા અને નિખાલસપણું એ બધું આ ગરીબોને વારસામાં મળેલું કીમતી ધન જ છે તો ? શું ગરીબાઇમાં જ ઇશ્વર ગુણારોપણ કરતો હશે ? આ છોકરી જેવુંજ સૌંદર્ય અને ગુણો તથા ડહાપણ તેમ જ વળી નિર્દોષતા કોઈ રાજ્ય મહાલયોમાં વસતી રાજકુમારીમાં શોધતાં પણ નહિ મળી આવે ? પણ રાજ્યમહાલયોનું વાતાવરણ જ ખટપટ અને દોષથી ભરેલું લાગે છે, તેમાં સ્વાર્થનો અંશ વધારે રહેલો હોય છે; તેવી જગ્યામાંથી આવી નિર્દોષ મુર્તિ મને મળશે ? તેમ થવું હાલ કેટલું મુશ્કેલ જણાય છે ?" પણ એટલામાં ઘેટાંનાં મોટાં ટોળાંને લઈ બીજલનો પિતાને રાજો આવતાં વિચાર અધવચે જ અટકયા. વાળુ થયાં ને આવેલ પરોણાં પાસે સર્વ એકઠાં થઈ ચાંદનીમાં બેઠાં. ક્ષેમરાજે એક શ્રીમાન યાત્રાળુ તરીકે પોતાની ઓળખ આપી. હમેશના નિયમ પ્રમાણે બિજલના પિતાએ તંબુરો લીધો, અને ભજન શરૂ થયાં. વચ્ચે વચ્ચે બીજલને રાજો રાગ પૂરાવતાં હતાં. ગાતી બીજલનાં આનંદીત ચહેરા તરફ પંથીક અનિમિષ નેત્રે જોઇ જ રહ્યો હતો. જે નિર્દોષ મોજમજા રાજ્ય મહાલયમાં તેને શોધતાં પણ મળતી ન્હોતી, તેવી નિર્દોષતા તેણે ગરીબ ઝુંપડીમાં—ગરીબ ભરવાડની ઝુંપડીમાં પ્રત્યક્ષ નિહાળી. રાજ્યગાદીની આસપાસ વિંટાયેલો શ્રમ, ચિંતા, અને વખતો વખત ઉભી થતી અસંખ્ય ખટપટો; અને રાજાઓને શીર રહેલી મહાન ફરજો, તથા તે ફરજો યથાયોગ્ય બજાવવા માટે સુજ્ઞ રાજાઓને ઘણી વખત પોતાની પ્રિયમાં પ્રિય ઉમદી વસ્તુનો

આપવો પડતો ઉત્કૃષ્ટ ભોગ, વગેરેની જંજાળ સાથે ગામડીઆની વિશ્રાંતિ વખતની સાદી મોજમજા અને નિખાલસ દીલની નિર્દોષતાનો મુકાબલો કરવા લાગ્યો.

પ્રભાત થતાં આભાર માની ક્ષેમરાજ પોતાને રસ્તે પડયો. ખાસ કારણ વિનાં ફરી ફરીને તેણે બીજલને નિહાળી. જુનાગઢની ભાગોળ સધી રાજો તેને મૂકવા ગયો, અને તેની સૂચનાથી ત્યાંથી પાછો ફર્યો.

બીજલને છોડી ક્ષેમરાજ જુનાગઢમાં આવ્યો પણ તેને ત્યાં ચેન પડયું નહિ. પાટણ જવાનો વિચાર જ તેને કંટાળા રૂપ લાગ્યો, અને આવ્યા પછી તુરતજ બીજલની ઝુંપડી તરફ પાછો ફરવાને તે લલચાયો. મહેલમાં તે ઉદાસીન જ જણાતો, તથા કદી કદી વિકલતાને ઉન્માદજ દ્રષ્ટીગોચર થતા. નિદ્રામાં પણ તેને વિશ્રાંતી જણાતી ન્હોતી. લાંબી એકાન્ત માટે તે ઉત્સુક જણાતો હતો, અને પોતાનો સમય એકાંત અને શિકારને બ્હાને જંગલમાં રખડયા કરવામાં ગાળતો. તેણે પોતાની જુનાગઢમાં રહેવાની મુદત વધારી.

\+ \+ \+ \+

જુનાગઢના વિશાળ મહાલયના ભવ્ય દીવાનખાનામાં ક્ષેમરાજ પૂર્ણ ઠાઠથી બીરાજેલો હતો. તેની સામે પણ નજીકમાં જ હીંડોળાની સાંકળ પકડી બીજલ ઊભી હતી. ક્ષેમરાજનાં આગ્રહથી અને પિતા તથા રાજાની અનુમતિથી તે આજે ક્ષેમરાજ સાથે જુનાગઢ જોવા આવી હતી. આ ભોળું ભરવાડનું કુટુંબ ક્ષેમરાજને હજુ સુધી એક શ્રીમાન યાત્રાળુ તરીકેજ પીછાણતું હતું. "જુનાગઢ જોયું ? પાટણ નગરતો એથી ઘણું સુન્દર શહેર છે. તું પાટણ આવીશ બીજલ ? " ક્ષેમરાજે પૂછયું.

**બીજલ**—ના મહારાજ. પાટણમાં મને ન ગમે. જુનાગઢ મને જોવું ગમ્યું છે. પણ મને અહીં રહેવું તો ગમે જ નહિ. સુન્દર જુનાગઢ કરતાં પણ મને મારી ઝુંપડી બહુ પ્રિય છે.

**ક્ષેમરાજ**—પણ બીજલ તું આવી સુન્દર છોકરી છો, અને તેથી કોઇક મોટો માણસ તને પરણી પાટણ જેવાં મોટાં શહેરમાં લઇ જાય તો ?

**બીજલ** કાંઇક શરમાતી બોલી—તેમ નજ બને મહારાજ. હુંતો મારા રાજા સાથેજ પરણનાર છું ને ? તે મારી સાથે અમારી ઝુંપડીમાં જ રહેશે.

**ક્ષેમરાજ**—બીજલ સાંભળ !! હું ગુજરાતનો મહારાજા ક્ષેમરાજ, તને મારી રાણી બનાવીને પાટણમાં લઈ જવાનું ઇચ્છું છું." બીજલ ચમકી, અને તેના ચમકવાની અસર તેણે પકડેલી હીંડોળાની સાંકળપર થતાં તે ખખડી; અને સુન્દર અવાજ થયો. બીજલ મૌનજ રહી. અને સ્થીર દ્રષ્ટીથર સંપુર્ણ આશ્ચર્ય અને કાંઇક તીરસ્કારના મિશ્રભાવથી ક્ષેમરાજ સામે જોઇ જ રહી. તેની અનિમિષ સ્થીર દ્રષ્ટીમાં યુવાન ક્ષેમરાજના મનોવિકારને ઝેર કરતી, અને યૌવનના મદને અંકુશમાં રાખનારી એક જાતની મૃદુ તોપણ સબળ સત્તા જણાવા લાગી. થોડી વારે તે કાંઇક દ્રઢ અવાજે બોલી–મહારાજ ! અન્યાયને રસ્તે ચાલનાર ગુજરાતનો ધણી થવાને યોગ્ય નથી."

**ક્ષેમરાજ**—શાબાશ હીમતવાન સુન્દરી ! પરંતુ હું અન્યાય કરવા ઇચ્છતો જ નથી. હું તો વિધિસર લગ્ન કરી તને મારી પટરાણી બનાવવા ઇચ્છું છું.

બીજલ—પટરાણી તો શુદ્ધ રાજપુત્રી જ શોભે. ઘેટાં ચારનાર ભરવાડની છોકરી તેને માટે તદન નાલાયક જ છે.

ક્ષેમરાજ—તારાં સૌંદર્ય ડહાપણને સદ્દગુણ પાસે શુદ્ધ રાજપુત્રી પણ લજવાય છે.

બીજલ—ખુબસુરતીતો ઝાકળનાં બિન્દુને સ્વપ્નાંની મુર્તિ જેવી ચલિત જ છે. તેમાં લોભાવું ગુજરાતના મહારાજાને શોભતું નથી.

ક્ષેમરાજ—ગુજરાતનો મહારાજા એવો મુર્ખ નથી. તે સૌંદર્ય કરતાં સદ્દગુણને વધારે ઊંચો દરજ્જો આપે છે, તો પણ તારાં સૌંદર્યમાં એક જાતની એવી અવર્ણનીય પવિત્રતા, મૃદુતા, સાદાઇ અને સભ્યતા છે, કે ગમે તેવાં અજાણ્યાંને વિરક્ત મનુષ્યને પણ તેની પ્રસંશા કર્યા વિના ચાલે જ નહિ. પછી ભલે તેઓ પોતાના પર થયેલી સૌંદર્યતાની તે અસર શરમને લઇને છુપાવીને અમે તો ઇશ્વરની કારીગરીને કુદરતના ગુણ કરીએ છીએ એવો દંભ કરે.

બીજલ—લાંબી લાંબી વાતો સાંભળવાની ગામડીઅણ છોડીને ટેવ ન હોય મહારાજા! હુંતો મારા રાજા સાથે જ પરણનાર છું.

ક્ષેમરાજ કાંઇક ચીડાયો—નાદાન છોકરી, તું હજી નાદાન બાળક જ છે. ગામડીઆ રાજામાં તને મારા કરતાં શી વિશેષતા જોવામાં આવે છે? જે રાજા માટે તું મને ચાહી શક્તી નથી, તે રાજાના ટુકડે ટુકડા કરીને તને બળાત્કારે પાટણ લઈ જવાની મને સત્તાછે.

બીજલે શાંતતાથી જ ઉત્તર આપ્યો—ક્ષમા કરો, મહારાજ ક્ષમા કરો. આપ બોલો છો એટલા ક્રૂરતો નહિજ બનો. પણ અમારાં હિણાં કર્મથી કદી તેમ બને તો પછી આ દેહને અગ્ની સંસ્કાર કરવો જ આપને શીર રહેશે. વ્હાલા રાજાનો વિયોગ મને મારાં મરણ કરતાં પણ વિશેષ હાનીકારક નીવડશે, સરદાર.

ક્ષેમરાજ—તે હું જોઈ લઇશ હઠીલી છોકરી, હમણાં જ તને પાટણ લઈ જવાની મને સત્તા છે અને તેનો પૂરેપૂરો અમલ હું હમણાં જ કરીશ." ગુસ્સે થઈ ઉઠી જવાનો ઢોંગ કર્યો અને ઊભો થયો પણ પાછો બેઠો.

બીજલ—મહારાજ તમે મોટા રાજા છો. તમારાથી અન્યાયનું પગલું ભરાય જ નહિ હો, કારણ કે "**यथा राजा तथा प्रजा.**" રાજા અનીતિ, અને મનોવિકારને વશ થઇ અકાર્યમાં લોક લજ્જાના ભયને ન ગણકારે, તો રાજ્યની સમગ્ર પ્રજા પણ તેવી જ બને; અને તેથી પરિણામે રાજા અને પ્રજા ઉભયનું અનિષ્ટ જ થાય. પણ મહારાજા! આર્ય બાળાઓ અગ્ની દેવથી, અને છેલ્લે અનશન વ્રતથી પણ પોતાનો દેહ તજી શકે છે; તે શું આપથી અજાણ્યું છે?" તેના બોલવામાં કાંઇક વિશેષ દ્રઢતા જોવામાં આવી "આપનાં કરતાં રાજામાં મને શું વિશેષતા જણાય છે? તે મારા પોતાનાથી પણ સમજી શકાતું નથી; અને તો પણ રાજા મને અતિશય વ્હાલો છે.

ક્ષેમરાજ—બીજલ રાજ્ય વૈભવનાં સર્વ સુખ આજે તને પ્રત્યક્ષ બતાવ્યાં છે. એવાં ઉમદાંને અલૌકિક સુખ શું તને વિસાત-કિંમત વગરનાં લાગે છે?" ક્ષેમરાજના બોલવામાં હવે સત્તાને બદલે કાંઇક નરમાશ જણાવા લાગી.

બીજલ—ન્યાય સદ્‌ગુણ અને ઇશ્વર આજ્ઞા વિરૂદ્ધની ગમે તેવી કીમતી બાબતોને પણ વિસાત વગરનીજ ગણવી જોઇએ, એવું બાપાએ મને સમજાવીને શીખવ્યું છે. તેથી તેનો તો હું તીરસ્કાર જ કરૂં છું." ક્ષેમરાજે આપેલા સર્વ ભય, લાલચો અને આશામાં બીજલ નિર્ભય અને વિરક્ત જ રહી. તેણે ક્ષેમરાજને એવી નમ્ર ભાષામાં સર્વ જવાબ વાળ્યા, અને સમજાવ્યું કે તેમાંનું વાજબીપણું કબુલ કર્યા વિનાં ક્ષેમરાજને ચાલ્યું નહિ. અંતે બીજલ વિજય મેળવી પોતાની ઝુંપડીએ ક્ષેમરાજ સાથે પાછી આવી.

બીજલને મૂકીને પાછાં ફરતાં ક્ષેમરાજને વાંસળી વગાડતો રાજો સામો મલ્યો. બીજલ અને રાજાનાં લગ્ન સંબંધી વાત નીકળતાં ક્ષેમરાજે પૂછ્યું—"પણ બીજલ આવી સુન્દર છોકરી છે, અને તેથી કોઈ પૈસાદાર અને વિદ્વાન સાથે લગ્નથી જોડાશે તો?" રાજો સ્હેજ ચમક્યો પણ ઘડી મૌન રહ્યા પછી દ્રઢતાથી બોલ્યો, "તેમ કદી બનેજ નહિ. મારી બીજલ બીજા સાથે પરણેજ નહિ."

ક્ષેમરાજ—"પણ ધારો કે તેમ થયું તો?" સ્થીર દ્રષ્ટીથી આતુરતાએ તે રાજા સામું જોઈ રહ્યો.

રાજો—ન બનવાનું ધારી શકાયજ નહિ, પણ વખતે એવું બને તો પહેલું તો હું એજ જોઉં કે સામો માણુસ મારા કરતાં ઘણી બાબતોમાં–તે પૈસાની કે સતાની નહિ પણ નીતિ, ડહાપણ અને ખાસ કરીને સ્નેહની બાબતમાં ચડીઆતો છે કે કેમ? જો તેવી બાબતોમાં તે મારા કરતાં મને ચડીઆતો જણાય, અને બીજલને એમ લાગે કે મારા કરતાં તેની સાથે લગ્ન થવાથી તે વધારે સુખી થઈ શકશે, તો ભલે પછી તેમ થાય. બીજલ વિનાં મારૂં જીવન નષ્ટજ થાય એ તો નક્કીજ છે, તો પણ મારાં સુખ કરતાં હું બીજલનું સુખ જોવા વધારે આતુર છું. અને મારાં સુખ–અરે સમગ્ર સુખને ભોગે પણ હું બીજલને સુખી કરવા ઇચ્છું છું. તેનાં સુખ માટે મારૂં સર્વસ્વ–છેલ્લે બીજલને પણ ખોઇને હું સંતુષ્ટ રહી શકું. એટલે દરજ્જે હું બીજલને ચાહું છું. અમારા એક બીજા વચ્ચે લગ્ન સંબંધી કોલકરાર કદી પણ થયાજ નથી, કારણ કે અમે એક બીજાને એટલાં ચાહીએ છીએ કે એવો અવિશ્વાસ અમારા મનમાં ઉત્પન્ન થતો જ નથી. અને એવા કોલકરારથી એક બીજાને બાંધવાની જરૂર અમને પડીજ નથી. અમારૂં બન્ધન તે માત્ર શુદ્ધ–પવિત્ર અને દિવ્ય સ્નેહ છે.

× × ×

બીજલની ઝુંપડીમાં આજે, ગામડીઆ ધામધૂમ ચાલતી હતી. આજે બીજલને રાજાનાં શુભ લગ્નનો દિવસ હતો. આપેલાં વચન પ્રમાણે ક્ષેમરાજ લગ્ન સમયે હાજર થયો હતો. વરકન્યાનાં હાથ મેળતાં લગ્ન સમયની દેશાચાર પ્રમાણે જુદી જુદી ભેટો તેમને મળવા લાગી. ક્ષેમરાજ એક બંધ પાકીટ કન્યાના હાથમાં મૂકતાં બોલ્યો-"બ્હેન બીજલ!! તારી પાસે તારૂં ડહાપણને સદ્‌ગુણ છે, તેજ પૂરતા છે. તારી પાસે તે એવી અમુલ્ય ચીજો છે કે તને કદી પણ બીજા કશાની જરૂર પડશેજ નહિ. તમારી જીંદગી શાંતીમાં પસાર થાઓ, તમે લાંબા સમય સૂધી અરસપરસને અસ્ખલિત આનંદ આપો. નિખાલસ દિલના શુદ્ધ સ્નેહને માટે રાજ્યને પણ લાત મારનાર દેવી લક્ષ્મી તને નમસ્કાર હો. ઇશ્વર આ

કોમળ પુષ્પ-અરે કુસુમકાલિકાનું સદા રક્ષણ કરો." છેલ્લાં વાક્યો મનમાંજ બોલી ક્ષેમરાજ ઘોડાની લગામ પકડી અને સ્વાર થતાં બોલ્યો.-"બ્હેન બીજલ !! જુનાગઢનો રાજ્ય મહેલ યાદ કર, તને તજવી તે મારે સર્વ સુખ તજવા બરાબરજ છે. "સર્વ તજવું છતાં પણ સંતોષજ રાખવો," હે મધુરી બાળા !!! તારી એ આજ્ઞા શીર ચડાવી હમેશને માટે તને તજીને જાઉં છું." તેણે પોતાની ઘોડી મારી મૂકી. તેનાં નયનમાંની ભીનાશ જણાઈ આવી હતી. બંધ પાકીટ ખોલતાં ગુજરાધિપતી તરફથી બીજલને કાપડાંમાં બે ગામ અર્પણ કર્યાનો પરવાનો નીકળ્યો. બીજલને તજવાનો જખમ ક્ષેમરાજ કદી પણ મટાડી શક્યો નહીં,-રૂઝવી શક્યોજ નહિ. તો પણ અતિ સાવધાનીથી તે છૂપાવી રાખવાને શક્તિવંત બન્યો. તે ઘણી વખત અકળાતો, અને એક વખત,-છેલ્લી વખત, બ્હેન બીજલને નિહાળવા, દૂરથીજ નિહાળવા,-તે પવિત્ર મુર્તિનાં દર્શન કરવા લલચાતો; પણ પોતાના મનોવિકારપર અંકુશ રાખી તે સાવધ બનતો, તો પણ બીજલને વિસરી જવા—સ્મરણમાંથી ખસેડવામાં તો તે અશક્તજ હતો.

લી. બ્હેન "વિ."

---

# ગૃહધર્મ.

## સાહચર્ય પ્રેમ.

प्रेयो मित्रं बन्धुता वा समग्रा
सर्वे कामाः शेवधि र्जीवितं च
स्त्रीणां भर्ता धर्मदाराश्च पुंसाम् ॥ भवभूति ॥

(उत्तरराम चरितम्)

[ સ્ત્રીને મન ભર્તા અને પુરૂષને મન ધર્મદારા પરસ્પર પ્રિયમિત્ર સગામાં સગાં સર્વ કામરૂપ ઉત્તમોત્તમ ધનરાશીરૂપ અને જીવિતરૂપ છે. ]

લોરેન્ઝોને એબ્સ્ટીમીઆ કરીને ઉચ્ચ સંદ્ગુણ તથા શુદ્ધ પ્રેમ ધરાવતી અને વિનયી સ્ત્રી હતી. એબ્સ્ટીમીઆ ખરેખર પતિવ્રતા હતી. સ્તુત્ય વાત એ હતી કે પરપુરૂષની દૃષ્ટીએ પડવાનો સંભવ અતિ ન્યૂન હોવાથી કોઈની ટીકા પાત્ર થવાનો વારો આવે એમ નહતું. તેના પતિ લોરેન્ઝો વિના અન્ય કોઈની સંગતિમાં ફરતી નહિ અને તેમાં એટલો લજ્જા યુક્ત આનંદ માનતી કે જાણે તરડપડેલા તુષારપર ચાલતી હોયની. એબ્સ્ટીમીઆની આવી મધુરતાથી તે દમ્પતી જોડાનો સમય મધુરતામાં વ્યતીત થતો. આવી શ્રેષ્ઠતા હોવા છતાં, દુર્ભાગ્યે કરીને કોઇએ લોરેન્ઝોના કાન ભંભેર્યા જેથી એબ્સ્ટીમીઆ તેના પતિની અયોગ્ય શંકાપાત્ર થઈ લોરેન્ઝો વ્હેમમાંને વ્હેમમાં ભરમાઈ તેની

સ્ત્રી સાથે પરૂષ વ્યવહાર રાખવા માંડયો. વિવિધ પ્રકારના દોષ કહાડી ઠપકા દઈ અપમાન મુકવા લાગ્યો કે જેથી અન્ય કોઈ સ્ત્રી નવાજુની કર્યા વિના રહે નહિ. પરંતુ એબ્સ્ટીમીઆ ધીમાશથી તેનો સ્વભાવ સહન કરતી. અંતે અનેકશઃ કાન ભંભેરાવાથી લોરેન્ઝોએ પુખ્ત તપાસ કર્યા વિના તેની શીલવતી સ્ત્રીનો પરિત્યાગ કર્યો. એબ્સ્ટીમીઆએ તો તેની નિર્દયતા નહી ગણકારતાં તેની તરફ ન્યૂનતા રહીત પ્રેમ દર્શાવ્યા કર્યો. તેનો ત્યાગ થતી વેળા લોરેન્ઝો પ્રતિ બોલીઃ—"મારા પ્રિય પતિ, ઇશ્વર તમારૂં ભલું કરે. હું તમને ખરા અંતઃકરણથી ચાહુંછું. જો તમે કદી ફરીથી પરણો તો તમને શુભ પત્નિ મળજો; એવી શુદ્ધ મળજો કે તેના વિષે તમને કદી પણ શંકા ઉત્પન્ન થાય નહિ તેમ તેનું વર્તન પણ શંકાપાત્ર હોય નહિ. જ્યારે તમને મારા મૃત્યુના સમાચાર મળે ત્યારે તમને અવલોકન કરતાં માલુમ પડશે કે મારો તમારા પ્રતિ પ્રેમ અનન્ય છે. જ્યારે તમે અન્ય સ્ત્રી જોડે ફરવા જાઓ અને કદાચ મારા વિષે વાત નીકળે તો તમે જરૂર માનસિક દર્શનથી તમારો માર્ગ પુષ્પથી વધાવતી મને અવલોકશો. પરંતુ તેને મારૂં દેવું દેવાનો સમય આવશે નહિ. જો તે મનમાં તમારૂં અશ્રેય ધારે તો વિચારમાંને વિચારમાંજ તેનો અંત આવજો. હું નિરપરાધિ છું એમ માલુમ પડે તોપણ ગ્લાનિ વશ થાશો મા. પરંતુ આટલું સ્મરણમાં રાખજો કે હું વાંક વિના આટલું બધું દુઃખ ભોગવુંછું તે માત્ર કંચન સાઈ કંટકમાં ચાલુંછું."

અલ્પ સમય વીત્યા બાદ લોરેન્ઝોને તેની સાહસયુક્ત ભૂલ માલમ પડી. ત્યારબાદ તેને ઘણો પશ્ચાતાપ થયો. તેની શુભ પત્ની એબ્સ્ટીમીયાની શ્રેષ્ઠતા તથા વિનયી સ્વભાવના વિચારમાં ગુમ થઈ ગયો અને તેને ઘણું ઓછું લાગી આવ્યું. પ્રમુક્ત કઠે રોઈ પડયોઃ—

"અહો મારી પ્રિય પત્ની! હવે તું કેવી સુંદર દેખાય છે! પ્રભાતથી પણ તારી શુદ્ધતા ચઢે છે: તું કેવી નમ્ર હતી! મારે માટે કેટલાં કષ્ટ વેઠતી હતી! પણ અરેરે! હવે તું ક્યાં છે? રજત વાદળની માફક મૃત સરોવરમાં ગુમ થઇ ગઈ! અરે! તારામાં મહાન રાજ્યો કરતાં પણ અધિક શ્રેય છે! હવે મને નિશ્ચિત ભાસે છે—હું નિઃશંક છું કે જેટલી તું મધુર હતી તેટલીજ તું સત્ય હતી. અહાહા!! "કેપ ઓફ્ હોપ" મુકી આગળ જતા વહાણોમાં હિંદુસ્તાનનો મરી મશાલાથી સુગંધમય—ગુલાબી પરાગમય—પવન ફુંકે છે તેમાં પણ તારા જેટલી તો મધુરતા નથીજ."

આવી જ સ્ત્રીને તેનો પતિ કહી શકે **त्वदायत्तं हिमे जीवितं च राज्यं च ।**

જ્યારે આપણે સાહચર્ય પ્રેમ વિષે ગાંભીર્યયુક્ત વિચાર કરીએ છીએ, જ્યારે પ્રાચીન આર્યાઓની ઉજ્વલ ચ્કીર્તિનું રહસ્યાવલોકન કરીએ છીએ ત્યારે આર્યા સમુદાયમાં પ્રથમ પ્રતિષ્ઠા ભોગવતી સીતા દેવીનું ચિત્ર આપણે મનઃ ચક્ષુઃ પુરઃ ખડુ થાય છે. આત્મોતેજક કાલ્પિક શ્રેષ્ઠતા ધરાવતી સીતા દેવીનુ ચિત્ર જોઈ આપણને દુઃખ દર્શનથી ડસકાં આવે છે. આર્યભૂમીના પ્રાચીન ઇતિહાસપર જ્વલમાન્ તેજ ફેંકતી સીતામાં દિવ્ય ઉત્કૃષ્ટતા હતી. તે એક અસાધારણું ખુબી જણાય છે કે નારી શ્રેષ્ઠતાનાં અતિમોહક અને ચિત્તાકર્ષક ચિત્રોમાંથી પ્રાયશઃ સર્વેને—સાવિત્રી, દમયંતી, દ્રૌપદી, સીતા આદિ અનેકને-અતિ કષ્ટ અનુભવવું પડયું જેમાં તેઓના શીલ તથા ધૈર્ય અને એક નિષ્ઠા આદિ ગુણોની ખરી કસોટી

થઈ હતી. આમાં સીતા દેવીને દુર્દૈવે ઘણી પીડી હતી. સ્ત્રીની તેમ ગિરાની સાધુતા વિષે સર્વથા મનુષ્યજાતિ દોષદર્શી હોય છે. આજ પ્રમાણે સીતા દેવીની બાબતમાં હતું. દોષકથન હેતુ માત્ર રાવણના ગૃહમાં નિવાસ હતો. આ પરગૃહવાસનું દૂષણ સર્વત્ર ફેલાઈ ગયું અને જગતની વાણી સીતા વિષે અપવિત્ર થઈ રહી. પ્રજાના આરાધન અર્થે પ્રિયમાં પ્રિય વસ્તુનો ત્યાગ કરવામાં રાજાએ વ્યથા રાખવી નહી એ ન્યાય પ્રમાણે રામે સીતાને વિવાસન દીધું. આમ નિર્ઘૃણ થઇ ફેંકી દીધાથી રામને જીવલોક પર્યસ્ત લાગ્યું. સંસાર અસાર લાગ્યો. વિશેષ શોક થવાથી રામ વારંવાર મૂર્ચ્છાવશ થતો. રામને ધરણીપર પડતો નિહાળી સીતા પ્રિય સ્પર્શથી તેને સંજીવન કરતી. અદૃષ્ટ સ્વરૂપે રહી રામના યત્કિંચિત સુખ અર્થે સાહચર્ય પ્રેમની પરાકાષ્ઠાને લીધે પોતાના જીવિતની પણ ગણના કરતી નહિ. રામને દેખી સિતાના મનમાં કોઇ એક અવર્ણ્ય પ્રકારનો આનંદદાયક ચટકો થતો. નિરાશાથી તટસ્થ બની ગયેલું સીતાનું હૃદય દીર્ઘ વિયોગ પછી અતુલ પ્રેમથી દ્રવતું.

*"મહાત્મા રામચંદ્રજીને પ્રકૃતિથી જ સીતા પ્રિય હતી. આ પ્રિય ભાવ તેણે પોતાના સ્વગુણથી જ ઉછેર્યો. તેમ રામ સીતાને પ્રાણ કરતાં પણ પ્રિયતર હતા. એતો તેમનું હૃદય જ પરસ્પર પ્રીતિયોગ જાણે."

સાહચર્ય પ્રેમ ! તારી ઉત્કૃષ્ટતાની સીમા સીતારામના પ્રેમમાં જ આવી રહી ! અહો સીતા! જેના સંસર્ગથી ગુરૂઓમાં ગુરૂતમ રામચંદ્રજી પણ પોતાને પવિત્ર ગણે છે—જે ત્રિલોકને માંગલ્યરૂપ છે—જગત્ વન્દ્ય છે—કુલીનતાની મૂર્તિ પવીત્ર સીતા–શુદ્ધ આર્યા–આર્ય લોકના અંતઃકરણમાં જ વસેલી આર્યા–તારો પવિત્ર મોહક પ્રતાપ !!! "વિલાયતમાં જાઓ કે અમેરિકામાં ભમો કે ધરિનના દ્રાક્ષના વેલાઓની વાડીમાં જઇને ઉભા રહો કે આર્મીનીઆમાં આથડો—પણ કોઈ ઠેકાણે આર્ય દેશની આર્યા તું જડવાની નથી. જેવી આપણા દેશની ભૂમી પૂજનીય અને પ્રિય દર્શન છે તેવીજ તું છે! અહો ! તારા જેવી શુદ્ધ આર્યાનો પતિ કેવો ભાગ્યશાળી !" સીતાદેવી તારો સ્વાર્થ રહિત પ્રેમ ! તારો સ્વાર્પણમય પ્રેમ! તારા જ માટે વર્ડઝવર્થે લખ્યું હશેઃ—

" A perfect woman nobly planned,
" To warn to comfort to command
" And yet a spirit still and bright
" With something of an angel light."

વિક્રિયા કાળે વિકાર ન જ પામે એ તો ખરો પ્રેમ! ( Love is not love that alters when alteration finds. ) યદ્યપિ પ્રહૃષ્ટ રક્ત અધર અને વદન બળવાન સમય ચક્રના ચીલા આધીન છે તદપિ શુદ્ધ પ્રેમને કાંઇ થતું નથી. આ અવની ઉપર શુદ્ધ સાહચર્ય પ્રેમ માનવીને આપેલી ઇશ્વરી બક્ષીસ છે. પ્રેમ એક જાતની ગૂઢ લાગણી

* યદ્યપિ રા. સી. વી. વૈદ્યે રામ એક કરતાં વધારે સ્ત્રીઓ પરણ્યો હતો એવું બતાવ્યું હતું, તદપિ જણાવવાને ખુશી ઉપજે છે કે રા. જી. જે. અગાશીએ ખુલી રીતે સિદ્ધ કર્યું છે કે રામ એક પત્નીવ્રત જ હતો.

છે. એવી રજત સાંકળ છે કે તે અંતઃકરણે અંતઃકરણ અને મનેમન બાંધી લે છે. શુદ્ધ સ્વર્ગીય તેજ છે. કારણ કે ભક્તિભાવથી મન ઉન્નતિ વિષે ચઢે છે પરંતુ ઉંચેથી સ્વર્ગજ પ્રેમમાં નીચે ઉતરે છે. શુદ્ધ ઉન્નતિ અને સ્વાર્પણ પક્ષે જોતાં પ્રેમ એજ મનુષ્ય જીવિતની નીતિમયતાની પરાકાષ્ઠા છે. શુદ્ધ પ્રેમથી ઉત્પન્ન થતા રસમાં "સ્વ" પદાર્થનું ભાન ભૂલાય છે. પ્રેમ એ જ પ્રેમનું મૂલ્ય છે. શુદ્ધ પ્રેમને અનુસરીને જ મનુષ્ય પોતાના સંજોતિય માટેની કોઇ બહુ એક રસ લાગણીના નવાઈનાજ પૃથુતર ક્ષેત્રમાં પ્રવેશ પામે છે.

સહનશીલતા અને ક્ષમા રાખવી એ પ્રેમનો ધર્મ છે. પ્રેમનું તત્વ અભેદ છે. પ્રેમનું સ્વરૂપજ સ્વાર્પણ છે. પુરૂષનું વૃત તેજ સ્ત્રીનું વૃત જેથી થાય એવું પતિસાહચર્ય સ્ત્રીએ અભિનંદવા યોગ્ય છે. પતિ એજ પત્નીનું દૈવત છે. પતિ વિના અન્ય કોઇની ઝાંખણીથી ધર્મ અમુક અંશે ખંડિત થાય છે. પોતામાં અને પતિમાં શુદ્ધ સ્ત્રી યત્કિંચિંત પણ ભેદ ગણતી નથી. યદ્યપિ પુરૂષના જીવિતમાં પ્રેમ એ એક થોડા સમયની કહાણીરૂપ થઇ શકતો હશે પરંતુ સ્ત્રીઓનું અખિલ જીવિત એકધા કે અન્યથા પ્રેમ વ્યવહાર માટેજ સર્જાયેલું સમજાય છે. પ્રેમના વિષયમાં કશા પણ નિયમ બાંધવા કે કાંઈ પણ શિક્ષણ આપવું એ વાત સ્વાભાવિક વિશ્વ વ્યવસ્થાની પ્રતિકુલ છે. કારણ કે व्यतिषजति पदार्थानान्तरः કોઽપિ હેતુઃ ।

શુદ્ધ સ્ત્રી પોતાની મંગળ મૂર્ત્તિને મહાપ્રયાણમાં વિશ્રાન્તિ આપવાને જીવે છે. પત્નીનું અર્ધાંગના સ્વરૂપ ઘણે પ્રકારે સધાય છે. જે મહાભારત કાર્ય પતિ આરંભે છે તેમાં તેની શુભ પત્ની મંત્રિણીનું કામ કરે છે. કાર્ય સાધનમાં દાસીનું પણ કેટલુંક કામ કરે છે. "દીવા પેઠે પરમજ્યોત ધરે ત્યારે તેની શુભપત્ની વાટ સંકોરે છે ને તેલ પૂર્યાં કરે છે. આવું હોવા છતાં, એ પણ ખરૂં કે સ્ત્રીના હૃદયો તો દીવાની જ્યોત જેવાં છે એટલે કે તેમનો વિશ્વાસ નહી. તેમની બુદ્ધિ તેમના હૃદયના હાથમાં ને હૃદયનો દીવો પવનના હાથમાં. તેમને માટે જેવા સમર્થ પુરૂષો ફાનસ રચે તેમાં તેમની શક્તિ પ્રમાણે તેમના હૃદયના દીવા બળે અને પુરૂષને પ્રકાશ આપે." "પ્રિય મેઘની વૃષ્ટિ માટે જેમ પૃથ્વી ઉકળે તેમ પતિના હૃદયમાંથી થવાની વૃષ્ટિને માટે સ્ત્રી હમેશાં આતુર હોય છે ને પતિની વૃષ્ટિ કલ્યાણ કારકજ હશે એવું સમજી લઇ તેની ધારાઓનું પોતાનાં હૃદય કમલમાં આધાન પામવાને સજ્જ હોય છે."

સ્ત્રીને ન્હાવાવા માટે ખાસ કંઈ આભુષણની જરૂર નથી. તેના ગુણની જરૂર છે. ડાહ્યા પતિનો ભાવ અપ્રતિહત જાળવવા સ્ત્રીએ વિનયરૂપી ઘુમટો તાણવો જોઈએ, શીલનું વસ્ત્ર પહેરવું જોઇએ અને તેના નમ્રતાના આભૂષણમાં ધર્મ પરોપકાર અને ઉચ્ચ મનના હીરા જડેલા હેવા જોઇએ. સ્ત્રીની ઉજ્જ્વલતા કેવળ શુદ્ધતા જોઇએ. સ્ત્રીએ કુટુંબીઓમાં યોગ્ય ઉદાર સ્વભાવ રાખવો જોઇએ. સાધનહીન અને દ્રવ્યહીન પતિ મળવા છતાં માત્ર પતિના પ્રેમમાં જોડાવાથી જ સ્ત્રી એમ માણે છે કે.

" રૂડો ભુંડો તોયે પ્રિય પતિ ગણીને મન ઠરૂં. "

શુદ્ધ પ્રેમી સહચરી સુખદુઃખમાં અદ્વૈત રહે છે. તેનું આચરણ સર્વ અવસ્થાને અનુકુળ થઈ પડે એવું હોય છે, વૃદ્ધા અવસ્થામાં હૃદયને માટે વિશ્રાન્તિ સ્થાન છે.

અહો જેમ જેમ કાળ વીતે તેમ આવરણ પરિણત થાય એવો અતિશુદ્ધ પ્રેમ અનુભવનાર કેવો સુખી?

આથી ઉલટું તપાસતાં દુષ્ટ પ્રેમ બાવળનો કાંટો છે. જ્યારે શુદ્ધ પ્રેમ કંટક રહિત વાડીનું ફુલ છે. જેટલું શુદ્ધ પ્રેમી સહચરી મળવાથી સુખ તેટલું દુષ્ટ સહચરીથી દુઃખ. દુષ્ટ પ્રેમ વ્યર્થ પ્રાય છે અને આવા દુષ્ટ પ્રેમવાળું દુઃખદાયક થઈ પડે છે.

"ભાંઇઓ જેની ભારજા ભુંડીરે, તેને શિર આપદા ઉંડીરે"—કવિ દલપતરામે યોગ્ય કહ્યું છે.

શુદ્ધ દમ્પતીએ અન્યો અન્ય અનન્ય પ્રેમથી મ્હાલું જોઇએ. ઇંગ્રેજ પ્રખ્યાત કવિ ટેનીસનના નીચેના શબ્દો બેઉ બોલી શકે એમ હોવું જોઇએ;—

"I know not if I know what true love is,
"But if I know, then if I love not you,
"I know there is no other I can love."

સામાન્ય જીવિત પર્યાણમાં જે જે કામ કરવાનાં છે તે લગ્નકાળે કન્યા પાસે વરને સાત પગલાં ભરતાં કહેવડાવાય છે.

सुख दुःखानि सर्वाणि त्वया सह विभज्यते ।
यत्र त्वं तदहम् तत्र प्रथमे सा ब्रवीदिदम् ॥ १ ॥
कुटुम्बं रक्षयिष्यामि आवाल वृद्धकादिदम् ।
अस्ति नास्तीति पश्यामि द्वितीये सा ब्रवीदिदम् ॥ २ ॥
त्वतृभक्तिरता नित्यं सदैवं प्रियभाषिणी ।
भविष्यामि पदे चैव तृतीये सा ब्रवीदिदम् ॥ ३ ॥
आर्त्ते आर्त्ता भविष्यामि सुखदुःखसमभागिनी ।
तवाज्ञां पालयिष्यामि कन्या तूर्यपदे ब्रवीत् ॥ ४ ॥
ऋतुकाले शुचिस्नाता क्रीडिष्यामित्वया सह ।
नाहं परतरंगच्छेः कन्या पञ्च पदे ब्रवीत् ॥ ५ ॥
इहाथ साक्षीनौ विष्णुस्त्वयाहं नैव वञ्चिता ।
उभयोः प्रीतिः सम्भूता कन्या षष्ठ पदे ब्रवीत् ॥ ६ ॥
होमयज्ञादि कार्येषु भवामिच सहायिनी ।
धर्मार्थकामकार्येषु कन्या सप्तपदे ब्रवीत् ॥ ७ ॥

(સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો.)

સત્ય ધર્મના જ્ઞાન વિના કેવળ બુદ્ધિથી શુદ્ધ ધર્મદષ્ટિ ઉઘડતી નથી. સર્વ ધર્મ જેને શ્રેષ્ઠ ગણે છે એ પાતિવ્રત્ય ને પ્રિય ગણવું અને પતિના જીવિત આગળ પોતાનું જીવિત લોષ્ટવત્ લેખવું એજ સ્ત્રીનો ધર્મ છે. શુદ્ધ પ્રેમી સ્ત્રીએ સમજવું જોઇએ કેઃ—

"न कामये भर्तृविना कृता सुखं न कामये भर्तृविना कृता दिवम् ।
"न कामये भर्तृविना कृता श्रियं न भर्तृहीना व्यवसामि जीवितम् ॥"

(सावित्री)

કિં બહુના, શુદ્ધ સ્ત્રી પતિનો જય જોઈ તેનાજ સ્વાર્થમાં આત્મ સ્વાર્થ વશ બની નિશ્ચિંતતા અનુભવે છે. આવા પ્રેમના આનંદથી સ્ત્રી પુરૂષ બહુ પ્રસન્ન રહે છે.

સ્ત્રી તેમ પુરૂષે શીથીલ વર્તણુકવાળાની સોબત કરવી જોઇએ નહિ. અધમ સંગતિ વંધ્યા રહેતી નથી. સ્તોક કે મહાન ફલ તો નીપજેજ. સ્ત્રીઓએ તો આ ખાસ યાદ રાખવા યોગ્ય છે કારણ કે તેઓ ગમે તેવા સ્વભાવની હોય પણ વારંવાર અધમ સમાગમમાં રહેવાથી પતિવ્રતનું ઇંદ્રાસન ડગમગવા લાગે છે અને અંતે ભ્રષ્ટ થાય છે.

સ્ત્રીની વાસનાને માથે કેટલાક અંકુશ ઇશ્વરે મુકયા છે માટે આ લજ્જાનું પોષણ થવું જોઇએ. પુરૂષ સારો પંડિત હોય તોપણ જાતે વાસનાને રોકી શકતો નથી. પુરૂષ અને સ્ત્રી બે સારાં હોવા છતાં બેઉને વાસના ઉત્પન્ન થાય તેવે કાળે જો સ્ત્રી ધારે તો તેના એકલા બળે બેઉ જણ શુદ્ધ રહી શકે. અને વાસના નિષ્ફલ જાય. સ્ત્રી જાતી! તું જાળવે તો તારો પ્રતાપ અમાપ છે. પુરૂષની શી મગદુર છે કે તારા અબળાપણાનો લાભ લઇ તારી ઇચ્છા વિરૂદ્ધ તારી પવિત્રતા પર હુમલો કરે? તારો એક પવિત્ર ભ્રભંગ પુરૂષોની દુષ્ટતાને આધેથી રોકી રાખવા બસ છે, બસ કરતાં અધિક છે. એ બળ તારૂં છે.

આધુનિક સમયમાં તો આવો શુદ્ધતાવાળો પ્રેમ કવચિત જ જોવામાં આવે છે. અવ્યવસ્થાને લીધે પ્રીતિતંત્ર ઉદ્ધત બની ગયું છે. દમ્પતીને પરસ્પર ગુણદોષનો પરિચય થયા પછી ગુણસંવાદ નીકળે તો તો ઠીક ચાલે છે અને મિત્રતા થાય છે. "સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે." પણ જો ઉલટું નીકળે તો સુખે દુઃખે જીવિતનો નિર્વાહ કરવો પડે છે; લડાઇ પણ થાય વારંવાર; આમાં પ્રાયશઃ અબળા જાતિને વિશેષ સહેવું પડે.

" નર જાત હશે સુખી અહીં કંઇ સ્વચ્છન્દથી યે મહાલતી
" પણ નારીને રોવા વિના બીજું કર્મમાં કાંઇ નહીં "

( સ્નેહમુદ્રા )

આર્ય સંસારમાં આવી ક્ષુદ્રતા આવી જવાનું કારણ એ છે કે દમ્પતી વચ્ચે પ્રીતિનું મુળ પુત્ર પુત્રી વાસના વિના અન્ય હોવાનું કોઈ સ્વીકારતું નથી. પ્રીતિ અને નિર્મળ રસ્તો અત્યંત નિશ્ચિંતામાં અથવા મનોરાજ્યમાં જડે છે. સાક્ષરશ્રી ગો૦ મા૦ ત્રિપાઠી સરસ્વતીચંદ્રમાં નીચે પ્રમાણે ગોલ્ડસ્મીથનું ભાષાંતર કરે છેઃ—

" જાળ નાંખે જોતામાં ફસાવે
" ફાવે ત્યાં પાછી ધુતકારી નાંખે
" કહાવે અબળાને નરને નચાવે
" ગોરી ગુમાનભરી પાછી રાચે
" નરના દુઃખની મશ્કરી કરતી
" ખરી પ્રીતિ કદી નવ ધરતી
" મોહ માયાને જોગણી કહાવે
" નારી નરને ન જંપે સુવાડે
" બેટા શાને વેઠવી એની શૂળો
" મૂકની એની પ્રીતિમાં પૂળો "

આ પ્રમાણે પ્રથમ છાયા મૈત્રીને એ સાક્ષર જન નિન્દે છે, પશ્ચાત્ મૃગજળવત્ લક્ષ્મીને મિથ્યા ગણે છે અને "સ્ત્રીની પ્રીતિતો સર્વથી ખોટી, મોહજાળ નાંખે જોતી જોતી" એ પ્રમાણે અંગ્રેજ લેખકનો અભિપ્રાય દર્શાવે છે.

આટલું હોવા છતાં—અહાહા !!! શું પ્રેમની દિવ્યતા! કેટલાક કુલીનતાનો ગર્વ ધરાવે છે–કેટલાક નિપુણતાનો–કેટલાક શારીરિક બળનો–કેટલાક પૈસાનો, એ. પ્રમાણે ઘણા ખરા માણસો આ ચીજમાં કે તે ચીજમાં અધિકતા ભોગવવાનું અભિમાન ધરાવે છે પણ શુદ્ધ સાહચર્ય પ્રેમ આગળ આ સર્વ સમગ્ર ચીજો પણ શા લેખામાં? શુદ્ધ પ્રેમનું એક વચન જીવિત પુનઃ સ્થાપવા બસ છે. શું પ્રેમની દિવ્યતા સિદ્ધ કરવા આ કાંઈ જેવું તેવું પ્રત્યક્ષ પ્રમાણ છે? અહો! પ્રેમ! શુદ્ધ પ્રેમ—એક ચીજ કરવા જેવીજ જીવિતમાં એક તેતુ ખરેખર કાંતવા લાયકજ–જોશ ભેર અંતઃકરણથી એક ચરિત, સુચરિત કહો કે દુશ્ચરિત કહો, પણ મીઠાશથી લ્હેરથી આચરવા યોગ્યજ—!!!

શાંત પડાય ત્યાં સુધી શાંત પાડવા પરમ આનંદ ભોગવવા, શ્રાદ્ધ થાય ત્યાં સુધી શ્રદ્ધાથી આરાધવા પ્રેમી જોડની જરૂરજ છે! એકવાર નહી પણ અનેકવાર નિશ્ચયીકૃત અને સત્યપૂર્ણ દ્રઢતાથી પ્રત્યેક મનુષ્યને કહેવુંજ પડશે કે આ દુનિયામાં શુભ આવશ્યકતા પ્રેમી જોડમાં છે. પ્રેમી જોડની જરૂર જ છે એમ નિઃસંશય કહેવું પડે છે. ઇત્યલમ્ પ્રેમ પ્રેમ તે પ્રેમ જ !!!

જી. સી. સરૈયા.

# વિવિધવિહાર.

## રાત્રી ભાષણ.

### ભાષણ ( ૬ ).

"વહુ વાયેણુ રે વહુ ઘરમાંથી જા,
તુવેરની તો દાળ કરીને ડોસો કહે છે માંખ્યો;
માંખ્યો માંખ્યો શું કરે છે ફાડું ત્હારી આંખ્યો.

વહુ.........

મૂળાનું તો શાક કર્યું ને ડોસો કહે છે કૂચા;
કૂચા કૂચા શું કરે છે કહાડુ ત્હારા ડુચા.

વહુ.........

( એક જુનું ગાયન ).

આસો વદી તેરશ ને રોજ શ. પોચાલાલનાં પત્નીથી અ. સૌ. જીવ્હાકુંવરે રસોઇ તદ્દત બગાડી નાંખેલી, રોટલી ચવડ કરી નાંખેલી, ભાત રાબ માફક કરેલો, ભીંડા નાંખીને કઢી બનાવી તો ખરી પણ ત્હેને જરાક ચીકણી કરી નાંખેલી, લોચો દાળ કરેલીજ નહિ ને કારેલાં બાફી નાંખી કડવાં ઝેર જેવાં કરેલાં. આ પ્રમાણે રસોઇનો તાલ જોઇ શ. પોચાલાલ જમ્યા ન જમ્યા કરી ઉઠી ગયા. પાછળથી પૂછતાં ત્હેમણે તે તારીફ લાયક રસોઇના પૂરતા વખાણ કર્યા, ને ઉપરથી ત્હેમને મળેલો ઠપકો.

× × × × ×

"હુંઅઅઅ ! શું બોલ્યા ? ખાવાનું ખરાબ પડ્યું ? પડે જ તો. કેમ ના પડે ! ધન-
'પાલશા મ્હોટા ! કાલ તો દેવમંદીરની થાલ બનાવીશું. ત્હમારે માટે કંઇ ચાલશે ? જ્યઃ
'ઉભરી કેળવી એટલે હોળી બાળ્યા વગર ચાલશે જ કેમ ? બત્રીસ વાનીઓને
આરોગાત્રીશ હવે તો.

'આ ખોટું છે, તે ખોટું છે—આ ચઢ્યું નથી, તે ચઢી ગયું છે—અ
'પેલું ફીકું થયું. આ જ મ્હારાં વખાણ. કોઇ દીવસ સારૂં થયું બોલ્યા
'એ તો અવલી ઘાણી જે જેમ પીલાય તેમ પીલો. પણ એ વેઠાય નહિ
'મ્હેણાં ટુંણાં સાંભળવાની નથી. ન ફાવે તો હું આ ચાલી મ્હારે પીયેર પરિષદના ઝાડને
'ઇને ત્હમારે સુજતું કરજો. ( ત્હેમાં લેડી

'બારે પહોરને બત્રીસે ઘડી હાજર નહિ રહેવાય. બજ્યું માણુસ છીયે તે ભૂલ્‌ મની
'પણ આ તો કંઇક બહાનું મળ્યું જે વાદળ ઘેરાયું. એ નહિ પાલવે.

'પૂછ્યું કોઇ દહાડો કેમ છે તે ? શેનું પૂછે ! કોણ હું તે ? ત્હમારે મનથી આમ
'છેક ઉતારી પાડવી હોય તો ઉભા રહે બનનાર નથી, શરમ છે જે આટલા દીવસના

'કર્યાકારવ્યા ઉપર ધૂળ મેળવો છો. એક દીવસ લોચો દાળ ન કરી તો શું થયું ? એવડું
'ગળું સાંકડું રાખો છો ? એમ ઘર કેમ ચાલશે ! જરાક વિચારો. ફ્લાણું તો જોઇશે જ,
'દીકણા વગર ચાલશે જ નહિ; એમ જીભડી સળકશે તો નેવાં વેચવા પડશે નેવાં. કેમ
'લોચો દાળ ન કરી? પાછું એ બોલ્યા ? ન કરી લ્યો. ત્હમારે લાફ્લાફી કરવી છે ને
'મ્હારે ત્રેવડ ત્રીજો ભાઇ છે.'

'શું શુભ શીખામણ દો છો છોકરાંને ! આવી ટેવો અત્યારથી પાડશો તો પાછળથી
'ગાળો ખાશો. જરાક ગળું પહોળું રાખો કે લપક ઉતરી જાય. કારેલાનું શાક રૂપાળું કર્યું
'ત્યારે કડવું. અહંહંહ ! વાહ અક્કલ ! કારેલા ગોળ સમાન દીઠા કે કોઈ દીવસ? તે કડવા.
'નહિ તો કેવા થાય, ખાસ ખાટા તીખા કે કેવા ? સવાદના પાછા મ્હોટા પરીક્ષક !

'તળ્યા કેમ નહિ ? તેલ તો નેવલે વરસે છે કેમ ? આવડી જાનને તળીને કારેલા
'મુકને તો બશેર તેલનો ઘાણુ નીકળી જાય ને બમણું શાક જોઇએ. ત્હમે તો બોલ્યા–
'તળો, પણ વીચાર કર્યો તેલ મળે છે ત્હેનો ?

'ત્હમારે તો ગોખલીમાં લુલી ચેનવી છે, પણ છોકરાંઓને ઢાંકવા હોય ત્યારે...
'.....પાછું મ્હોં મચકોડ્યું. નથી મચકોડ્યું ? આ જુઓ નાક ફૂંગરાયું; આ જુઓને
'આંખ ત્હમારી કાતરીયાં ખાય. એ તો ઠીક છે જે હું મળીછું, નહિ તો બીજીને તો
'કેવોએ વેષ કઢાવે ?

'હવે લૂગડાંની વાત આવી એટલે આ ચાલો ધમણુ ધમ ધોકાર. શું બોલ્યા ? ધાડ
'ધાડ કરશો નહિ. મ્હારે પીયેર બધાએ સમાશે. શું કામ પરણ્યા? નહિં તો હરાત,
'ફરાત, મોકળે મ્હાલાત ભાઇબંધ દોસ્તદારોને ચાહપાણી પવાત, આનંદભૂવન સેવાત,
'બધુંએ થાત. હાથે કરીને લપ શું કામ હોરી ?

'હુંકારા ન ભણો. હું બધું સમજું છું. કંઇ કીલી નથી. શું બોલ્યા રોટલી ? રોટલી
'રોટલી શું કરોછો ? કેમ રાંધ્યું હશે તે કંઇ ખબર છે. આમ મનહર માંદી. એકની અહીં
'સારવાર ચાલે, બીજીની પણે ઉઠબેઠ; ને ત્હમારે રોટલો ને રોટલી થાય છે. એમ ઉનાં
શ્રદ્ધાથી જોઇએ ને તકેતક સચવાવી જોઇએ તો રાખોને બ્રાહ્મણ હાજર ને હાજર છે,
અને સતસૂતી લીધી હોય તેમ. બધું ખરાબ રાંધ્યું, હા બધું ખરાબ થયું. રાંધતા નથી
પ્રેમી જોડમાં લખવો. ઘીની ધારો પાડું, તેલના રેલા ચલાવું, મશાલાના ડુંગરા ઉંધા વાળું
પ્રેમ તે પ્રેમ જ તે-અહાહાહા થાય, ને પછી .....દેવાળું.

...ા ? રળો છો તે શું ત્હમારે જં માટે વાહ ! વાહ ! શાબાશ ! અરે એવું
...ં ઉંચુ ન આવે. એ તો કેમ નીભે છે તે મન જાણે છે. એના બદલામાં
...ને પામરી શા રહમારા ગુણ ગાઊં ? શા ખાવાના ભસ્તા ? આ છાજતું નથી.
...સમજો." આટલું બોલી તે ઓરડાની બહાર ચાલી ગયાં, ને સેદ ખાઈ ગયેલા
પોચાલાલ ઉંઘી જ ગયા.

ભાષણ ૭.

'રા. પોચાલાલ ત્હેમના મીત્રો સાથે નાટકમાંથી રાત્રે ઘેર આવ્યા.

"મ્હારૂં ધારવું ખરૂં જ પડ્યું. મ્હને બ્હીક હતી તે આગળ આવી. આનંદભૂવન 'ત્હમારૂં ઘર બાળશે એ નક્કી થયું. છોકરાંઓને વેરાગી બનાવીશું. સૌ ભેગા ત્હમે શું 'જોઇ ગયા? નાટકચેટક કરતા ક્યાંથી શીખ્યા? હવે તો વાત વધી. ચાહ પી ઘી ખાઇ, 'ઉજાનીયો ખાધી ખવાડી, બીડીના ધૂમાડા વાળાં કપડાં ઘેર લાવી મ્હને ગુંગળાવી મારી, 'ને હવે નાચવાનું શરૂ કર્યું.

'ત્હમે નાચ્યા નહિ તો શું થયું? નાચવાનું જોવા ગયા. ક્યો પહેલા જૂઓને પછી 'નાચજો. હાહા હીહી કરી આવ્યા; પૈસાપર પાણી કરી આવ્યા. હું કરકસર કરૂં તે શું 'ત્હમારે ઉડાવવાને માટે! ત્હમારે નાચરંગ કરવો હોય તો ભલે કરો, પણ પહેલાં અમને 'બધાંને અફીણ દો. સહેલાણી જીવ રૂપીયા ખડંગ ખડંગ ખર્ચી આવે તેટલા માટે હું 'વૈતરૂં કૂટી નથી મરતી, સમજ્યા? રૂપીયો ખર્ચી આવ્યા, ઉજાગરો કરતા આવ્યા, ને 'તાવ આવશે ત્યારે? કહોને છે ને જીભ્હાના હાથ સાજા. નહિ નવાજીશ કરતા હોને! 'હું એવાં વૈતરાં કરવાની નથી. ત્હમે આવ-કહોવાડા પગપર કરોછો ને હું ત્હમારી પાછ'ળથી વેઠ કરવાની, અહહંહં!

'લુગડાં લેતાં જીવ બળી ખાખ થાય, પણ આ તો નાચ કરાવ્યો એટલે ચાલે. ત્હમને 'નાટક જોવા જવાનું ક્યાંથી મન થયું? અહીં દરરોજ નાટક થાય છે. તે ઓછું છે? 'આમ છોકરાંઓને નચાવો કુદાવો એટલે નાટક. એક આમ નાચે, પેલું તેમ નાચે, આ 'રૂએ તે હસે એટલે નાટક. વળી બાકી રહે તો ત્હમે કૂદો ને હસો, આટલાં છોકરાં પેટ 'પડ્યા ત્હેની દરકાર રાખવાની તો ક્યાં ગઇ, પણ એકદમ ભીખ મંગાવવાનો ધંધો કરી 'આવ્યા. આમ તો કેટલાએ રૂપિયા ખર્ચતા હશો. એ તો આજ જ પકડાયા.

"શરમ છે શરમ, ત્હમે આમ કેમ ઉંધું 'વેતરવા માંડ્યું છે?"

તે આગળ બોલી હશે, પણ રાત ઘણી જવાથી, ને હું થાકી ગયેલો હોવાથી ઊંઘી જ ગયો: ને ત્હેના પછી ના બોલો મ્હેં સાંભળ્યા જ નહિ.

રા. પોચાલાલની નોંધ પોથી પરથી.

---

# વર્તમાનરંગ.

**મહિલા પરિષદના પ્રમુખ, લેડી જહાંગીરનું ભાષણઃ**—પરિષદના ઝાડને આવા મેળાવડાથી જે સિંચન મળે છે અને તેને પરિણામે જે ફળો મળે છે ત્હેમાં લેડી જહાંગીરેં જણાવ્યું હતું કે " પહેલું ફળ તો એ છે કે આપણે સર્વે જૂદી જૂદી કોમની બાનુઓ જૂદા જૂદા પ્રાંતોથી આવી ભેગી મળી એકમેકના વિચારો વીસતારી આપણી જીંદગીની આડી તેડી રેખા ઘસી સીધી કરવાની તક મળે છે। પરિષદની રંગભૂમિ ઉપર હિંદુ, મુસલમાન, પારસી, યાહુદી યુરોપીઅન એવો તફાવત જતો રહે છે—એક બીજાના અનુભ-

વની વાતો થાય છે અને કેળવણીના પ્રભાવે મન સંસ્કારવાળું હોય તો મનનો વિકાસ થાય છે અને ત્હેનું ફલ આવી સન્નારીઓને હસ્તક પડેલાં બાલકો હોંશે હોંશે ચાખેછે." પ્રથમ બે પરિષદનાં પ્રમુખ બે દેશી રાજ્યોનાં મહારાણી હતાં. ત્રીજી પરિષદનાં પ્રમુખ અખિલ આર્યાવર્તના માનનીય મહર્ષિ રાનડેના પત્ની હતાં. ત્યારે આ વખત આ માનદસ્થાન પારસી સન્નારીને મળ્યું છે. અને આવતી વખત એક મુસલમાન સન્નારીને મળે એવું અમે ઇચ્છીએ છીએ. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે દેશના ઉદયના કામમાં રાજા તેમ રંક-ઉચ્ચ તેમજ નીચ એક જ પ્રેમથી એકજ ઉદ્દેશથી કાર્ય કરે છે. આવો ઉત્સાહ-આવો અભેદભાવ વધતો જોવા હમે બહુ ઉત્સુક છીએ. "સંસારસુધારો તે બાનુઓથી અને બાનુઓ સાથે મળીને જ થાય છે, ને થવો જોઇએ. એક ગૃહસ્થ ગમે તેવો કાબેલ હુશીઆર અને આગળ વધતા વિચારનો હશે પણ જો તેની ઘરની બાનુ અભણ, અસલી અને વ્હેમી વિચારની હશે તો એ કાબેલ ગૃહસ્થે પોતાની ઘેરની સુધરાઈ અને પોતાના વંશવેલાની આબાદી પોતાની મહેરદારની મદદ વગર કરવા ફાવનાર નથી! બાળલગ્ન નહિ કરવા નક્કી ઠરાવ કરનાર, ઘરમાંથી ખોટા રીવાજો દૂર કરવા ખાયેશ રાખનાર કેટલા હિંદુઓ માત્ર 'સ્ત્રી હઠ' થી બ્હાર ડોળ ઘાલુ સુધારકોમાં ખપે છે! અને ત્હેવાને લેડી જાહાંગીરનું કહેવું કેટલું સત્ય છે તે કહેવાની જરૂર નથી. "વરસમાં એક વખત મહિલા પરિષદ ભરવાથી અને વળી આખું વરસ સુરત રહી અસલી રીવાજો માફક ચાલ્યા કરો તો સુધારો થાય નહિઃ—કારણ બોલવા કરતાં કરી બતાવવું બહેતર છે." લેડી જાહાંગીરની આ શીખામણ માત્ર સુધારાનો ડોળ કરનાર, માત્ર વ્યાખ્યાનોદ્વારા પત્રોમાં નામ લાવનાર સ્ત્રીપુરૂષોએ ધ્યાનમાં લેવા જેવી છે. "એમ ન સમજતાં કે હું એમ કહેવા માગું છું કે દેશનું ભલું છોકરીઓને ભણાવી દાક્તરો બનાવી કેળવવામાં કે રાજદરબારી બાબતોમાં ભાગ આપી સરવે સત્તા બતાવવામાં સમાયું છે × × × હું તો એટલું જ કહેવા માંગું છું કે દરએક માતાએ પોતાની છોકરીને એટલે દરજ્જેની કેલવણી આપવાની જરૂર જ છે કે જેથી તે પોતાના ઘર અને વંશવેલાને સુધારી અને આગલ વધતું જતું કરી શકે." લેડી જાહાંગીરના શબ્દો ઉંચી કેલવણીની સુગ લાવનારાઓને પણ અરૂચિકર થઈ નહિ પડે એમ હમારૂં માનવું છે

**સંસાર સુધારા સમાજઃ**—તારીખ ૨૯ મીના દિવસે જ સંસારા સુધારા સમાજની બેઠક કોંગ્રેસ મંડપમાં થઈ હતી. રીસેપ્શન કમીટીના પ્રમુખ રા. મનુભાઇનું વ્યાખ્યાન એટલું તો બોધપ્રદ અને રસિક હતું કે આખું ગુજરાતીમાં ભાષાન્તર કરી છપાવી વ્હેંચવાની જરૂર છે. રા. બા. લાલશંકરભાઇના અનુભવ અને સૂચનાથીપૂર્ણ ભાષણ પણ ઓછું આદરણીય નથી. પરન્તુ અમારા આ માસિકમાં લંબાણથી વિવેચન કરવાની અનુકુળતા ન હોવાથી એ સમાજમાં સન્નારીઓએ જે ભાગ લીધો હતો ત્હેમનીજ ટુંક નોંધ લેવા યોગ્ય ધાર્યું છે: પ્રથમ પુનર્લગ્ન કરી દાખલો બેસાડી-સ્ત્રીઓની સ્થિતિ સુધારવા જેમણે ભગીરથ પ્રયત્ન કર્યો હતો એવાં મર્હુમ ધનકોરબાઇ માટે ખેદ પ્રદર્શિત કરવામાં આવ્યો હતો. બીજો ઠરાવ જુવાન સ્ત્રીઓ માટે કેળવણીના વર્ગો ઉઘાડવાનો હતો. આ ઠરાવની દરખાસ્ત અત્રેનાં સૌ. વિદ્યાગૌરી રમણભાઈ બી. એ. એ મૂકી હતી. "સ્ત્રી કેલવણીના વિરોધીઓ કહે છે કે જો સ્ત્રીઓને કેળવણી આપશો તો પછી રસોઈ કરીને ખવડાવશે કોણ?" આના ઉત્તરમાં સૌ. વિદ્યાગૌરીએ દાખલા દલીલથી સમજાવ્યું હતું કે પુરૂષના આનંદનો આધાર ત્હેમના સુ-

ખનો આધાર સ્ત્રીઓ ઉપર, કેળવાયેલી સ્ત્રીઓ ઉપર જ છે અમને જેમ સંગીન કેળવણી મળશે તેમ તેમ હમારા સુખનાં સ્થાનો વધતાં જશે." આ ઉપર વધુ બોલતાં બ્હેન મગન માણેકચંદે હોંદીમાં મ્હોડેથી હૃદય ભેદક વર્ણનથી વિધવાની અને અજ્ઞાન સ્ત્રીઓની સ્થિતિનો ચિતાર આપી વિધવા માટે કાંઇક વાસ્તવિક પગલાં લેવા ભલામણ કરી હતી. આજ વિષય ઉપર વડોદરા ફીમેલટ્રેનીંગ કોલેજના બાનુ સુપ્રીન્ટેન્ડેન્ટ મીસીસ કાશીબાઇએ કેટલુંક વિવેચન કર્યું હતું.

લગ્ન સંબંધી સુધારા કરવાના ત્રીજા ઠરાવની દરખાસ્ત પ્રજાપ્રિય લાલા લજપતરાયે બહુજ ઉત્તમ રીતે કરતાં કન્યાની ૧૬ વર્ષ અને પુરૂષની ૨૫ વર્ષ પહેલાં લગ્ન ન કરવાનો સુધારો કરવા આગ્રહ કર્યો હતો. એમના આ સુધારાના પક્ષમાં બોલતાં દેશની સામાજીક ધાર્મિક અને રાજકિય ઉન્નતિનો આધાર જ લગ્ન ઉપર છે એમ અસરકારક રીતે જણાવ્યું હતું. આ દરખાસ્તના ટેકામાં સૌ. શારદા સુમન્ત મહેતા બી. એ. એ બાળલગ્નથી શારીરિક હાની કેટલી થાય છે તે જણાવ્યું હતું. બાળલગ્ન દૂર કરવામાં ગુરૂકુલ જેવા આશ્રમો કેટલાં જરૂરના છે તે વધુ વિવેચનમાં ડૉ. ખાંડવાળાએ પ્રદર્શિત કર્યું હતું. ચોથો ઠરાવ વિધવાની સ્થિતિ સુધારવા માટેનો હતો અને એ દરખાસ્ત તરફ મી. પાધ્યેએ પુનર્લગ્ન કરવાની આવસ્યકતા દર્શાવી હતી. આ ઠરાવને ટેકો આપતા રા. ન્હાનાલાલ દલપતરામ કવિએ લગ્ન એટલે શું એનું ટુંકાણમાં રહસ્ય સ્હમજાવી સ્નેહલગ્ન અને દેહ લગ્નના તફાવત દરશાવી-સ્નેહ લગ્ન વધારવા ભલામણ કરી હતી. આ પછી બીજા કેટલાક ઠરાવો કરી સમાજ બરખાસ્ત થઇ હતી.

**વનિતા વિશ્રામ—સુરતઃ** પ્રો. ટી. કે. ગજ્જરના નામથી કોણ અજાણ હશે? આવા સ્વદેશ વત્સલ નરનાં ભગિની ભગવતી શિવગૌરી-ઉર્ફે ન્હાની બ્હેન અને ભગવતી બાજીગૌરી દોલતરાયના ઇશ્વર પ્રીત્યર્થે કરેલા આત્મ-ભોગના પરિણામે સુરતમાં વનિતા વિશ્રામ સ્થાપવામાં આવ્યું છે. કોંગ્રેસની યાત્રા સમયે અમારા સ્નેહી ન્હાનાલાલ દલપતરામ કવિની સાથે આ વિશ્રામ જોવાનો પ્રસંગ મળ્યો હતો. અને એ વિશ્રામની ઘટના બંધારણ અને કાર્યવાહી જોઈ અમે અત્યંત સંતુષ્ટ થયા છીએ. આશ્રમમાં પ્રજા રહીત અને સ્વધર્મ નિષ્ટ વિધવાને રહેવાની અનુકુળતા છે. આશ્રમને જોતાંજ. એની અંદર પોતાની બ્હેનોનાં કલ્યાણાર્થે જીવન વ્યતીત કરવા દ્રઢ પ્રતિજ્ઞા લીધી છે એવાં ભગવતી બ્હેનો ન્હાની બ્હેન અને બાજીગૌરીના શાંત-ધર્મ પરાયણ મુદ્રા જોતાં જ પ્રાચીનકાળનાં વનવાસીની 'આત્રેયી' આદીની ભાવના ઉદ્ભવે છે. શાળાનું સ્થળ પણ રમણિય છે. શાળામાં ગૃહવ્યવસ્થા, ચિત્ર, ભરત, સંગિત, વાચન, વગેરે ઉપરાંત શારીરિકશાસ્ત્રનું સાયન્સના યંત્રોદ્વારા શિક્ષણ અપાય છે. કેટલીક સ્ત્રીઓને મોજા રૂમાલ, કોરો વગેરે ભરતાં શિખતાં હમે જોયલી છે; અને આ રીતે વિધવાઓ પોતાનો જીવન વ્યવહાર સારી રીતે ચલાવી શકે એટલું કમાઇ શકે એમ લાગ્યું છે. શાળામાં વિશ્રામમાં રહેતી સ્ત્રીઓ ઉપરાંત સૌભાગ્યવતી સ્ત્રીઓ, પ્રજાયુક્ત વિધવાઓ અને બાલાઓને પણ શિક્ષણને માટે અનુકુળતા કરી આપી છે. આવી સ્ત્રીઓ માટે શાળાનો સમય બપોરના એકથી ચારનો રાખેલો છે તે ખરેખર યોગ્ય છે. અમદાવાદમાંની એક કન્યાશાળામાં દી. બા. અંબાલાલ વગેરે અર્થશાસ્ત્ર ઉપર શિક્ષણ આપે છે ત્હેમને પણ આજ વખત સ-

ખંવા એક વખત અમે સૂચન કરી ગયાં છીએ અને ફરીને અત્રે સૂચવીયે છીયે. આ હિં ૄ આમનો અમે અભ્યુદય ઇચ્છીએ છીએ અને આવાં આશ્રમો સ્થળે સ્થળે થતાં જોવા ઉત્સુક છીએ. માતા, પિતા, બ્હેન, પત્ની કે પુત્ર કે પુત્રીની પાછળ શ્રાદ્ધ કરવાની યોગ્ય રીત તો આજ છે. આવા પરમ કલ્યાણના કાર્ય માટે પ્રો. ગજ્જરને જેટલું માન છે તેટલું જ માન આવાં કાર્યમાં જીવન ગાળવા તૈયાર થનાર ભગવતી શીવગૌરી તથા ભગવતી બાઈગૌરીને છે.

**રાજકોટ હિંદુ કન્યાશાળા:**—હાલ કેટલાક વખતથી રાજકોટમાં કેળવાયેલા હિન્દુઓનાં પ્રયાસથી હિંદુ કન્યાશાળા સ્થાપિત થઇ છે. આ કન્યાશાળાના અભ્યાસ ક્રમ ઉપરથી જણાય છે કે સ્ત્રીકેળવણી ખરા અર્થમાં આપવા પ્રયત્ન થાય છે. ધર્મશિક્ષણ એ મુખ્ય અંગ રાખવામાં આવ્યું છે અને પ્હેલા બીજા ધોરણમાંથીજ બાલકીઓનાં કર્ણમાં મહાભારત રામાયણનાં બોધક વૃત્તાંતો નાખવામાં આવે છે. યુરોપમાં બાલકો માટે ક્રાઇસ્ટની કથાઓનાં પુસ્તકો રાખવામાં આવે છે અને આપણા દેશમાં આની બહુ ખામી છે. અને એવી ન્હાની કથાઓની કેટલી જરૂર છે તે એકાદ પુસ્તકમાં અમે જણાવ્યું છે. આ કન્યાશાળામાં ત્રીજા ધોરણમાં પૌરાણિક અને ઉપનિષદની કથા, વળી આગળ ધોરણોમાં ગીતા તથા મી. પઢીઆરનું સ્વર્ગનું વિમાન વિગેરે દાખલ કરી ધર્મ સંસ્કારો મજબુત કરવા યત્ન કર્યો છે. ઇતિહાસ ક્રમમાં સાલો વિગેરે ગોખાવવાને બદલે મહાન્ સ્ત્રી પુરૂષોના ઐતિહાસિક જીવનવૃત્તાંતો શિખવવામાં આવે છે આથી બાલકોના મગજમાં ઉત્તમ છાપ બેસે છે. ચિત્રકળામાં ઉપયોગી-ને ઘર શોભાવનાર સાથીયા, રંગોળીથી શરૂઆત કરી વ્યવહારોપયોગી ભરતકામ કરાવવામાં આવે છે. આ ઉપરાંત, માસિકપત્રો, ઉપયોગી પુસ્તકોનું વાંચન, વ્યવહારોપયોગી ગૃહકાર્ય, સંગીત, આરોગ્યવિદ્યા વગેરે ઉપયોગી જ્ઞાન આપવામાં આવે છે. આ સંસ્થાના અભ્યુદયમાં આપણા કવિ ન્હાનાલાલ અને ત્હેમનાં પત્ની આગળ પડતો ભાગ લેછે અને જણાય છે કે બે સ્ત્રી શિક્ષકો વિના પગારે કાર્ય કરે છે, અને એક શાસ્ત્રી સંસ્કૃતનો અભ્યાસ કરાવે છે. આ શાળાના અભ્યાસક્રમમાં ઇંગ્રેજી જોવામાં નથી આવતું પણ તે થોડા સમય પછી દાખલ થશે એમ અમને જણાવવામાં આવે છે આ શાળાના અભ્યાસક્રમ ઉપરથી જણાય છે કે આપણી શાળામાં કેટલા વિશય નકામા છે તો આ અભ્યાસક્રમ ઉપરથી યોગ્ય ફેરફાર કરી ચાલતી શાળાઓ અને નવી શાળાઓ કામ કરે તો સ્ત્રીકેળવણીનો વાસ્તવિક પ્રચાર થાય.

સુબન્ધુ—બન્ધુસમાજ.

---

# સુન્દર સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમા કહીએ તો “સ્ત્રીઓ પડિત થાય, રસજ્ઞ થાય, કુટુમ્બપોષ થાય, સ્વસ્થ થાય, શરીર બળવતી, રોગહીન અને “સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત–સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી “અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને દોષોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા “શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલ વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગની “વાસનાઓ તૃપ્ત કરે, પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આતર્ વિલાસોની ઉર્મિયોમા પોતાના હૃદયતરગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અન અન્તે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સપૂર્ણ વિસ્તારથી પ્રસાર —એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે ' સ્ત્રીવિના ગૃહ નથી ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી “સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે ”

વર્ષ ૫ મું ] ઈ. સ. ૧૯૦૮ ફેબ્રુવારી—માઘ વિ. સ. ૧૯૬૪. [ અંક ૬ ઠો.

## ज्ञानसुगन्ध.

पतिपत्नीनो सबध पण मैत्रीनोज होवो जोइए शेठनोकरनो दासी या गुलामनो होवो जोइए नाहि पुरुषो हाल स्त्रीओथी मोहित थइ, पोताना स्वार्थ मात्रनी तृप्ति माटे ते मने देवागना अप्सरा, परी वगेरेथी सबोधे छे, परन्तु खरी रीते तेमनी तरफ तेमनी तेओ वर्तणुक छे ? प्राचीन समयमा स्त्रीओने देवी, कल्याणी, गृहिणी, गृहदेवी, अर्धागना, धर्म पत्नी, प्रजानी माता, आदिगुरु, उत्तम मित्र, अने सलाहकार गणवामा आवती, ते समय स्त्रीओनी जे उन्नत दशा हती, तेथी, प्रजामा जे शौर्य, जे बळ, जे पराक्रम हता ते दशा आजनी स्त्रीओनी तेम प्रजानी न होय एमा आश्चर्य नथी ते समये स्त्रीओनु पत्नी तरीकेनु महत्व सारी रीते समजवामा हतु मनु महाराजे एक स्थळे लखेलु छे के —“पत्नी सुरक्षित थयाथी, सताननी चरित्रनी कुळनी, पोतानी, अने पोताना धर्मनी रक्षा थाय छे पत्नीने, स्त्रीने ते समये पुरुषथी हलकी गणवामा आवती नहि. महाभारतना आदि पर्वमा वचन छे के “भार्या मनुष्यनु अर्धांग छे, भार्या ए मनुष्यनो सर्वोत्तम मित्र छे. धर्म, अर्थ, अने कामनी परिपूर्णता माटे, आ ससार तरवा माटे, मुख्य साधन स्त्री छे” वेदकालनी लग्न विधिमा पण स्त्रीने सत्यपद पर मूकवामा आवी छे

**रा. डाह्याभाई कृत संसारमा स्त्रीनी पदवी.**

# કાવ્યકુંજ.

(મળેલું)

## નવ વધૂ.

મધુર રવ વીણામાંથી ટપકે
માનિનીનું મુખ-પંકજ મલકે;
વાટડી જોતી પલકે પલકે,
વરસાવતી સંગિત રેલી.
શબ્દ સુણી પતિ ચરણો કેરા,
લેતુ રૂધિર ઉછાળા અનેરા;
હૈડામાં ઉંડા ધબકારા,
વરસી રહી હેતની હેલી.
હૃદય ધડકતાં બન્ને મળીયાં
અંતરમાં અતર ઓગળીયાં
પ્રેમ-હીંદોળે હીંચે હૈયાં
નાથની સંગ નવેલી.

---

## સ્વર્ગની મેમાની.

મ્હારે આંગણુલે મેહુલો નાચે,
હો ! સખી ! મ્હારે આંગણુલે મેહુલો નાચે.
મોહન ગીતાં રૂમ ઝુમ રંગ રાજે,
હો ! સખી ! મ્હારે આંગણુલે મેહુલો નાચે.
કદળી શી કાય મ્હારી !
રસમાં ઝબોળે આલી !
નયનામાં ચાંદલીઓ આંજે,
હો ! સખી ! મ્હારે આંગણુલે મેહુલો નાચે.
મ્હારે આંગણુલે—૦
હૈયામાં ફુલ ઝૂમે,
પ્રીતમના પાય ચૂમે;
સ્વર્ગની મેમાની મ્હારે આજે,
હો ! સખી ! મ્હારે આંગણુલે મેહુલો નાચે.
મ્હારે આંગણુલે—૦

વસન્ત વિનોદી.

## સરોવર-આતિથ્ય.

પીજો વ્હાલાં પ્રેમ જલ અંતર અમારા રસ ભર્યા,
મધુરાં વિલાસી મગ્ન રહેજો વરસાવી વ્હાલાં દયા; પીજો.
ગંભીર અથવા સૂક્ષ્મ જેવાં સ્નેહ તલ અમ આ રહ્યાં,
પણ મીઠડાંને શાન્ત સુખને કાજ વૈભવ આ ધર્યા; પીજો.
વિહરો આનંદે રસીલાં જલ પ્રવાહો નીતર્યા,
આ નૃત્યની કલ્લોલમાં શું પ્રાણ પ્રેમીલાં ટક્યાં; પીજો.
ધીકતાં જીવન શમાવો શીળી તરૂની છે ઘટા,
આ પ્રેમને પરિતાપ ખ્યારાં મીષ્ટ ધારા થઈ ફળ્યાં. પીજો.
આ રમ્ય નીરખો જે અમારૂં જીવનને શીળાં તરૂં,
આ પ્રેમ પૂર્ણ ભરેલ પ્રેમી વ્હેન પ્રેમ પથે વહ્યાં. પીજો.

વિશ્વ.

---

# વાર્તાલહરી.

## કુમારી તરૂલતા.

કુમારી તરૂલતા પોતાના વિખરાયલા વાળને ભમરપરથી ઉપાડી ગોઠવતાં બારીના ઠહેરાપર અઢેલી ઉભી રહીને આતુરતા ભરી દૃષ્ટિ ફેંકી બોલી, "મા, મા જુઓતો, આ બિચારી નાની છોકરી પેલા ગરીબ સુરદાસજીને દોરી જાય છેને.

મા, તે છોકરી બિચારી કેવી ભલી લાગે છે! અરે જુઓ તો, તેણે પેલી ઇટને કેવી સંભાળથી ઉપાડી ફેંકી દીધી કે તે બિચારો ગબડી ન પડે. અને વળી કેવી નમ્રતાથી ફરી તે સુરદાસજીનો હાથ તે પકડે છે. જાણ્યે તેટલામાં જ તે પોતાની બધી પિતૃભક્તિ બતાવી દેતી હોય તેવું લાગે છે"!

તોરૂની માએ ઉત્તર આપ્યો કે "તે સુરદાસ તેનો દાદો થતો હશે, તેમાં છોકરી તેની આટલી સંભાળ લ્યે છે; પણ બેટા તું બારીમાંથી મ્હોં લઈ લે; રાત થઇ ગઇ છે; ત્હને શરદી થશે. તેમાં શું જોવાનું છે?"

તરૂલતા બોલી "ના મા, હજુ કાંઇ તેટલી બધી રાત ગઇ નથી. મને કૃપા કરી એકાદ મિનિટ વધારે અહિં ઉભી રહેવા દો. બાળકો ત્હેનાં વડીલની સંભાળ લેતાં હોય તેવા સુંદર અને ક્વચિત જોવા મળતા દેખાવથી કેવો આનંદ થાય છે! આવું જોવાનું હમેશ

ક્યાંથી બને?" હવે તે વ્હાલઘેલી માતાએ તોરૂનાં ગળાની આસપાસ રેશમી રૂમાલ વીંટ્યો કે તેને શરદી ન લાગે અને પેલી છોકરીને જોવા તોરૂની પાછળ અઢીંગી ઉભી રહી. પણ તેઓ તો પાસેની વાંકીચુંકી ગલીમાં ચાલ્યાં ગયાં. અન્તે થાકીને તોરૂ અંદર આવી અને તેની માએ બારી બંધ કરી.

તોરૂએ નમ્ર અવાજે તેની માને પૂછ્યું "મા, આવો દેખાવ જોઈને તો દેવને પણ આનંદ ન થાય? હું ધારૂં છું કે દેવોએ દુંદુભિ વગાડી તે છોડીની કીર્તિ ગાઈ હશે, અને તેનું નામ સ્વર્ગમાં છપાઈ ગયું હશે. મારે પણ દાદા હોત તો તેની કેવી સેવા કરત! તે જીવતા હોત તો કેવું સારૂં થાત, હું તેના તરફ કેટલું હેત રાખત! હું તેને કેવી ઉપયોગી થાત! પણ મા, તે તો ગયા!" તોરૂએ છૂપો નિશ્વાસ મૂક્યો.

આ સાંભળી તોરૂની મા શોકમય હર્ષથી ઘેલી થઇ ગઈ. તેને જૂના દીવસો યાદ આવ્યા, અને તેનો અવાજ ગુંગળાઇ ગયો—તે બોલી શકી નહિં—પણ ધીમેથી તેણે તોરૂનાં આંસુ ચુમી લીધાં.

થોડીવાર ગંભીર શાંતિ રહી! પછી તોરૂ બોલી "મા, શાસ્ત્રમાં પરસ્પર ભ્રાતૃભાવ રાખવાને બાલકોને આજ્ઞા નથી?"

"હા, બેટા છે."

"અને તેનો અર્થ એવો નથી થતો કે સર્વ છોકરાં ભાઇભાંડુ છે એમ માનવું?"

"એમજ."

"ત્યારે હું તે છોકરીપર માયા ન નાખું? મારે રાખવી જોઇએ."

"હા, બેટા. પણ તું તેવા પ્રશ્નો કેમ પૂછે છે?" તોરૂની માએ અંતે થાકી પૂછ્યું.

"મા, પૂછવાનું કારણ એટલું જ કે ગઇ કાલે હું નલિનીને ત્યાં ગઇ હતી; ત્યાં અમે ગરીબ છોકરાં વિશે વાતો કરતાં હતાં અને તેમના તરફ દયાભાવ બતાવતાં હતાં ત્યાં નલિનીની માએ અમને કાંઇ સારા વિષયપર વાત કરવાનું કહ્યું અને સાથે જણાવ્યું કે તેવી વાતો કરવી એ આપણને છાજે નહિ. મેં તેને પૂછ્યું કે "શા માટે આપણને તે ન છાજે?" ત્યારે તેણે કહ્યું કે પૈસાદારનાં છોકરાંને ગરીબ સાથે કાંઇ લેવા દેવા નથી. માટે તેની ઓછી વાત અને વિચાર થાય તેમ વધારે સારૂં!"

તોરૂની માએ આશ્ચર્યથી પૂછ્યું "શું મંદાકિની એમ કહેતી હતી? હું તો તેને ઘણી દયાળુ અને ધર્મિષ્ટ જાણતી હતી. તોરૂ, તું નક્કી કહે છે કે તારી સમજવામાં ભૂલ નથી થઈ?"

"હા, હા, મા, અને તે તો વળી એમ પણ પણ કહેતી હતી કે "લગભગ બધા ગરીબ લોકો લુચ્ચા અને હરામખોર હોય છે, અને તેઓ સંબંધી વિચાર પણ કરવાથી આબરૂદાર અને સારા માણસને નુકશાન થાય છે." આ સાંભળી મને તો ઘણું માઠું

લાગ્યું અને મારી આંખમાં આંસુ આવી ગયાં. મા, આથી તો તે સહન ન થયું અને મેં તેને કહી નાંખ્યું કે તમારી મોટી ભૂલ થાય છે કારણ કે હું તો ઘણાં ગરીબ છતાં સારાં અને ભલાં માણસોના સંબંધમાં આવીછું."

"આ સાંભળી તેણે શું કહ્યું ?"

"તેણે તો માત્ર મારી મશ્કરી કર્યા કરી અને હું જ મોટી ભૂલ કરૂંછું તેવું ઠરાવી પાડ્યું. પણ જ્યારે મેં તેને પોતાના લંગડા બાપને માટે મરી પડતી પેલી મધુરી અને પોતાની પથારીવશ માને સારી કરવા માટે પોતાનું સર્વસ્વ ઓવારી નાંખતા પેલા શ્રવણની વાત કરી અને પોતાના મુદ્રાલેખ તરીકે "મ્હાઓ અને સહો" એ શબ્દો રાખનાર પેલી દેવ બાલાઓનું દ્રષ્ટાંત આપ્યું ત્હારે તેણે મને એકદમ પાછી પાડી દઇને કહ્યું કે "તારે નલિનીની દેખતાં એવું કાંઇ બોલવું નહિ; કારણ કે આવી હલકી વાતો સાંભળવાથી તેના મનપર ખોટી અસર થઈ જશે." વસુધાએ નિશ્વાસ સહિત કહ્યું.—"શિવ ! શિવ ! શિવ ! શિવ ! શું આવું બોલનારૂં ધાર્મિષ્ટ કહેવાય ?"

"પણ મા, મન્દાકિની અત્યારે અહિં હોત તો કેવું સારૂં થાત ? કારણ કે પેલી છોકરીને જોઇને તેને એમ તો ખાત્રી થયા વિના ન જ રહેત કે ગરીબનાં છોકરાંઓમાંથી માયાળુ અને નમ્ર સ્વભાવનું એક છોકરૂં તો દુનિયાંપર હયાત છેજ."

વસુધાએ જરા હસીને કહ્યું—"મારૂં પણ તેમજ માનવું છે. કારણ કે હું ખાત્રીપૂર્વક કહું છે કે તે છોકરીની તેના દાદાની કાળજીપૂર્વક સંભાળ લેતાં દેખાઇ આવતી શુદ્ધ અને નિસ્વાર્થ ભક્તિ હતી એમ તે વખતે હાજર હોનાર તો કોમળ લાગણી અને ઉભરાઇ જતી પિતૃભક્તિ સૌ કોઇ માનશે જ.

* * * * * * *

નોકર છોકરી આવી દીવો કરી ગઇ અને થોડીવારમાં જ મેઘરાજ પણ આવ્યા. અને એક કોચપર વિશ્રાંતિ લેતા હોય તેમ પડીને જરા સ્મિત કરી જરા નિશાની કરી કે તરત જ તોરૂ દોડી આવી તેના ખોળામાં ચડી બેઠી. મેઘરાજે પૂર્ણ પિતૃવાત્સલ્યથી તેને બાથમાં લઈ તેનું મસ્તિષ્ક સુંઘ્યું અને તેના મધુર કપોલપર ચુંબન ધારાઓ વર્ષાવી.

મેઘરાજને તોરૂપર ઘણુંજ વ્હાલ ઉભરાતું પણ જ્યારે જ્યારે તે તોરૂનાં અસાધારણ સૌંદર્ય અને નિર્દોષ ભાવ તરફ ધ્યાન કરતો ત્યારે તેનું મન ખિન્ન થતું કે આવું કુદરતનું મધુરૂં બાળક વસન્તનાં ખીલેલાં ફુલશું, કદાચ તેના હાથમાંથી પ્રભુ ઝુંટવી લ્યે તો ?

આ વિચાર આવતાં જ તે બહુ ઉદાસ થતો અને નિત્ય પ્રાર્થના કરતો કે પ્રભુ તેની પહેલાં પોતાને મૃત્યુ આપે.

તોરૂએ પોતાના પિતાનાં આનંદાશ્રુનાં સતત વહેવાં સાથે તે સુરદાસની વાત કહી સંભળાવી. અને મેઘરાજે હર્ષ શોકનાં કિંવા-મમતાની ભિન્ન અસરોનાં અઘટિત સંમેલનથી સાંભળ્યા કરી. અને જ્યારે છેલ્લે તોરૂએ કંઇક આશા ભરી વાણીથી કહ્યું કે "બાપા તે છોકરો કાલે નીકળે તો હું તેને શું આપું ?" ત્યારે તેણે એકદમ પોતાનાં ખીસાંમાં હાથ

નાંખી તારૂની ન્હાની હાથેલીઓમાં સમાઇ શકે તેટલા રૂપીઆ મૂકીને તેના ગાલપર ધીમેથી સપાટ મારતાં કહ્યું કે "લુચ્ચી, લે તારે તેમ કરીને પૈસા જ જોતા હતાને. લે આતું તારે ફાવે તેમ વાપરજે."

તુર્તજ તારૂએ ઉપકાર તથા વ્હાલભરી સ્મિતયુક્ત મુખમુદ્રાથી પિતાને બદલો વાળી દીધો અને પોતાને મળેલ બક્ષીસ બીજે દીવસે પેલી છોકરીને આપતાં કેવો આનન્દ થશે એવા વિચારમાંને વિચારમાં તે પૈસા પોતાની પેટીમાં મૂકવા દોડી ગઇ.

તે દીવસ તેને ઘણાં મધુર સ્વપ્ન આવ્યાં અને હમેશ પણ તેમજ બનતું. તેને કદી ભયંકર કિંવા શોકપ્રદ સ્વપ્ન આવતાં જ નહિં. તેનાં સ્વપ્નમાં હમેશ દેવોનાં જીવત ખેલન કિંવા સ્વર્ગનાં વિહાર સુખ જ આવતાં. તેને સ્વપ્નમાં સમગ્ર વિશ્વ પરસ્પર પ્રેમપૂર્વક એક તાનમાં જ રહેતું હોય એમ દેખાતું. પશુ–પક્ષી–પ્રાણી–વનસ્પતિ અરે સમગ્ર પ્રકૃતિનાં તત્વો પણ પરસ્પર પ્રેમભાવમાં જ તેને દસ્ય થતાં. તેને ઘણીવાર સ્વપ્નમાં એમ થઈ આવતું કે જાણે તે પોતે સ્વર્ગમાં હોય અને પ્રભુ તેને પ્રેમપંથે દોરતા હોય તે વેળા તે પ્રભુને કહેતી હોય કે આવાં સ્વર્ગો પ્રથ્વીપર કાં ખડાં ન થાય? પણ જ્યારે તે જાગી જતી ત્યારે નિશ્વાસ નાંખતી કે આ તો માત્ર સ્વપ્નુંજ!" આથી એમ નથી ફલિત થતું કે તેને આ પૃથ્વીપરનાં કુદરતી સૌંદર્યો તરફ અભાવ હતો. કારણ કે કુદરતી કલાના સર્વ અંશો તેણે સંપૂર્ણ ખીલવ્યા હતા. પોતાના નાના બગીચામાં તેણે ઘણાં પશુ પક્ષી પાળ્યાં હતાં અને સુખી માણસો તો તેને જ સ્વર્ગ સદનનું ઉપનામ આપી પણ દેતાં.

પરંતુ શાસ્ત્રમાં તેણે સ્વર્ગનું વર્ણન સાંભળ્યું હતું અને તેથી તેને અહિંનું સર્વ શુષ્ક લાગતું અને તે ત્હાં જવાને બહુ ઇચ્છતી.

બીજે દીવસે તારૂ વસુધા સાથે દેવમંદિર તરફ ગઈ અને તે દીવસના કુદરતી દેખાવથી તેને અજબ આનંદ થયો.

પક્ષીઓના મંજુલ કલરવ તથા વહન કરતી-સુંગંધા સમીર લહરિથી તેના શ્રાન્તહૃદયને વિશ્રાન્તિ મળી અને તેનાં અસ્વસ્થ શરીરને પણ શાન્તિ મળી. તે સઘળો વખત તારૂએ પ્રભુ પ્રાર્થનામાં જ કાઢયો કારણ કે તેના મનપર પડેલ ધાર્મિક સંસ્કારોની અપૂર્વ છાપથી તે માનતી હતી કે આ સર્વ સુખનું સાધન પ્રભુજ આપે છે. હવે સાંઝ થવા આવી તેથી જો કે આ સમયે જ કુદરતની ખરી ખુબી જોઈ શકાય તોપણ વસુધાએ ઘર તરફ પાછાં ફરવાનું કહ્યું–તેઓ ઘેર આવ્યાં પણ તારૂનું ધ્યાન માર્ગમાંના કોઇ દેખાવપર ન ચોંટયું કારણ કે વખત થવા આવ્યો હતો અને તારૂ તે સુરદાસ તથા તેના ન્હાનકડા રક્ષકને જોવાને બહુ આતુર થઈ રહી હતી;–તેથી જમીને તુર્તજ તે બારી પાસે બહાર ડોકું કાઢી તેની રાહ જોતી ઉભી.

ધીરજથી તેણે ધ્યાન રાખ્યું અને કલાકો સુધી થાક્યા સિવાય તેની રાહ જોઇ. ત્હેને બ્હીક લાગી કે કદાચ તેઓ ન આવે. અને રાત થવા આવી ત્યારે દૂર ક્ષિતિજ માં કોઇ વૃદ્ધ પુરૂષનો આભાસ થયો. અને તે સુરદાસ જ હશે એમ તેણે ધાર્યું, જો કે તે છોકરી તો લોકોનાં ટોળાંમાંથી દેખાતી નહોતી.

એકદમ તે આનંદના ઉછાળા સાથે બોલી ઉઠી—"મા, મા, જો તો તેઓ આવ્યાં!!!" તુર્તજ તે વધારે આતુરતાથી બારીપર પોતાની કોણી ટેકવી ઉભી અને તેનાં અંગેઅંગ આનંદના ચમકારાથી સુંદર લાગવા માંડયાં, અને તેઓ નજીક આવ્યાં કે તરત જ તે પોકારી ઉઠી—"ઓ છોકરી,-બ્હેન મ્હારા સામું તો જો હું તને કાંઈક આપુ" તે છોકરીએ ઊંચું જોયું અને તોરૂએ એક રૂપીઓ નીચે ફેંકયો. છોકરીએ તે ઉપાડી લીધો અને તેના શ્રમ અને ભૂખથી ઝાંખા પડી ગયેલ ચહેરાપર તેજોમય સ્મિત પથરાઈ ગયું. અને બહુ ઉપકાર થયો પ્રભુ તમારૂં કલ્યાણ કરે." એથી વધારે શબ્દો તે બોલી શકી નહિં. આટલાથી જ તોરૂએ પોતાને સહસ્ત્રગણો બદલો મળી ચૂકયો એમ માન્યું.

આ પછી હમેશ સાંઝે જ્યારે જ્યારે રૂતુ સારી હોય ત્હારે તોરૂ બારીએ ઉભી રહેતી અને તે સુરદાસ તથા છોકરી હમેશના નિયમિત વખતે ત્યાંથી નીકળતાં ત્હારે કંઇને કંઇ તેને આપી તેવા જ શબ્દો સાંભળી આનંદ પામતી. તોરૂ તે છોકરીને વધારે વખત જોતી ગઈ તેમ તેમ તેને તેના તરફ વધારે લાગણી થતી ગઇ, અને અંતે એક દીવસ સાંઝે તેણે આવી નમ્ર અને ભલી છોકરીનું નામ પણ બહુ સુંદર અને કર્ણપ્રિય હશે એમ માની તેનું નામ પણ પૂછયું.

ખરેખર તે નામ મધુર જ હતું. તેનું નામ સુધા છે એ જાણતાં તો તોરૂ એવી હર્ષઘેલી થઇ ગઈ કે પછી તો તેણે તે નામની માળા ફેરવવા માંડી. આખો દીવસ સુધાની જ ધુનમાં રહેવા માંડયું.

*"સુધા! અહા કેવું મધુર નામ છે! હું તે નામના કરતાં પણ તે નામાવળીને વધારે ચાહુંછું. સુધા મને બહુ પ્રિય છે."*

આ રીતે વસંતના દીવસો આનંદમાં ગયા. હવે સુરદાસની ચાલવાની ગતિ જરા ધીમી જણાતી અને સુધા કૈંક વધારે સંભાળથી તેની સેવા ઉઠાવતી. અંતે ઉનાળાના શુષ્ક દીવસો આવ્યા અને સુધાની રાહ જોતાં જોતાં તોરૂને નિષ્ફળ થવું પડયું.

એક અઠવાડીઉં પસાર થયું. તોરૂ એ તેટલા દીવસ ચિંતા અને ઉદાસીમાંજ રાખ્યા. ત્હેને બ્હીક લાગી કે રખેને સુરદાસ માંદા પડયા હોય. વસુધા પણ પસ્તાવો કરવા લાગી કે "મને એમ હતું ત્યારે મેં સુધાનું ઠેકાણું ન પૂછી લીધું. તેને પણ સુધા બાબત તોરૂના જેટલીજ ચિંતા થઈ અને તેણે તે સુરદાસનાં અનંત દુઃખોનો છેડો અખંડ શાંતિમાં આવ્યો હશે એમ કલ્પના દોડાવી.

એક દીવસ તોરૂ બારીએથી નિશ્વાસ નાંખી પાછી ફરતી બોલી "મા મને લાગે છે કે સુરદાસજી મરણ પથારીપર હશે. હવે સુધાનું શું થશે! હું કહેતી નહોતી કે તે દીવસે જ્યારે છેલ્લી વખત આપણી બારી નીચેથી નીકળ્યાં ત્હારે ત્હેનો ચ્હેરો કેવો ફિક્કો લાગતો હતો. અને તેણે જ્યારે હાથ ઉંચા કરી "પ્રભુ તમારૂં કલ્યાણ કરે." એમ મને કહ્યું ત્યારે ત્હેને કેટલું વરામું લાગ્યું હતું!

(અપૂર્ણ.)

**નૂતનશ્રી.**

# વિવિધવિહાર.

( મળેલું )

## રૂદન.

ચેતકે ચિત્ત લગાના જગતમેં:—એ રાહ.

વહેલાં તમે સૌ મળજો ગએલાં વહેલાં તમે સૌ મળજો.

મળજો ને રહેજો શાન્તિ મહીં સૌ,
યાદ અમોને તો કરજો.— ગએલાં૦
જાય જે અહીંથી નહિં તેને લાગે,
પ્રભુ પાસ થાય સુખી જો, ગએલાં૦
પાછળનાંને અતિશય લાગે.—
(પણ) સમય થયે તે વિસરશે.— ગએલાં૦

પુણ્યશાળિ છે તે જાય છે વહેલાં,
રહે છે અભાગિયાં અહિં તો.— ગએલાં૦
રોઇ રોઇને આંસુઓ પાડો,
( પણ ) નહિ મળીએ અહિં કદી તો.— ગએલાં૦
રહે છે રખડતાં ન્હાનાં બાળક-
માત ગએથી સમજજો.— ગએલાં૦

માત ગએથી પિતા તો દુઃખી રહે,
ત્યાં સુખ કદી નવ જોશો— ગએલાં૦
પિતા ગએથી બાળક થાય ઢીલાં,
ભાસે નહિં કાંઇ રસ્તો.— ગએલાં૦

પતિના જવાથી સ્ત્રીને દેખો દુઃખી,
જન્મ રહે ઓશીઆળો.— ગએલાં૦

જુદી જુદી રીતે દુઃખી અહિં સૌ,
સુખ નથી અહિં કંઇ તો— ગએલાં૦

વ્હાલાંમાં વહાલાં તે થાય છે અળગાં,
વ્હાલ ને નાખી પડતો— ગએલાં૦

---

# કેળવાએલી બંગાળી સ્ત્રીઓની સભામાં થએલી જાણવા જેવી વાતચિત.

આજની પત્રિકા વાંચી કે ?

હા, રાધાપ્યારીનો લેખ વાંચીને હું તો રોઈ પડી.

વસંત કુમારીએ પૂછ્યું. કિશોરી, એવું તે એ લેખમાં શું છે ? મ્હને કહે તો ખરી, મેં આજની પત્રિકા વાંચી નથી.

કિશોરીએ કહ્યું. બંગાળના પશ્ચિમ ભાગમાં ભયંકર દુકાળ પડેલો છે, તેથી માણસોની જે દુઃખી સ્થિતિ છે અને નાનાં બાળકોના અન્ન વિના જે બુરા હાલ થાય છે તે તથા માબાપો લાચારીથી પોતાનાં બચ્ચાંઓને તજી દેય છે અથવા ખ્રીસ્તીઓને વેંચાતા આપી દેય છે તે તરફ બહુ અસરકારક શબ્દોમાં લોકોનું ધ્યાન ખેંચેલું છે.

વસંત કુમારીએ કહ્યું. એ લેખ લખીને રાધાપ્યારીએ પોતાની ફરજ બજાવી છે, પણ આપણી સ્ત્રીસમાજ હવે એ ખાતે શું કરવા માગે છે? આવે અણીને વખતે પણ જો આપણે કાંઇ નહીં કરીએ તો પછી આપણી સમાજનું કામ શું ? ને આપણી કેળવણીનું ફળ શું ?

ભાનુકિશોરીએ કહ્યું.—આપણા જેવી શેઠાણીયો કરતાં ગામડાંની ખેડુતણો આવા વખતમાં લોકોને વધારે મદદ કરે છે. હું મ્હારા મામાને ત્યાં ગઇ હતી, ત્યાં ગામડાંમાં મેં જોયું કે, કેટલાક ખેડુતોએ ગરીબ નાવારસ છોકરાંઓને પોતાને ઘેરે પાળ્યાં હતાં. અને ઘણાએ ગરીબ ખેડુતો ખુદ પોતાનો ખોરાક ઓછો કરીને પોતાની ગાયો તથા બળદોને બચાવવાની કોશીશ કરતા હતા.

કિશોરીએ કહ્યું.—ગરીબ માણસો પણ એટલું બધુ કરે, અને આપણે આટલાં બધાં સારાં સાધનો વચ્ચે પણ કાંઈ કરી શકીએ નહીં એ દિલગીરી નહીં કે?

આ સાંભળી સ્ત્રી સમાજની મંત્રી મીસીસ દત્ત કહ્યું. બ્હેન કિશોરી દિલગીર થવાનું કાંઈ કારણ નથી, આપણી સભાએ પણ એ માટે કાંઈ યોજના કરેલી છે.

કિશોરીએ કહ્યું. જો એમ હોય તો બહુ ખુશીની વાત. અમો એ યોજના જાણવા ઇચ્છીએ છીએ.

મીસીસ દત્તે કહ્યું. આપણા પ્રમુખ સાહેબ સુવર્ણદેવીએ ભલી યોજના આપણી જાહેર સભામાં આ અઠવાડીયાંમાં બતાવશે. પણ તે પહેલાં હું અરજ કરૂંછું કે કોઇ બ્હેનોને એ ખાતે કાંઇ મદદ કરવાની ઇચ્છા હોય તો સભાને જણાવવાની મહેરબાની કરવી.

મીસીસ નાથે કહ્યું. મ્હારી સાસુ સ્વર્ગવાસી થયાં ત્યારે તેનાં પુન્ય અર્થે વીસહજાર રૂપિયા ખરચવાનું અમે ધારેલું છે. તે રૂપિયા નાતોની ધામધુમમાં, જાત્રામાં ને મંદિરોમાં ખરચવા અમારી ઇચ્છા હતી, પણ દુકાળીયાંઓનો હેવાલ વાંચ્યા પછી મને લાગે છે કે,

દુકાળીયાંઓને ભૂખે મરતા જોયા છતાં એવી રીતે પૈસા ઉડાવવા તે ઇશ્વરના ઘરનાં અપરાધ કરવા જેવું છે. માટે એ વીસહજાર રૂપિયાની રકમ દુકાળ ફંડ માટે સ્ત્રી સમાજને હું અર્પણ કરૂંછું.

મીસીસ નાથની આ વાત સાંભળી બધી સભા આનંદમાં આવી ગઇ. સૌ બાઇઓનો ઉત્સાહ વધી ગયો. સૌ બાઇઓ મીસીસ નાથની સામું જોઈ રહી અને તેને અંતરથી ધન્યવાદ આપવા લાગી.

એ પછી રામપ્યારી નામે ગોંસાયણુ ઉભી થઇ, તેણે કહ્યું. મ્હારૂં શ્યામ સુંદરનું મંદિર છે તે તમે જાણો છો. એ મંદિરના ખર્ચ માટે રાજારાસબીહારીરાયે જાગીર આપેલી છે. શ્યામ સુંદરનો નેક ભોગ રૂપિયા ૫૦) નો છે, પણ મીસીસ નાથના મત પ્રમાણે મ્હારી દયાની લાગણી મ્હને કહે છે કે, કેસર કસ્તુરીમાં, અત્તર ગુલાબમાં મોનથાળ મલાઇમાં ને વાઘા વસ્ત્રમાં દરસાલ પચીસહજાર રૂપિયા ખરચી નાંખવા અને ગરીબ બાળકો દુકડા રોટલા વિના તરફડીને મરી જાય એ જોયા કરવું એ પ્રભુના શ્રાપ આપણી ઉપર ખેંચી લેવા જેવું છે. બ્હેન ભાનુકિસોરી કહે છે કે, ગામડાંના ગરીબમાં ગરીબ ખેડુતો પણ પોતે અરધા ભૂખ્યા રહીને પણ પોતાનાં જાનવરોને ખવરાવે છે, ત્યારે માણસ જાતને ખાતર, નિર્દોષ બચ્ચાંઓને ખાતર, હું મ્હારા શ્યામ સુંદરને અરધા ભૂખ્યા કાં ન રાખું ? સર્વ શક્તિમાન શ્યામ સુંદર થોડા ભૂખ્યા રહેવાથી કાંઇ ગરીબ ખેડુતોની પેઠે દુબળા થઇ જવાના નથી. તેમ જ ગામડાંના અજ્ઞાન ખેડુતો જ્યારે જાનવરોને બચવવા સારૂ પોતાનો ભોગ આપે છે ત્યારે નિરાધાર દુકાળીયાંઓને બચાવવા સારૂ પ્રભુ શું પોતાના પ્રસાદમાંથી ભાગ નહીં આપે ? જેઓ એમ માને છે કે ઠાકોરજીના નેકભોગમાં કાંઇ પણ ઓછું કરાય નહીં તેઓ દુનિયાંને એમ બતાવે છે કે અમારા પ્રભુ અજ્ઞાન ગામડીયા ખેડુતો કરતાં પણ દયામાં ઉતરતા છે. શા માટે હું મ્હારા પ્રભુને એવા હલકા રૂપમાં બતાવું ? ભલે બીજા મંદિરવાલાઓ મ્હારી ઉપર ચીડે, પણ હું તો દુનિયાંને બતાવીશ કે મ્હારા પ્રભુ પણ પોતાના પ્રસાદમાંથી અરધો ભાગ દુકાળીયાંઓને આપે છે. ત્યારે આપણે સૌએ યથાશક્તિ દુકાળીયાંઓને કાંઇ આપવું જોઇએ. બ્હેનો, હું આજથી ઠરાવ કરૂં છું કે મ્હારા શ્યામ સુંદરને પચાસને બદલે રોજ પચીસ રૂપિયાનો નેક ભોગ ધરીશ અને બાકીના પચીસ રૂપિયા દરરોજ દુકાળીયાંઓને અન્ન આપવામાં ખરચીશ.

રામપ્યારીની આ વાતથી સ્ત્રીસમાજમાં જય જયકાર વર્તાઈ રહ્યો. સૌ બાઇઓ તેને ધન્યવાદ આપવા લાગી અને મનમાં ઇચ્છવા લાગી કે સૌ મંદિરવાળાઓ આવું રૂડું પગલું ભરે તો અરધો દુકાલ ઓછો થઈ જાય.

મીસસ દત્તે કહ્યું: અહીંથી ત્રણ ગાઉ ઉપર અમારી જગ્યા છે ત્યાં દુકાળીયાંઓ માટે ઝુંપડા બંધાવી આપવા મ્હારા પતિએ પોતાની ખુશીથી કબુલ કરેલું છે.

ભાનુકિશોરીએ કહ્યું: અનાથ બાળકોને રાખવા માટે ત્રણ વરસ સુધી હું મ્હારો બંગલો આપવા ઇચ્છું છું. હું ધારૂં છું કે તેમાં ખુશીથી ત્રણસો બાળકોનો સમાસ થઇ શકશે.

વસંતપ્યારીએ કહ્યું: દુકાળવાળા ભાગોમાં ફરીને બાર વરસની અંદરના નિરાધાર છોકરાંઓને મેળાં કરી આપણી સમાજના અનાથાશ્રમમાં મ્હારે ખરચે મોકલવાનું હું કબુલ કરૂં છું.

કિશોરીએ કહ્યું: અનાથાશ્રમ માટેનાં દવાખાનાનું ખર્ચ આપવા હું કબુલ થાઉં છું.

દુલારીએ કહ્યું: આપણા અનાથાશ્રમ માટે કેળવણીનું ખર્ચ આપવા હું કબુલ કરૂંછું.

મીસીસ દત્તે કહ્યું: એ ખાતાંની સંપૂર્ણ દેખરેખ રાખવા મ્હારી ખુશી છે.

મીસીસ સેને કહ્યું: અનાથાશ્રમમાંનાં બિમાર બચ્ચાંઓની સારવાર કરવાનું કામ કરતાં મ્હને બહુ આનંદ થશે.

રાધાપ્યારીએ કહ્યું: એ અનાથાશ્રમમાં ધર્મની કેળવણી આપવાનું હું કબુલ કરૂં છું.

ચંપકકિશોરીએ કહ્યું: અનાથાશ્રમમાં કપડાં પૂરાં પાડવાનું હું કબુલ કરૂં છું.

મીસીસ પંડિતે કહ્યું: હું અને મ્હારી બીજી પચાસ વિધવા બ્હેનપણીઓ દુકાળીયાંઓની સેવા કરવા તૈયાર છીએ. પણ અમે ગરીબ માણસ છીએ, એટલે પૈસાથી નહીં પણ જાત મહેનતથી સેવા કરવા ઇચ્છીએ છીએ. તથા એવુંજ બીજું અમારાથી બની શકે તેવું કામ કરવા અમે તૈયાર છીએ.

દેવી રાધારાણી તથા દેવી સુવર્ણમતીએ કહ્યું: ગરીબ દુકાળીયાંઓ માટે અમે ગરીબ બનવા તૈયાર છીએ. બ્હેનો અમે કેમ ગરીબ બનશું, તે તમને ખબર છે? અમે અમારી બધી મીલકત ગરીબોને આપી દઇને ગરીબ બનશું એમ નહીં. કારણ કે અમે પણ કુટુંબ કબીલાવાળા ને લેભમોહવાળાં છીએ. જો કે યથાશક્તિ અમે આપશું, તો પણ અમે ગરીબ બની જઇએ એટલું બધું તો નહીંજ આપીએ. ત્યારે અમે ગરીબ કેમ બનશું? અમે ગરીબ એવી રીતે બનશું કે અમારૂં અભિમાન મૂકીને અમે દુકાળીયાંઓને માટે ગૃહસ્થોને ઘેરે ઘેરે ભીખ માગવા જશું. કોઈ અમારૂં બુરૂં બોલશે, કોઈ મશ્કરી કરશે, કોઈ અપમાન કરશે, તે બધું અમો ગરીબોને ખાતર ખમશું. કદી લાખો રૂપિયા મળતા હોય તો પણ અમે અમારે સારૂ ન માગીએ, પણ દુકાળીયાંઓને સારૂ એક એક રૂપિયા સારૂ અમારી લાજ ને અમારૂં અભિમાન છોડીને અમે ભીખ માગશું. કારણ કે પુન્ય કરી લેવાનો પ્રભુએ આપણને આ મહા કિંમતી વખત આપેલો છે.

મીસીસ દત્તે એ વખતે એકતાર વાંચી સંભળાવ્યો. તેમાં મહારાણીશ્રી દેવીએ લખ્યું હતું કે, સ્ત્રીસમાજની દુકાળીયાં માટેની યોજના તરફ મ્હારી સંપૂર્ણ દિલસોજી છે. એ ભલાં ખાતાંને યોગ્ય મદદ કરતાં હું ખુશી થઇશ. મહારાજા સાહેબે કબુલ કરેલું છે કે બે હજાર હાથે ચલાવવાનાં હળ ગરીબ ખેડુતોને મફત પૂરાં પાડવામાં આવશે.

વસંતકિશોરીએ કહ્યું: અમારૂં સદાવ્રત કાશીમાં છે પણ ત્યાં તો બીજાં ઘણાંએ સદાવ્રત છે. અને ત્યાં દુકાળ નથી, માટે એ સદાવ્રતમાંથી દરરોજ ૫૦) માણસોને અહીં જમાડવાની હું સગવડ કરીશ.

પ્રેમગુલાએ કહ્યું: મ્હારા પતિના સ્વર્ગવાસ પછી ત્રણ વરસ થયાં મ્હારા દાગીના મ્હારાં ઉપયોગમાં આવતાં નથી. તે જોઈ જોઇને તેના પ્રસંગો યાદ આવતાં મ્હારૂં કાળજું ચીરાઈ જાય છે. માટે દશ હજારનો દાગીનો મ્હારા પતિના પુન્ય અર્થે હું સ્ત્રીસમાજના દુકાળ ફંડમાં આપું છું એથી મ્હારાં મનને શાંતિ મળશે અને મ્હારાપતિ પણ સ્વર્ગમાં આનંદિત થશે.

પ્રેમગુલા કાંઇ બહુ પૈસાવાળી નહોતી. એટલે તેની આવી ઉદારતાથી સૌ સ્ત્રીઓને બહુ અજાયબી લાગી, અને તેની સામું સૌ જોઈ રહ્યાં.

એ પછી બીજી કેટલીક બાઇઓએ પોતાને ઘેર એક એક બે બે ચાર ચાર છોકરાં પાળવાનું કબુલ કર્યું. એવી રીતે બે કલાકમાં એક હજાર અનાથ છોકરાંઓને પાળવાની ગોઠવણ થઈ ગઈ.

જ્યારે આપણી બ્હેનોમાં આવી રીતે દયાની લાગણી ઉશ્કેરાશે ત્યારેજ દુકાળનાં ને ગરીબાઇનાં સંકટો ઓછાં થઈ શકશે. પ્રભુ! અમારી બ્હેનોનાં દિલમાં દયાનો ઝરો વહેવરાવ, દયાનો ઝરો વહેવરાવ!

અમૃતલાલ સુન્દરજી પઢીયાર, ચોરવાડકર.

---

# રમણીમણિમાલા

## સ્ત્રી–લેખ.

### પરદુ:ખભંજન લેડી ગોદાઇવા.

ઇગ્લાંડ દેશમાં કાવેંટ્રી કરીને એક પ્રાચીન નગર છે. ઘણાં વર્ષ અગાઉ તે શહેર લીયોફ્રિક નામના જુવાન અમીરને હસ્તક સોંપાયું હતું. તે અમીરની ખુબસુરત સ્ત્રીનું નામ ગોદાઇવા હતું. જુવાન અમીરનો સ્વભાવે ઘણો નિર્દય હતો. કહે છે કે લોકો દુ:ખથી બુમો પાડતા ત્યારે તેમાં તેને આનંદ મલતો. તેનાં આવાં કુર હૃદયમાં કોઇને પણ જગ્યા મલી હોય, તો તે માત્ર તેની ખુબસુરત અને અતિ શરમાલ લેડી ગોદાઇવાને જ હતી. એક વખતે તે અમીરે ગામલોકો પર ભારે કર નાખ્યો. તે કર સામે ગામલોકોએ આગ્રહ પૂર્વક આજીજી કરી; પરંતુ અમીરને દયા ન જ આવી. ગામલોકો ધારતા હતા કે લેડી ગોદાઇવાના પ્રેમની કાંઇક પણ સત્તા અમીર ઉપર છે. જેથી છેલ્લે તેઓ તેણીની પાસે ગયા, અને આક્રંદ સાથે આજીજી કરી, તે કર સામેની પ્રજાની અશક્તિ સાબિત કરી. લેડી ગોદાઇવા ઘણાં જ કોમળ હૃદયની હતી. દુ:ખીનું રૂદન સાંભળી તેનાં નયન અશ્રુથી ભરપુર થઇ જતાં, અને બિમાર માણસોની બિમારી જોઈ તેનાં ગાત્ર શિથિલ થતાં. તેણે અશ્રુપુર

નેત્રે દીલાસા સાથે પોતાનાથી બનતું કરવાનું વચન આપી અમુક સંકેત કરી ગામ લોકોને પાછાં વાળ્યાં.

સાંજનો સમય હતો અને દંપતી આનંદમાં બેઠાં હતાં. અવનવાં બ્હાનાંથી લેડી ગોદાઇવા પતિને ખુશી કરતી હતી. એટલામાં વરધી મંગાવી ઉપર કહેલ કરના સંબંધમાં અરજ કરવા માટે ફરીને પ્રજા તરફના અઢાર પ્રતિનિધીઓ હાજર થયા, અને અતિ અસર કર્તા શબ્દોમાં સબળ કારણો બતાવી કર માફ કરવાની માગણી કરી. ચતુર ગોદાઇવા આ તક ચુકી નહિ, અને તુરત તેણે તે સંબંધે આજીજી સાથ ભલામણ કરવા માંડી. પરંતુ સખત હૈયાનો અમીર એકનો બે થયો નહિ. છેલ્લે તેણીના અતિ કાલાંવાલાંથી અમીરે તરેહવાર ખુરો ઉચાર્યો. તેણે કહ્યું કે—"લેડી ગોદાઇવા દિગંબર થઈ ઘોડા પર નગરમાં આંટો ફરી આવે તો તે કર હું માફ કરૂં." પ્રતિનિધીઓ ચમક્યા, અને નિરાશ થયા. લેડી ગોદાઇવાના હૃદયમાં જબરો આઘાત થયો. અમીર ધારતો હતો કે ગોદાઇવા એટલી શરમાળ છે કે તેનાથી આ બનશે જ નહિ. આ તેનું ધારવું ઘણે દરજ્જે ખરૂં જ હતું. કુદરતી રીતે સ્ત્રીઓ જેટલી શરમાલ હોય છે, તેના કરતાં લેડી ગોદાઇવા ઘણી જ વધારે શરમાલ હતી. ઘણી વખત સરખી સાહેલીઓ તેને "લજામણી પુતળી" કહી હસતી. આ ઉપરથી જ અમીર લીયોફ્રિક્કે આવી અજબ તરેહની દરખાસ્ત મૂકી. પરંતુ બાઇ શરમાલ સાથે દયાળુ, અને પરદુઃખભંજન હતી. લાખો લોકોની પીડા-દુઃખ નિવારણ કરવાનો આ એક જ રસ્તો છે, એવું ધારી ગોદાઇવાએ તે શરત કબુલ રાખી. જે દિવસ શરતને માટે નક્કી થયો તે દીવસે ગામનાં તમામ લોકોએ સવારથી રાત સુધી પોતપોતાનાં ઘરનાં તમામ બારી બારણાં બંધ રાખ્યાં, અને આંખો પર પાટા બાંધ્યા. લેડી ગોદાઇવાએ લોકોના દુઃખ નિવારણ અર્થે પોતાની શરત પૂરી કરી; અને તે જ રાત્રીએ પતિ સમક્ષ પોતાની અતિ શરમાલ પ્રકૃતિને આધિન થઇ પોતાના દેહનો અંત આણ્યો. પત્નિના પ્રાણના ભોગે પતિનો કામમનો સ્વભાવ સુધાર્યો, અને આગળ જતાં લીયોફ્રિક મોટો સાધુ પુરૂષ ગણાયો; પરંતુ તેની એક ચિત્તની આસ્તિક પ્રાર્થના વખતે પણ મૃત્યુ પર્યંત તે "ડીયર ગોદાઇવા"ને સ્મરણમાંથી ખસેડી શક્યો નહિ. જ્યારે કોઇ લોકો તેના અતિ સાધુ સ્વભાવનાં વખાણ કરતાં, ત્યારે તે મૌન ધારણ કરી પોતાનું જીવન સુધારનાર મૃત પત્નિને યાદ કરી આંસુ ખેરવતો. કાવેંટ્રીનાં લોકો હજી પણ પરદુઃખ અર્થે પ્રાણનો ઉત્કૃષ્ટ ભોગ આપનાર લેડી ગોદાઇવાને યાદ કરે છે, અને તેની જયંતિ વખતે બોલે છે કે "પરદુઃખભંજન બાળા ગોદાઇવાનો જય."

તથાસ્તુ.

લી. બ્હેન "લિ૦"

---

# આનંદાશ્રમ.

## ડોશીમા.

ડોશીમા આશરે પંચાશી વરસનાં હતાં. કેડેથી બેવડાં વળી ગયાં હતાં, પણ લાકડી હાથમાં લઈ આખા ગામમાં ફરી વળતાં. કેટલીએવાર ગાડીના ઝપાટામાં આવી ગયેલાં, પણ બચી ગયેલાં. તેમાં વળી આજકાલ રબરટાયરની ગાડી વધી પડી, ને ડોશીના કાનમાં ધાક પણ વધવા માંડયા. એટલે ગાડીવાનોને ડોશીમાને જાળવી લેવાં એ મહા આપદા પડતી. ભોગજોગે કોઈ ટુંકી નજરવાળો ગાડીવાળો, માણસ હોય કે ન હોય પણ "પોઇશ્ઠાં, એઇસ હટી જાઓ, ચાલો ચાલો, " કરતો ગાડી હળવે હળવે હાંકતો હોય ને બુમો મારતો હોયને ડોશીમાં કંઈ બાગુ ટુટું સાંભળી ગયાં, તો ગાળનો શુમાર નહી "મુવા આ ગાડીવાળા, જાણે ગામના રાજા! બારે માસ ગાડીઓ દોડાવ્ય દોડાવ્ય કરે. આપણુ જમાનાનું માતમ છે. અમારા વખતમાં તો ફક્ત મોટાભાઇને ઘેર ગાડી. બાકી કોઇને ઘેર ગાડી નહી. ને હવે તો, કોળી, કાછીઆ, માળી, ઘાંચી, તઇ, તંબોળી, સૌ લોક ગાડી રાખે છે. ભગવાન્ હવે મને તો ખેંચી લે તો બસ." જો કે ડોશી મરવાની ઇચ્છા ક્ષણે ક્ષણે બતાવતાં, પણ જરા તાવ આવતો, કે ઉધરશ ઉપડતી, તો બ્હીતાં અને ઘરની દવા કરતાં પણ દાક્તરની દવા ડોશી ન કરતાં. "મુવા દાકતરો દારૂ પાય તો મારૂં આટલે વર્ષે કલેવર અભડાય" એમ ડોશી ઉચરતાં.

શરીર ચાલ્યું, ત્યાં સુધી તો ડોશીમા રોજ સ્હવારે ન્હાવા જતાં. હાથમાં લાકડી લઈ ટ્ચુક ટ્ચુક કરતાં નદીએ ઉપડતાં, પણ એકાદ શિયાળામાં કેડો વાથી રહી ગઈ, તેથી નદીએ જવાનું માંડી વાળ્યું. ટગુમગુ પણ આખા ગામમાં અથડાય ત્યારે જંપ વળે. ગામને જુદે જુદે નાકે દેવદર્શન રહ્યાં. ત્યાં ડોશી રોડાની પકમ રવડે. આને હરિહરનાં દર્શન કરી રહ્યાં કે લોટેશરનાં દર્શન કરવા ડોશી દોડે. ને લોટેશરનાં દર્શનથી પરવાર્યાં કે કાળકા માતાને ડેરે દોડે. રસ્તામાં એક પણ ચીજ ડોશીના ધ્યાન બ્હારી ન જાય, સ્હમજણ પડી કે! શાકનો ભાવ પુછે, મુળાનો ભાવ પુછે, દાતણના ભાવ પુછે લુગડાંનો ભાવ પુછે ને જો કોઈ ઠેકાણે આજકાલની છોકરીઓને ફક્કડ લુગડાં ખરીદતાં દેખે તો ડોશીનો પિતો ઉકળી આવે. "અરે રામ, રામ. હવે લોકોના ઘરમાં રાખ રહી. અસલ આટલાં લુગડાં નહીં. લુગડાંનું ખરચ વધી ગયું ને ઘરેણાંનું ઘટી ગયું. હવે તો બધીએ છોકરીઓને વાંકા સેંથા પાડવા, ને ફુલેલી બાંયના કબજા પ્હેરવા. ને પગમાં બુટ ઘાલવાં; શો જમાનો ફરી ગયો છે, હવે તો ભગવાન મને મોત આપે તો સારૂં !" ડોશી મરવાનું વારેફેરે કહેતી, પણ રસ્તામાં જો મડદું જતું હોય ને "રામે રામો" નો સ્વર સાંભળે તો આઘું ઓઢીને ઉભી રહેતી. ને થથરાટ એટલો થતો કે બેસી જવું પડતું.

ડોશી કથા સાંભળવા જાય ત્યાં મજા પડે. વ્યાસ બોલે કાંઇ ને ડોશી સ્હમજે કાંઇ ને ડોશી પહેલી .બધાંની સાથે હસે, ને પછી પાછો અર્થ સ્હમજે ત્યારે હસે. ને વ્યાસ બિચારો ગમે એટલો ધાંટો કહાડીને વાંચે, તોપણુ ડોશીમા તો વ્યાસનો વાંકજ કહાડે. "મહારાજ, જરા ધાંટો તો કહાડો. અમે નાનાં હતાં ત્યારે તો વ્યાસના ધાંટાના રણકારો

કાનમાં વાગી રહેતો." પણ ડોશીમા એમ નોતાં જાણતાં કે તે દહાડે એમના કાનમાં ધાક નહોતા પડયા. પણ ડોશી તો બધું જમાનાનું પરીણામ છે એમજ કુટયા કરતાં.

એક દિવસ કાંઈ ચીજ વેચાતી હશે તેની ડોશીએ કીંમત પુછી. વેપારીએ નવ આના કહી. ડોશી તેર આના સ્હમજ્યાં. "દિકરા, હું તો અગ્યાર આના આપીશ. કેમ ખરૂં કેની?" વેપારી વાંકો વળી ડોશીના કાન આગળ મોં રાખી મોટેથી કહ્યું "એ માજી, નવ આના નવ." ડોશી સ્હમજ્યાં, ને બોલ્યાં હાં એમ કે ત્યારે તો દિકરા હું સાત આના આપીસ, સાત." વેપારી તો ડઘાઇ જ ગયો, ને કાન ચીમટયો કે ભલાની દુનીયા નથી. પણ વેપારીને ખબર નહતી કે ડોશીમા જમાનો ખાધેલાં હતાં, અને એના જેવા છોકરડા વેપારીઓ તો કાંઇક જન્મીને મરી ગયેલા ડોશીએ દીઠેલા.

ડોશીમા ગપ્પાં હાંકનારાં જબરાં હતાં. બોલ્યું ચોટ વેતરે પાર. કોઇનું ધડ તો કોઇનું માથુ. ગપગોળા ઉરાડતાં ડોશી થાકતાં નહોતાં. એના બહેરા કાન સ્હમજે તે પ્રમાણે તે સ્હમજતાં ને મગજશક્તિ પણ જબરી હતી ને જેમ ફાવે તેમ વણીને વાતો ચલાવતાં. સ્હાંજે ડોશીની આસપાસ સ્ત્રીઓનું ટોળું ભરાય ને જાતજાતની વાતો ચાલે. એક નાની છોકરી બહાર જવાની આનાકાની કરતી હતી ને કેહતી હતી કે "બા, ત્યાં ભાયડા ફરે છે તે હું નહીં જાઉં." ડોશી જરા સાંભળી ગઇ ને છોકરીને વઢવા માંડી. "કેમ અલી ચંચી, બ્હાર જતાં શરમાય છે કે? જરા નીચી નજર નાંખીને રસ્તામાં ચાલ્યાં જઇએ. કોના દેન છે કે આપણા સ્હામું જોઇ શકે! અમેએ નાનાં હઇશું, ને જવાને હઇશું. ને રૂપાળાં?) એ હઇશું. અમે તો કોઇ દ્હાડો શરમાયાં નહતાં. હા, એ તો ખરૂં કે અમે તમારી આજકાલની છોકરીઓ માફક હોરાની દુકાને બંગડી પ્હેરવા નો'તાં જતાં, હોરાઓ હાથ આંબળીને બંગડી પહેરાવે, ને છોકરીઓ પહેરે એ તો મારાથી દીઠું ખમાતું નથી." છોકરી તો શેહ ખાંઇ ગઇ ને ચાલી ગઈ.

ડોશીમા જાતે અડધાં વઇદ હતાં. ડોશી પાસે દવા બે ચાર હતી. તથા એક ખઇડ હતો તે ગમે તે રોગ ઉપર ચોપડાવે. કોઇ બઇરૂં માણસ ડોશીમા પાસે આવે, ને દવા કરાવવી હોય તો પહેલાં તો ડોશી દરદીને ખુબ વ્હડે. "જાઓ તમારા વૈદ પાસે, જાઓ તમારા દાકતર પાસે. હું કાંઇ વઇદ છું. આપણે તો રામનાં રખવાળાં ને ભીમના દોરા." દરદી પણ શ્રદ્ધાળુ હોય ત્યારે જ ડોશી પાસે આવે. તે ગમે તેટલી ડોશીની ખીજ ખાય, પણ ખસે નહીં. પછી ડોશીમા પ્રસન્ન થઇ દવા આપે. તેમાં ખઇડમાં તો નીચેની દવા હોય:—

એળીઓ, દીકામાળી, બકરાની લીંડી, દેશી સાબુ, સુંઘવાની બજર (છીંકણી) કુંવારના લફરાંનો વચલો ગલ, તેને ગોમુત્રમાં ઉકાળીને પેટે ખઇડ કરવો.

તાવ હોય કે ન હોય, પેટમાં બરોળ હોય, કે ગમે તે રોગ હોય ઉપર લખેલો ખઇડ ઉનો ખદખદાવીને ચોપડયો કે રોગ પાર. પીવામાં કાળીજીરીનો ઉકાળો આપે એટલે રોગ પાર. ડોશીએ ભલભલા દાકતરો જોડે હરીફાઇ કરેલી ને દાકતરોને હરાવેલા. એમ ડોશી અભિમાન રાખતી.

સુમિત્ર.

# વિજ્ઞાન.

## સ્ત્રીલેખ.

## આપણી સ્ત્રીઓની શરીર સંપત્તિ.

દરેક મનુષ્ય જે ચીજની પ્રબળ આકાંક્ષા રાખે છે, તે ચીજ સુખ છે. સુખ મેળવવા માટે મનુષ્ય માત્ર જુદી જુદી જાતના પ્રયાસ કરે છે. પરંતુ પ્રાપ્ત થયા પછી પણ દરેક જાતનું સુખ શરીર સંપત્તિના પ્રમાણમાં ભોગવી શકાય છે. બધાં સુખોમાં પહેલું સુખ તે "જાતે નરવા" માંજ ગણાય છે. જેટલા પ્રમાણમાં શરીર સુદ્રઢને નિરોગી હોય છે, તેટલા પ્રમાણમાં સુખનો ઉપયોગ લઈ શકાય છે. આતો એક વ્યવહારીક બાબત છે, પણ એટલેથી જ અટકતું નથી; કારણ કે તદુરસ્તી વિના આપણે આપણી ઘણી જ જરૂરીઆત મહાન પિતા પરમાત્મા તરફથી નિર્માણ થયેલી ફરજોમાં પણ પછાત પડીએ છીએ.

આપણે ઇચ્છીએ છીએ કે આપણી સ્ત્રીઓ "સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુન્દર થાય" પરંતુ કેવા વર્તનથી આપણી એ ઇચ્છા ફલપ્રદ થાય? એ કદી વિચારીએ છીએ? સ્ત્રી વર્ગ કેટલાક પુરૂષવર્ગના માનવા પ્રમાણે "મૂર્ખ" "બુદ્ધિ વગરની" છે, પણ પુરૂષ વર્ગ કલબો, નાટકો, મિત્રમંડળ, બોલનારી જ સભાઓ અને રમતગમતમાંથી સ્ત્રીઓ માટે ઉપર કહેલું વિચારવાનો અવકાશ મેળવી શકે છે? અને વખતે મેળવી શકતા હોય, તો પણ જરૂરીઆતના પ્રમાણમાં કેટલો થોડો! અરે દેશ સુધારક બન્ધુઓ!! તમારાં ગૃહ નિહાળો: તમારી પુત્રી, ભગીની અને ભાર્યાના નિસ્તેજ ફિક્કા ચહેરા તરફ નજર કરો, તેમની શરીર સંપત્તિ સુધારો, પરિણામે પ્રિય સ્વદેશજ સુધરશે. અભ્યાસ માટે કાળજી રાખનારાં માબાપ છે, પણ કસરતને માટે તેઓ તદન બેદરકાર હોય છે. આને પરિણામે આપણાં બાલકો પુસ્તકનાજ જંતુ, બોલવામા શુરા પણ વર્તવામાં બાયલા, જીભે વાચાળ, શરીરે રોગી, નિર્માલ્ય, નિસ્તેજ, અને વ્હાલી ભારત માતાને લજાવનારાં થાય છે.

હવે આપણે લીધેલા વિષય તરફજ વળીએ, અને જન્મથીજ આપણી સ્ત્રીઓની શરીર સંપત્તિનુ દિગ્દર્શન કરીએ. બાળલગ્નના નુકશાન કર્તા રીવાજે અને બ્રહ્મચર્ય અભાવે વયમાં આવ્યા પહેલાંજ આપણી બાળાઓ ગર્ભ ધારણ કરે છે. માતાની નબળાઈ અને વયના અપરિપકવપણાને લઇને બાળા જન્મથીજ નબળી હોય છે. તેમાં દેશી સુવાવડની રીત (સ્વચ્છ હવા કે અજવાળુ બિલકુલ દાખલ ન થાય એવી ખાસ ચીવટથી બાંધેલા પડદા, સ્વચ્છતાની ખામી દેતા, અને બોલાવવા અર્થે સુવાવડી સ્ત્રી પાસે ભરાતું સ્ત્રીમંડળ) નબળાઇમાં વધારો કરવાનું કારણભૂત બને છે.

હિંદુ સંસારમાં ઘણું કરીને બાલીકાઓ જન્મે છે, ત્યારથી જ માબાપને શોકકારક થઈ પડે છે. આમ થવાનાં અનેક કારણો હોય છે, પણ તે વિષય સાથે હાલ આપણે સંબંધ નથી. "પારકે ઘેર મોકલવી છે" એ વાક્યના અતિ સ્મરણથી બાળાઓ પાસે નાનપણથીજ તપ તપવવામાં આવે છે, અને સાસરે મળે કે ન મળે એ શંકાથી, દુધ ઘી

વગેરે પૌષ્ટીક ખોરાકપર અંકુશ રાખવામાં આવે છે. સ્વચ્છ હવા કે જેનાપર તંદુરસ્તીનો મુખ્ય આધાર છે, તેનાં તો આર્યબાળાને સ્વપનાં જ હોય છે. કારણ કે સાતેક વર્ષ સુધી તો બાલક હઈ એકલી, ખુલ્લાં મેદાનો દરિયા કિનારો, બગીચા વગેરે કે જ્યાંથી જથ્થાબંધ ખુલ્લી હવા મળી શકે, તેવી દૂરની જગ્યામાં ફરવા જઈ શકતી નથી; અને દસબાર વર્ષે તો છોકરીઓને એકલી બહાર મોકલાયજ કેમ? એ માન્યતા. વચલાં ચારેક વર્ષમાં દીવસમાં ચાર પાંચ કલાક સ્કૂલોમાં જવું, અને ગોંધાઈ રહેવું. ઘેર આપેલાં લેસનો તૈયાર કરવાં, શક્તિ અનુસાર ગૃહકાર્યમાં માતાને મદદગાર થવું, અને નાનાં ભાઈ ભાંડુઓને સંભાળવાં; તેમજ આગલી ટેવ ન હોવાથી સ્વચ્છ હવાનો લાભ મેળવી શક્તી નથી. અને વખતે મેળવે છે તો જરૂરીઆતના પ્રમાણમાં ઘણોજ ઓછો. આ બાબતમાં વધારે નહિ તો ભાઈ પિતા કે ઘરનાં વડીલ ભેગાં નિયમીત રીતે બહાર ફરવા મોકલાય, એટલે સુધી બને તો પણ સારૂં. આવી રીતે તેમની બારેક વર્ષની વય પસાર થાય છે, ત્યાં બાલલગ્નનો દુષ્ટ રાક્ષસ કાચી વયમાં સંસારમાં ઝડપી લેછે. છોકરીઓ બ્રહ્મચર્યના લાભથી અજ્ઞાન હોય છે. સાસરે ગયા પછી ગૃહનું શ્રમ પડે તેવું સઘળું કામ વહુવારૂને શીર પડે છે. આપણે આ જગ્યાએ કબુલ કરીશું કે કસરતથી શરીર સારૂં રહે છે. પણ તે સાથે એટલું પણ કહેવુંજ પડશે કે વધારે શ્રમ પડતી કસરત નુકશાન કર્તા છે. ઘણી વખત શ્વસુર પક્ષનો વધારે પડતો ધાક માનસિક શક્તિઓપર ખરાબ અસર કરે છે, અને તેને પરિણામે શરીર પણ બગડે છે. પતિ સુજ્ઞ હોય તો પણ લોકાચાર–હિંદુઓની નુકશાન કર્તા રૂઢી બંધનને તાબે થઈ માવિત્રોની હૈયાતીમાં પત્નિની જોઇએ તેવી સંભાળ લઈ શકતો નથી. કારણ કે દંપતિ વચ્ચે સ્નેહ સંબંધે વધારે સગપણ બંધાય છે, પણ તેટલે દરજ્જે શ્વસુર પક્ષ તે સંબંધ સ્વીકારી શકતો નથી. હિંદુ માબાપને મન પુત્ર તો પોતાનો પણ વહુ તરફ એટલી લાગણી હોતીજ નથી. બિમારને નબળી વહુ તરફ બેદરકારી એ તો હિંદુનો એક સાધારણ રીવાજ હોય છે. મુગ્ધ સ્ત્રીવર્ગ ખોટી શરમને વશ થઈ કેટલાક રોગ છૂપાવે છે, અને લેડી ડાક્ટર પાસે સલાહ લેતાં પણ લજાય છે. વડીલોની બેદરકારી, પતિનું લોકાચારને વશ થવું, અને પોતાની ખોટી શરમ; આનાં પરિણામ ઘણાં ભયંકર આવે છે. ખોટી નાજુકાઈ, (વાસ્તવીક જોતાં તે નબળાઇ જ હોય છે) દવાનો કંટાળો, નાનપણથીજ વધારે પડતાં વ્રત ઉપવાસની ઘેલાઈ, એ સર્વનો સ્ત્રીઓની શરીર સંપત્તિ બગાડનારાં કારણોનાં સમાવેશ થાય છે. આટલી નબળાઈ હોય છે, ત્યાંતો છોકરીમાંથી માતાની જોખમ ભરેલી ફરજો જાણ્યા કે શીખ્યા પહેલાં જ માતા બની જાય છે; અને પોતાનાં જેવાંજ નબળાંને રોગીષ્ટ બાલકોને જન્મ આપે છે. સુવાવડ અગાઉ ગર્ભીણીએ વર્તવાના નિયમો પાળ્યા હોતા નથી, અને સુવાવડમાં યોગ્ય માવજત થતી નથી; તેથી ચાલુ નબળાઈ વધે છે. પણ તે પાછળ એટલે સુવાવડ પછી ટુંક મુદતમાંજ શરૂ થતો સંસાર પરમાત્માએ ખાસ દયાથીજ નજીવું રાખેલું કૌવત નાબુદ કરવાને તૈયારજ હોય છે. ટુંકી ટુંકી મુદતે જંતુ જેવી પામર પ્રજા ઉત્પન્ન થાય છે. આ સર્વ કારણોને પરિણામે સ્ત્રીઓની જીંદગીનું દિગ્દર્શન કરશો તો, કમરનું દુઃખવું, ધાતુસ્રાવ, અનાજની અરૂચી, ક્ષય, હીસ્ટીરીઆ, કળતર અને એવા બીજા રોગ દ્રષ્ટીપાત થાય છે. આથી કરીને કેટલીક કુસુમ કલિકાઓ ખીલતાંજ ખરી પડે છે, ત્યારે બાકી રહેલી કરમાતી, સુકાતી, જીંદગીભર પોતાનાં દરદો માટે ફર્યાદ કર્યા કરે છે. ઉપરનાં સર્વ નુકશાન

કરનારાં કારણો દૂર કરવાં, અને બાલ્યકાલથીજ પુત્રીઓને (૧) સ્વચ્છ હવા, (૨) ચોખું પાણી, (૩) ગુણકારી ને પૌષ્ટીક ખોરાક, (૪) ઋતુ અનુસાર પૂરતા કપડાં, (૫) જરૂરીઆત કસરત ને પ્રકાશ, (૬) ઘટતી ઉંઘ અને આરામ વગેરે, તંદુરસ્તી વધારનારાં કારણો બક્ષી, બાલલગ્નને રૂઢીબંધનથી બચાવી લઇ, માબાપે પુત્રીઓની શરીર સંપત્તિપર પૂરતું લક્ષ આપવું; અને પોતાની ભવિષ્યની જીંદગીમાં બાળાઓ પોતેજ પોતાની તંદુરસ્તીની કીમત સમજે, એવું જ્ઞાન આપવું. કે જેને પરિણામે આપણી ગૃહદેવીઓ સૌંદર્યથી ભરપુર, શરીરે રોગહીન અને બલવતી, સ્વસ્થ તથા સુન્દર થાય; અને આપણી ભવિષ્યની પ્રજામાં રામ, શિવાજી પ્રતાપ હરીશ્ચંદ્ર, અહલ્યાબાઈ, લક્ષ્મીબાઈ, સીતા, સાવિત્રી, લાલખા જેવાં પુન્ય ભારત માતાની કિર્તિ દીપાવનારાં અખંડ રાખનારાં રત્નો ઝળકી નીકળે.

અસ્તુ.
બ્હેન—" વિ "

---

# બાલોદ્યાન.

## બાળકોની માવજત.

કપડાં:—બાળકને હમેશાં હલકાં, ખુલતાં અને ખાસ કરીને ગરમ લુગડા પહેરાવવાં જોઇએ; કારણ કે બાળકના શરીરમાં જોઇએ તેટલી ગરમી ( generating heat ) હોતી નથી. આ સારૂ ગાજ ફલાલીન, રેશમી કાપડ અથવા ઉનના કપડાં બસ છે. કપડાંને બટન અથવા બાંધવાની કસો કેટલાક પાછળ રાખે છે પણ તેમ ન રાખતાં આગળ રાખવી જોઇએ. બ્હાંયો એવી રાખવી કે જેથી નાજુક બાળકના કુમળા હાથ ગાંકડી બ્હાંયોમાં નાંખવાથી મરડાઈ જાય નહિ, અથવા દરદ ન થાય અને એમ ન રાખવાથી હાથ મરડાઈ જવાથી જન્મ સુધી ખોડ રહી જાય છે. બાળકની નાજુક ચામડી સખત અને બીનસુંવાળાં ( rough ) લુગડાંથી છોલાય છે. બાળકને ઉંફની ઘણી જરૂર છે તેટલા માટે જન્મ્યા પછી થોડી મુદત સુધી મા અથવા દાઈની સાથે સુવાડવું, પણ કાળજી રાખવી કે તે દબાઈ ન જાય અથવા તકીઆ અને ગોદડીઓમાં દટાઇ ન જાય. ત્રણ આઠવાડીઆ પછી બાળકને સુવાડતી વખતે નહવડાવવાથી ચામડી સ્વચ્છ થાય છે, લોહી બરાબર ફરે છે, શરીરના અંદરના ભાગ જેવા કે હોજરી. ફેફસાં, હૃદય, કલેજુ વીગેરેને તેનું કામ કરવાને પુષ્ટી મળે છે અને થાક ઉતરવાથી મીઠી ઉંઘ આવે છે. બાળકને વારંવાર ઝાડો પિશાબ થાય છે તે તરતજ સાફ કરવાં અને કોરાં સાફ કરેલાં કપડાં પહેરાવવાં અને જો તેમ કરવામાં બરાબર ધ્યાન નથી અપાતું તો બાળકની ચામડી ઉપર ફોલ્લીઓ થાય છે ( irritates ) અને વખતે સુજે છે પણ ખરી. બાળકને જે ઓરડામાં રાખતાં હોય તે ઓરડામાં બાળકે ખરાબ કરેલાં કપડાં ધોવાં અગર સુકવવાં નહિ.

કુદરતી નિયમ એવો છે કે તંદુરસ્ત માતાએ પોતાના બાળકને ધવડાવવુંજ જોઇએ. આ ફરજ ન બજાવ્યાથી માતાની તબીયતને ઘણું નુકશાન થાય છે. કેટલીક સ્ત્રિયો ફક્ત

નાજુકાઇ અને પોતે માંદાં અને નબળાં રહે છે એમ જણાવવા પોતાના બાળકને કેટલીક વાર ધવડાવતી નથી; તેમાં તેઓ પોતાની તેમજ બાળકની તબીયતને નુકશાન કરે છે. આ વખતે એટલું જણાવવું અવશ્યનું છે કે જેવી રીતે બાળકને મારી નાંખવાથી કાયદાની રીતે માતા સજાને પાત્ર છે તેવી જ રીતે પોતાની ફરજ ન બજાવવાથી જો બાળકનું મૃત્યુ થાય તો તે પણ કાયદાની રૂએ ગુન્હેગાર અને સજાને પાત્ર છે. ગુન્હો ( બાળ વધનો ) બે રીતથી થાય છે. ૧ લું અમુક કાર્ય કરવાથી ( commission ) જેમકે ગળે નખ દેવાથી વીગેરે...અને ૨ જું અમુક ફરજ ન બજાવવા ( omission ) જેમકે નાળ ન કાપવી, ધવડાવવું નહિ વીગેરે; પરંતુ જો માતાને ખરેખર ધાવણ ન આવતું હોય અથવા અશક્ત કે રોગિષ્ટ હોય તો બાળકને ધવડાવવું એકદમ બંધ કરવું અને બાળકને સારૂ ( જો અનુકૂળ હોય તો ) ધવડાવનારી સ્ત્રી રાખવી.

**દાઈની પસંદગીઃ**—ધવડાવનારી સ્ત્રી રાખવામાં ઘણી બાબતો ખાસ ધ્યાનમાં રાખવાની છે તેમાંની નીચેની મુખ્ય છે.

૧ લુંઃ—સાધારણ તબિયતઃ—તેના દાંત સ્વચ્છ અને સારા, તેના મ્હોમાંથી દુર્ગંધ ન આવતી હોય તેને હરસ, મસા, બરોળ કે બીજું કાંઈ ખરજવા, દાદર જેવું ચામડીનું દરદ ન હોય. તે સ્ત્રી કે તેના વરમાંથી કોઇને લાંબા વખતનો ગળાનો સોજો કે ગળાની ઉધરસ ન હોય. જો તે સ્ત્રીનું બાળક નબળું, રોગીષ્ટ, અને સ્વભાવે ચીડીયું હોય તો તે સ્ત્રીને પસંદ ન કરવી. તે બાળકના કુલા, જાંઘો, ગુહ્ય ભાગ કે મોઢાના ખુણામાં ચાંદીઓ પડેલી હોય તો તેવા બાળકની માને ધાત્રી તરીકે પસંદ ન કરવી. ૨ જુંઃ—તે સ્ત્રીને જે બાળક હોય તેટલીજ મુદતનું બાળક તે સ્ત્રીને હોય તો વધારે સારૂં; કારણ કે ધાવણ બનેને લગભગ સરખીજ મુદતે શરૂ થયું હોય.

૩ જુંઃ—તે સ્ત્રીએ પોતાના બાળક સિવાય બીજા કોઈ બાળકને ધવડાવેલું ન હોય કેમકે એક બાળકનો રોગ બીજા બાળકને, તે સ્ત્રી પોતાને કાંઈ પણ ઇજા થયા વગર પોતાના સ્તનવડે ચઢાવી શકે છે. તે સ્ત્રીના પોતાના બાળકને અથવા જે ભાગમાંથી આવતી હોય તે ભાગમાં ઓરી, અછબડા વીગેરે ચેપી રોગનો પ્રચાર ન હોય. ૪ થુંઃ—તે સ્ત્રીનાં સ્તન ગોળ, આગળ ઉપસી આવેલાં, નસો તરી આવેલી, અને કઠણ હોવાં જોઇએ. ખાસ કરીને બોટણી સારી રીતે ઉપસેલી અને ફોલ્લીઓ વગરની હોવી જોઇએ. ૫ મુંઃ—તે સ્ત્રીનું બની શકે તો ધાવણ તપાસવું. થોડુંક દૂધ કઢાવવું અને જો તેનો રંગ સહેજ ભુરાશ પડતો ધોળો અને તે સ્વાદમાં મીઠું હોય તો તે સ્ત્રીને તંદુરસ્ત જાણી પસંદ કરવી તે દુધને પાણીમાં નાંખવાથી જો તે સ્ત્રી તંદુરસ્ત હશે તો ધુમાડાના ગોટા જેવું ( cloudy ) મીશ્રણ થશે અને તળીએ જાડાં ટીપાંમાં બંધાઇને નહિ પડે ૬ ઠુંઃ—તે સ્ત્રી અફીણ, ગાંજો કે એવો કોઈ નીશાવાળો પદાર્થ લેતી ન હોય. ૭ મુંઃ—તે સ્ત્રી મીતાહારી, સ્વચ્છ, શાંત, આનંદી, સરળ હૃદયની હોવી જોઇએ કારણ બાળકને ધાવણની અસર તેના ગુણ ઉપરથી થાય છે. ઉપરે બતાવેલા ઉપાયો દાક્તરની મદદ લીધા સિવાય સ્ત્રીઓથી પોતાની મેળે અજમાવી જોવાય એવાજ ફક્ત બતાવ્યા છે.

અભ્યાસી.

# વર્તમાનરંગ.

**સ્ત્રીઓ માટે વિદ્યાભ્યાસ ઉપર ભાષણઃ**—હિંદુ જનમંડળમાં સ્ત્રીકેળવણીના વિસ્તાર માટે પુરૂષો તરફથી ઘણાં વર્ષો થયાં પ્રયત્નો ચાલી રહ્યા છતાં તેનું પરિણામ મ્હોટા પ્રમાણમાં ન આવવાનાં અનેક કારણોમાં એક એમ મનાતું આવ્યું છે કે વિદ્યાભ્યાસનો અનુભવ અને લાભ ન પામેલી પુખ્ત અને વડીલ સ્ત્રીઓ તરફથી તે કાર્યમાં ઉત્તેજનને બદલે વિરોધ થાય છે. આથી તેવી સ્ત્રીઓને ઉપદેશ કરવાની જરૂર રહેલી છે, અને કેટલેક સ્થળે પુરૂષોએ તેવી પ્રવૃત્તિ આરંભેલી પણ છે. પરંતુ ઘણીક વખત જુદા જુદા વર્ગની મર્યાદશીલ સ્ત્રીઓ સમક્ષ પુરૂષોનું સ્થાન અસ્થાને ગણાવાથી તેમજ તેવા કાર્યમાં સ્ત્રીઓ પોતજ વિશેષ અસરકારક પરિણામ નીપજાવી સકવાના કારણથી સ્ત્રી-ઉપદેશકોની જરૂર ખાસ જણાતી રહી છે. અમને જણાવવાને ઘણો આનન્દ થાય છે કે હાલમાં કેટલેક સ્થળે આવું કાર્ય ઉપાડી લેનાર દેશ સેવક સુશિક્ષિત સન્નારીઓ આગળ આવતી જાય છે. મુંબાઇની ' **સ્ત્રીસમાજ** ' નામના મંડળમાં સૌ. **મોંઘીબાઇ જગજીવન હીરજીએ** ' વિદ્યાભ્યાસ ' ના વિષય ઉપર એક સુન્દર ભાષણ આપી તેવું પરોપકારનું કાર્ય કર્યું હતું. અજ્ઞાન અને તેથી ઉલટું જ્ઞાનવાન સ્ત્રીઓના જીવન તથા વિચારમાં રહેલો ભેદ ઘણો સ્પષ્ટાક્ષરમાં તારવી કહાડતાં તેમણે કહ્યું હતું કેઃ—સંસાર વ્યવહારીક કામમાં વગર ભણેલી સ્ત્રી ઘણું ગુંચવાય છે; પૈસા પેદા કરી લાવવાનું કાર્ય પુરૂષોનું છે, પણ તેનો ઘટિત ઉપયોગ કરવાનું કામ સ્ત્રીઓનું છે, અને અભણ સ્ત્રીથી એ બરાબર તો શું, પણ બીલકુલ થઈ શકતું નથી. હાલમાં ઘર સંબંધી કેટલાંક કામનો બોજો પુરૂષો ઉપર પડેલો આપણે જોઇએ છીએ તેનું કારણ સ્ત્રીકેળવણીની ખામીજ છે. અભણ સ્ત્રીઓને ઇશ્વર સંબંધી ખરૂં જ્ઞાન હોતું નથી; તેઓ વ્હેમનો તો ભંડારજ હોય છે. બાલકોને કેમ ઉછેરવાં અને કેળવવાં તેનું તેમને જ્ઞાન હોતું નથી. પતિપત્નીનો સંબંધ કેવી રીતનો છે તે તેઓ જાણતી નથી. કોઇ કામનું સારા ખોટાપણું સમજ્યા વગર આવી પતિને કનડે છે, અને ધંધારોજગાર માટે કે કાંઇ જરૂરના કામ વાસ્તે તે પરગામ કે પરદેશ જતા હોય તો કંકાસ કરીને જવા દેતી નથી, અગર અનેક અડચણો હોવા છતાં પોતાને સાથે તેડી જવાની જરૂર પાડે છે. હલકી બાબતોમાં રીસાય અને કજીયા કરે, અને તેવીજ બાબતો વિષે નિરર્થક મ્હોટા અને ખોટા વિચાર કરે છે, તથા વખત નકામો ગાળે છે. સ્હેજ બાબતમાં વહુ, સાસુ નણંદ સાથે તથા સાસુ, વહુ દીકરા સાથે લડીને તેની ફરીયાદ પતિ આગળ કરે છે, કુટુંબમાં કુસંપ ઉપજાવે છે, અને અંદર અંદર પણ કજીઓ કરી બળાપો કરી તથા કરાવી, નિરપરાધી પતિને કંકાસરૂપી ચિતાને સ્વાધીન જન્મ પર્યંત કરે છે. આવી રીતે અજ્ઞાન સ્ત્રીઓ પશુ માફક પોતાની જીંદગી પુરી કરે છે, અને અનેક તરેહનાં દુઃખ પોતે ભોગવે છે, અને સંબંધીઓને ભોગવતા કરે છે. આથી ઉલટું ભણેલી સ્ત્રી ઘણીક બાબતોથી વાકેફગાર હોય છે, તે સહુ સાથે હળીમળીને ચાલે છે, કોઇની નિંદા કે કુથલી કરતી નથી. પોતાના સંતાનોને સારી રીતે ઉછેરી નીતિ તથા પરમેશ્વર સંબંધી સારા સારા વિચારો તેમના કોમલ મનમાં દાખલ કરે છે. પતિની પેદાશ

તપાસી તેના પ્રમાણમાં ખર્ચ કેવી રીતે કરવો તે સમજે છે, અને સવિસ્તર હિસાબ રાખે છે, તથા વખતે પતિના કામમાં પણ મદદ કરે છે. સાસુ વહુનો સંબંધ કેવો છે તે સમજી સાસુ સસરાની સેવા કરે છે. અને આગળ આવતાં પોતાની વહુને દુઃખ દેતી નથી, પણ તેને તેના પતિ જોડે કદાપિ કજીયો થયો હોય તો સમજાવીને બે વચ્ચે પ્રીતિ ઉત્પન્ન કરાવે છે. સુશિક્ષિત સ્ત્રી કુલશીલની મર્યાદા સાચવે છે, અને પોતાની જાતિ બ્હેનોને સુધારવા બનતી મહેનત કરે છે. આ આખું ભાષણ ઘણુંજ બોધદાયક છે, અને તે વાંચી તે ઉપર મનન કરવા અમે વાંચક બ્હેનોને આગ્રહપૂર્વક ભલામણ કરીએ છીએ.

**"સ્ત્રીબોધ" ની સુવર્ણ જ્યુબીલી:**—મધ્યકાલીન સમયમાં પ્રસરેલા અંધકાર પછી પાશ્ચિમાત્ય વિદ્યાથી જાગ્રત થયેલી સાર અસારની શોધક બુદ્ધિના પ્રભાવે આ દેશને જે કેટલાક લાભો કર્યા છે તેમાંનો એક એ છે કે તેથી જનમંડલને પતિત કરનારા અનેક કુરીવાજોનું શિક્ષિત અને મુખ્ય વર્ગને ભાન થતું આવ્યું છે. આ ભાન નવિન વિદ્યાના આરોપણના સ્મારંભ કાળથીજ કેટલાક વિચારકોને સ્ફુરી આવ્યું હતું, અને તેનેજ પરિણામે ગયા સૈકાના મધ્યકાલમાં ગુજરાતીઓમાં સ્વર્ગસ્થ કવિ નર્મદાશંકર, રા. કરસનદાસ રા. મહિપતરામ ઇત્યાદિએ તથા પારસી સંસારને પણ તેવીજ દશામાંથી ઉદ્ધારણ મી. રૂસ્તમજી કામા, મી. મલબારી, મર્હુમ મી. કાબ્રાજી વગેરે પારસીઓએ સંસાર સુધારાનું મહાન્ કાર્ય માથે લીધું હતું. મર્હુમ મી કાબ્રાજીએ સર્વ સુધારાના મૂળરૂપ સ્ત્રીકેળવણીને ગણી તેના વિસ્તાર તથા ઉત્તેજન નિમિત્તે "સ્ત્રીબોધ" નામનું એક માસિકપત્ર ઈ. સ. ૧૮૫૭ થી પ્રસિદ્ધ કરવા માંડ્યું હતું. પારસી જેવી કોમમાં પણ આજ પચાસ વર્ષ ઉપર સ્ત્રીકેળવણી વિરૂદ્ધ એટલો બધો અભાવ હતો, તથા તેમાં એટલાં બધાં વિઘ્નો નાંખવામાં આવતાં હતાં, કે તેની સામે વિજય મેળવવાને મી. કાબ્રાજીને ઘણો પ્રયત્ન કરવો પડ્યો હતો; પણ અંતે પોતાના માસિકદ્વારા અનેક પ્રકારનાં લખાણો કરી તેમણે પોતાની કોમ ઉપર ઘણી સારી અસર કરી હતી. પુસ્તકો, માસિકો, વર્તમાનપત્રો, વગેરે સાહિત્ય જનસમાજની સુધારણા અર્થે કેટલું કાર્ય કરી શકે છે એવું આ ચોપાનીયું દૃષ્ટાન્તરૂપ છે. ગઈ સાલ તે માસિકને ૫૦ વર્ષ પુરાં થવાથી તેના ઉત્પાદક મર્હુમ મી. કાબ્રાજીનાં સંબંધી મીસ શીરીનબાઈ તથા અન્ય સન્નારીઓ તરફથી તેની સુવર્ણ જ્યુબીલીની યોજના કરવામાં આવી હતી, અને તે પત્રે સંસારસુધારાનો પાયો નાંખવાને તથા તેને આગળ વધારવાને અગત્યનું કાર્ય કરેલું મનાતું હોવાથી આ ઇલાકાના ઘણા મુખ્ય સુધારકોએ પણ તેમાં ભાગ લીધો હતો. આ નિમિત્તે મુંબાઈ શ્હેરમાં માહ્ મહિનાની તા. ૧ લીએ મીસીસ મ્યુર મેકેનાઝીક નામનાં એક અંગ્રેજ અમલદારનાં પત્નીના પ્રમુખપદ નીચે જુદી જુદી જાતિની મુખ્ય સન્નારીઓનો પ્હેલો સમારંભ ભરવામાં આવ્યો હતો. તેમાં અત્યાર સુધીમાં સ્ત્રીકેળવણીના કાર્યમાં "સ્ત્રીબોધ" માસિકપત્રે બજાવેલી સેવાના સંક્ષિપ્ત ઇતિહાસરૂપે મીસ **શીરીનબાઇએ** રીપોર્ટ વાંચ્યાબાદ તે શ્હેરની સર્વ કન્યાશાળાઓની બાળકીઓને પ્રમુખને હસ્તે ઇનામો વ્હેંચવામાં આવ્યાં હતાં. તેનો બીજો સમારંભ તા. ૩ જીએ થયો હતો, તેમાં હાઇકોર્ટના એક અંગ્રેજ નામદાર જજ મી. બીમને "જનસમાજમાં સ્ત્રીઓનું યોગ્યસ્થાન" એ વિષય ઉપર ઘણું મનનીય ભાષણ આપ્યું હતું, તે ભાષણનું તાત્પર્ય એ હતું કે—સ્ત્રીઓ અજ્ઞાન દશામાં-પુરૂષોની માત્ર ભોગ્ય

જ્યારે તે ઉભો રહે છે ત્યારે ભાગ્યેજ તેના ખભા આગળ તેનું માથું અડી શકે છે. પોર્ટુગાલની રાણી પણ તેના પતિ કરતાં વધારે ઉંચી છે. અને તેવીજ રીતે ડેન્માર્કની રાણી પણ તેના પતિથી વધારે ઉંચી છે. કારણ કે મહારાણી લુઇસા સ્વીડનની વતની હોવાથી ત્યાંના લોકોના પ્રમાણમાં પંજાબી સ્ત્રીની જેવી ઉંચી છે. માત્ર રોમાનીયાની અને સ્પેનની રાણીઓ તેમના રાજાની બરાબર ઊંચી છે.

મુંબાઇની સ્ત્રીસમાજ તરફથી ગઇ તારીખ ૧૬ મીએ સૌ. પ્રેમકોરબાઈ રણછોડદાસે 'નીતિ' ના વિષય ઉપર તથા તારીખ ૨૩ મીએ સૌ. મોંઘીબાઈ જગજીવન હીરજીએ 'વિદ્યાભ્યાસ ઉપર ઘણાં વિચારવંત ભાષણો કર્યાં હતાં.

મુંબાઇમાં મસજીદબંદર ઉપર આવેલી મ્યુનિસિપલ કન્યાશાળાની બાળાઓને ઇનામો આપવાનો એક મેળાવડો ભરવામાં આવ્યો હતો. તેના રીપોર્ટ ઉપરથી જણાય છે ગઇ પરીક્ષા વખતે સેંકડે ૯૬ ટકા છોકરીઓ પાસ થયાનું પરિણામ આવ્યું હતું.

ભરૂચની મંગળાગૌરી ચુનીલાલ હરિલાલ સ્ત્રી–લાયબ્રેરીનો વાર્ષિક રીપોર્ટ વાંચવાં માટેનો મેળાવડો તા. ૩ જીએ ભરૂચના કલેક્ટરની પત્નીના પ્રમુખપણા નીચે મળ્યો હતો. તેમાં ૧૫૦ સન્નારીઓ હાજર હતી. રીપોર્ટ ઉપરથી જણાય છે કે લાયબ્રેરી સારા અને સ્થિર પાયા ઉપર રચાયેલી છે.

હિંદુ લેડીઝ સોશ્યીઅલ એન્ડ લીટરરી કલબ નામના સ્ત્રીમંડળની ૧૪ મી વાર્ષિક સાધારણ સભા મુંબાઇમાં ગઈ તા. ૧૬ મીએ મીસીસ મ્યુર મેકેન્ઝી નામનાં એક અંગ્રેજ અમલદારનાં પત્નીના પ્રમુખપણા નીચે ભરાઈ હતી.

કેટલાક કેળવાયેલા વર્ગના પ્રયત્નથી ગુજરાતના ભીલ લોકોએ હાલમાં એકઠા થઈ કેટલાક સાંસારિક સુધારના ઠરાવ કર્યા છે; તેમાં સ્ત્રીસંસારને લગતા એ છે કે પારકી ઓરત ઉભે ભાયડે લાવવી નહીં; પોતાની સ્ત્રીને વગર વાંકે કાઢી મુકવી નહીં; સ્ત્રી પરણ્યા પછી લુલી, અપંગ કે અશક્ત થાય તો તેનું પોષણ કરવું; એકવાર કરેલી સગાઈ તોડવી નહીં. આ પ્રમાણેના ઠરાવોથી જણાય છે કે એવી જંગલી મનાતી જાતોમાં સ્ત્રીએ માટે માનની લાગણી ઉત્પન્ન થવા માંડી છે.

મુંબાઇ ઇલાકામાં હિંદુસંસાર સુધારાની સાથે "સ્ત્રીબોધ" નામનું ચોપાનીયું શરુ કર્યાને ૫૦ વર્ષ પુરાં થયાના આનંદમાં ચાલુ માસની તા. ૧ લીએ મુંબાઇમાં મીસીસ મ્યુર મેકેન્ઝીના પ્રમુખપણા નીચે એક મ્હોટો મેળાવડો ભરાયો હતો, તેમાં ત્યાંની સઘળી કન્યાશાળાઓની બાળાઓને ઇનામ વેહેંચવામાં આવ્યાં હતાં તથા કેટલાંક સ્ત્રીકેળવણી ઉપર ભાષણો અપાયાં હતાં.

---

Registered No. B. 436.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता: । मनु.
(પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.


| | | |
|---|---|---|
| પુસ્તક ૫ | સંપાદક. | ઈ. સ. ૧૯૦૮ માર્ચ. |
| અંક ૭ | બન્ધુસમાજ. | વિ. સં. ૧૯૬૪ ફાલ્ગુન. |


વિષયસૂચન

## લવાજમની પ્હોંચ.

| | | | |
|---|---|---|---|
| ૧૦૯ ( ૯૨૨ ) | રા. મોહનલાલ રામચંદ્ર | મુંબાઇ | ૧—૪—૦ |
| ૧૧૦ ( ૯૨૩ ) | સૌ. કુંદનગવરી | મુંબાઇ | ૧—૪—૦ |
| ૧૧૧ ( ૧૩૧ ) | પેઠ વડોદરા સ્ટેટ લાયબ્રેરી | વડોદરા | ૧—૪—૦ |
| ૧૧૨ ( ૯૨૪ ) | રા. ગીરજાશંકર ભગવાનજી | વાંદરા | ૧—૪—૦ |
| ૧૧૩ ( ૮૨૯ ) | રા. નરભેરામ પ્રભાશંકર | વડોદરા | ૧—૪—૦ |
| ૧૧૪ ( ૯૨૫ ) | રા. શુકલ કેશવલાલ રામજી | મુંબાઈ | ૧—૪—૦ |
| ૧૧૫ ( ૯૨૬ ) | રા. મીસ્ત્રી કેશવજી દયાળ | મુંબાઈ | ૧—૪—૦ |
| ૧૧૬ ( ૧૨૨ ) | રા. છોટુભાઈ નાગણજીભાઈ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૧૧૭ ( ૯૨૭ ) | કુમારશ્રી ભાણુવાળા ભીલખા | રાજકોટ | ૧—૪—૦ |
| ૧૧૮ ( ૯૨૮ ) | રા. વિધારામ ગલાભાઈ (મરકયુસેગીગ બોજ લાયબ્રેરી) | | ૧—૪—૦ |
| ૧૧૯ ( ૯૨૯ ) | રા. મગનલાલ દોલતરામ સ્વાદીયા | જસદણ | ૧—૪—૦ |
| ૧૨૦ ( ૩૮ ) | રા. બાપુભાઈ હરીદાસ તુલસીદાસ | મુંબાઈ | ૧—૪—૦ |
| ૧૨૧ ( ૯૩૦ ) | રા. મનવંતરાય લલ્લુભાઇ | માણાવદર | ૧—૪—૦ |
| ૧૨૨ ( ૯૯૫ ) | રા. બેરામજી જીજીભાઈ ચેરીટેબલ ઇન્સ્ટીટયુટ મુંબાઇ | | ૧—૪—૦ |
| ૧૨૩ ( ૯૩૧ ) | રા. મથુરાદાસજી આત્મારામદાસજી | વડોદરાકેમ્પ | ૧—૪—૦ |
| ૧૨૪ ( ૧૯૪ ) | રા. ગીરધરલાલ કુશલલાલ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૧૨૫ ( ૫૨ ) | રા. નગીનલાલ હરિલાલ એમ એ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૧૨૬ ( ૯૩૨ ) | રા. ગંગાદાસ મોતીલાલ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૧૨૭ ( ૭૪૮ ) | રા. ભોળાનાથ આર મ્હેતા | કલકત્તા | ૧—૪—૦ |

### પાછલા વર્ષ પેટે.

| | | | |
|---|---|---|---|
| ૪૭૩ ( ૯૨૬ ) | મીસ્ત્રી કેશવજી દયાળ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૪૭૪ ( ૫૧૦ ) | સૌ. જીજી મોરારજી | મુંબાઇ | ૧—૪—૦ |

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બંને, કુટુમ્બના બાલક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે." સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૫ મું.] ઈ. સ. ૧૯૦૮ માર્ચ—ફાલ્ગુણ વિ. સં. ૧૯૬૪. [અંક ૭ મો.

## ज्ञानसुगन्ध.

भैयाओ ! आत्मवत् सर्व भूतेषु ( पोतानां जेवां ज अन्य सर्वने गणवां )–ए भगवाननो महान् बोध छे, भैया भगवतीओ, एज परम धर्म छे, अने (यतो धर्मस्ततः कृष्णो, यतो कृष्ण स्ततो जयः) । ज्यां धर्म छे त्यांज प्रभु छे, अने ज्यां प्रभु छे त्यां श्रेय छे) एम बतावी आपे छे के परमात्मा श्री महा प्रभुनुं स्थान पण धर्ममां ज छे. धर्म अने कर्तव्य जुदां नथी. जेम जेम कर्तव्य करवाने महा प्रयत्न करशो तेम तेमज त्हमारा आत्मानो उदय थशे. सुंदरमां सुंदर, मधुरमां मधुर गुलाब पण जेम कांटावाळा झाड परथी ज मळे छे, तेम अद्भुतमां अद्भुत अने परममां परम सुख पण महा प्रयत्नोथी ज अने महा विपत्तिओथी ज मळे छे. भगवतीओ, एटलुं स्मरणमांथी जवा न देशो के महानमां महान कार्योनां बीज त्हमारा गृह मन्दिरोमां रोपाय छे. न्हानामां न्हानां त्हमारा काम उपर दुनियानां म्होटामां म्होटां कार्योनो आधार रहे छे ! जे करो ते प्रेम, समभाव अने उदारशीलथी करजो. खरेखरो आत्म त्याग–आपणे बीजाथी कांइ विशेष छीए, अने त्हेमनुं भलुं करीएछीए–एवा अहंकारी भावमां नथीज. खरेखरो आत्म त्याग—आपणे मात्र आपणुं कर्तव्य करीए छीए, अने ते प्रभुपद समक्ष आपणा आत्मरुपी प्रीतिपात्रमां धरी शकीए छीए ए त्हेनी कृपा छे—एम मानवामां ज उदयमान थाय छे.

रा. सुमन्त कृत योगिनी.

———o———

# કાવ્યકુંજ.

## બ્હેનના કોઢ.

ચાંદલીયો વ્હાલો મ્હને ભાઈ!
ચાંદલીયો આલો, હાં ભાઈ ચાંદલીયો આલો.
મ્હને ભાઈ! ચાંદલીયો વ્હાલો.
ગગન ડુંગરીયે રૂપેલી મન્દિર,
ત્યાં છે તાપસીના વાસ;
તારે જો રેંટીયો તંત્ર ધરાના,
ગુંજે ગીતાના નાદઃ
ભાઈ! રે! ચાંદલીયો આલો, હાં ભાઇ—૦
તરવરતા તારાઓ શુચિના તેજમાં,
મ્હને શુદ્ધિના સ્મિતના કોડ;
પાતાલના તલ સ્પર્શી ચુમ્બે નભ,
આત્માનો અમર છોડ.
ભાઈ! રે! ચાંદલીયો આલો, હાં ભાઈ—૦

મૂળજી દુર્લભજી વેદ.

—

## કપો[illegible]તા-વિનાશ.

ચાહ્યો આ લઈ કાલિં[illegible]ત સરખો ચેલી કપોતી અરે,
જેનાં પાપી [illegible]ક્રૂર હૃદયે કાંઈ દયા નો વસે;
રે રે એ ગ[illegible] કઠોર [illegible]રે મરી જશે આ તીક્ષ્ણ ધારા તલે,
આ સંસાર [illegible]હતી નહતી એ એવી બિચારી થશે.
પ્યારાં પ્રાણ સમાં લઇ શિશુ કરે એ દોડતી હર્ષમાં,
આનંદે રહી ગાળતી જીવન આ ધાન્યે મધુરાં જલે;
રહેતી એ પતિસંગ ગાન કરીને મેદાનમાં નાચતી,
એ ભોળી વસમાં ઝીલી દુઃખ બધાં પ્રેમે ભરી ગર્જતી.
મારૂં કાલ પ્રભાત કેવું ઉગશે એની ન ચિંતા કશી;
વીતાડી રજની બધી રસ ભરી એણે વિનોદે હસી;

"બાપુડી કંઈ હાસ્ય છેલું કરી લે તારે લલાટે લખ્યું,
તારાં કોમલ ગાત્રની પલકમાં થાશે અનેરી દશા."
આપ્યું ના કંઈ લક્ષ ને હૃદયમાં એને વ્યથા ના થઈ,
મેં જોયું નજરે હરિ ખરી ખુબી અજ્ઞાનમાં છે રહી;
છેટે ભીષણ ઘોર કાલગૃહમાં એને ઉપાડી અરે;
ત્યારે છોડી સમસ્ત આશ જીવની કેવું દયાથી રડી.
"મારાં બાલ બધાં ભુખે ટળવળે તેને ખવાડું જરી,
પ્યારા કાન્ત રડયા કરે દુખમહીં એને હસાવું ફરી;
દેને બાપુ રજા ફરી તુજ કને આવીશ વ્હાલા વીરા.
સર્પોનાં સમ ઝેરી દુષ્ટ હૃદયે ક્યાંથી વસે રે દયા;"
કીધા વ્યર્થ પ્રયાસ એ ક્ષણ અરે મૃત્યુથી છૂટા થવા,
અંતે એ કરૂણા ભરયે રૂદનથી સ્વર્ગે સીધાવી જવા;
"ઇચ્છા વીણ મરી ગઈ અરર હું એવું ન શોચે જરા,
તું છુંટી ભવબંધ અન્ય જગમાં પ્રેમે પ્રભુ પાલશે;
નિશ્વાસો લઈ રાંકના જગતમાં એ પાપ ભાગી થયાં,
તું પામી વર માર્ગ અંબર વિષે એથી સુખો અન્ય શાં;"
આવાં હિંસક કર્મ આ જગતમાં થાતાં અને થાય છે,
જ્યાં સુધી વિધિ લેખ નિર્મિત થયા ત્યાં સુધી જોવાં-હશે;
એ પક્ષી સમ જીવ દોરી સહસા મૃત્યુ ખરે છેદશે,
માટે છોડી પ્રપંચ લીન બનતું પ્રેમે પ્રભુનાં રસે.

વિશ્વ.

---

# વાર્તાલહરી.

## કુમારી તરૂલતા. (ચાલુ).

આ આખું અઠવાડીઉં ગયું પણ ત્યાં સુધી કોઈ આવ્યું જ નથી! બિચારી સુધાનું હવે કોણ રહ્યું? તેના દાદાના મરણનો તેને કેવો આઘાત થશે?

"હા, હેને બિચારીને દુઃખ તો થશે; પણ જો તે સમજતી હશે કે મરણથી તેના દાદાનો આત્મા શાંતિ મેળવશે તો તેનું દુઃખ કૈંક ઓછું થઈ શકશે ખરું. આપણે તેમ થવામાં કાંઈક મદદ કરીશું;

નલિની એકાદ પદ સુધી કાંઇક ગુજી ગણગણી અને પછી તેના ચહેરાપર કાંઇક દૈવિ તેજ પથરાયું હોય તેમ લાગ્યું. વસુધાએ તેને સોડમાં લઈ ચુંબન લેતાં પૂછ્યું "બેટા, એ તને શું થયું ?"

મા, મ્હને હમણાંજ વિચાર આવ્યો કે તે સુરદાસજીનું મરણ થતાં તેનામાં કેવો આનંદપ્રદ ફેરફાર થવાનો ! ત્હેને અંતઃકરણ પૂર્વક સાદર નિમંત્રણ આપવા દેવદુતો કેવી આતુરતાથી સ્વર્ગ સદનના દ્વારપર રાહ જોઈ બેઠા હશે ! ત્હેને દિવ્ય ચક્ષુ ઉઘડતાં સ્વર્ગના અનંત તેજ પ્રવાહમાં ન્હાતાં કેવો અદ્‌ભૂત આનંદ થશે ! મા, તે સુરદાસજી સ્વર્ગનાં દિવ્ય વસ્ત્રો ધારણ કરી પ્રભુચરણમાં કેવા આનંદથી નમી રહેશે ! અહિં પૃથ્વીપર આવા અંધકારમાં રહેવા કરતાં તે સ્વર્ગ સુખના મહેમાન થાય તે જ વધારે સારૂં છે.

"ખરેજ, તે નિઃશંક મરવાને વધારે ખુશી છે." એમ બોલતાં તે બારી બંધ કરવા ગઈ,–ત્હાં નીચે નજર જતાં દૂર કોઈ છોકરીની પ્રતિમા જેવું જણાયું ને તે એકદમ બોલી ઉઠી "તોરૂ તોરૂ, જોતો આ સુધા તો નહિં ?"

તોરૂ પોકારી ઉઠી "હા, હા, તેજ સુધા અરે સુધા ઓ સુધા"—તુર્તજ સુધાએ ઉંચું જોયું—પણ જે આનંદ અને ઉત્સાહ હમેશાં ત્હેના ચ્હેરાપર ઉભરાતાં, તેમાંનું આજે કાંઇજ જોવામાં આવ્યું નહિ. ત્હેનો ચ્હેરો ઉલાસને ફિક્કો હતો અને ત્હેનો અવાજ ધ્રુજતો હતો.

"બ્હેન......દાદા તો...ગયા."

"બાપુ, અંદર આવ્ય. રડ નહિં. બધી વાત કર્ય." એમ બોલતાં બોલતાં વસુધા બાર પાસે જય ત્હેને આશ્વાસન આપતી અંદર લઇ આવી.

અશ્રુનુંપૂર ઓછું થવાથી અંતે સુધા બોલી શકી. તેણે પોતાની કુટુંબ કથા કહેવા માંડી. "મારા પિતા ઘણાં વર્ષ થયાં અમને છોડી ગયા છે; અને પછીથી મારી મા અમારાં ભરણપોષણ ખાતર શીવવાનું, કાંતવાનું વિગેરે કામ કરતી. પણ મારા દાદાજી માંદા પડ્યા એટલે તે કામ પણ તેને છોડવું પડ્યું. હવે દાદાજી તો સ્વર્ગમાં ગયા પણ અમારા ગુજરાનનું કાંઇ સાધન રહ્યું નથી. ઘરની ઘર વાખરી પણ વૈદ્યને આપી દેવી પડી. હવે મારી મા બિચારી કેવી દુઃખી થશે ! તે પણ બિચારી માંદી છે !"

વાત પુરી થઈ અને સુધાથી જોરેથી રડી પડયું—નલીનીએ તેને બાથમાં લઇ આશ્વાસન આપ્યું ને વસુધાએ તેને એક મહોર આપી તેનું રહેઠાણ કયાં છે વિગેરે પૂછી લઇને તેને વચન આપ્યું કે "હું કાલે સવારે જરૂર તારે ત્યાં આવીશ."

બીજે દીવસે સવારે વસુધા અને તોરૂ સુધાને ત્યાં ગયાં. ત્યાં તેમને માલૂમ પડયું કે સુધાએ કહી બતાવ્યું તેથી તે કુટુમ્બ બહુજ વધારે ગરીબ હતું. સુધાની મા એક તુટેલા ખાટલાપર ઉધરસ ખાતી પડી હતી. અને તેના અવાજપરથી જણાતું હતું કે તેને નક્કી ક્ષય જ લાગુ પડયો હતો. અને એમ પણ ભય લાગતું કે કદાચ તે થોડા કાલમાં સુધાને નિરાધાર કરી મૂકે !

વસુધાએ તેને સાંત્વન આપી શોક દૂર થાય તેવા શબ્દો કહ્યા તે શબ્દોના જવાબ ? તેને ખાત્રી થઇ કે તે ખરેખર આર્ય મહિલાઓમાં ઉચ્ચ પરન્તુ નમ્રપદ મેળવવા ને લાયક હતી. વસુધાના શબ્દોનો જવાબ એજ હતો કે "મારૂં આખું જીવન દુઃખમાં

જ પસાર થયું છે અને મને લાગે છે કે હવે મારાં દુઃખોનો અંત આવ્યો છે. તેવાં દુઃખમાં ધૈર્ય રાખવા માટે પ્રભુએ મને નિરંતર હૃદયમાં પ્રકટી શક્તિ આપી છે અને હું ધારૂં છું કે તે ધૈર્ય હવે પણ તેનીજ સહાયથી ટકી રહેશે. મને મૃત્યુથી સુખ થશે—હું પ્રભુના ધામમાં પહોંચીશ. ને મારા નાથને મળીશ."

આ વખતે તે સુધાને પણ ભૂલી ગઈ હતી. તેની આંખોમાં અલૌકિક તેજ ચળકાટ મારતું હતું. અને તેને સર્વાંગે આનંદ આનંદ વ્યાપી રહ્યો હતો. પરંતુ આવી ધન્ય ક્ષણો વિરલજ હોય છે. તે લંબાવી શકાતી નથી. તેની દૃષ્ટિ ખુણામાં માતૃવિયોગની કલ્પનાના દુઃખથી આંસુ સારતી સુધાપર પડી અને તેનો સર્વ આનંદ ઉડી ગયો. તે બોલી ઉઠી "મને તો મૃત્યુથી શાંતિ મળશે પણ મારી સુધાનું.........."

તે વાક્ય પૂરૂં કરે તે પહેલાંજ વસુધાએ તેને આશ્વાસન આપ્યું કે "બ્હેન ત્હેને માટે ચિંતા કરવાનું કાંઇ કારણ નથી. આ દેહમાં પ્રાણ છે ત્યાં સુધી તો તેને કાંઇ અડચણ આવશે નહિ" આટલા શબ્દોથી જ તેને સંતોષ થઇ ગયો.

થોડાજ દીવસમાં સુધાની માએ દેહ છોડયો. સુધાના મનપર તેની ઘણી અસર થઈ. તે સાથેજ મરવા તૈયાર થઇ પણ બહુ બહુ સમજાવવાથી તે વેગ અટકાવી શકાયો. પણ તેણે ઘણો કાળ તો શૂન્યાવસ્થામાંજ કાઢયો. વસુધા તેને પોતાને ઘેર લઇ ગઇ અને તોરૂએ તેને આનંદમાં રાખવા અનેક પ્રયત્નો કર્યા પણ સુધાનો પોતાની મા સિવાય કોઇને ઓળખતીજ ન હોય તેમ લાગતું.

અંતે વસુધાના વાત્સલ્યે તથા તોરૂનાં વ્હાલ ભર્યા વચનોએ સુધાની સ્થિતિ સુધરવા લાગી. તે પોતાની માતું સ્થાન વસુધાનેજ આપવા લાગી અને ધીમે ધીમે સર્વ શોક દૂર થયો.

તોરૂને ત્હાં ત્હેને ઘણી નવી નવી અને માણસ જાતના ઉપયોગને માટે બહુ અમુલ્ય લાગતી વસ્તુઓનો ઉપયોગ કરતાં શીખવાનું ત્હેને બહુ અઘરૂં પડયું. પણ ધીમે ધીમે તે ત્હાંના રીતરીવાજોથી પણ પરિચિત થઈ ગઈ.

૬

સુધાનું અંતઃકરણ ત્હેની સ્થિતિ કરતાં ઘણું ઉચ્ચ હતું. અને તે કદી પણ નિશાળે ગઇ નહોતી છતાં તેની માએ તેને એવું શિક્ષણ આપ્યું હતું કે તોરૂ અને સુધા બન્ને એક સરખાંજ પુસ્તકો સાથે લાગાં વાંચી શકતાં. અને તેથી બન્ને એકજ ધોરણમાં અભ્યાસ કરવા લાગ્યાં. તેઓ બન્નેનો સહવાસ એટલો આનંદમય થઈ ગયો કે થોડા વખતમાં તો તેઓ પરસ્પર સગી બ્હેનોજ હોય એમ બહારનાં સર્વકોઇને લાગતું.. તેમના વિચાર અને ઇચ્છાઓ પણ પરસ્પરને એટલી અનુકુળ થઈ ગઈ કે તેવું સ્નેહાળ દમ્પતીઓમાં પણ ભાગ્યે જ બની શકે. તેઓ જ્યારે એક બીજાનાં કેડપર પોતાના નાન્હી વેલીઓશા નાજુક હાથ વિશાળી એકાદ પુસ્તક વાંચવામાં ગુંથાઇ જતી ત્યારે સર્વકોઇને કચ દેવયાનીનું બાળજીવન યાદ આવ્યા વિના ન રહેતું.

અને જ્યારે મેઘરાજને વસુધા આ આનંદમય દેખાવ કોઈ ધન્ય ક્ષણે જોઇ જતાં ત્યારે તેમને સુધાને આપેલ આશ્રયનો પૂરેપૂરો બદલો મળી ગયો લાગતો.

પણ સુખ પછી દુઃખ અને પ્રકાશ પછી અંધકાર એ સૃષ્ટિનો નિયમ છે. સૌંદર્યનો નાશ વહેલો થાય છે ને સૌષ્ઠવને વધારે સહવું પડે છે.

તારૂના સંબંધમાં પણ તેમજ બન્યું. પહેલાં કોઈ સમજી ન શક્યું પણ પરિણામ બહુ વિષમ આવવાનું હતું. એક દીવસ તારૂને શરદી થઈ. વૈદ્ય તબિયત જોઈ દવા આપી ગયો પણ તેની સાથેજ અપ્રકટ રીતે નિરાશા ભર્યો નિશ્વાસ પણ નાંખતો ગયો. દીવસે દીવસે સ્થિતિ બગડતી ચાલી. સાધારણ દેખાતી શરદી દવાથી દૂર ન થઈ શકી. શરદીએ ક્ષયનું રૂપ પકડ્યું ને વૈદ્યને સલાહ આપવાની જરૂર પડી કે હવા ફેર વિના તબિયત નહિ જ સુધરે. સમુદ્ર કિનારાની હવા વિશેષ માફક આવશે એમ સલાહ પડતાં વ્હાલઘેલાં મા બાપે તુર્તજ મુસાફરીની તૈયારી કરી. અને નિર્વિઘ્ન મુસાફરી પછી સમુદ્ર કિનારાપરનાં ન્હાનકડા ગામમાં આવી પહોંચ્યાં.

પહેલાં તો આ ફેરફારથી સારો ફાયદો માલૂમ પડ્યો. પથારી વશ તારૂ થોડા વખતમાં તો બગીચામાં ફુલ વિણવા જવા માંડી. અને નવા માણસને તો તે તદન સાજી સારીજ લાગવા માંડી. તેને ખાવાપર રૂચિ વધવા માંડી અને નિદ્રાહીન રાત્રિઓને બદલે નિસ્વપ્ન નિદ્રા મેળવવાને તે ભાગ્યશાળી બની. ઉંઘમાં પણ આનંદમય દીસતું તેનું મ્હોં જોઈને વ્હાલઘેલી વસુધા મેઘરાજને કહેવા લાગી કે હવે આપણી તારૂને કાંઈ નહિ થાય! પણ હાય! આ તેમની ભૂલજ હતી. દીપકિંવા તારકની અંતિમપ્રભા કાંઈ અજબજ હોયછે!

આ ફક્ત કુતુહલનુંજ પરિણામ હતું. ગામડાંનો સુંદર દેખાવ અને સમુદ્રની સ્વચ્છ પવન લહરિઓ પરિચિત થતાં કુતુહલ શાંત થયું અને તેની સાથે તેની ઉત્તેજીત શક્તિઓ પણ શાંત થઈ. ત્હેના કપોલની લાલી ઉડી ગઈ. અને સર્વ સૌંદર્ય ઉડી ત્હેની આંખમાં ભરાયું. આંખો વિશાળ થતાંની સાથે ત્હેમાં કાંઈ અજબતેજ અને સૌંદર્ય આવી વસ્યાં. અને હજુ પણ ભૂલથી આ ફેરફારને સારો માનવામાં આવ્યો.

વસુધા અને મેઘરાજે ઘણા દીવસ આ ભૂલ થવાજ દીધી. પણ હવે તેનો સંતોષ વધારે વખત ટકી શક્યો નહિ. તેઓ વારંવાર તારૂને જોઈ નિશ્વાસપર નિશ્વાસ નાંખવા માંડ્યાં. તેઓને ધર્મમાં પૂર્ણ શ્રદ્ધા હતી. ભગવતગીતા તેઓ પોતાના જીવનમાં ઉતારવા પ્રયત્ન કરતાં પણ આ વખતે તેમ કરવું ત્હેને અઘરૂં પડતું. આત્માની અમરત વિષે પૂર્ણ ખાત્રી હોવા છતાં જ્યારે તેને વિચાર આવતો કે તારૂથી તેમને વિખુટાં પડવું પડશે ત્યારે તેનું ધૈર્ય ટકતું નહિ.

થોડા દીવસમાં તો તારૂની ચાલવાની શક્તિ ચાલી ગઈ. થોડે દૂર જવામાં પણ ગાડીની જરૂર પડતી અને ગાડી ઘણી ધીમી હાંકવામાં આવતી છતાં તેનાથી બારી પાસે બેસી ન શકાતું. અન્તે તે પણ બન્ધ થયું. અને પથારીમાં પડી બેસવું મુસ્કેલ થઈ પડતાં તેને પથારી વશ થવું પડ્યું. આજથી સુધાએ પણ ખાવું પીવું છોડી પથારી પાસેજ દિન રાત ગાળવા માંડયાં. આવી સ્થિતિમાં પણ તે તારૂને આનંદ આપતી અને વૃદ્ધો પણ ન

કરે તેવી જ્ઞાન ગોષ્ટીમાં બન્ને વખત કાઢતાં. કુદરત પણ કદી નં દેખાતી હોય તેવા રંગથી ખીલી રહી હતી અને જાણે તોરૂનું આતિથ્ય કરવા માટેજ પ્રભુએ આ તૈયારી કરી હોય એમ ભાસતું.

ખરેખર તેની અસર પણ તેવીજ થઈ. તોરૂએ સુધાને કહ્યું "બ્હેન જોતો ખરી પ્રભુએ આ પૃથ્વીપર પણ કેટલું સૌંદર્ય વેરી દીધું છે. તો સ્વર્ગમાં આથી કેટલું બધું વધારે સૌંદર્ય-આનંદ-સુખ હશે?" સુધાએ ધીમેથી જવાબ દીધો. "ખરે એમજ; ત્યાં પાપ કે દુ:ખ કાંઇજ નથી, ને શોક કે રાત્રિને ત્યાં અવકાશજ નથી." તેવા સુંદર આનંદમય પ્રદેશમાં હું હવે સત્વર જઇશ." આ વાક્ય બોલતાં તોરૂના અંગે અંગમાં આનંદ વ્યાપી રહ્યા, ને તેની આંખમાં દિવ્ય તેજ પ્રકાશી રહ્યું. સુધાએ તેટલીજ આતુરતાથી જવાબ દીધો. "હું પણ તારી સાથેજ આવવા ઇચ્છું છું. મને અહિં તારા વિના કેમ ગમે? અને તને ત્યાં મારા વિના કેમ ગમે?" તોરૂએ ગંભીર ભાવ ધારણ કરી જવાબ આપ્યો નહિ. સુધા હમ્મેશ સર્વની સાથે છે તે તું કેમ ભૂલી જાય છે. હું ત્યાં એકલી નહિ પડું." સુધાથી રડી પડાયું. તે ગુંગળાઇજતે અવાજે બોલી—"તે બધું ઠીક પણ જ્યાં તારા વિના મારે રહેવું પડશે. એ વિચાર આવે છે ત્યાં મને અસહ્ય દુ:ખ થાય છે. મારી શ્રદ્ધા સળી જાય છે... આપણે પરસ્પરનો વિયોગ કેમ સહી શકીશું?" આથી વધારે તે બોલી શકી નહિ.

"પણ બાને તથા બાપુને આપણે બન્ને ન હોઇએ તો કેવું દુ:ખ થાય? મારા જવાથી શોક થાય તેનો દિલાસો આપવાનું પાછળ નહિં રહે?" આથી વધારે બોલવાની શક્તિ તોરૂમાં નહોતી છતાં તે પોતાની બધી શક્તિ એકઠી કરીને બોલી "સુધા મને વચન આપ્ય કે તોરૂની ખોટ તેમને ન લાગે અને દિલાસા વિના તેઓને પોતાની જીંદગી શોકમય કરી નાંખવાનો પ્રસંગ ન આવે"—આટલું કહી તે એટલી આશા ભરી દૃષ્ટિએ સુધા સામું જોઈ રહી. આખરે રડતાં રડતાં પણ સુધાને વચન આપ્યા સિવાય ન રહેવાયું. તોરૂની સર્વ આશા પરિપૂર્ણ થઇને તે પૂર્ણ આનંદમાં હોય તેમ દેખાયું.

થોડીવારમાં બગીચામાંથી વસુધા તોરૂ માટે ફુલનો નાનો હાર કરી લાવવા ગઇ હતી ત્યાંથી પાછી આવી અને તોરૂને આનંદમાં જોઈ કાંઇક આશાવંત ચહેરે તેને હાર પહેરાવ્યો.

રાત્રિ થઈ અને હમેશના કરતાં વધારે ગંભીર શાંતિ ઘરમાં ફેલાઈ રહી. મધ્ય રાત્રિ થતામાં તો તોરૂ આનંદમય સ્વપ્નમાંથી જાગી ઉઠી. અને કાંઈ દૂરની પણ નજીક આવતાં સત્વનું આમંત્રણ સ્વીકારવામાં પોતાનાં માતપિતાની સલાહ લેતી હોય તેમ તોરૂ જાગતાંની સાથે સર્વ મંડળ અહિં એકઠું થયું હતું તેને ઉદ્દેશીને બોલવા લાગી:

"આહ, જુવો તો કેવું સુંદર સ્વરૂપ છે. આવો દેવદૂતો આવો. અમારા માનવસૃષ્ટિના પનોતા પરોણા થોડીવાર તો અમારાં આંગણાં દીપાવો—હું તૈયારજ છું તમારૂં આમંત્રણ સ્વીકારવાને આ આવી! બ્હેન સુધા બાને તથા બાપુને સાંત્વન આપજે—માતાપિતા નમન કરૂં છું. સુધા તે હુંજ છું. એમ સ્હમજજો—જુઓ રડો નહિં તો, મને અત્યારે પૂર્ણ આનંદ છે. હું સુખમાં જઉં છું. તમોને ત્યાં મળીશ જય સચ્ચિદાનંદ.

આ શબ્દો છેલ્લાજ હતા. તોરૂનો અમર આત્મા સચ્ચિદાનંદ શબ્દ બોલતાં આનંદ સ્વરૂપમાં લીન થયો, અને પાછળ સર્વત્ર શોકની છાયા છવાઈ રહી. પહેલાં તો કોઇજ કાંઇ બોલી શકયું નહિં. સર્વ સ્તબ્ધ બની રહ્યાં અન્તે પડોશીઓએ સર્વને સાંત્વન આપી તોરૂનાં શબની યોગ્ય વ્યવસ્થા કરાવી.

દીવસો જવાની સાથે શોક ઓછો થાય છે તેમ અહિં ન બન્યું. સુધા તોરૂને આપેલ વચન મિથ્યા કરી શકી નહિ. પણ તેના મનપર થએલ આઘાત એટલો ઊંડો હતો કે તેણે શરીરને ક્ષીણ કરવા માંડયું અને માતાપિતાને દિલાસો દઇ સેવા કરવાને બદલે તેની સેવા તેમણે કરવી પડે તેવી સ્થિતિ થઈ ગઈ.

તોરૂના કરતાં પણ તેની વધારે કાળજી લેવામાં આવી છતાં આંતર દુઃખને બહારના કાંઇ ઉપાયો શમાવી શકયા નહિ. અને તે શોક પ્રસંગને વધારે લંબાવી વાચકની લાગણી દુઃખાવવાને બદલે ટુંકમાં જ કહી દેવા દો કે સુધા પણ થોડા દિવસમાં તોરૂની સ્થિતિ પામી.

તે પરોપકારી કુટુંબ ઇશ્વિર ઇચ્છાને વશ થઇ પોતાનાં જીવનશેષ કાશીમાં ગાળવા તે તરફ ચાલ્યું ગયું. અને હજુ સુધી ગંગાકિનારે આ વાતનાં ધ્વનિગાન વ્યક્તિ કિંવા સાધવી રૂપમાં આજ સુધી સાંભળતાં રહી ગયાં.

વાંચનાર! આ ધાર્મિકજીવનના અવલોકનને અંતે આંસુ ન ખેરીશ, નહિ, પરંતુ તે સંસ્કારોના પરમપ્રવાહમાં મળી જઇ સેવાના હિતાર્થે તે પારમાર્થિક જીવનને અનુસરવા યોગ્ય પ્રયત્ન કરજે.

નૂતનશ્રી.

---

# બાલોદ્યાન.

## બાલ કેલવણી.

યુરોપ અને અમેરિકાના બાળકોને નિશાળ તે એક આનંદનું સ્થળ લાગે છે. સાંભળવા પ્રમાણે ત્યાં આગળ માબાપોને પોતાનાં બાળકોને ધમકી આપવી હોય છે ત્યારે કહે છે કે "આજ તને નિશાળે નહિ જવા દઇએ." અને તરતજ બાળક પાંશરૂદોર થઈ જાય છે. આ વાત ખરી હોય કે ખોટી પરંતુ એટલું તો સિદ્ધ છે કે જે જ્ઞાન જોર જુલમથી આપવામાં આવે છે, તે ભાગ્યેજ કંઈ સારૂં ફળ ઉપજાવી શકે છે, અને ઉપજાવે છે તો ઘણુંજ થોડું. અત્રેના બાળકોને નિશાળ કેદખાના કરતાં પણ વધારે અપ્રિય લાગે છે અને તેથી નિશાળે મોકલવાનું નામ દેતાં બાળક રડતું છાનું રહી જાય છે અને શિક્ષક આવ્યાનું કહેતાં ભયથી ધ્રુજે છે. આવો તો ગુરૂશિષ્ય વચ્ચેનો પ્રેમ! અત્રેની નિશાળોમાંથી છુટતાં બાળકોને જોઈ આપણને ખેદ થયા વિના નહિ રહે. ફીકા ચહેરા અને નિસ્તેજ આંખોવાળાં, દફતર અને પાટી ઉપાડતાંપણાં થાકી જતાં, ધીમી ચાલવાળાં, અને અશક્ત શરીરનાં કેટલાં

બધાં બાળકો નજરે પડે છે. અરે, થોડા વર્ષ પૂર્વેની તેમના મુખપરની ગુલાબી, અને સર્વ કોઇને પ્રિય થઈ પડતો આનંદી સ્વભાવ, તેમની અલૌકિક ચપળતા અને તેમનું એકંદર મનોહર સ્વરૂપ ક્યાં ગયું ? શું ખિલતું ગુલાબ કે ઉગતો સૂર્ય આ બાળકો જેવાં નિસ્તેજ અને દયા પાત્ર હોય છે? કોણ જાણે કયું પિશાચ તેમનું લોહી ચુસી લે છે ?

કેળવણી—કલ્પતરૂ સમાન કેળવણી ! શું તું તારાં ઉપાસક બાળકોને આવું ફળ આપે છે ? એમ કેમ બને ? વૃક્ષની પરિક્ષા તેના ફળ ઉપરથી થાય છે, અને તેથી આવું વિપરીત પરિણામ આપનાર કેળવણી નહિ પણ બીજુંજ કાંઇક છે.

આપણાં માબાપો પોતાનું બાળક છ સાત વર્ષનું થયું કે નિશાળે મુકવું અને તેને પરિક્ષાઓ પાસ કરાવવી એનેજ કેળવણી સમજતા હોય એમ બહુધા દેખાય છે. પરંતુ અમુક વિષયોનું શબ્દજ્ઞાન બાળકના મગજમાં ઉતારવું તેને કેળવણી કહેવાય નહિ; પણ તેનામાં રહેલી નિગૂઢ શક્તિઓને બહાર કાઢવા અને ખિલવવાનેજ કેળવણીનું નામ આપી શકાય. કેળવણીનું મુખ્ય પરિણામ પાંડિત્ય કે વ્યવહારમાં મળતો જય નથી. પરંતુ સામર્થ્ય—હૃદયના સામર્થ્યને અનુકુલ વર્તતું તન તથા મનનું સામર્થ્ય—છે. કેળવણીના આવા સ્વરૂપના અજ્ઞાનને લીધેજ ઘણાઓને ખબર નથી હોતી કે બાલ્યાવસ્થાના એક માસમાં બાળક જેટલું શિખે છે તેટલું તે મોટી ઉમ્મરે ત્રણ માસમાં પણ શિખતું નથી, તે વખતે તે પ્રત્યેક વસ્તુ આશ્ચર્ય અને નમ્રપણે શિખવાની ઉત્કટ ઇચ્છાથી નિહાળે છે એમ તેની ખુલી ધારી ધારીને જોતી આંખો અને મુખમુદ્રા સ્પષ્ટ બતાવી આપે છે. આ સમયના તેના અતિ ગ્રાહક અને નિર્મલ અંતઃકરણમાં જે જે સંસ્કારો—સારા વા નરસા—પાડવામાં આવે છે તેની ઉંડી છાપ આખા જન્મભર ટકી રહે છે; એટલુંજ નહિ પણ અનુકૂલ પ્રસંગો પ્રાપ્ત થતાં તે સંસ્કારો વૃદ્ધિ પામી તેની ઉન્નતિ કે અવનતિ કરવામાં સબળ કારણ થઈ પડે છે. આ રીતે વિચાર કરીએ તો આપણે ખૂની, જુગારી, ચોર, લંપટ વિગેરે મનુષ્યોને ધિક્કારી કાઢતાં અને સર્વ દોષનો ટોપલો તેમને શિર મુકતાં અચકાઇશું અને આપણને તેમના પ્રતિ ધિક્કાર અને ક્રોધને બદલે દયા અને પ્રેમ આવશે. કારણ ખૂન, જુગાર, ચોરી, વૈર વિગેરે દોષોના પહેલા પાઠ, જાણતાં વા અજાણતાં, શિખવનાર તેમનાં માબાપ કે સંબંધિઓ હોય છે અને તેથી જો કે તે સંબંધિઓ રાજ્યસત્તાની શિક્ષામાંથી બચી જાય છે તો પણ વિશ્વ નિયંતાની દૃષ્ટિમાં તો તેઓ તે પોતાના સહભાગી અને મૂળ કારણ છે.

ઉક્ત વચનોથી કહેવાનું તાત્પર્ય એજ છે કે વડિલોએ બાળકો સાથે બેદરકારીથી વર્તવાનું નથી. તેમની સમીપમાં અયોગ્ય વચનોનો ઉચ્ચાર, કે ક્રોધ, મોહ, ઇર્ષા વિગેરે વિકારોવાળુ વર્તન બનતા સુધી ન થવું જોઇયે. અને આ બાબતની ખાસ કાળજી ઉપર કહ્યું તેમ બાળકોની બાલ્યવયમાંજ રાખવાની છે.

આ પ્રમાણે વર્તવું કેટલાકને કષ્ટકુટ ભરેલું તથા અઘરૂં લાગશે પરંતુ આપણી જવાબદારી, તેવા વર્તનની અગત્ય અને તેથી થતા લાભનો વિચાર કરતાં, આવા પવિત્ર કર્તવ્યમાં પ્રવૃત્ત થવાનો પ્રબલ વેગ વિચારવાનને પ્રકટયા વિના નહિ રહે.

જ્યારે પોતાનાંજ બે ત્રણ પ્રિય બાળકોને આ પ્રમાણે કેળવતાં આપણને કંઇગો તથા

આલસ્ય પ્રકટે ત્યારે બિચારા એક શિક્ષક જેને દસબાર રૂપૈડીનો પગાર મળે છે તથા જેને ત્રીસ ચાળીસ બાળકો સોંપવામાં આવે છે તેના મનની લાગણીનો કંઇક ખ્યાલ આપણને આવશે અને તે ઉપરથી પોતાની શિક્ષક તરિકેની ફરજ કેટલા થોડા સારી રીતે બજાવી શકતા હશે તે પણ આપણે સમજી શકીશું.

સુવિખ્યાત વિદ્વાન ડા. જૉન કોવન એમ. ડી. કહે છે કેઃ—Upto the age of ten years—fifteen would be better—no book should be allowed in the child's hands, for duiing this time the child should be allowed simply to grow-sleep, eat, exercise and grow-no more, no less! એટલે કે "દશ વર્ષ—અને પંદર વર્ષ હોય તો વધારે સારૂ—નું બાળક થાય ત્યાં સુધી તેના હાથમાં એક પણ પુસ્તક મુકવું નહિ જોઇયે, કારણ કે આ સમયમાં તો બાળકને ફક્ત ખિલવાજ—નિદ્રા, આહાર અને વ્યાયામ લેવા તથા વધવાજ—દેવું જોઇયે. એથી જરા વધારે પણ નહિ અને ઓછું પણ નહિ". પ્રસિદ્ધ તત્વવેત્તા મી. હરબર્ટ સ્પેન્સરનો પણ આવોજ અભિપ્રાય છે, અને જેઓ આ વિષયપર લાંબો વિચાર કરે છે તેમનો પણ એવોજ મત થાય છે. આથી ચાર પાંચ વર્ષનું બાળક થયું કે ગાડરીઆ પ્રવાહરૂપી રિવાજને અનુસરી અજ્ઞાન મહેતાજીઓના હાથમાં આપણા પ્રિય બાળકને મુકવાની અને તેને પાંચ પાંચ કલાક નિશાળમાં પુરી મુકવાની ગાંડી ઉતાવળ કરતાં આપણે અટકવું જોઇયે. એક સ્થળે બહુ સમય સ્થિર બેસી રહેવું તે બાળકના સ્વભાવથી કેવલ ઉલટું હોવાથી જો તેને નાની વયમાં તેમ કરવાની ફરજ પાડવામાં આવે છે તો તેથી તેના શરીર તથા મન પર બહુ ખરાબ અસર થાય છે. બાળકનું મગજ પૂર્ણ બંધાઈ રહેલું ન હોવાથી મગજની કેટલીક શક્તિઓ ( Faculties ) ખિલવા માંડેલી હોતી નથી તેથી તે સમયે પુસ્તકો કરતાં મ્હોડે શિક્ષણ આપવું તેને વધારે અનુકૂલ પડે છે. ખેતરો, ઉદ્યાનો, વાડીઓ, સંગ્રહાલયો વિગેરેમાં તથા નદી કે સમુદ્ર કિનારે તેને ફરવા લેઈ જઈ, વિજ્ઞાનશાસ્ત્રનાં મૂલતત્વોનું જ્ઞાન ઘણી સરળતાથી આપી શકાય છે અને તે આનંદથી બાળક શિખે છે. આવાં સ્થળોમાં બાળકના કુમળા અંતઃકરણમાં ઇશ્વરના મહિમા તથા પ્રેમની ઊંડી છાપ પાડી શકાય છે. પુસ્તકોના શુષ્કજ્ઞાન કરતાં આ અનુભવજ્ઞાન બાળકને ભવિષ્યમાં ઘણું ઉપયોગી થઈ પડે છે. આ સાથે તેની શારીરીક તથા માનસિક શક્તિઓને યોગ્ય પોષણ મળવાથી તેઓ બરાબર ખીલી નીકળે છે. ઘણો સમય માતાપિતાની દેખરેખ નિચે રહેવાથી કુસંગતિ તથા કુટેવોમાંથી બચી જાય છે. અને આવા સુદૃઢ પાયાપર ચણાયલી કેળવણીરૂપી ઇમારત ઘણાં મનુષ્યોનાં આશ્રય તથા સુખનું કારણ થઈ રહે છે.

આ રીતે જ્યારે માતાપિતા બાળકને શિક્ષક તરિકે જ્ઞાન આપવાનું કામ કરવા માંડશે ત્યારે જ અધુના નિશાળોમાં અપાતી કેળવણીની ખામીઓ દૂર થશે; અને જ્ઞાન સાથે નમ્રતા અને પરોપકારની લાગણી પણ વૃદ્ધિ પામી, સુખ અને ઉન્નતિનો માર્ગ યોગ્ય કેળવણીજ છે એ સર્વ કોઇને સમજાશે.

પ્રસાદ.

# વિવિધવિહાર.

( મળેલું. )

## સ્ત્રીના ધર્મ.

( રાગ—પુનમ ચાંદનિ. )

ગુણીયલ બ્હેનિ! ચાલો જઇએ જગ ઉદ્યાનમાંરે,
લહાવા મળશે ચિત્તને, શાંતિ સુખ અનુપ;
વિધવિધ જાતિ પુષ્પો, ઇશ કૃતિના ન્યાળશુંરે,
જનવાડી ખીલી રહી, વિધવિધ રંગ ભરેલ,
વૃક્ષો પુષ્પો છાજતાં, સગુણ સુગંધની રેલ.
સ્નેહે બ્હેનિ! શુદ્ધ પરાગ સુહાસ્યથીરે,
કરશુ ઉર આનંદે પ્રભુ મહિમા ના ગાનઃ ગુણીયલ૦

વિચાર વાડી ખેડીને જઇશું આપણ બેન,
પ્રભુનિ લીલા ન્યાળીને, કરશું તે સંગ ચેન;
(વળી) અંકુર વાવીશું ત્યાં નિતીના સૌ સ્નેહથીરે,
ઉર ઉમંગ તણુ સીંચીને નિર્મળ નીર. ગુણીયલ૦
ધતિ, રતિને રાખતા, જોશું ફળનિ વાટ,
મતે શુરા રહી સદા, વિલાવશુંજ ઉચાટ.
(પાછા) આવો જોઇએ બ્હેનિ! હદ્ બાગે સ્નેહે ફરીરે,
કેવી વૃદ્ધી થઇ છે આપણુ અંકુર માપ. ગુણીયલ૦
પ્રેમાંકુરો ફુટીયાં, કોમળ જ્યાં ત્યાં બહુ.
સમતા સરીતા વારીને સીંચો બ્હેનો સહુ;
પતિ ભક્તાની કલીકા શોભે શી આ બેનડીરે?
ચાલો હર્ષે પતિસહ, લઇએ મોક્ષે કુસુમ.. ગુણીયલ૦

## રાત્રી ભાષણ.

### ભાષણ ૮ મું.

રા. પોચાલાલ રાષ્ટ્રીય સભા ( કોન્ગ્રેસ ) ભરાવાની હતી ત્યારે અ. સૌ. છીંહાકુંવર સંસારા સુધારા સમાજમાં તથા મહિલા પરિષદ્‌માં જાય એમ ધારી ત્હેમને પણ પોતાની સાથે સુરત લેતા આવેલા. સંસાર સુધારા સમાજમાં જઈ આવ્યા બાદ ત્હેમને સંભળાવેલા બોલોઃ—

"આજે જોયું ? હું તો શરમાઈ જ ગઇ, તદ્દન ગોવાળણી જેવો મ્હારો વેષ ને 'બીજા બધાં કેવા સરસ શણગાર સજી આવેલા હજુ તો મ્હારે પેલી મહિલા પરિષદમાં 'જવું છે, ત્યાં પાછો ત્હમે વેષ કહડાવજો. સાંભળોછો કે ? હું ત્હમારી આ ૦હેંત પહોલા 'ચપડાની સાડી ને કસબી કમખો પહેરી ભાભા મેરાઇ પેઠે ત્યાં જનાર નથી.

'શું બોલ્યા ? ન જઉં તો ઘરમાં રહું ? હું ઘરમાં ગોંધાઈ રહું ને ત્હમે સહેલાણી 'જીવડી બ્હાર ફરશો ? ત્હમારા ચાલા હું સમજુછું'. એ બધા ન લેવાના ચાલા. કંઇ હું 'ભોલી કીકી નથી જે ત્હમારાથી એમ ડર ખાઈ જઉં.

'હું સાડી પારસી બોજી લેવાની જ. વીચાર તો કરો ત્યાં ભાષણ કોણ આપનાર છે 'ત્હેનો! ક્યાં ક્યાંથી સ્ત્રીઓ આવનાર છે તે તો જૂઓ. જૂઓ આ ત્હેના કામની યાદી, ને 'જૂઓ ત્હેમાંના નામ. જાત જાતનાં ને દેશ દેશનાં બૈરાંઓ ત્યાં આવે ત્યારે મ્હારે ત્યાં શું 'પહેરીને જવું ? તે કેવું પહેરે ત્હેનો મ્હારે વીચાર જ ન કરવો ?

'શું તેઓ નવરાં છે ? શું ત્હેમના ધણીઓ કમઅક્કલ હશે ? શું બોલો છો ? જરા 'વીચાર તો કરો. ત્હમે એકલા જ અક્કલ ભંડારને બીજા મૂરખ ? કંઇ ઘૂવડ પેઠે આંખ 'મટમટાવે અક્કલવાળા નહિ થઇ જવાય. એમ ત્હમારા બોલેબોલ ગાવાની નથી. મ્હારામાં 'એ રહેજ અક્કલ છે. ત્હમે તો મ્હારી હુરીયો બોલાવવા તૈયાર થયા છો. ચોખ્ખું કહી 'દઉંછું , ને એ સાડી કમખો હું પહેરનાર નથી.

'પેટીમાંના બીજા કહાડું ? આજ વર્ષો થયા પડી રહેલા ને ત્હમારા ધૂમાડા ખાધેલા 'કપડા પહેરી ત્યાં જઉં ? જરાક લજવાઓ તો ખરા. ને ચોળી કઇ પહેરૂં ? વાંસાટાંકી કે 'ભદાની ? મનથી માનતા ના જે એમ પતશે. નવીન પ્રકારનો...પેલું શું કહે છે ત્હેનું નામ ? 'હું તો તે પણ ભૂલી ગઇ. પેલો ઝૂલવાળો કબજા જેવો પણ બોયેંથી ફૂલેલો, ને બીજે 'બધે ચપટી ચપટી ભરીને સુંદર બનાવેલો તે મ્હારે જોઇએ. નામ તો દરજી પણ કહેશે. 'મ્હારે નામનું શું કામ છે ? મ્હારે તો તેવો કબજો-ટ્યો ચયું-જોઇએ. જોયું નહિ સંસાર 'સુધારા સમાજમાં સુધરેલી સન્નારીઓ સરસ સરસ જાળીની ઝૂલવાળા એવા ફૂલેલા કબજા 'પહેરીને આવેલી તે ? ત્હમારે મન તો ઠીક જે હું બોચરાની સાલની ચોલીઓ પહેરી ત્યાં 'જઉં ને મ્હારી ફરફડીયો બોલાવડાવું; પણ મ્હારૂં નાક મ્હને વ્હાલું છે તો.

'આંખો શેની મ્હડાવો છો ? એમ આંખ ફેરવે કે નાક ફૂલાવે હું દબી જવાની 'નથી. હું ત્હમારી ગુલામડી નથી, સમજ્યા ? એમ દબાવશો તો બનનાર નથી. અમે સ્ત્રી-'ઓ પરાધીન છીયે, ને ત્હમે પુરૂષો ત્હેનો ઘેરલાભ લેવા ઇચ્છો છો. મ્હોડે મરચાંનો તો-'બરો બાંધી ઉપર કોયડાનો માર મારવા ત્હમારો તો વીચાર છે.

'ને ઘરેણાને માટે શું કહો છો? ત્હમે ધારતા હો જે હું આ ઘરેણા પહેરી ત્યાં
'જઈશ તો ત્હમારી ભૂલ છે. ઉંઘવા માંડ્યું? એમ ઉંઘવાનું નથી. સાંભળ્યું હું એ ઘરેણા
'નહિ પહેરૂં. શું બોલ્યા? નહિ પહેરૂં તો ઓછા ઘસાશે?

'એમ કંઈ બચી જવાનું નથી. નવી ઢબના ઘરેણા મ્હારે હાલને હાલ જોઈશે. એવા
'ચાલુ ઘડના ના પહેરૂં તો શું હું હાથે પગે પાંચશેરીઓને કોટમાં અધમણીયો ઘાલી જઉં?
'જૂઓ તો ખરા ત્હમારા રૂપાળા ઘરેણાઃ—કંગણ, કલ્લાં, તૂશી, કાંડલી, લોલીયાં, લોલક, કંઠો.
'અહંહં! એ તે ઘરેણા કે વેષ? એ મ્હારે નહિ જોઈએ.

'ન જોઈએ તો એમને એમ જઉં? જો એમને એમજ ઉઘાડી મોકલવી હતી તો
લાવ્યા જ શું કરવા? ને લાવ્યા તો વળી એવા મેળામાં લઈ શું કરવા ગયા કે એવું જો-
ઈએ ને માંગીયે! મ્હારે ઉપાડે પરિશદમાં મોકલવી છે, સુધરેલાં બૈરાંઓના સમાગમમાં
લાવવી છે, ને પછી ગામડાની ગોરી પેઠે કોટમાં હાંસડી, ને હાથે પગે બેડીઓ પહેરાવી
ત્યાં મોકલવી છે. જરાક લાજો. મ્હને તો કહેતાએ શરમ આવે છે, પણ ત્હમને સાંભળતા
શરમ નથી આવતી.

હાથે તો મ્હારે કનકતારાની જ બંગડી જોઈશે; ને તે ઉપર પેલી બીજી... બળ્યું
નામ પણ ભૂલી જવાય છે—પેલી મુંબઈના ઘડની બંગડી પહેરવાની. વચ્ચે કાચની લાલ-
રંગની સાસુ વહુની પાટલી જોઈશે. તે પાટલી તો અહીંયા મળતી જ હશે. બધાં પહેરીને
આવેલાં છે. ને પેલાં ઘરેણાને માટે તો કાલે સ્હવારે સોનીને બોલાવો તો બપોરે તૈયાર થશે.
કોટનું મ્હારે બહુ નહિ જોઈએ. મોતીની એક કંઠી ગંઠાવી લ્યો. એમાં કેટલી વાર! કસો-
કમાં તૈયાર, મોતીએ મળે છે ને વાળાએ મળે છે; ફક્ત ગાંઠવાની જ વાર કાને ફક્ત એ-
રીંગ ચાલશે. મ્હારી પાસ છે, ને છલ્લા પણ છે. પગે હું કલ્લાં પહેરવાની નથી. જોયું પેલા
'મ્હોટા ઘરનાં મ્હોટી બ્હેન શું પહેરીને આવેલા તે? હવે તો સાદાઈ ઉપર વાત આવી
'છે. જ્યાં ત્યાં સોનું ને રૂપું નહિ, પણ જેવું જોઈએ તેવું પહેરવું એ રીવાજ દાખલ થયો
'છે. પગે તો ફક્ત બદામી રંગના ને રેશમી દોરાવાળા મોજાં પહેરીને તે ઉપર સેટીનના
'ફૂલવાળા વીલાયતી બૂટ પહેરાય છે. મ્હારે પણ તેજ જોઈએ છે. બજારમાં મળશે. હું
'ત્હમારી બેડી પહેરવાની નથી.

'ચલાવી પાછી ધમણ? એમ ઢોંગ કરોને. હું હવે બધું પામી ગઈ છું. ત્હમારાથી
'એમ છેતરાઉં એમ નથી. ત્હમને એમ ઉંઘવા દેવાની નથી. સાંભળ્યું મ્હારે એ
'ચીજો જોઈશે જ.

'શું કહો છો? પૈસા ખર્ચ થશે?

'આપણી ટીકીટો મફત થયેલી? ત્હમારા ને ત્હમારામાં ખર્ચાયા કેમ? હું ત્હમને ક્યાં
'લાફાલાફી કરવાનું કહું છું? પહેરૂં? બધા જુના ઘરેણા પહેરે તો હું બશેર પાંચશેરનો
'ભાર ઊંચકું? ખર્ચ શેનું થવાનું છે? આ મ્હારા જાડા ઘરેણા ભંગાવી નાંખજો યા વેચી
'નાંખજો એટલે બધું પતી જશે. તેમ ન કરો તો શું નવી દુનીયામાં નવી ઢબના લુગડાં
'લત્તા પહેરી બધા ફરે ત્યારે હું ત્હેમના અગાડી ભૂત જેવી ફરૂં? ખરી વાત! હમે ત્હ-

૧૧. લગ્નસમારંભમાં કન્યાને ત્યાં કે વરને ત્યાં યજ્ઞમાં કે સખીઓ સાથે વનમાં ભોજનમાં કે દેવદર્શનમાં જવું હોય તો એ સર્વમાં પોતાના પતિની સંમતિ સિવાય કાંઇ કરવું નહિ.

૧૨. પોતાના પતિને સંતોષ થાય તે પ્રકારના આનન્દ અને વ્યવસાયમાં કાલ વ્યતીત કરવો.

૧૩. પતિ સુઇ જાય તે પછી પોતે સૂવું. તે ઉઠે તે પહેલાં ઉઠવું. દિવસે કદાચ તે ઉંઘી જાય તો પોતે ઉઠાડવા નહિ.

૧૪. ઘરમાં રસોઇ કરવાનું કોઈ ઉપર નાંખવું નહિ. પણ પોતેજ કરવી.

૧૫. પતિને હાથે કંઈ પણ અપરાધ થયો હોય તો ગુસ્સે નહિ થતાં શાન્તિથી સમજાવવાં; મર્યાદા ઉલ્લંઘવી નહિ.

૧૬. જ્યારે મિત્રમંડલ સાથે બેઠા હોય અથવા તો એકલા હોય ત્યારે પ્રીય લાગે એવા શબ્દોથી આલાપ કરવો.

૧૭. ગુસ્સો કરવો નહિ. મ્હોડું ચ્હડાવવું નહિ. બારણામાં ઉભા રહીને કે બારીએ ઉભાં રહી ડોકીઆં કરવાં નહિ. એકાન્તમાં રહેવું નહિ.

૧૮. સર્વદા સ્વચ્છ અને સુઘડ રહેવું.

૧૯. પ્રસંગાનુસાર વસ્ત્ર પરિધાન કરવાં.

૨૦. પતિ કોઈ વ્રત પાળે ત્યારે પોતે પણ તે પાળવું. તે ઉપવાસ કરે ત્યારે પોતે પણ કરવો.

૨૧. ઘરમાં જોઇતાં સર્વ વાસણ વેચાતાં લેવાં.

૨૨. ઘરમાં મીઠું, તેલ, આદી મશાલાની વસ્તુઓ તથા દરરોજ વપરાતાં ઔષધો સાચવી રાખવાં.

૨૩. પોતાની સંપત્તિ તથા પોતાના પતિનો ઉપદેશ કોઇને પણ કહેવો નહિ.

૨૪. વસ્ત્રાભૂષણ સ્વચ્છ રાખવામાં, રસોઈ ઉત્તમ પ્રકારની કરવામાં, માનમાન્યતા સંપાદન કરવામાં અને પતિ સેવામાં તત્પર રહેવામાં સખીઓને સરસાઈ ભોગવવા ન દેવી, તેઓથી સર્વદા આગળ રહેવું.

૨૫. વાર્ષિક આવક તપાસવી અને તે પ્રમાણે ખર્ચ કરવું.

૨૬. જમતાં દૂધ વધે તો દહીં કરવું, દહીની છાશને ઘી કરવાં. તેલ સાકર આદિ પણ સંભાળવાં. અનાજ સર્વ વીણી ઝાડઝીને સાફ રાખવાં; ચાકરના પગારનો હીસાબ પોતે રાખવો. પાળેલાં પશુ, પક્ષી ઇત્યાદિની જાતે સંભાળ લેવી. ઘરનો હીસાબ દરરોજ પોતે રાખવો.

૨૭. જૂનાં કપડાં સાચવી રાખી નોકર અગર ભિક્ષુકને આપવાં.

૨૮. પતિના મિત્રને ફુલ, પાનસોપારી આપી સત્કારવા સાસુસસરાની સુશ્રુષામાં તૈયાર રહેવું. સદા ત્હેમની આજ્ઞાને આધીન રહેવું. તેઓ ગીરાય તો પણ પોતે નાચીગવું. સભ્યતાથી વાતો કરવી. તત્સમક્ષ મ્હોઢેથી હસવું નહિ. પતિનો મિત્ર તેજ પોતાનો મિત્ર ને પતિનો શત્રુ તેજ પોતાના શત્રુ એમ સમજવું, નોકર ચાકર જોડે સારી રીતે વર્તવું. પતિને કહ્યા સિવાય કોઈ સાથે લડવું વઢવું નહિ. *

સૌ૦ વિલસુ.

* મરાઠી ઉપરથી.

# ઘર સંસારી આનંદનું ચિત્ર.

## સ્ત્રી લેખ.

દુનિયામાં એવાં ઘણાં માણસો હોય છે કે જેઓને આનંદ તથા મોજમઝા ભોગવવા ઘણાં સાધનો હોવા છતાં તેઓ હેનો ઉપભોગ કરતાં નથી. એટલા માટે હેમના સુખની હેમને સમજણ આપવાનું તથા તેઓ ન દેખી શકતાં હોય એવા સદ્‌ભાગ્યનું હેમને દર્શન કરાવવાનું કામ ઘણુંજ ઉત્તમ તથા કલ્યાણ કર્ત્તા છે. પરણેલી જીંદગી દુઃખમાં ગુજારતા માણસોને આવાં ઉપદેશકો બહુ જરૂરનાં છે. ઘણાં લોકો એ પવિત્ર સંબંધમાં રહેલા ખરા સુખને બીલકુલ પણ સમજ્યા વિના પોતાના દિવસો દુઃખમાં તથા બડબડાટ કરવામાં કહાડે છે અને હેના આનંદનો ખરો ભાવાર્થ બીલકુલ પણ સમજ્યા નથી તેવાં લોકોને એ ઉપદેશકો બહુ ઉપયોગી થઈ પડે છે. એવું પરમાર્થનું કામ કરવાની મ્હારી ઇચ્છા થવાથી હાલ તાજા બનેલા એક બનાવનું—મ્હારી એક સખી જે અગાઉ મ્હારી સાથે નિશાળમાં હતી હેની ઘરની સ્થીતિનું—વર્ણન કરી એ સુખને ન સમજતાં કેટલાંક માણસોને ખરી સમજણ આપવાનો મ્હને વિચાર થયો છે.

મ્હારી સખી શિયાળો મુંબાઈમાં ગાળવાના વિચારથી પોતાના કુટુંબ સાથે ગયે અઠવાડીયેજ ગામમાં આવી છે; અને ગઈ કાલે રહવારેજ મ્હને હેણે પોતાને ત્યાં જમવાનું આમંત્રણ કર્યું. હું એના કુટુંબમાં એક ઘરના માણસ જેવી છું, અને ઘરનાં સર્વે માણસો મ્હને હેમની શુભ ઇચ્છનાર તરીકેજ ગણે છે. જ્યારે હું એને ઘેર જાઉં છું ત્યારે એનાં સર્વે છોકરાં મ્હને જે આનંદથી મળવા દોડે છે હેનું વર્ણન કરવાની મ્હારામાં શક્તિ નથી. જ્યાં દરવાજો જરાક ખડખડે કે સર્વે છોકરાં એક સાથે હું આવી હઇશ એમ ધારી દરવાજો ઉઘાડવા દોડે, અને જે પાછળ રહે તે મ્હારા આવ્યાની ખબર હેમની માતાને આપવા દોડે.

આજે એક ન્હાની સુંદર છોકરીએ મ્હને દરવાજો ઉઘાડી ઘરમાં દાખલ કરી. હમે સર્વે એમ ધારતાં હતાં કે તે મ્હને ભૂલી ગઈ હશે, કારણ કે એ કુટુંબ બે વર્ષથી બ્હાર મુસાફરીમાં ફરતું હતું. પણ હમારા ધાર્યા વિરૂદ્ધ હેણે મ્હને ઓળખી, અને એ હમને સર્વને અજાયબ લાગ્યું, અને તેથી હમારી વાત દાખલ થતાંજ એ વિશે શરૂ થઇ. થોડીવારમાં તો સર્વે છોકરાં પોતે મુસાફરીમાં શું શું જોયું હતું તથા કર્યું હતું હેની વાતો કરવા મંડી ગયાં. આવી વાતો અને ગામ ગપાટા વચ્ચે હમારે જમવાની વખત થઇ ગઇ, અને એજ આનંદમાં હમે જમી પણ રહ્યાં.

જમ્યા પછી મ્હારી સખીના પતિ તથા છોકરાં પોતપોતાને સ્થાને ચાલ્યાં ગયાં, અને જેવાં હમે બે એકલાં પડ્યાં કે તરતજ હેણે મ્હારા બન્ને હાથ પોતાના હાથમાં લીધા અને કહ્યું:—

" મ્હારી વ્હાલી બ્હેન ! હું ત્હને મળીને અત્યંત ખુશી થઇ છું. મ્હને બ્હીક હતી કે આપણે બધાં સાથે ભેગાં થઇ આવા આનંદથી ફરી કદી જમીશું નહિ. મ્હારા લગ્ન પ્હેલાં મ્હારા પતિને તું મ્હારી ચીઠ્ઠી આપવા જતી ત્યાર કરતાં, તથા હમણાં બે વર્ષ પ્હેલાં ત્હેં એમને જોયા હતા તે કરતાં એ બદલાયા હોય એવું ત્હને નથી લાગતું ? "

અને આટલું બોલતાં તે ગળગળી થઇ ગઇ અને હ્હેની આંખમાંથી એક આંસુ હ્હેના ગાલ ઉપર પડયું. આ જોઇ મ્હને બહુ લાગણી થઇ પણ વાત ફેરવવાની મતલબથી હું બોલી:—

"જ્યારે હું ચીટ્ટી આપવા ગઇ ત્યાર કરતાં એ બદલાયા છે. તો ખરાં તે વખતે હ્હેમણે કહ્યું હતું કે લગ્ન પ્હેલાં વરકન્યાએ સંબંધ રાખવો, ચીટ્ટી લખવી, અને ઇંગ્રેજ લોકની જેમ પ્રીતિ કરી પછી લગ્નની તૈયારી કરવી એવું એ ક્યાંથી શીખ્યાં વિગેરે ઘણી મશ્કરી કરી હતી. પણ બ્હેન! તે વખતે એ જેવડા જુવાન બાવીસ વરસના હતા તેવાજ કાયમ રહે એવું તું ઇચ્છે તે તો ક્યાંથી બને?"

"બાવીસ વર્ષના"! મ્હારી સખી પુકારી ઉઠી; "ખરે! એક પ્રેમીનો ખરો પ્રેમ મેળવવો એ કેટલું આનંદજનક છે હ્હેની ખરી સમજણ ત્હને હોય એમ લાગતું નથી. પ્રેમ કાંઈ વરસો થતાં ઘટતો નથી પણ વધે છે. એમના પ્રેમમાં કાંઈ ખામી આવી છે કે એમાં કાંઈ એ બદલાયા છે એમ મ્હારૂં કહેવું નથી; પણ મ્હને તાવ આવ્યો ત્યારે એમણે મ્હારી ચાકરી કરી, હ્હેના પરિશ્રમથી મ્હને તાવ ઉતર્યા પછી એ બહુ માંદા પડયા, અને ઇશ્વર કૃપાથી માંણ માંણ બચ્યા. એ મંદવાડ પછી એ લેવાયા તથા બદલાયલા લાગે છે એમ હું કહું છું. હું સત્ય કહું છું કે હું એમના ઘણાજ ઉપકારમાં છું. એમણે મ્હારે ખાતર જેટલું કર્યું છે તેટલું કોઇકજ પતિ પોતાની પત્નિ માટે કરે. પણ હવે એમની લથડતી તબીયત માટે મ્હને બહુ ચિન્તા રહે છે. તું ઉમ્મર અને જુવાની વિશે કહે છે પણ એ તો દિવસે દિવસે વધતા જતા પ્રેમથી મ્હને ચાહ્ય છે. દરેક પળે હ્હેમના મ્હારી પ્રત્યેના પ્રેમના તાજા દાખલા હું જોઉં છું. હમે પરણ્યાં ત્યારે હતા તે કરતાં પણ વધારે સુંદર એ મ્હને લાગે છે. એમના જેવા પતિ મળવાથી ખરે હું મ્હને પૂર્ણ ભાગ્યશાળી માનું છું. પણ બ્હેન! મ્હારી ચિન્તાનું ખરૂં કારણ તો મ્હેં પ્હેલાં કહ્યું તે છે. એમના મંદવાડ પછી એમની તબીયતમાં ફેરફાર થયો છે, અને મ્હારી ફીકર પ્રતિક્ષણે વધતી જાય છે. જો આમાંથી કાંઇ પણ ખરાબ પરીણામ આવે તો મ્હારૂં ને છોકરાંનું શું થાય? હમે નિરાધાર થઇએ એવા એવા વિચારો મ્હને બહુ ગભરાવી નાંખે છે. એમની સમક્ષ આનંદમાં રહેવા હું બનતો પ્રયાસ કરૂં છું પણ ઓચિન્તુ મ્હારૂં મન ઉદાસ થઇ જાય, અને પોતાની લાગણી આવી કરૂણાજનક રીતે દર્શાવવા તે આગળ હજી વધારે બોલવા જતી હતી તેવાંમાં બ્હારથી હ્હેનાં પતિ ઓરડામાં આવ્યા અને એ બોલતી અટકી પડી.

ખરેખર એના પતિ જેવા મધુર અને વ્હાલસોયા ચ્હેરાના માણસ મ્હેં ભાગ્યેજ દીઠા હશે. પતિનું હસતું મુખ જોઇ પત્ની અત્યંત આનંદથી હ્હેમની તરફ ફરી અને થોડા વખત પ્હેલાં જે દુઃખ પોતાને થતું હતું હ્હેનું ભાન ભુલી. હમારા ચ્હેરા ઉપરની ગંભીરાઇ ઉપરથી હમે શું વાત કરતાં હતાં એ તરત એ સમજ્યા, અને મ્હારી તરફ ફરી સ્મિત હાસ્ય કરતાં કહ્યું કેઃ—

"એ જે કહે તે ત્હમે બીલકુલ ખરૂં માનશો નહિ. મ્હારામાં હજી પુશ્કળ શક્તિ છે અને હજી તો જેટલાં વર્ષ મ્હેં કહાડયાં છે, તેટલાં હું કહાડવાનો છું, પણ એટલું ખરૂં કે એ મ્હારી અત્યંત સંભાળ અને કાળજી નહિ રાખતાં પોતાની તબીયત જરા વધારે સંભાળશે. તો ઠીક. અહીં આવ્યા પછી એ વધારે બેદરકાર થય છે, અને અહીંની આવી

હવામાં પણ કાંઈ શરમ પ્હેર્યા વિના અને સંભાળ્યા વિના એ રાત્રે કે સાંજે પોતાની જુની જુની સખીયોને મળવા જાય છે."

મ્હારી સખી પોતાના પતિની હાજરીમાં હમેશ બહુ આનંદી રહે છે, અને એમની રમુજી વાતોમાં મોજ મેળવે છે તેથી હવે એમને હમારી પાસે બેસી વાતો કરાવવા કહ્યું. જુવાનીના વખતની અને પ્હેલાંની ગંમતની વાતો કરતાં હમે બેઠેલાં હતાં તેવામાં એમનો ન્હાનો દીકરો ઢોલ વગાડતો ઓરડામાં દાખલ થયો. હેની મા એને બ્હાર મોકલી દેવાનું કરતી હતી, તેવામાં મ્હેં એને મ્હારી પાસે બોલાવી લીધો અને વાતો કરાવવા માંડી. એની વાતચિત ઉપરથી લાગતું હતું કે એની ઉમ્મરના પ્રમાણમાં એણે બહુ વાંચ્યું હશે. "ટુંકી કહાણીઓ," "કૌતક સંગ્રહ" વિગેરે ઘણી ચોપડીઓની વાતો એ મ્હોંએ કહી જતો; પણ વચ્ચે વચ્ચે કહેતો કે "આ બધું હું કાંઇ ખરૂં નથી માનતો." એ ઇતીહાસ ઘણો ખરો બધો જાણતો અને ક્યારે કયો રાજા ગાદીએ બેઠો કયારે કયો મરી ગયો વિગેરે બધું મ્હોંએ હતું.

બધાંની સાથે વાતો કરતાં મોડી રાત સુધી હું એમને ઘેર બેઠી. આજનો દિવસ મ્હેં જેવા આનંદમાં ગાળ્યો હતો તેવો મ્હેં ભાગ્યેજ કદી ગાળ્યો હશે. ગમે તે વિષય ઉપર પણ વાતો બધી આનંદની અને રમુજી હતી. એ વિષે વિચાર કરતા, કુંવારી જીંદગી કરતાં પરણેલીમાં કેટલા વધારે ફાયદા છે હેનું અનુમાન બાંધતી હું ઘેર આવી. પરણેલી અવસ્થામાં સુખ ન માનતા લોકોની મ્હને દયા આવી. અને એમને એ સુખની સમજણ આપવા, ઉપરની હકીકત દાખલા રૂપે હેમની સમક્ષ મુકી. કંકાસમાં કહડાતા જીવનને કાંઇક ઉંચી દશાએ જોવાની મ્હારી ઇચ્છા થવાથી ઉપરની વાત સ્હવારમાં ઉઠી તરત લખી એનો કાંઇ ઉપયોગ કરવાને મ્હારૂં મન થયું. એથી કોઇના મનને જરા શાંતિ પણ મળશે, તો મ્હારૂં કામ સફળ થયેલું હું ગણીશ.

સૌ. સુમતિ.

---

# વિજ્ઞાન.

## વંધ્યત્વ નિવારણ.

( લેખક—સૌ. કૃષ્ણગૌરી હિરાલાલ રાવજી. લુણાવાડા. )

સંતાન પ્રાપ્તીને માટે આપણા દેશમાં સામાન્ય રીતે સર્વ સ્ત્રીઓની ઇચ્છા એક સરખી બળવાન જોવામાં આવે છે. પણ વિધાના અજ્ઞાને કરી તિમિરથી છવાએલું ભોળી ભામિનિઓનું અંતઃકરણ આડેઅવળે માર્ગે દોરાયા કરે છે. કોઈ બિચારી અમુક વ્રત કરે છે. તો કોઈ ઉપવાસ કરે છે. કોઈ દેવની પાછળ ફરે છે તો કોઈ ઢોંગી ધર્મગુરૂઓ, જુવા, જોગી જતિ ઇત્યાદિની પાસે જઈ ધક્કાખાઈ પૈસાની ખુવારી કરે છે. એટલુંજ નહિ પણ કોઈ કોઈ છરેલ અને ઉચ્છંખળ સ્ત્રીઓતો એ બ્હાને ... કે અજાણે સ્વાર્થ સાધવાને

પાપીઓના પાશમાં સપડાઈ જાય છે. આટલું છતાં પણ તે બિચારીઓ પોતાની ધારેલી ધારણામાં ફતેહમંદ થતી નથી. તેથી દેશની જે આર્યભગિનિઓ સંતાનનું સુખ મેળવવા ભાગ્યશાળી થઈ નથી તેઓ હવે પછી પોતાના દુઃખનું ખરૂં કારણ સમજી ઇચ્છીત સુખ મેળવવા સદ્‌વર્તનથી ખરો માર્ગ પકડે કે જેના પરિણામમાં ઘણે ભાગે તેઓ સુખી થાય, અને કુવર્તને જતાં અટકે એ હેતુથી થોડુ લખવાની રજા લઉં છું.

(૧) જેને એકે વખત ગર્ભ રહ્યો ન હોય તે ખરી વાંઝણી કહેવાય છે. સાધારણ રીતે સ્ત્રી ઊમ્મરે આવ્યા પછી એટલે તેને પહેલા દુર બેસવાના પછી વધારેમાં વધારે ત્રણ ચાર વર્ષની અંદર ગર્ભ ધારણ કરે છે.

(૨) સ્ત્રીઓને રતુનું બહુજ મોડુ આવવું, બીલકુલ નહિ આવવું, દેખાયા પછી તરત બંધ થઇ જવું ઘણા દિવસ સુધી દેખાયા કરવું, પીડા થઇને આવવું, દરમાસે નિયમિત આવતા છતાં લોહીનું ઓછું પડવું વગેરે કારણો પણ સ્ત્રીને વાંઝણી રાખે છે.

(૩) વળી કેટલીએક સ્ત્રીઓને રતુ ન આવવાના તથા રતુને બંધ કરનારાં કોઇ પણ કારણ જણાતાં ના હોય તો પણ રતુ આવતું નથી; પણ દર મહીને જાણે આવતું હોય એમ લાગે છે. પણ તે દેખાતું નથી. આવી સ્ત્રીને પેટ સારૂ આવતું નથી, એટલે દસ્ત બરાબર થતો નથી; માથામાં પીડા રહે છે, શુળ નીકળે છે, તેનો ચ્હેરો ફિક્કો થઇ જાય છે. આંકૃણ થઇ આવે છે. તથા બીજી પણ ઘણી વ્યાધિઓ થાય છે. આવી સ્ત્રીઓએ વખતોવખત સાધારણ જુલાબ લેવો. કમર ડુબે ત્યાં સુધી ગરમ પાણીમાં બેસવું, ગરમ પાણીની પીચકારી મારવી વગેરે ઉપાય કામે લગાડવા. પણ સ્ત્રી જો તદન નબળી હોય તો તેણે જુલાબ નહિ લેતાં જે દવાઓમાં લોહ આવતું હેય તેવી દવાઓ લેવી. ગરમ પાણીમાં બેસતી વખતે તેમાં થોડો રાઇનો ભૂકો નાખવો. વળી કેટલીએક વખતે સ્ત્રીને દર માસે રતુ દેખાવને બદલે સફેદ પ્રવાહી પદાર્થ પડે છે અને લોહી સિવાય સઘળાં રતુ આવવાનાં ચિન્હ જણાય છે. આ બે પ્રસંગે લોહની બનાવટ અને સારો પચે તેવો પૌષ્ટીક ખોરાક બહુ ઉપયોગી થાય છે.

(૪) સ્ત્રીઓનું અનિયમીત દૂર બેસતી નથી તે સ્ત્રી ગર્ભધારણ કરે એ તો એક અપવાદના નિયમમાંજ આવી શકે. નિયમિત રતુનું આવવું એ ગર્ભ ધારણમાં પહેલું કારણ છે.

ગર્ભાશયની સ્થીતિનું નબળાપણું દૂર કરવા સારૂં ખુલી હવા, સાદો અને પચી શકે એવો પૌષ્ટીક ખોરાક, ગરમ ફ્લેનલનાં લુગડાં અને મુખ્યત્વે કરી મિતાહારપણું એ ચોકસ ઇલાજો છે. આ ઊપાયોની સાથે હમેશ દસ્ત સાફ આવે તેવું ઔષધ ચાલુ રાખવું.

(૫) તંગ પોશાક પહેરવો, તાણીને પાટો બાંધવો, તથા કમરને પાતળી દેખાડવા તે ઉપર દબાણ રાખવું એ ગર્ભાશયને પાછળ ઢાળી પાડવામાં સાહેભુત થાય છે.

(૬) ઘણું કરીને જે સ્ત્રી પહેલેથીજ વાંઝણી હોય અથવા પાછળથી વાંઝણી થએલી હોય અથવા જેને રતુ નહિ આવતું હોય તે સ્ત્રીઓ શરીરે જાડી થાય છે તથા તેનો કટી પશ્ચાત ભાગ પણ ઘણો વધી જાય છે. જે સ્ત્રી દીન પ્રતિદીન જાડી થતી જાય છે તે ઘણું કરીને વાંઝણીજ રહે છે. જે સ્ત્રીને અત્યંત રતુ દેખાતુ હોય તે સ્ત્રીને જો કે ગર્ભ રહેનો ન હોય તો પણ તે દિવસે દિવસે જાડી થતી નથી. રતુનું ઓછું દેખાવું, નિરંતર બેશી રહેવું, દિવસે સુવાની ટેવ, અને ગર્ભ અંડની શિથીલતા એ જાડાં થવાનાં મુખ્ય કારણો છે.

સુવાવડ તેમજ કસુવાવડમાં યોગ્ય ક્રીયા ન થવાને લીધે રતુ ઓછું આવે છે. અને તેથી પણ સ્ત્રી જાડી થઈ જાય છે.

ખુલ્લી હવામાં ફરવું, શરીરને કસરત આપવી, દિવસે સુવાની ટેવનો ત્યાગ કરવો, સારો હલકો, તથા જેમાં ગળપણ ન હોય તેવો ખોરાક, રતુ સાફ આવે તેવી દવાઓ, હમેશાં ઝાડો સાફ આવે તેવી યોજના થોડા થોડા દિવસને આંતરે જુલાબ, ઓછો ખોરાક કમર અને પેઢુ ઉપર પાણીનો શેક વગેરે ઉપાયો સ્ત્રીઓને શરીરે જાડી થતાં અટકાવે છે. આ ઉપાયો જો સ્ત્રીને થોડુ થોડુ રતુ દેખાતું હોય તોજ કામે લાગે છે. રતુ વધારે લાવવાને માટે એળિઓ વિશેષ કામ કરે છે. એળિઆની સાથે હિંગ પણ તેટલોજ ફાયદો આપે છે. સોઢાની કોઈ પણ બનાવટ આવે પ્રસંગે ઉપયોગી થઈ પડે છે. મધ અને પાણી સાથે મેળવી પીવાથી પણ સ્ત્રીની ચરબી ઘટી જાય છે.

(૭) પ્રદર એ કેવળ મુખના ક્ષતની મુખ્ય નિશાની છે. પ્રદર એટલે ગુહ્ય ભાગમાંથી શ્વેત પદાર્થનું નીકળવું. આ શ્વેત પદાર્થ વિર્ય જંતુનો નાશ કરે છે અને તેથી સ્ત્રી વાંઝણી રહે છે. આ દર્દમાં સુદર્શન ચૂર્ણ, ખુલી હવા, સાદો અને અગ્નિને પ્રદીપ્ત કરે તેવો ખોરાક તથા ઔષધો, પેટ સાફ આવે એવી યોજના, ગ્રાહી દવાઓની પિચકારી ગરમ પાણીની પિચકારી તથા અતિશય સ્વચ્છતા એ ઘણો સારો ફાયદો કરે છે.

(૮) આપણા લોકોમાં બાળલગ્નનો ચાલ વિશેષ છે. વિવાહ વખતે વર વહુની આરોગ્યતા તથા શરીર સંબંધે જે ઉપયોગી બાબતો ધ્યાનમાં લેવાની છે તે ઉપર ઘણું ઓછું લક્ષ અપાય છે. વગેરે કારણોથી જેનો પતિ રોગીષ્ટ, પુરૂષાર્થહીન હશે તેઓની સ્ત્રીને સંતાન દુઃખ હમેશને માટે સહન કરવું પડશે. સ્ત્રી વાંઝણી હશે તો તેનાં કારણની પાકી શોધ કે લાયક સ્ત્રી-ડૉક્ટર પાસે લઇ જઇ તેની વૈદક તપાસ કરાવ્યા સિવાય કેટલાએક શ્રીમંત પુરૂષો, સ્ત્રીઓની ન્હાની ઉમર છતાં અધિરા થઇ ઊતાવળે બીજું લગ્ન કરે છે. અને નિર્દોષ અબળાઓને દુઃખમાં રિબાવે છે. આ રીત ઠીક નથી. પુરૂષ શક્તીહિણ હોય અથવા તેનામાં ગમે તે દોષ હોય અને તેવાંજ કારણને લીધે સ્ત્રી વાંઝણી રહી હોય તો પણ તેનાથી તો ફરી લગ્ન થઇ શકતુંજ નથી એટલે એવે પ્રસંગે હિન્દુ સ્ત્રીઓનો ધર્મ તો એ જ છે કે સંતાન પ્રાપ્તિની આશા છોડી દેઇ, નીતિને માર્ગે ચાલી હમેશાં પોતાના કુટુમ્બી જનોની સેવામાં દેશહિતનાં કાર્યોમાં તથા ઇશ્વર ભજનમાં પોતાનો કાલ નિર્ગમન કરવો.

(૯) હમેણાં જેમ જેમ પશ્ચિમાત્ય વિદ્યાનો વધારો થતો જાય છે તેમ તેમ જનસમુહના વિચારોમાં ફેરફાર થતો જોવામાં આવે છે. પુત્ર હોય તોજ પિતાને સ્વર્ગ પ્રાપ્તી થાય એવી સમજ ધરાવનારા હવે ઘટતા જાય છે. પુરૂષ વર્ગને અપુત્ર હોવાનો શોક થોડો રહે છે પણ તે પ્રમાણે જો સ્ત્રી વર્ગની સમજમાં ફેરફાર થાય તો પછી વંધ્યત્વ રહેનારને વિશેષ દિલગીર થવાનું કારણ રહેશે નહિં. પૃથ્વીપર દીન પ્રતિદીન વસ્તી વધતી જાય છે. અને તેજ પ્રમાણે નિરંતર પ્રજાવૃદ્ધી થયાં જાયતો પૃથ્વી ઉપરના ઘણા લોકને ભૂખે રીબાવું પડે, તથા રહેવાને પુરી જગા પણ મળે નહિ, એટલે તે સર્વેનો વિચાર કરી મહા બુદ્ધિમાન જગતકર્તા પરમેશ્વરે વસ્તીની વૃદ્ધી અટકાવવાના હેતુથી કેટલીએક સ્ત્રીઓને વંધ્ય રાખવા ઠરાવ કર્યો હોય તો તે ઇશ્વર આજ્ઞા સમજી સહન કરવા જેવો છે. આવી વખતે માણસોએ

તિરાહુના પ્રદેશમાં આવેલા કપિલવસ્તુના યુવરાજ શાક્યસિંહને વૈરાગ્ય પ્રાપ્ત થયો અને લોકોને મુક્તિ શી રીતે મળે તેનો રસ્તો ખોળવા ઉત્કંઠા થઈ. છેવટે એ માર્ગ જડયો ત્યારે તેણે બધે ફરી ઉપદેશ કરવા માંડયો અને પોતાનો સંઘ વધાર્યો. સંસાર ત્યાગી સાધુ થનારા ભીકખુ અથવા થેરા કહેવાતા અને સંસારમાં રહીજ એ ધર્મનુ અનુશીલન કરનાર ઉપાસક કહેવાતા.

જૂના વખતથી વિચારકોએ નારીવર્ગની અતિશય નિંદા કરી છે હજુ પણ એ વિચારના પડઘા આપણે સાંભળીએ છીએ. મોક્ષ મેળવવા સ્ત્રીઓથી દૂર થવુજ જોઇએ એવો દૃઢ આગ્રહ તે કાળના આચાર્યનો હતો. શાક્યસિંહે પણ પોતાની પત્ની યશોધરા અને પુત્ર રાહુલને છોડી ભગવાં પ્હેર્યાં. હતાં. જ્યારે પુરુષ વર્ગને બૌદ્ધ ધર્મથી નિર્વાણનો માર્ગ મળવા લાગ્યો. સંસારની ઉપાધિ છૂટવા લાગી અને જન્મજન્માંતરના લગડાં બંધ થતા લાગ્યા ત્યારે સ્ત્રીઓને પણ એજ માર્ગે પોતાનુ કલ્યાણ સાધવા ઉત્કંઠા ગઈ.

રણજીતભાઇ વાવાભાઇ.

---

# સ્વાગતમંદિર.

**મદનવિજય નાટક***:—આજકાલ વાર્તા નવલકથાનો એટલો પ્રવર્તન છે કે નાટક ઘણાંજ થોડાં લખાય છે રા મણિલાલના 'કાન્તાનાટક' પછી ઘણે વર્ષ રા દોલતરામ કૃપારામ પડયાએ 'અમરસત્ર' નામનું નાટક લખ્યું હતું. ત્યાર પછી લખાયલાં સારા નાટકોમાનુ આ એક છે. પ્રસ્તુત નાટકની પ્રસ્તાવના એટલી વિસ્તૃત અને ઉપયોગી સૂચનાથી પરિપૂર્ણ છે કે એ પ્રસ્તાવના જુદી પ્રસિદ્ધ કરવામા આવે તો એક નાટ્ય કલા ઉપર ઉપયોગી નિબંધ થાય. રા. ચન્દ્ર મણિશંકરની બીજી ખૂબી એ છે કે એઓએ આ નાટકમા અન્ય પુસ્તકોની છાયા આવી છે તે નિખાલસપણે પ્રસ્તાવનામાંજ જણાવી દીધી છે. નાટનમા આધુનિક સુધારણા ઉપર કાકટીકા કરવામા આવી છે તે કેટલે દરજ્જે યોગ્ય હશે પણ એક પક્ષી છે. પાત્રોની ભાષા સગીતમય કાવ્યો સંસ્કારી છે. રાજકિય ચર્ચા રાજાપ્રજાના ર્મ વગેરે પ્રશ્નો દાખલ કરી હિંદની આધુનિક પ્રવૃત્તિઓનુ દર્શન કરાવ્યું છે. રા. ચન્દ્રમણિનો આ પ્રથમ પ્રયાસ જોતાં ભવિષ્યમાં એ ગુજરાતી સાહિત્યની સારી સેવા બજાવશે એમ એવો અમને વિશ્વાસ છે.

---

* કર્તા રા. ચદ્રમણિશંકર જેઠાલાલ પંડિત. કિંમત રૂ. ૦–૮–૦ કાચા પુઠાના

# વાર્તાલહરી.

## સ્ત્રી–લેખ.

### સંદિગ્ધ.

અષાડ વદ ૧૨ ને દિવસે ઉષાકાન્તનાં લગ્ન નક્કી કરવામાં આવ્યાં હતાં. તે મુંબાઇની એલ્ફીન્સ્ટન કૉલેજમાં ભણતો હતો. પોતાના લગ્ન સમયે તે સ્નેહીઓને સાથે લેતો ગયો હતો.

શુભ મુહુર્તે હરિપ્રસાદની કન્યા કુસુમ સાથેનાં લગ્ન થઇ ગયાં. કુસુમ સ્હેજ મ્હોટી હતી, તોપણ તે સુંદર અને લાવણ્યમયી જણાતી. તેને જોઇને બધાં ઘણાં જ ખુશી થતાં. ઉષાકાન્તના પ્રિય મિત્ર બકુલે પણ એક દિવસ કહ્યું, "ત્હારી સ્ત્રી ઘણીજ મનોહર છે ખરેખર તેને અપ્સરા કહીએ તો ચાલે."

ઉષાકાન્ત આ સાંભળી ઘણો જ ગુસ્સે થયો, પણ અંદરનો ગુસ્સો અંદર જ સમાવ્યો. બ્હાર તેણે બીલકુલ જણાવા દીધો નહિ.

૨.

ઉષાકાન્ત પોતાના દોસ્તારો સાથે મુંબાઈ આવ્યો છે. બકુલનું મોસાળ પણ અમદાવાદમાં હતું. ઉષાકાન્તે મુંબાઈ આવીને પાછું ભણવાનું શરૂ કર્યું.

પ્હેલાંની માફક તેણે ભણવાનું શરૂ કર્યું ખરૂં, પરંતુ તેના મનમાં અનેક વિચારો ઘોળાયા કરતા. તે હમણાં બીલકુલ ઘરમાંથી બ્હાર નીકળતા નહિ. અને આખો દિવસ કંઇ કંઇ વિચારોજ કર્યા કરતા. તે દરરોજ સહવારે વહેલા ઉઠી ઘરની બહાર બેઠા બેઠા ટપાલીયાની રાહ જોયા કરતા.

બકુલ પોતાના મિત્રનું આવું વર્તન જોઇને એક દિવસ બોલ્યો, "તમને થયું છે શું? કે જેથી ત્હમારામાં આટલું બધું પરિવર્તન જણાય છે? મ્હારાં પણ લગ્ન થયાં છે પણ ત્હમારી માફક વહુના નામની જપ માળ નથી જપતો."

ઉષાકાન્ત જરા ગુસ્સાથી બોલ્યા, "મને શું થયું છે તે પૂછવાનો ત્હમને શું અધિકાર? મ્હારી ખુશી, મ્હારી મરજી."

બકુલ હસતો હસતો બોલ્યો, "ખુશી ત્યારે વાત રહી! હવેથી કોઇ દિવસ નહિ પૂછીયે, એ જ ને?"

નવવધુના વાંકા ટેડા અક્ષરોમાં અઠવાડિયામાં બે ત્રણ કાગળ આવવા લાગ્યા. કાગળ મળ્યાથી ઉષાકાન્તને એટલો તો આનન્દ થતો કે તેનું વર્ણ કરવું નિરર્થક છે.

આટલા દિવસ વાંચેલાં, ઇગ્રેજી, ગુજરાતી, બંગાળી વિગેરે પુસ્તકોનો ઉપયોગ પોતાની પત્નીના કાગળ લખવા ખાતે કરતા. મનમાં મનમાં તે હવાના કિલ્લા બાંધતા, અને નિજાનંદમાંજ મગ્ન રહેતા. આવી રીતે ત્રણ ચાર માસ થયા એટલામાં સાસરેથી કાગળ

આવતો સમુળગો બંધ પડયો, તેથી ઉષાકાન્તને અતિશય અધિરાઇ ઉપજી. તે વહેલા ઉઠી કાગળ માટે એકદમ બ્હાર જઈ પોષ્ટમેનની (ટપાલવાળાની) રાહ જોતા બેઠા. અનેક કાગળ આવ્યા પણ હાય ! મ્હારા નામનો એક પણ નહિ. તેમણે મનમાં ને મનમાં ગોઠવણ કરી કે જો પરમ દિવસે કાગળ ન આવે તો મ્હારે જાતે જ સાસરે જવું.

પરમદિવસ સ્હવારે ઉઠી બકુલ કંઈ કામ માટે બહાર ગયા હતા. ઉષાકાન્તે આજની રાત્ર તો માંડમાંડ કહાડી. સ્હવારના પ્હોરમાં તે મ્હોડું ધોઇને બ્હાર કાગળની રાહ જોતા બેઠા. દરરોજ તો પોષ્ટમેન અત્યાર સુધીમાં ક્યારનોએ આવી જાય છે પણ આજે કેમ અત્યાર સુધી નહિ આવ્યો હોય? બહુવાર સુધી તે રસ્તા તરફ જોઇ જ રહ્યા, પણ કોઈ ન આવ્યું તેથી તે એકદમ અધિરો બની ગયો. તેટલામાં એક પોષ્ટમેન આવ્યો, તેને જોઈ તે ઘણા હર્ષભેર ઉઠીને તેને પૂછ્યું, "મ્હારો કાગળ છે? પોષ્ટમેન બધા છોકરાઓના કાગળ આપી ચાલતો થયો. ઉષાકાન્તે જોયું તો પોતાનો એક પણ કાગળ નહોતો. પરંતુ બધા કાગળમાંથી તેણે એક પોતાના મિત્ર બકુલનો કાગળ દીઠો. તે કાગળ ઉપરના અક્ષરો તેને પરિચિત ભાસ્યા.

બકુલનો કાગળ હાથમાં લઈ તે ઘરમાં ગયા અને કંઇક વિચારથી તે કાગળ ઉઘાડ્યો, નિચે જોયું તો, "આપની ચરણરજ દાસી કુસુમ." ઉષાકાન્તનુ માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. સંસાર અસાર ને કડવો ઝેર જેવો થઈ પડયો.

"શું મ્હારી કુસુમસુંદરીએ બકુલ ઉપર કાગળ લખવા માંડયો છે ? કેવી બેવફા ? આથીજ કદાચ બકુલે કહ્યું હશે કે "ત્હારી પત્ની ઘણી જ મનોહર અને સુંદર છે. હાય ! સંસાર દગા અને ફરેબી ભરેલો છે ?" ક્રોધ, તીરસ્કાર અને લજ્જાથી ઉષાકાન્તે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરીકે હવેથી આ પાપી સંસારમાં રહેવું નહિ. આખર માતુશ્રીની આજ્ઞા લેવી જોઇએ એમ ધારીને એક કાગળ લખવા માંડયો.

ગંગાસ્વરૂપ પૂજ્ય, માતુશ્રી,

હું કોઈ પણ વાતે વિવાહ કરવા રાજી હતો નહિ, એ ત્હમને વિદિત છે. પણ હવે જે થવાનું હતું તે થઈ ગયું ! મ્હારાં કૃત્યનું ફળ મ્હને મળ્યું છે. હવે મ્હને સંસારમાં રહેવાની જીજ્ઞાસા બીલકુલ નથી. ત્હમારા સંસારમાંથી રજા લઉંછું. મ્હારી હવે શોધ ખોળ કરતાં નહિ.

ત્હમારો હતભાગ્ય,

**ઉષાકાન્ત.**

કાગળ પરબીડીયામાં બીડી પોસ્ટમાં રવાના કર્યો. તે દિવસે ઉષાકાન્ત કોલેજમાં પણ ગયા ન્હોતા. બકુલે કારણ પૂછ્યું તો તેણે ફક્ત એટલોજ જવાબ આપ્યો કે, "મ્હને આજ ઠીક નથી. "બકુલ બીજું કંઇ ન પૂછતાં કોલેજમાં ચાલ્યો ગયો. તેમના આવતાં પહેલાં ઉષાકાન્ત ઘરમાંથી બ્હાર નીકળ્યો. તેની પાસે ફક્ત ૭ રૂપીયાજ હતા. ટીકીટ લઇને તે અમદાવાદની મેલમાં બેઠો. અને મુંબાઇ પાસેથી ફરી કોઈ દીવસ નહિ આવવાની રજા લેતો હોય તેમ તે ગાડી ઉપડતાં સ્ટેશન તરફ ઘણીવાર સુધી મીટ માંડી રહ્યો.

બકુલે કોલેજમાંથી આવીને જોયું તો ઉષાકાન્ત નજરે પડયો નહિ, તેથી તે ઘણોજ દિલગીર થયો. કારણ એક તો તેને ઠીક ન્હોતું ને ઘણી રાત સુધી તે ન આવ્યા તેથી વધારે ચિંતા થવા લાગી. તેણે રાત દિવસ ઘણીજ ખોળ કરી પણ તેનો પત્તો ન મળ્યો. પછી બીજે દિવસે બકુલને ઉષાકાન્તનીમાંનો કાગળ મળ્યો. કાગળ તેમણે ઘણો ચિંતા ભર્યો લખ્યો હતો. એ ઉપરથી બકુલને ખબર પડી કે અમુક કારણથી તે ચીડાઇને ચાલ્યા ગયા છે.

બકુલને ખબર હતી કે સુરતમાં ઉષાકાન્તનો એક મામો રહે છે. કારણ કે ઘણી વખત ઉષાકાન્ત એમને ત્યાં જતો આવતો. તેની પાસે પૈસા પણ વધારે નથી તે પણ તે જાણતો હતો. તેણે ખરો નિશ્ચય કર્યો કે તે સુરતમાં જ હોવો જોઇએ. બકુલ બિજે દિવસે સુરત ગયો.

૩.

આખો દહાડો ગાડીના ગગડાટથી થાકયો પાકયો બકુલ સુરત પહોંચ્યો. ઘરની તો તેને ખબરજ હતી. ત્યાં જતાં તેને ખબર મળી કે ઉષાકાન્ત આગલે દિવસે આવેલ છે. અને અત્યારે જમી પરવારી મેડાપર સુતેલ છે. બકુલે તે રાતે તેને ઉઠાડવો એ સલાહ ભરેલું લાગ્યું નહિ.

સહવારે ઉઠીને બકુલ ઉષાકાન્ત જ્યાં સુતો હતો ત્યાં ગયો. ને જોયું તો ઉષાકાન્ત જાગે છે. ત્હેનું મ્હોં ઉતરી ગયલું, આંખો લાલ. અરધો સુતેલો ને મ્હોટા કંઈ ગંભીર વિચારમાં પડેલો હતો. બકુલ પાસે જઈ બેઠો તોપણ તેને ખબર પડી નહિ. બકુલે હસીને પૂછ્યું, "એટલું બધું શું હતું કે વિરાગી થઇને દેશ ત્યાગ કર્યો? ભાઈ, આ ત્હમને થયું છે શું?"

ઉષાકાન્તે ચમકીને પાસે જોયું તો બકુલ તે હવે સહન કરી શકયો નહિ. ક્રોધ અને તિરસ્કારથી તે ગાજી ઉઠયો, "વિશ્વાસઘાતી! આટલું કરતાં હજી પણ તું ધરાયો નથી! શા માટે દુઃખ દેવા પાછળ પાછળ આવે છે. હવે તો કેડો મૂક, ભાઇ! અહીં ત્હારૂં શું કામ હતું?"

બકુલ હસીને બોલ્યો, "ભાઇ! મ્હેં ત્હમારો શો ગુન્હો કર્યો છે કે મ્હારી ઉપર આટલા ચીડાઇને બોલો છો?

"ત્હેં શું કર્યું છે? બોલતાં શરમ નથી આવતી! તેં કંઈ કર્યું નથી? ત્હેં મ્હારી જીંદગી ધુળ કરી છે! હાય! આટઆટલી ભાઈબંધીનો આવો જ બદલો કે? હા! કેવો દગો? આ મતલબથીજ હું ધારૂં છું કે તું વચ્ચે વચ્ચે ત્હારા મામાને ત્યાં જતો હતો. મ્હારી આગળથી દૂર થવા ત્હારી ખાતર સર્વસ્વ છોડયું તોય તું મ્હને મૂકીશ નહિ?"

બકુલ નમ્રતાથી બોલ્યો, "શું વાત છે, ખુલી રીતે કહોને? જો મ્હારો કંઇ દોષ હોય તો હું તે માટે માફી માગવા તૈયાર છું."

માફી! તેં કર્યું છે તેની માફી નથી. એમ કહી તેણે ખીસ્સામાંથી કાગળ કહાડી બકુલ તરફ ફેંકયો. ને કહ્યું, "જો આ કાગળ ત્હને કોણે લખ્યો છે?

બકુલ કંઇ પણ સમજી શકયો નહિ. કાગળ હાથમાં લઈ, જોઈ, તે બોલ્યો, આ શું? આ કાગળ ત્હને ક્યાંથી મળ્યો! મ્હારી સ્રીનો કાગળ ત્હારી પાસે ક્યાંથી—ઉત્સાહ પૂર્વક બકુલે તે કાગળ વાંચવા માંડયો.

ઉષાકાન્ત એકદમ ઝંખવાણો પડી ગયો. ત્હેણે પૂછ્યું. "ત્હારી સ્રીનું નામ શું?" "કુસુમસુંદરી". ઉષાકાન્ત એકદમ આશ્ચર્ય પામ્યો. તે તેને લાગ્યું કે મ્હેં મ્હોટી ભૂલ કરીછે.

બકુલને હવે બધી સમજ પડી, તેને સમજાયું કે નામની ભૂલને લીધે જ આ બધું બનવા પામ્યું છે. તે કાગળ ખીસ્સામાં મૂકીને બોલ્યો, મ્હારી સ્રીનું નામ "કુસુમ" છે. આટલા દિવસના પ્રસંગમાં મ્હને તે નામ કહેવાનો કંઇ પ્રસંગ ન્હોતો આવ્યો. ત્હારા જેવો વ્હેમી દુનિયામાં કોઇ પણ નહિ હોય? મ્હારો ખાનગી કાગળ ત્હેં ઉઘાડીને વાંચ્યો એ કેટલું ખરાબ! ઉષાકાન્તે કહ્યું, "ભાઇ! મ્હેં ઉતાવળમાં તદન અવિચારી ને સાહસી કામ કરયું છે હું ત્હારી પાસે માફી માગું છું. કુસુમનો કાગળ ન આવવાથી મ્હને ઘણીજ ફીકર થતી હતી. અને તેટલા માટે મ્હેં વિચાર કર્યા વગર ત્હારો કાગળ ફોડયો હતો."

બકુલ હસીને બોલ્યો, "જે થવાનું હતું તે થઈ ગયું. ચાલ હવે અત્યારે જ મુંબાઇ રવાના થઇએ. ત્હારે માટે ત્હારી બા ઘણી જ ફિકર કરે છે. ત્હેમણે ત્હારી ઉપર ઘણો ચિંતાતુર કાગળ લખ્યો છે."

ઉષાકાન્તે કહ્યું, "ભાઇ હું ફક્ત નીચેનું નામ વાંચીને જ એકદમ ગુસ્સે થઈ ગયો હતો. કાગળમાં અંદર લખ્યું છે તેની બીલકુલ મ્હને ખબર નથી. જે કાગળને લઇને આટઆટલું થયું છે, એમાં શું લખ્યું છે એ જાણવું જરૂરનું છે. કાગળ વાંચ જોઉં ત્હારી સ્રીએ શું લખ્યું છે?" બકુલ તે પત્ર વાંચવા માંડયો.

**પ્રિયતમ,**

ત્હમારો પત્ર મળ્યો. વાંચી ઘણો જ આનન્દ થયો. જો એ આનન્દથી કદી દૂર રાખવાની ઇચ્છા થાય તો પાછા ઘેર આવજો.

ત્હમારી કોલેજમાં રજા ક્યારથી પડશે?

અને ત્હમે ક્યારે આવશો વિગેરે સર્વ લખશો. હું હમેશાં આપનાં દર્શન માટે ઉત્સુક રહું છું. ત્હમારું શરીર કેમ છે તે પણ જણાવશો.

અહિં સર્વ કુશળ છઇએ. મ્હોટાં ભાભીને તાવ આવતો હતો તે હમણાં ઠીક છે. આપની કુશળતાનો પત્ર લખશો.

એજ

લી. આપની ચરણરજ દાસી,

**સૌ૦ કુસુમ.**

ઉષાકાન્ત બોલ્યો, "જે થવાનું હતું તે થયું પણ મહેરબાની કરી આ વાત કોઇને કહેશો નહિ." બકુલે કહ્યું, "ઠીક પણ હવેથી હું મ્હારી સ્રીનું નામ બદલીને બીજું રાખીશ. જે નામને લીધે આટલો ગોટાળો થાય તે બદલવું એજ સારૂં.

બીજે દિવસે બંન્ને મિત્રો મુંબાઈ આવ્યા. ઉષાકાન્તને સાસરેથી કાગળ આવ્યો તેમાં લખ્યું હતું કે કુસુમનું શરીર ઠીક ન્હોતું તેથી કાગળ ન્હોતો લખી શકાયો.

# બાલોદ્યાન.

## બાલશિક્ષણ.

### સ્ત્રીલેખ.

સૃષ્ટિ ક્રમમાં બાલકનું મહત્ત્વ કેટલું બધું છે તે વિષે હજી સુધી ઘણું અજ્ઞાન જોવામાં આવે છે. બાળકોજ મોટા થઇને મનુષ્ય થવાના છે, તો તેઓ આગળ જતાં સદ્દ્વર્તનશાળી કેવી રીતે થશે એ મોટો પ્રશ્ન છે. નાનપણથીજ જો સારાં લક્ષણનાં બીજ રોપાશે તો મોટા થયે સારાજ ફળ નીવડશે, એ સહજ સમજી શકાય એવી વાત છે છતાં બાળકની કેળવણી ઉપર ઘણુંજ થોડું લક્ષ અપાય છે. કારણ કે નિશાળોમાં મળતું જ્ઞાન તે કાંઈ સંપૂર્ણ કેળવણી કહેવાય નહિં. બાળકો પ્રથમના દશ વર્ષમાં જેટલું શીખે છે તેટલું આખી ઉમરમાં શીખતાં નથી. તેથી તેમને ખરી સંગીન કેળવણી આપવાનો ખરો વખત એજ છે.

હવે આ કુમળી વયમાં બાળક પોતાનો ઘણો ખરો વખત માતા પાસે ગાળે છે, તેથી એની ખરી કેળવણીનો આધાર માતા ઉપર છે. તે ઉપરાંત નાનપણથી જે ટેવ પડે છે તે પ્રમાણેજ તેની બુદ્ધિની તેમજ નીતિની ઉન્નતિનું બંધારણ બંધાય છે. તેથી બાળકોને શા પ્રકારની તથા કેવી રીતે કેળવણી આપવી તેનુ જ્ઞાન સ્ત્રીઓને ખાસ આવશ્યક છે.

કેળવણીના ત્રણ પ્રકાર ગણાય છે. બુદ્ધિની કેળવણી, નીતિની કેળવણી, તથા શારીરિક કેળવણી.

આમાંથી બુદ્ધિની કેળવણી તો શાળામાં અપાય છે. તેમજ શારીરિક કેળવણી ઉપરે હવે શાળામાં જરા લક્ષ અપાય છે. પરંતુ નીતિની કેળવણી શાળામાં અપાતી નથી. તે તો ઘરમાંજ માતાપિતા પાસેથીજ શીખવાનો વિષય છે.

દરેક જણ નીતિની કેળવણીની આવશ્યકતા સ્વીકારે છે, પરંતુ તે કેવી રીતે આપવી તેનું જ્ઞાન માતાને હોતું નથી, ને તે કાર્ય છે તો માતાનુંજ. બાળકના કુમળા મન ઉપર પ્રથમથીજ સદ્દ્ગુણની સ્થાપનાની આવશ્યકતા છે. બાળકવયમાં શારીરિક કેળવણી તરફજ માત્ર લક્ષ આપવું એ બસ નથી. કારણ કે સુલક્ષણની અસર એજ ઉમરમાં સારી રીતે પડી શકે છે.

જો એ વાત સત્ય હોય કે દેશના તથા જનસમૂહના કલ્યાણનો આધાર માણસનાં સ્વભાવ ઉપર છે, અને માણસના શ્રેયનો આધાર બાળકપણના લક્ષણ ઉપર છે તો બાળકના દરેક સદંશની ઉન્નતિ થવાની કેટલી અગત્ય છે! બાળવયમાં કેળવણીના અભાવે કેટલી શક્તિઓ ગુમ રહી જતી હશે અને કેટલીએકનો વ્યર્થ નાશ થતો હશે!

મનુષ્ય સંસાર વ્યવહારમાં પડતાં અધમ માર્ગ ગ્રહણ કરશે કે સત્પથે ચાલશે તે સર્વ બાળકની નીતિના પાયા ઉપર આધાર રાખે છે.

આ ઉપરથી માલૂમ પડશે કે બાળક રૂપી વેલાના બીજ કેળવણીના અભાવે વિનાશ ના થઈ જાય એ લક્ષમાં રાખવાની ઘણી અગત્ય છે.

હવે એ કેળવણી આપવી કેવી રીતે? એક મહાન્ પુરૂષ કહે છે કે મનુષ્યમાં દિવ્ય અંશનું પ્રમાણ વધારે છે. બાળકમાં માનુષી તેમજ ઇશ્વરી અંશ છે, તેથી જો બાળકનો દિવ્ય અંશ બરોબર ખીલે નહિ તો કેળવણી સંપૂર્ણ થએલી કહેવાય નહિ.

આપણો અંતઃસ્થ દિવ્ય અંશ ઉત્તરોત્તર ખીલવવો, એજ જીવનનો ઉદ્દેશ છે. અને તનની બુદ્ધિની તથા આત્માની ઉન્નતિ એકી વખતે કરવી આવશ્યક છે તેમજ તે થઈ શકે તેમ પણ છે. તન, મન, તથા આત્માની ઉન્નતિ યોગ્ય રીતે થતી નથી તેથીજ સંતોષકારક પરિણામ જોવામાં આવતું નથી. મનની કેળવણીની સર્વ પ્રકારે સરળતા થએલી જોવામાં આવે છે. તેમજ શારીરિક કેળવણી પણ સામાન્ય કેળવણીનો એક ભાગ ગણવામાં આવે છે. પરંતુ તેને અંગેજ આત્માની ઉન્નતિ થતી જોવામાં નથી આવતી તે ખેદદાયક વાતછે.

બાળકમાં ત્રણ અંશ હોય છે; એક તો માનુષી, ( ૨ ) ઇશ્વરી અને (૩) કુદરતી; હવે આ ત્રણે અંશનો યોગ્ય સંયોગ એજ કેળવણીનો ઉદ્દેશ છે જેવી રીતે મન તથા તનની શક્તિઓ કુદરતી નિયમ પ્રમાણે ખીલે છે. તેજ પ્રમાણે આત્માની ઉન્નતિ પણ કુદરતી રીતે થવી જોઇએ. બાળકના લક્ષણ તથા રમત વિગેરે તપાસ્યાથી માલૂમ પડે છે કે તેને હરવા ફરવા તરફ તથા કુદરતી બનાવો તરફ બહુ પ્રેમ હોય છે. તેથી એજ વૃત્તિઓને યોગ્ય રસ્તે દોરવી એ માતાનું કાર્ય છે.

બાળકને જ્યારથી પોતાની આસપાસની વસ્તુઓમાં સમજણ પડવા માંડે અને તેમાં રસ લેવા માંડે ત્યારથી તેની કેળવણીની શરૂઆત થાય છે. એટલે જ્યારથી બુદ્ધિનો ઉદય થવા માંડે ત્યારથીજ માતા તેની ઉન્નતિમાં સહાય્ય કરી શકે. બાળકની સ્વાભાવિક વૃત્તિઓ હોય તેનેજ ઉત્તેજન આપીને ખીલવવી જોઇએ. પ્રથમ છેક નાની વયમાં તો બાળકનું મન રમતમાંજ હોય છે, તેથી તેને એવા પ્રકારનું શિક્ષણ આપવું કે જેથી તેને રમુજ મળે. રમત તથા શિક્ષણમાં તેને ભેદ માલૂમ પડવા દેવો ના જોઇએ. ઘણી કુમળી વયમાં, બુદ્ધિ પૂર્ણ રીતે ખીલેલી હોતી નથી, તેથી તે વખતે તેને સમજણ ના પડે એવી એક પણ બાબત તેના મગજમાં જરા પેસવા ના દેવી. કારણકે તેથી તેની બુદ્ધિ મંદ પડી જાય, અને ઉલટી ઉંધી અસર થાય. માટે એની સ્વાભાવિક વૃત્તિઓનેજ ખીલવવામાં મદદ કરવી.

બાળકને દરેક કાર્યમાં આનંદ દેખાડવો. આનંદને લીધેજ એના સદ્ગુણ જાગૃત થશે. સત્યમાર્ગે ચાલવાની રીત દેખાડવી. તેમાં પણ તેને ઉત્સાહ આવે એવી રીત બતાવવી. આનંદ અને ઉત્સાહ સર્વ કાર્યમાં જો કાયમ રહેશે તો તે સારેજ રસ્તે ચડશે. કોઈ પણ બાબતમાં જોર જૂલમ કે દીલગીરી બતાવવી નહિં.

છોકરાંને શિક્ષણમાં રમુજ મળે તે માટે શા ઉપાય લેવા?

તેમને એવી તરેહનાં રમકડાં આપવાં અથવા સૃષ્ટિના પદાર્થ બતાવવા કે જેમાંથી તેને કાંઈ નવું જ્ઞાન મળે. કારણ કે દરેક કાર્યનું કારણ જાણવાની બાળકને જીજ્ઞાસા હોય છે. અજ્ઞાન બાળક રસ્તે ચાલતાં અનેક પ્રશ્નો મામે પૂછે છે. તે વખતે માતાએ કાયર ના થવું જોઇએ. પણ તેને આનંદથી તેની રમુજમાં ભાગ લઇને જવાબ દેવો જોઇએ. દાખલા તરીકે; ધારો કે બાળકે પ્રશ્ન કર્યો કે 'મા આ ફુલ કોણે બનાવ્યા હશે!' કે 'આ મોરા

સૂર્ય કોણે બનાવ્યો હશે?' માતાએ જવાબ દેવો કે "બેટા જે મોટા પ્રભુએ તને બનાવ્યો છે તેજ પ્રભુએ ફુલ, ઝાડ, સૂરજ, બધું બનાવ્યું છે." બાળકના મનમાં આ વાત ઘણી સરળતાથી ઉતરશે. દરેક વસ્તુમાં ઇશ્વરનો હાથ હોય છે, અને સર્વ વસ્તુ ઇશ્વરે તેના સુખને માટે કરી છે એવું જ્ઞાન થશે તો તેથી ઇશ્વરપર સ્વાભાવિક રીતે તેને પ્રેમની લાગણી થશે. આ પ્રમાણે ઇશ્વર ઉપર પ્રેમ રાખતાં શીખવ્યા પછી પ્રાણી માત્ર તરફ તેને પ્રેમની વૃત્તિ કરાવવી. કૂતરાં, બીલાડાં, ચકલી, પોપટ એ સર્વ બાળકને બહુજ પ્રિય હોય છે; તેમને પાળીને તેમની દેખરેખ કરીને તેના ઉપર માયા રાખતાં તે સ્વાભાવિક રીતેજ શીખે છે. પ્રાણી ઉપર માયા રાખતાં શીખશે તો મોટાં થયે તેનામાં જનસમૂહ માટે પ્રેમની વૃત્તિ ખીલશે.

બીજું એ લક્ષમાં રાખવાનું છે કે બાળકને લાડમાં ઉછેરીને એકલપેટાને સ્વાર્થી ના કરી દેવાં જોઇએ. કુટુંબમાંને કુટુંબમાં જો બીજાં છોકરાં ના હોય તો સગાંવહાલાં આડોશી પાડોશીનાં સારાં છોકરાંની સાથે રમવા દેવાં. વધારે છોકરાંની સાથે પ્રથમથી રમતાં શીખે તો અરસ્પરસ મદદ કરતાં શીખે. તે ઉપરાંત એકઠાં રમ્યાથી સંપ તથા સ્વાર્થત્યાગની ટેવ પડશે. રમતમાંને રમતમાં બીજાં છોકરાંના હક્ક સાચવવાની ટેવ પડશે. બીજા મનુષ્યનોને પોતાના જીવનના અરસ્પરસ કેટલો સંબંધ છે તે સમજતાં શીખશે. પ્રાણી તથા ઝાડને ઉછેરીને મોટાં કરવાની ટેવ પડ્યાથી પણ તે ઘણું શીખશે. આપણે જેને ઉછેરીએ છીએ તેની સાથે સ્નેહ બંધાય છે, અને જે બાળકને નાનપણમાં વૃક્ષ ફુલ ઉપર પ્રેમ હોય છે, તેમને સંભાળથી પાણી પાય છે અને પાળેલાં જાનવરોને પ્રેમથી ઉછેરીને મોટાં કરે છે (એ સર્વમાં સ્વાર્થ ત્યાગ રહેલો છે,) તે મોટપણે જનસમૂહ માટે સ્વાર્થ ત્યાગ કરતાં શીખશે તેમજ બંધુ પ્રીતિનો ઉદય થશે.

આવી રીતે ઘણા ઉમદા ગુણો માતા પોતાના બાળકોને શીખવી શકે. એટલું યાદ રાખવું જોઇએ કે બાળકને નવી વસ્તુ કાંઈ એકદમ શીખવવી નહિ. હમેશ એ નિયમ રાખવો કે જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જવું.

તે ઉપરાંત કાંઈ પણ પ્રકારની સખ્તાઈ બાળકના કોમળ અંગ ઉપર ના વાપરવી. મન દૃઢ રાખવું, પણ તેની સાથે સુકોમળ રાખવું, તથા બાળકના સ્વભાવની પૂર્ણ પરીક્ષા પ્રથમથી કરવી. બાળક સાથે સહનશીલ તથા સુશીલ થવું. આખા જગતની આશા બાળક ઉપરજ છે."

મનુષ્યનો સ્વભાવ અભ્યાસને લીધે બંધાય છે. મહાન તત્ત્વવેત્તા બેકન કહે છે કે આપણા આચાર વિચાર ગમે તે હોય પરંતુ આપણી વર્તણુકનો આધાર આપણને પડેલી ટેવ ઉપર હોય છે. "મનુષ્યના વિચાર તેમની વૃત્તિ મુજબ હોય છે, તેમની વાતચીત તેમના જ્ઞાન અને અભિપ્રાય મુજબ હોય છે, પણ તેમના આચરણ તો તેમને જે અભ્યાસ પડ્યો હોય છે તે મુજબજ હોય છે.

બાળકને કેળવનારની એજ ફરજ છે કે તેમને મૂળથી સારી ટેવ પાડવી કે જેથી તેમની વૃત્તિ સદ્વર્તન તરફ થાય.

એકનું એક આચરણ વારંવાર થાય તો તેથી ટેવ બંધાય છે, તેથી બાળકને માટે

અમુક કાર્ય સારૂં છે કે ખોટું તે જાણવા માટે પહેલ વહેલું એ જાણવું આવશ્યક છે કે કાર્ય જાતે સારૂં છે કે નહિ? તે ઉપરાંત એ કાર્યની પુનરાવૃત્તિથી જો એનો અભ્યાસ પડે તો પડેલી ટેવ સારી થશે કે નહિ? સાધારણ રીતે તંદુરસ્ત બાળકને હરવું ફરવું ઘણું પ્રિય હોય છે. તો માતાએ તેને રોકવું નહિ. પણ તેને યોગ્ય માર્ગે દોરવું જોઇએ.

બાળક જે વસ્તુ જુવે છે તેનું અનુકરણ કરવાની તેને ટેવ હોય છે. કુતરાં, બિલાડાં, ઘોડા, ગાડી, સ્ટીમ એંજીન સર્વ ચેતન અચેતન વસ્તુનું બાળક અનુકરણ કરે છે. દરેક બાબત બાળક અનુકરણથીજ શીખે છે. ખાવું, પીવું, ચાલવું, રમવું સર્વ અનુકરણથીજ તેને આવડે છે. તો બાળક પોતાના વડીલના અવાજ રીતભાત સ્વભાવ, અને એવી હજારો બીજી બાબતોનું અનુકરણ કરે તેમાં કાંઇ નવાઈ નથી. પણ તે બાબત ઉપર માતાપિતા કાંઇ લક્ષ આપતાં નથી. આથી ઘણીવાર માઠા પરિણામ થાય છે. માતાપિતાનાં કાંઈ પણ કુલક્ષણ હોય છે તો તે તરતજ બાળક શીખે છે. તે માટે માતાપિતાએ તથા દરેક વડીલ વર્ગે સર્વ બાબતમાં ઘણીજ સંભાળથી બાળકના મોં આગળ વર્તવું જોઇએ. એક પણ અવિચારી શબ્દ કહાડવો નહિ, કે અયોગ્ય આચરણ કરવું નહિ. જો બાળક જોશે કે માતાપિતા કદી પણ અસત્ય બોલતા નથી કે ક્રોધને અવકાશ આપતા નથી તો તે બાળક કદી અસત્ય વાદી કે કે ક્રોધી થવાનો સભવ નથી. પરંતુ જો બાળકના મોં આગળ માતાપિતા કુમાર્ગે ચાલશે તો પછી ગમે એટલો ઠપકો આપ્યા છતાં બાળકમાં સારી ટેવ પડશે નહિ.

જ્યાં બાળકોને સર્વ પ્રકારની કેળવણી માતા પોતે આપે છે ત્યાં અનુકરણનો અવકાશ ઘણો વધારે છે. કારણ કે સ્વાભાવિક રીતે બાળકની વૃત્તિ માબાપની પ્રકૃતિ જેવીજ હોયછે. તેથી જો માતા પિતા ક્રોધી, બેદરકારી, ઢંગ વગરનાં, ને ગંદા હોય તો તેવી ટેવ બાળકમાં આવે તો તેમાં કાંઈ આશ્ચર્ય નથી.

આજ કારણને લીધે શાળામાં શીખેલા બાળકો ઘરમાં શીખેલાં બાળક કરતાં વધારે સ્વચ્છ અને સુવ્યવસ્થિત થતાં શીખે છે. કેમકે શાળામાં નિયમ પૂર્વક કાર્ય થાય અને સારાં છોકરાંની સંખ્યા વધારે તેનું અનુકરણ કરવાનો પ્રસંગ મળે છે. તે ઉપરાંત માતા બાળકની ભૂલ ઉપર સૂક્ષ્મ લક્ષ આપતી નથી, ગમે તેવી નાની ખામી હોય પણ તે શાળામાં બીજા સારા નમુનાને પડછે તરત માલુમ પડી આવે.

આ ઉપરથી માલૂમ પડશે કે બાળકને કેળવણી આપવામાં ઘણીજ સંભાળ લેવાની માતાને જરૂર છે. કોઇપણ રીતે કુલક્ષણ બાળક અનુકરણ કરીને શીખે નહિ અને સર્વ રીતે ચોક્કસ અને સંપૂર્ણ કામ કરતાં શીખે એજ તરફ નજર રાખવી જોઇએ.

સૌ. શારદા.

# ધર્મ.

## *ધર્મનાં દશ લક્ષણો.

### ( સ્ત્રીલેખ ).

પ્રાણી માત્રને સદ્બુદ્ધિ આપનાર જગન્નિયંતા પરમાત્માને આ વિષયના આરંભમાં પુનઃ પુનઃ પ્રણામ કરૂં છું. અને આ મંદિરનાં અધિષ્ઠાત્રી દેવી શ્રીસરસ્વતી દેવીને પણ પ્રણામ કરૂં છું.

બ્હેનો! આજનો વિષય ' ધર્મનાં દશ લક્ષણો એ ઉપર છે. આ વિષય ઘણો ગહન છે, અને તે કોઇ અનુભવી બ્હેનોએ લખ્યો હોત તો સારા રીતે લખાત. મેં મ્હારી અલ્પ સમજ પ્રમાણે તેમ કેટલાંક પુસ્તકના આધારથી લખ્યો છે, તેમાં જે ભૂલ જણાય તે બાબત ક્ષમા યાચું છું.

બ્હેનો! આ જગત્માં સર્વ કર્તવ્યોમાં ધર્મ મુખ્ય છે. એ સઘળી વાતોનો પાયો છે. છે. જેમ મૂળ વિના ઝાડ ઉભું રહી શકતું નથી તેમ જે મનુષ્ય આ સંસારમાં ધર્મનો અનાદર કરે છે તેનો નિભાવ થવાનો નથી. તે ગમે તેટલાં કાર્ય કરે પણ તેમનું એક પણ કાર્ય સાંગો પાંગ ઉતરતું નથી; અને વખતે એકાદું કાર્ય પાર પડ્યું તો પણ તે ઘણો સમય ટકી શકતું નથી.

ધર્મના ભયથી સઘળા લોકો સદાચરણે ચાલે છે. જગત્માં ધર્મનાં જેવો મનુષ્યને સન્માર્ગે પ્રવર્તાવનાર કોઈ પણ ભય નથી. જો મનુષ્યને ધર્મનો ભય ન હોત તો આ સંસારમાં કેટલાં અનર્થ થાત તે કહી શકાત નહીં; પરંતુ જોઇએ છીએ તો ધર્મના ભયને લીધે ઘણાં મનુષ્યો પાપ કર્મ કરતાં અટકે છે. તેમ વખતે જાણ્યે અજાણ્યે તેવું કર્મ થયું હોય છે તો તેનો પશ્ચાત્તાપ કરી તેવું ન કરવા અંતરમાં પ્રતિજ્ઞા લેછે. આ જગત્નું રક્ષણ કરી તેનું કલ્યાણ કરવાનો ગુણ ધર્મમાં છે. તેથીજ તેનુ નામ ધર્મ એટલે ધારણ કરનાર એવું પાડ્યું છે. આ ધર્મનું સારૂં જ્ઞાન હોવું તથા તે પ્રમાણે વર્તન કરવું એ પ્રત્યેક મનુષ્યને અગત્યનું છે. તેમાં વિશેષે કરી સ્ત્રીઓને તો ખાસ તેની જરૂર છે, કારણ સ્ત્રીઓમાંથી જ પુરૂષ રત્નોની ઉત્પત્તિ છે, માટે ખાસ કરી સ્ત્રીઓને ધર્મ જાણવાની ઘણી જરૂર છે.

આપણે જોઇએ છીએ કે સંસારમાં ઉપર ઉપરનો ઢોંગ કરનારને પણ મનુષ્યો કેટલું માન આપે છે ! ધર્મને તે પ્રમાણેનું માન આપવું યોગ્ય જ છે; કારણ એ ધર્મ જ સર્વનું કલ્યાણ કરે છે. તેમ મરણ સમયે પણ એ ધર્મ જ સહાય થાય છે. જે બીજાં, પતિ, પુત્ર, માતા, પિતા, સાસુ, સસરા વિગેરે કોઈ પણ અંત સમયે કષ્ટમાંથી ઉગારવા આવતું નથી. તે સગાં તો વેગળાં રહ્યાં પણ જે શરીરને આપણે 'હું' કહીએ છીએ, તેમ જે શરીરના પોષણ માટે જ આપણે અધર્મ સેવીએ છીએ તે પણ આપણી સાથે આવતું નથી. માટે અંત સમયે શાંતિ આપનાર ધર્મને જ મુખ્ય સેવવો જોઇએ.

* અમદા . " સરસ્વતી મંદિરમાં આપેલું ભાષણ.

ધર્મ શબ્દનો અર્થ ઉપર કહ્યો. હવે તેનાં લક્ષણ ક્યાં ક્યાં છે તે વિચારીએ. ધર્મનાં લક્ષણ દશ છે.

१ धृति. २ क्षमा. ३ शम. ४ अस्तेय. ५ शौच. ६ इंद्रिय निग्रह. ७ बुद्धि. ८. विद्या. ९ सत्य. १० अक्रोध.

હવે આ સઘળાંનો ઉપયોગ કયે કયે ઠેકાણે કેવી રીતે કરવો તે તપાસીએ.

ધૃતિ=ધૈર્ય. આ ગુણ પ્રત્યેક બહેનોનાં અંતરમાં હમેશાં જાગૃત હોવો જોઇએ. હિંસક પશુઓ જેવાં કે સિંહ, વાઘ વિગેરે તરફથી અથવા રણક્ષેત્રમાં શત્રુ તરફથી ભય આવે તે વખતે જે ધીરજ હોય છે તેજ ધૈર્ય એમ કહેવું નહીં. તેનું નામ ધૈર્ય કહેવાય ખરું પણ તે ગૌણ છે. પરંતુ આજકાલ તો આપણી બહેનોનાં હૃદય એટલાં બધાં કોમળ થઈ ગયાં છે કે બિલાડી જેવું અરે બિલાડી તો શું પણ વંદો અગર કંસારી જેવું ક્ષુલ્લક પ્રાણી હોય તો તેનાથી પણ ડરીને દૂર નાસે છે તો ઉપર કહ્યું તેવું ધૈર્ય તો ક્યાંથી હોય? ઉપર કહ્યું તે તો ગૌણ ધૈર્ય છે. પણ ધર્મ સંબંધી જે ધૈર્ય તે જ મુખ્ય છે. એવી ઘણી બહેનો હશે કે જે પોતાની પાડોશણો વિગેરે સાથે લડીને પોતાનું પરાક્રમ બતાવતાં હશે. પણ ક્રોધ, લોભ વિગેરે જે આંતર શત્રુઓ આપણા શરીરમાં રહે છે તેમની સામે 'હું ધર્મ વિરૂદ્ધ વર્તન નહીં કરૂં! એવો દૃઢ નિશ્ચય કરી સંગ્રામ કરે તથા તેમને જીતે એવી બહેનો તો વિરલજ હશે. મનુષ્યના મન ઉપર સત્તા ચલાવનાર લોભ વિગેરે શત્રુઓ એવા તો જબરા હોય છે કે તેમની આગળ મહોટાં મહોટાં માણસોનો પણ પત્તો લાગતો નથી. ગમે તેવો ધાર્મિક તથા જ્ઞાની હોય તોપણ તે જ્યાં સુધી લોભ વિગેરે શત્રુઓના બંધનમાં આવ્યો નથી ત્યાં સુધી જ તેનું ધાર્મિકપણું અને જ્ઞાન રહે છે. પણ એકાદ વખત તેના સપાટામાં આવ્યો તો તેમાંથી બચવું મુશ્કેલ છે. તેવે સમયે ધર્મ વિરૂદ્ધ વર્તન ન કરે તે જ મુખ્ય ધૈર્ય છે. આપણા ધર્મનો નાશ કરવા માટે હજારો લાલચો રાત્રિ દીવસ આપણી નજરે પડે પણ તે તરફ લક્ષ ન કરતાં આપણો ધર્મ શું છે તે જ સ્મરણ કરવું. જ્યારે જ્યારે તે શત્રુઓ આપણો પરાભવ કરવા તત્પર થાય ત્યારે ત્યારે આપણે તેના સામું અડગ રહી આપણો ધર્મ સાચવવો તેનું જ નામ ધૈર્ય.

૨. ક્ષમા. ક્ષમા એક અમુલ્ય ગુણ છે. જે મનુષ્યમાં ક્ષમા રહેલી છે, તેને કેટલા ફાયદા થાય છે તે વિચારીએ. જેનામાં ક્ષમા હોય છે તેને ઘણાં શત્રુ હોતા નથી. વળી કોઇએ આપણું ખરાબ કર્યું હોય તો આપણે પણ તે જ પ્રમાણે તેનું ખરાબ ન કરતાં તેને ક્ષમા કરીએ તો આપણા મનમાં કેટલું સુખ થાય! કોઇએ આપણો ગુન્હો કર્યો હોય તેના પ્રતિ જો આપણે ક્ષમા દાખવીએ તો તે ગુન્હો કરનાર પોતાની મેળે જ લજવાઇ જાય છે. આથી ક્ષમા કરનારને તથા જેના પ્રતિ ક્ષમા કરી હોય તે બંનેનું સારૂં થાય છે; કારણ ક્ષમા કરનાર પોતાના મનમાં શાંત થઇ ઇશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત કરે છે. અને જેના પ્રતિ ક્ષમા કરી હોય તે સામા માણસના ગુણ જોઈ પોતે પોતાના દુષ્કર્મનો પશ્ચાતાપ કરે છે અને તેવાં કર્મ કરવાં ધીમે ધીમે છોડવા પ્રયત્ન કરે છે; માટે પોતાનું તથા પારકું કલ્યાણ કરનાર એવો ક્ષમા ધર્મ સર્વ બહેનોએ સેવવા યોગ્ય છે. વિદ્વાનોએ પણ સ્ત્રીઓને પૃથ્વીની ઉપમા આપી છે; કારણ પૃથ્વી સર્વ પ્રાણીઓની માતા છે. તેનામાં કેટલો ક્ષમા

ગુણ રહેલો છે ! જુવો પૃથ્વીને ખેડુતો હળવડે ખેડે છે. પ્રાણી માત્ર તેના ઉપર સારી નરસી ક્રિયા કરે છે, પણ તે સઘળું તે સહન કરે છે. અને અન્ન વસ્ત્ર વિગેરે આપી સર્વેનું કલ્યાણ કરે છે, માટે વિદ્વાનોએ જે પૃથ્વીની ઉપમા આપણને આપી છે તો તે સત્ય કરવા સર્વ બહેનોએ ક્ષમાશીલ થવું જોઇએ. ક્ષમા ગુણ બાબત માતા દ્રૌપદીનું દૃષ્ટાંત ઘણી બહેનોના જાણવામાં હશે. જુવો તેમનાં પાંચે પુત્રને અશ્વત્થામાએ ઉંઘતા મારી નાંખ્યા હતા, અને તે વખતે દ્રૌપદી કલ્પાંત કરતાં હતાં ત્યારે ભીમ તથા અર્જુને પ્રતિજ્ઞા કરી હતી કે અશ્વત્થામાને અમે મારીશું, અને તે પ્રતિજ્ઞા પૂર્ણ કરવા જ્યારે અશ્વત્થામાને બાંધી તેમની પાસે લાવ્યા ત્યારે દ્રૌપદીએ કહ્યું કે અરે તેને મારવો યોગ્ય નથી; કારણ એક તો ધર્મ દૃષ્ટિથી જોતાં તે ગુરૂપુત્ર છે. બહેનો ! ગુરૂપુત્ર એ ગુરૂસ્વરૂપ જ. વળી દ્રૌપદીએ કહ્યું કે જેમ મ્હારા પુત્ર મરવાથી મ્હને જેટલું કષ્ટ થાય છે, તેટલું જ કષ્ટ અશ્વત્થામાને મારવાથી તેમનાં માતાને થશે, માટે એમને છોડી મૂકો. જુવો તેમની કેટલી બધી ક્ષમા. આવો ક્ષમા ધર્મ સર્વ બહેનો મેળવવા પ્રયત્ન કરશે.

૩. શમ. મનોનિગ્રહ. મનને તાબે રાખવું. મનને કબજે રાખવું એ મુખ્ય કામ છે. આપણે સાધારણ દાખલા ઉપરથી જોઈશું તો કોઇક વિરલ બહેનનું જ મન પોતાના કબજામાં હશે. એક સાધારણ વ્યવહારીક દાખલો લઇએ કે એક કાપડીઓ પોતાને ઘેર આવ્યો હશે, અને પાંચ અગર દશ રૂપીઆનો માલ આપણે લેવો છે એવું ધાર્યું હશે, પણ જ્યાં કાપડીઆએ પોટલીઓ છોડી અને એક પછી એક સરસ વિલાયતી ભાતની છીંટો, ગવનો વિગેરે કાઢવા માંડ્યું તે વખતે જે ઉપર ખર્ચ કરવાનો વિચાર કર્યો હતો તે એની જગ્યાએ રહ્યો ને પાંચ દશને ઠેકાણે પંદર વીસ સુધી ખર્ચ થયું હોય ત્યાં સુધી કાંઇ વિચાર જ આવે નહીં. આવી રીતે વ્યવહારીક બાબતમાં સ્ત્રીઓનાં મન કબજે રહેતાં નથી, તો પછી પારમાર્થિક બાબતમાં આ સંસારથી જ્યારે મનને કબજે કરવું હોય તો તે આપણી બહેનોથી શી રીતે થઇ શકશે ? માટે મ્હારી આર્ય બહેનોને કહેવાનું કે જેમ બને તેમ પોતાનું મન કબજે કરવું. આ સંસારથી પણ મનને કબજે રાખી પુણ્ય કર્મ કરવામાં અને પરમાત્મા પ્રતિ વાળવા પ્રયત્ન કરવો. મ્હારૂં કહેવું એમ નથી કે ગૃહસ્થ બહેનોએ સંસારનો ત્યાગ કરવો, અને ફક્ત ધર્મ કાર્ય જ કરવાં. પણ સંસારમાં ઘણું મચ્યા રહેવું તેના કરતાં કંઇ પરમાત્માપ્રતિ મનને વાળેલું હોય તો તેથી કલ્યાણ થાય છે. આવી રીતની જે મનની સ્થિતિ તેને મનોનિગ્રહ કહેવાય છે.

૪. અસ્તેય. ચોરી ન કરવી. આ ગુણ ઘણો મ્હોટો છે. તે સર્વે બહેનોમાં હોવો જરૂરનો છે. ચોરી બે પ્રકારની છે. એક કોઇની ચીજ તેને પૂછ્યા વિના લેવી તે. અને બીજી મનમાં કાંઇ અને બહાર કાંઇ દેખાડવું તે.

આ બન્ને રીત છોડી દેવા જેવી છે. જેમ આપણી ચીજ કોઇએ આપણને કહ્યા શિવાય લીધી હોય છે તો તે આપણને કેટલું ખોટું લાગે છે ? તેમ કોઈની ચીજ આપણે તેને વગર કહે લઇએ તો તેને પણ તેટલુંજ ખરાબ લાગે છે, માટે તે કરવું સારૂં નથી; કારણ તેમ કરવાથી આપણી પ્રતિષ્ઠા ઓછી થાય છે. તેમ બીજી જાતની ચોરી કે બહાર સારૂં દેખાડવું ને અંતરમાં પાપ હોય તે રીત પણ ત્યજવા જેવી છે. બહારથી આપણે શુદ્ધ જેવાં દેખાઇએ અને છુપી રીતે પાપ કર્મ કરતાં હોઇએ અને મનમાં જાણીએ કે આપણે

કૃત્ય કોઇએ જોયું નથી, પણ કદી પણ એવું ધારવું નહીં. તે વખતે બીજા આપણાં કૃત્યને જોતું નથી, પણ સર્વ સાક્ષી ઇશ્વર તો તે જુવે જ છે. અને તે કૃત્ય ગમે તેટલું આપણા મનથી સારૂં લાગે અને કરીએ છીએ; પરંતુ તે કરતી વખતે આપણો આંતર આત્મા જ આપણને સુચવે છે કે આ કાર્ય ખોટું છે. તેમ આપણે બહાર સારાં કાર્ય કર્યા હોય અને તે વખતે આપણે મ્હોડે કોઇ આપણાં વખાણ કરે તો તેજ વખતે આપણે આ વખાણને યોગ્ય છીએ કે અયોગ્ય તે વિચાર આવ્યા વિના રહેશે નહીં. પાપ કદી કોઇનાથી છુપું રહેતું જ નથી. કાળે કરીને તે પ્રગટ થયા વિના રહેતું નથી; માટે નાનામાં નાનું પણ પાપકર્મ કરવું નહીં. અંતરમાં જરીક પણ પાપ બુદ્ધિ ઉત્પન્ન થઇ તો તત્કાળ જ તેને દૂર કરવી. કારણ વૃક્ષ જ્યાં સુધી કુમળું હોય છે ત્યાં સુધી તેને ઉખેડતાં મહેનત પડતી નથી. પણ જ્યાં એના મૂળ પથરાઈ તે મોટું થયું હોય તો પછી તેને ઉખેડી નાંખતાં મુશ્કેલી પડે છે. તેમ ત્યાં સુધી આપણું અંતર પાપથી છવાઈ મલિન થયું નથી. ત્યાર પહેલાં જ જે કાંઇ મલિન બુદ્ધિ હોય તેનો ત્યાગ કરવો. કોઇ પણ પ્રકારનો લોભ રાખવો નહીં; કારણ લોભ જ સર્વ અનર્થનું મૂળ છે, માટે તેનો ત્યાગ કરવો. તેમ કર્યાથી ચોરી વિગેરે પાપ કર્મ પણ દૂર થશે.

૫. શૌચ.—પવિત્રતા. તે પણ બે પ્રકારની છે. એક બહારની તથા બીજી આંતરની. આ બન્ને એક બીજાની સહાયકારક છે. તેથી તે બન્ને સેવવી જોઇએ. બહારની ચોખ્ખાઈ એટલે નહાવું ધોવું વિગેરેથી શરીર, વસ્ત્ર, વાસણ, ઘર વિગેરે ચોખ્ખાં રાખવાં તે. શરીર ચોખ્ખું હોય છે તેથી દરેક કાર્ય સ્ફુર્તિથી થાય છે. રોગ થતા નથી. મન પ્રસન્ન રહે છે. ધર્મ કરવામાં સ્વાભાવિક પ્રવૃત્તિ થાય છે. બીજી જે અંતરની પવિત્રતા એટલે મન પવિત્ર રાખવું તે. મનુષ્ય બહારથી ગમે તેટલું ચોખ્ખું હોય પણ જો મન ચોખ્ખું હોય નહીં તો તે કાંઈ કામનું નહીં. જેમ વાસણ બહારથી ચોખ્ખું હોય ને અંદરથી મલિન હોય તો જેમ ગમતું નથી; તેમ બહારથી ચોખ્ખું અને મનનું મેલું માણસ પણ કોઇને ગમતું નથી. અર્થાત્ તેને જોઇને કંટાળો ઉપજે છે. જેનું મન મેલું હોય છે તેને સુખ પણ થતું નથી; કારણ તેનાં અંતરમાં હમેશાં ઘણી પાપ વાસનાઓ ભરેલી હોય છે. તેથી તેનું મન પણ ચિંતાતુર હોય છે. એટલે તેને સુખ શી રીતે હોય? માટે મનને હમેશાં પવિત્ર વિચારોથી પૂર્ણ રાખવું જોઇએ. જેમ એક પાત્રમાં ગળા સુધી કાંઈ વસ્તુ ભરી હશે તો તેની અંદર બીજી વસ્તુ મૂકવાને જગ્યા રહેતી નથી. તેમ આપણું મન જો પવિત્ર વિચારોથી પૂર્ણ હશે તો તેમાં બીલકુલ પાપવાસના પ્રગટ થશે નહીં. આ પ્રમાણે બન્ને પ્રકારની શુદ્ધિ આપણામાં પ્રગટશે ત્યારેજ તેનાથી કેટલું સુખ થાય છે તે અનુભવમાં આવશે. માટે આંતર અને બાહ્ય બન્ને પ્રકારની પવિત્રતા આચારમાં મૂકવી જોઇએ.

૬. ઇંદ્રિય નિગ્રહ.—ઇન્દ્રિયો ઘોડા જેવી છે. જેમ ઘોડાને લગામ છૂટી મૂકવાથી ફાવે તે રસ્તે લઈ જાય છે; તેમ ઇન્દ્રિયોને પણ જો કબજે ન રાખી હોય તો તે પણ ગમે તેવે રસ્તે દોરાય છે. માટે ઘણી સાવધતાથી રહેવું. જો ઇન્દ્રિયો કોઈ પણ અયોગ્ય કાર્યમાં દોરાય તો તરતજ મનરૂપી લગામવડે તેને કબજે કરવી. મનોનિગ્રહ અને ઇન્દ્રિય નિગ્રહ એ પણ પરસ્પર સહાયક છે. મનને હમેશાં સત્કાર્યમાં પરોવેલું રાખવાથી ઇન્દ્રિયો આપણે સ્વાધીન રહે છે. આપણે સાવધ રહી તેને આપણે સ્વાધીન રાખવી, પણ આપણે તેને

આધીન થઈ તે જેણીગમ દોરે તેમ દોરાવું નહીં. જે મનુષ્ય જિતેંદ્રિય હોય છે તે ઘણાં સારાં કામ કરે છે; માટે તેવાં બનવા સર્વ બ્હેહેનોએ પ્રયત્નશીલ થવું.

૭. ધી—ધર્મ સંબંધી બુદ્ધિ. ધર્મ સંબધી આચરણ તે શું અને તેથી વિરૂદ્ધ આચરણ તે શું એ પ્રમાણે વિચાર કરવો તેનું નામ વિવેક. આ પ્રમાણેનો જે વિવેક તે બુદ્ધિનુંજ સ્વરૂપ છે. સત્ અસત્ કાર્યનો વિચાર કરી સત્ કાર્યમાં પ્રવૃત્ત થવું અને અસત્ કાર્યથી નિવૃત્ત થવું તે વિવેક શિવાય બનતું નથી. ધર્મ સંબંધી બુદ્ધિજ આ પ્રમાણે વિવેક કરવાને સમર્થ છે. તે બુદ્ધિ જેનામાં હોય છે તે કોઈ દિવસ પણ ધર્મ વિરૂદ્ધ પગલું ભરશે નહીં. અને આ પ્રમાણે ધાર્મિક વૃત્તિ રહેવાથી ઇશ્વરી નિયમનો પણ ભંગ થતો નથી. તેથી આપણું હમેશાં કલ્યાણ થાય છે.

૮. વિદ્યા—ઇશ્વર સંબંધી જ્ઞાન. આ વિદ્યા દરેક બ્હેનોમાં હોવી જરૂરની છે. કેમકે એ વિદ્યા ન હોય તો સુખ એટલે શું અને કેવું તે કળાતું નથી. જેનામાં વિદ્યા હોતી નથી તે સુખ થવાના હેતુથી સારા ખોટાનો વિચાર કર્યા વિના ઘણાં પ્રયત્ન કરે છે; પરંતુ તે સઘળા પ્રયત્ન નિષ્ફળ જાય છે. તેમ જે વગર વિચાર્યે કામ કરેલાં હોય તેનાથી દુઃખ ઉત્પન્ન થાય છે; કેમકે અજ્ઞાનને લીધે સઘળાં એમ સમજે છે કે આપણે જે પ્રયત્ન કરીશું તેથી આપણને સુખ થશેજ. પછી તેથી સામાને નુકશાન થશે કે કેમ તેનો વિચાર કરતા નથી. આવી રીતના પરિણામનો વિચાર કર્યા વિના જે કાર્ય કર્યું હોય છે, તેનાથી અવશ્ય પોતાને પશ્ચાત્તાપ કરવાનો સમય આવે છે. આવી સ્થિતિમાં સુખ ક્યાંથી હોય! માટે સઘળો ભાર ઇશ્વર ઉપર નાંખવો. કેમકે જે સારૂં નરસું જગતમાં થાય છે તે સર્વે તે કૃપાળુ પરમાત્માની મરજીથીજ થાય છે. કદાચ એવું થાય કે જેથી આપણને અત્યંત કષ્ટ પ્રાપ્ત થાય તો ઇશ્વરે અમારૂં ખરાબ કર્યું એમ સમજવું નહીં. ઇશ્વર તો સર્વનું કલ્યાણજ ઇચ્છે છે. જુવો આપણાં વ્યવહારીક માતાપિતા છે તે આપણું ખોટું કરવાને કદી ઇચ્છતા નથી. તો સર્વના માતા પિતા સ્વરૂપ પરમાત્મા પોતાના છોકરાંનું કદી ખોટું કરેજ નહીં. એમ જાણી પ્રભુએ આપણને જે સ્થિતિમાં મૂક્યાં હોય તેમાંજ સંતોષ માનવો તેથી આપણને સુખ થશે. જો ઇશ્વર ઉપર શ્રદ્ધા રાખી તે જે કરે છે તે સારૂંજ કરે છે એમ માનીએ તો દુઃખની સ્થીતિમાં પણ આપણને આનંદ રહે છે. કેમકે જેમ જેમ દુઃખ પડતું જાય તેમ તેમ પ્રભુનો આપણા ઉપર અનુગ્રહ થાય છે એમ માનવું. શો અનુગ્રહ થાય છે તે જુવો. જ્યારે આપણે વ્યવહારીક સુખમાં પડેલાં હોઇએ છીએ ત્યારે પ્રભુને સંભારતાં નથી. પણ જ્યારે આપણા ઉપર કોઈ પણ જાતનું કષ્ટ પડે છે ત્યારે તત્કાળજ તેનું સ્મરણ કરીએ છીએ. ઇશ્વરપ્રેમ જેવું જગતમાં કોઈ પણ સુખ નથી પણ તે મેળવવા જ્ઞાન જોઇએ. તે જ્ઞાન જેને નથી તેનો મનુષ્ય જન્મ ધર્યો નિરર્થક છે, માટે હું સ્રી છું. અમુક ન્યાતની છું વિગેરે જે હું પણાનું અભિમાન તે રાખનાર દરેક બ્હેનોએ બ્રહ્મવિદ્યા અર્થાત્ પરમાત્મા સંબંધીનું જે જ્ઞાન તે અવશ્ય મેળવવું.

૯. સત્ય—સાચું બોલવું, અને તે પ્રમાણે આચરણ કરવું. જે મનુષ્યમાં સત્યપણું હોતું નથી, તે પછી ગમે તેવો વિદ્વાન હોય; ધનવાન હોય તો પણ ધિક્કારને પાત્ર થાય છે. એકાદવાર ફલાણું જૂઠું છે એમ કોઇના મનમાં આવ્યું તો પછી તેના ઉપર કોઇને વિશ્વાસ રહેતો નથી, દરેક તેનાથી બ્હીબ્હીને ચાલે છે. માટે દરેક બ્હેનોએ સત્ય બોલવું વખતે

આપણાંથી કાંઈ ખોટું કૃત્ય થઈ ગયું હોય તો પણ આપણને કોઈ પૂછે તો તેને જે સત્ય વાત હોય તો કહી દેવી. એમાં ઘણા ફાયદા થશે. એક તો સત્ય બોલવાથી પ્રભુના ગુન્હેગાર થવાશે નહીં, વળી આપણે સાચી વાત કહી દીધી હોય તો આપણું અંતર પણ તેથી શુદ્ધ રહેશે; કારણ કે જો આપણે કોઇને સાચી વાત ન કહેતાં જુઠી વાત કરીએ તો એક જુઠાણાની પાછળ અનેક જુઠાણા ગોઠવવાં પડશે, ને તેવા સંકલ્પથી સંસ્કાર પણ તેવાજ પડે છે. ને તેથી અંતર મલિન થાય છે. વળી આપણા ખોટાં કૃત્યની બીજાને વાત કહેવાનો પ્રસંગ આવે તો તેથી આપણને લજ્જા ઉત્પન્ન થશે, તેને લીધે ફરી તેવાં કર્મ કરીશું નહીં. વિગેરે કદાચ આપણે જુઠું બોલી કોઇને એકાદવાર છેતરીશું, તોપણ આખરે સત્યજ આગળ આવશે. પાછળ કહ્યું કે જુઠું બોલનારને તે મનાવવા માટે ઘણાં જુઠાં બોલવાં પડે છે, અને જો સત્ય બોલતાં વખતે તે સમયે આપણે કષ્ટ વેઠવું પડે છે, પણ આખરે તો સત્યનોજ જય છે. તેમાં હરિશ્ચંદ્ર રાજાનું દષ્ટાંત સર્વ બહેનોને જાણવામાં હશેજ. જુવો, તેને કેટલું દુઃખ પડયું. રાજ્ય ગયું, સ્ત્રી પુત્ર ગયાં છેવટે પોતાને પણ ચાંડાળને ત્યાં વેચાવાનો સમય આવ્યો. અને ત્યાં પણ કેવાં દુખ વેઠવાં પડયાં કે જે સંભારતાં આપણને પણ કંપારી છુટે છે. તો આવો રાજા તેને વેઠવાં કેટલાં કષ્ટદાયક લાગતાં હશે. પણ તે સઘળું દુઃખ શેને માટે ? એક સત્યને માટેજ. તો એ દષ્ટાંત ઉપરથી આપણે શું સમજવું કે ગમે તેવું કષ્ટ પ્રાપ્ત થાય તોપણ સત્યથી ચળવું નહીં. વળી આપણે પોતાનો ગુન્હો છુપાવવા અગર બીજા આગળ સારાં કહેવાતા જુઠુ બોલીશું પણ તે વખતે આપણે અંતર આત્માજ આપણને સુચવે છે.કે આ આપણે ખોટું કરીએ છીએ. આ વાત જ્યારે જુઠું બોલવાનો પ્રસંગ આવે ત્યારે જરા ધ્યાન દઇને જોશો તો માલુમ પડશે કે તમને તમારૂં મન તે કર્મ કરવાને શું કહે છે? માટે ગમે તેવું કષ્ટ પડે તો પણ સત્યથી ચળાયમાન થવું નહીં. ઇશ્વર આપણને તે કષ્ટથી છોડાવવા અને આપણું સત્ય આગળ પાડવા સહાય થશેજ.

૧૦ अक्रोध. ગુસ્સો અને તેનાં જેવાંજ વળી દ્વેષ, મત્સર વિગેરે ન હોવાં તે. ક્રોધ એ દરેકનો મોટો શત્રુ છે. તેને જીતવો ઘણો મુસ્કેલ છે. જુવો, ક્રોધ કેટલો બળવાન છે કે જ્યારે તે ઉત્પન્ન થાય છે ત્યારે મનુષ્ય સારાસારના વિવેક વિનાનું થાય છે. તે દરેકને અનુભવ સિદ્ધજ હશે. જ્યારે ક્રોધ ચઢે છે ત્યારે શું બોલવું, શું ન બોલવું. સામું માણસ મોટું છે કે નાનું છે. સામું માણસ છે કે કોણ છે તેનો કાંઇ પણ વિચાર રહેતો નથી. ક્રોધ એ તો રાક્ષસ કરતાં પણ ક્રૂર છે. રાક્ષસ તો સામા માણસનુંજ લોહી પીએ છે અને ક્રોધ તો પોતાનું અને પારકાનું બન્નેનું લોહી બાળે છે. માટે દરેક બહેનોએ ક્ષમા રૂપી જળ વડે હમેશાં ક્રોધ રૂપી અગ્નિને શાંત પમાડવાનો અભ્યાસ સેવવો. જ્યારે સામાં મનુષ્યે અથવા પોતાના બાળકે કે કોઇએ પણ આપણો અપરાધ કર્યો હોય તે વખતે આપણને ઘણો ગુસ્સો ચ્હડે છે. તો તે વખતે તેને ઠપકો આપવો નહીં. અંઘો કલાક રહી આપણો ગુસ્સો નરમ પડે પછી તેનાં ખોટાં બાબત ઠપકો આપવા જેવું લાગે તો ધીમે રહી તેને તે બાબત સુચવવું. જેથી આપણું લોહી ઉકળે નહીં, તેમ સામા મનુષ્યને પણ અતિશય ખોટું લાગ્યા જેવું થાય નહીં. અને પોતાનાં ખોટાં કૃત્યનો પશ્ચાતાપ કરી ફરી તેવું કરે નહીં. જુવો, જે માતા ક્રોધી હશે અને પોતાનાં બાળક ઉપર સહજ વાંકસર

માર ઝુડ કરે અને ગાળો દે છે તે માતાનાં બાળકો પણ ચીડીયાં અને ક્રોધી થાય છે. અને જે માતા શાંત હશે તેનાં બાળક પણ તેવાં શાંત સ્વભાવનાં હશે. જેટલું શાંતિમાં સુખ મળે છે, તેટલું ક્રોધ કરે મળતું નથી. નાના બાળક ઉપરથી દાખલો લઈશું તો જે બાળકમાં શાંતિ હશે તે કેવું આનંદી લાગે છે, શાંતિથી પોતાની પ્રજા પણ તેવીજ થાય છે. માટે મ્હારી સર્વ બહેનોને કહેવાનું કે તમો પણ શાંતિમાં તમારા દિવસ નિર્ગમન કરજો. ગમે તેવો ક્રોધનો પ્રસંગ આવે તે વખતે પણ શાંતિ રાખજો. શાંતિથી પરમાત્મા પ્રતિ વૃત્તિ જાય છે. જેમ ક્રોધ કરવો નહી તેમ કોઇ ઉપર દ્વેષ રાખવો નહીં; કારણ દ્વેષ કરવાથી આપણા ઉપર કોઈ સ્નેહ કરતું નથી. આપણને કાંઇ વિપત્તિ આવે છે તે વખતે પણ કોઈ સહાય કરતું નથી; માટે દરેક સાથે સ્નેહથી વર્તવું જેથી આપણને સુખ થાય. ક્રોધ, ઇર્ષ્યા, દ્વેષ સર્વનો ત્યાગ કરવો સર્વની સાથે પ્રેમ અને વિનયથી વર્તવું. આપણાં કરતાં કોઇનામાં વધારે ગુણ હોય તો તેની ઇર્ષ્યા ન કરવી. પણ તેવાને જોઇ સંતોષ માનવો અને પોતે તેવાં ગુણશાળી થવા પ્રયત્ન કરવો. દરેક બહેનોએ પોતામાં જે જે અવગુણો હોય તેનો ત્યાગ કરવો.

બહેનો! તમે ગમે તે ધર્મમાં હશો, પણ આ દશ પ્રકારનાં લક્ષણ જેમાં હશે તેજ ધર્મ સર્વ પૃથ્વીનાં મનુષ્યોમાં સરખા રીતે સન્માન પામે છે. તો તે તમારામાં હશે તો તમે પણ સર્વ સ્થળે સન્માનને પાત્ર થશો.

આ પ્રકારના નિર્મળ ધર્મથી જે મનુષ્યનું જીવન પવિત્ર થયું છે તેનાં જેવું સુખી કોઈ નથી. આ સંસાર માર્ગમાં કદી એકલાં જવું નહી. આ માર્ગ મહોટો ભયંકર છે. તેમાં કયે ઠેકાણે ભય છે, કયો રસ્તો સારો છે તેની આપણને ખબર નથી. માટે આપણને મદદ કરનાર અને સારૂં નરસું જાણી આપણને સાવધ કરનાર એકાદ મિત્ર આપણી સાથે રાખવો. એ મિત્ર કયો કે ધર્મ. કે જેના જેવો મનુષ્યને નિઃસ્વાર્થી મિત્ર કોઇ નથી. સઘળા આપ સ્વાર્થી હોય છે. કોઇ પણ મનુષ્ય સ્વાર્થ વિના સંબંધ રાખતું નથી; માટે ધર્મ સરખો નિઃસ્વાર્થી તથા સર્વદા ભયથી આપણું રક્ષણ કરનાર મિત્રને વિસરી જવો નહીં, અને નિષ્કપટ ભક્તિભાવે ઇશ્વરની પ્રાર્થના કરવી કે તે આપણને ધર્મને અનુસરી કાર્ય કરવાની તથા તેમાં તત્પર રહેવાની બુદ્ધિ સર્વદા આપે. તથાસ્તુ.

પ્રિય બહેનો! ધર્મનો વિષય અતિ ગહન છે તેથી તે વારંવાર ચર્ચાવો જરૂરનો છે, નાનામાં નાની વાત હોય તેમાંથી પણ કાંઇક કાંઇક ગ્રહણ કરવા જેવું મળે છે. તેમ ધારી આ વિષય મેં મ્હારી બુદ્ધિના વિકાસ પ્રમાણે લખ્યો છે. તેમાં કાંઇ અયોગ્ય લાગે તો તેની ઉપેક્ષા કરી કાંઇ ગ્રહણ કરવા જેવું હોય તો તે ગ્રહણ કરી તે પ્રમાણે આચારમાં મૂકવા મ્હારી આર્ય બહેનોને વિનંતી કરૂં છું.

શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ સુલોચના

## મૃત્યુશય્યા
અને
## ત્હેની પાસેનો દેખાવ.

દરેક માણસની જીંદગીમાં, તેમજ અભ્યાસમાં, આનંદની સાથે ગાંભિર્ય જોડાયલું હોય તો જીંદગી બહુ સુંદર અને આકર્ષક લાગે એમ મ્હારૂં ધારવું છે; કારણ કે એમ હોવાથી એકલી ગંભીરાઇથી સ્વભાવ ઉદ્વિગ્ન ન બની શકે, અને એકલા આનંદથી માણસ તદન વિલાસી બનતું પણ અટકે.

આજે સ્હવારે હું અત્યંત ખુશ મીજાજમાં મ્હારા ઓરડામાં આમ તેમ આંટા મારતો હતો તેવામાં એક ગાડી મ્હેં મ્હારા ઘરના દરવાજા પાસે ઉભી રહેતાં જોઇ; તેમાંથી એક પંદર વર્ષનો છોકરો ઉતર્યો, અને ઉતરતાં મ્હારાથી એનું મ્હોં જોઇ શકાયું. તરત મ્હેં ત્હેને મ્હારા અત્યંત વ્હાલા મિત્રના સહુથી મ્હોટા છોકરા તરીકે ઓળખ્યો. એનો બાપ તથા હું જ્યારે હમે ન્હાના રમતા ભમતા છોકરા હતા ત્યારથી સાથે રહેતા અને મિત્ર હતા. એવા વ્હાલા મિત્રના છોકરાને મ્હારે ત્યાં આવેલો જોતાં મ્હને અત્યંત ખુશાલી ઉપજી. જેવો એ ઉપર આવ્યો કે તરતજ એણે મ્હારો હાથ પકડયો, અને કાંઇ પણ બોલ્યા શિવાય રોઇ પડયો. મ્હને આ જોઇ બહુ લાગણી થઇ ગઇ અને મ્હેં પુછ્યું "કેમ દીકરા ત્હારા બાપનો સારા છે ને?" ત્હેણે જવાબ દેવા મ્હેનત કરી પણ "મ્હારી મા"-એટલું બોલતા ત્હેને અત્યંત રોવું આવવાથી તે વધારે બોલતાં અટકી પડયો. હું એને લઇને નીચે ઉતર્યો અને સાથે ગાડીમાં બેઠો અને કકડે કકડે નીચે પ્રમાણે સાર એકઠો કર્યો.

"ત્હેની મા અત્યારે છેલ્લો શ્વાસ લેતી મરણની છેલ્લી ઘડીઓ કહાડતી હતી; અને ઘરના વૃદ્ધ ધર્માચાર્ય જ્યારે છેલ્લું પુન્યદાન વિગેરે કરાવતા હતા તે અરસામાં વખત કહાડી તે પોતે મ્હને ત્હેના બાપની પાસે લઇ જવા આવ્યો હતો. એને જો હું જઇને કાંઇ આશ્વાસન આપવાની મ્હેનત કરૂં તો સારૂં, કારણ કે નહિ તો એનો બાપ અત્યંત શોકને લીધે કદાચ દેહ પણ ત્યાગ કરે એવી ત્હેને પોતાને બ્હીક હતી."

મ્હને તેડવા આવવાનું એ છોકરાને પોતાની બુદ્ધિથીજ સુજ્યું હતું: એની વાતોમાં પોતાનાં માત પીતા તરફ એ જે પ્રેમ દેખાડતો તે જોઈ મ્હને ખરેખર હદ બ્હાર લાગણી થઈ ગઇ, પણ મ્હારા મિત્રને આશ્વાસન આપવાની ફરજ મ્હારે હજી હવે બજાવવાની હતી. અને તેથી મ્હેં મન દ્દઢ કર્યું. આખો રસ્તો મ્હને મ્હારી મિત્રપત્નીના ગુણો તથા એની ખોટથી મ્હારા મિત્રને કેવું દુઃખ થશે ત્હેનો વિચાર થયા કરતો હતો. મ્હારા મિત્રના સર્વ દુઃખમાં એ કેવી મદદ રૂપ થઇ પડી હતી તે સર્વે મ્હને યાદ આવ્યું. મ્હે વિચાર કર્યો કે, જ્યારે હમે (હું અને મ્હારો મિત્ર) છેલ્લા મલ્યા ત્યારે જે પોતાની પત્નીના મંદવાડની વાત પણ ન કરી શકતો તે હવે એના મૃત્યુની છેલ્લી ઘડીએ કેવી રીતે ધૈર્ય રાખી શકાશે?

હમે મ્હારા મિત્રની ઘરની શેરી આગળ આમ કરતાં આવી પણ પ્હોંચ્યા, અને ઘર પાસે ગાડી ઉભી રહી. દરવાજા આંગળજ જે ધર્માચાર્યને હું ઓળખતો હતો અને જેને માટે મ્હને બહુ માન હતું તે હમને [illegible]

ધર્માંધ બન્યા ન્હોતા, ને તેથી એમની વાતો ધર્મ માટે ખોટી તકરારવાળી કે જુસ્સાવાળી ન્હોતી. પણ જે શાંતિથી એ સમજાવતા તે આનંદજનક લાગતું. એને વાતો કરતાં સાંભળવાનું મ્હને બહુ ગમતું. અગાઉ એક વખત આ ઘરમાં આજ જગ્યાએ હમે બન્ને એકઠા થયા હતા. તે વખતે અચાનક વાત ઉપરથી હમારી વાત મૃત્યુ વિશે નીકળી. મરણને વિશે એણે એવી દલીલોથી સમજણ પાડી કે સારા કેળવાયલા માણસના મગજમાં તરત એ વાત જાય, અને મૃત્યુ ભયંકર લાગવાને બદલે એ સ્પૃહા રાખવા યોગ્ય લાગે. આજે જ્યારે હમે દરવાજા આગળ મળ્યા ત્યારે એના ચ્હેરા ઉપર દીલગીરી અને કરૂણાની ખુબી છાપ જણાતી હતી, પણ દૃઢતા અને હિંમતની લાગણીઓ એ લાગણી દબાવવા પ્રયત્ન કરતી હોય એવો ભાસ થતો હતો. પછીથી મ્હને ખબર પડી કે મરણ પામનારના દરદનું દુઃખ ઓછું કરવા, તથા એની આસપાસનાં એનાં વ્હાલાંઓનો વિલાપ ઘટાડવા માટે હિંમત રાખવા એને બહુ અનિવાર્ય બળ કરવું પડયું હતું. એને નમસ્કાર કરીને હું તરતજ જે ઓરડામાં મ્હારી મિત્રપત્નીનું બીછાનું હતું ત્યાં ગયો, અને દાખલ થતાંજ મ્હારો મિત્ર સામો મળ્યો. પોતાને થતા દુઃખને છુપાવીને ઉપરથી જરાકવાર અગાઉજ તે જરા શાંત થયો હતો. પણ મ્હને દેખતાંજ મ્હારી સામું જોઇ ત્હેનાથી રોવાઇ જવાયું. સર્વ છોકરાંઓના ચ્હેરા ઉપર પણ પોતપોતાની ઉમ્મર અને સમજણ પ્રમાણે દુઃખની છાપ સ્પષ્ટ જણાતી હતી. સહુથી મ્હોટી છોકરી અશ્રુપૂર્ણ આંખોએ માતાની સારવારમાં રોકયલી હતી, બીજાં બધા શય્યાની આસપાસ ગુહણભર બેઠાં હતાં. આ બધામાં ત્હેના સહુથી ન્હાના છોકરાને બીજી કાંઇ પણ સમજણ વિના માત્ર પોતાના ભાઇઓ તથા બ્હેનને રડતાં જોઈ પોતે પણ અત્યંત રોતો હતો તે જોતાં મ્હને સહુથી વધારે દુઃખ થયું. આખા ઓરડામાં જો કોઈ પણ માણસ ધૈર્ય અને શાંતિ રાખતું જણાતું હોય તો તે મરનાર પોતેજ હતું. એના બીછાનાની જ્યારે હું છેક પાસે પ્હોંચ્યો ત્યારે ત્હેણે મ્હને ઘણાજ ધીમા તુટતા અવાજે કહ્યું "ત્હમે આવ્યા તે બહુ સારૂં કર્યું. બહુ મ્હેરબાની કરી ત્હમારા મિત્રની સંભાળ રાખજો. હમણાં એની પાસેજ રહેજો. ચાલ્યા ન જશો." મ્હારા આવ્યા અગાઉ ત્હેણે પોતાના જેવી સ્ત્રીઓને યોગ્ય લાવણ્યથી તથા થતા વિયોગને ઘટિત ગંભીરાઇથી પતિની તથા છોકરાંઓની રજા લઇ લીધી હતી.

એક બાજુ શય્યાની પાસે પતિને પોતાને થતુ દુઃખ, રખે પત્નીની છેલ્લી ઘડીએ એને વિશેષ દુઃખી કરી એની શાંતિમાં વિઘ્ન નાંખે એ બ્હીકથી દેખાઈ જતું અટકાવવાનો પ્રયત્ન કરતાં દેખીને, તથા બીજી બાજુ પત્ની પોતાની છેલ્લી ઘડીએ પણ રખેને પોતાના પતિના મનના દુઃખમાં વધારો થશે એવી ધાસ્તીથી પોતાના દરદનું દુઃખ છુપાવવા પ્રયત્ન કરતી હતી તે દેખીને મ્હારૂં હૈયું ફાટી જતું હતું.

એની (પત્નીની) બોલવાની શક્તિ ગયા પછી થોડીક ક્ષણ સુધી ત્હેણે પતિની સામી નજર રાખી અને મ્હોં સામું જોયા કર્યું, અને પછી તરત પોતાની આંખો બંધ કરી અને પ્રાણ ત્યાગ કર્યો. એના જવાની ક્ષણેજ, મ્હારો મિત્ર જે આટલીવાર સુધી હિંમત રાખી બેશી રહ્યો હતો, તે એક દીર્ઘ નિશ્વાસ મુકી શય્યાની પાસેજ બેશુદ્ધ થયો. છોકરાંઓએ ધાર્યું કે ત્હેમનાં માતા ને પિતા બન્ને સાથેજ મરી ગયાં. (કારણ કે પિતા માત્ર બેશુદ્ધજ [illegible] તે વખતે

જે ગભરાટ થયો તે જોઇ ગમે તેવા કઠોર માણસનું હૃદય પણ પીગળે; પણ થોડીવારમાં પિતાને શુદ્ધિથી હુશીયાર થતાં હેમણે જોયો ને તેથી જરા શાન્ત થયાં; મ્હારા મિત્રને હું બીજા ઓરડામાં લઇ ગયો, અને જ્યાં સુધી દુઃખની પ્રથમ લાગણી જરા દબાય નહિ ત્યાં સુધી મ્હારે એની પાસેથી ખસવું નહિ એવો મ્હેં ઠરાવ કર્યો. આવા દુઃખના વખતમાં આશ્વાસનના શબ્દો તદ્દન નકામા થાય છે હેની મ્હને ખબર હતી, અને તેથી હેની સાંથેજ એના દુઃખમાં ભાગ લેતાં હું ચુપ બેઠો. હવે લખતાં મ્હને બહુ લાગણી થઈ આવી છે તેથી એક પ્રસિદ્ધ લેખકનો, દીલાસો ક્યારે દેવો, તે વિશેનો મત લખી લખવાનું બંધ કરૂં છું. "મ્હારાં સર્વે વ્હાલાં બંધુ અને ભગીનિઓને હું સલાહ આપું છું કે જ્યારે કોઇ માણસ પોતાનાં મિત્રોને દીલાસો આપવા ઇચ્છતું હોય તો હેણે દુઃખી માણસ જ્યારે નીચલા ત્રણ ઉપાયો–(૧) ઇશ્વર ઇચ્છાને આધીન થવાની જરૂરીયાત. (૨) વખતનો લાંબો ગાળો, તથા (૩) દુઃખની અતિ તૃપ્તી–પછી જરા શાંત થાય ત્યારેજ આપવો, ત્યાં સુધી મુલતવી રાખવું."

સૌ. સુમતિ.

---

# વર્તમાનરંગ.

**દિ. બા. અંબાલાલનું ભાષણ**—મુંબાઈના ગુજરાતી હિંદુ સ્ત્રીમંડળ આગળ ગયા માસમાં દિ. બા. અંબાલાલે ઘણું વ્યાવહારિક ભાષણ આપ્યું હતું. આરંભમાં, હિંદુઓમાં સ્ત્રીઓ વિષેની ભાવના હલકી છે એવો કેટલાકો તરફથી મુકાતો આરોપ ખોટો જણાવી તેથી ઉલટી જ સત્ય વાત જાહેર કરી હતી કે યુરોપના લોકો સ્ત્રીઓને Partner એટલે માત્ર ઘર સંસારના ભાગીદાર કહે છે, પરંતુ આપણાં શાસ્ત્રોમાં તો સ્ત્રીને પુરૂષની અર્ધાંગના-અર્ધું અંગ-ગણી છે. હિંદુ સંસારમાં સ્ત્રી વિષેની ભાવના તો બેશક ઉત્તમ જ છે, અને યુરોપના વિચારકો પણ તે વાત તો કબુલ કરે છે. પણ જે દોષ રહેલો છે તે હાલની તેમની ગણનામાં છે. આગળ વધતાં બાલકોના સંભાળ પૂર્વક ઉછેર તથા કેળવણીને માતાની મુખ્ય ફરજ સમજાવી તેમણે કહ્યું હતું કે "સંસારના બન્ધારણ પ્રમાણે છોકરાંને અમુક વય લગી ઉછેરીને મોટાં કરવાં, તેમને નિરોગી અને સાજાં તાજાં બનાવવાં, તેમની બુદ્ધિને વેલની પેઠે સારે રસ્તે ચઢાવવી, તેમની મન કામનાઓને સારે માર્ગે દોરવી, અનીતિના દુર્ગંધ માર્ગનો તેમના મનમાં અણગમો કરાવવો ને દેશભક્તિ અને સ્વદેશસેવાના મ્હોટા ધાર્મિક પંથ ઉપર તેમને નાનપણથી વાળવા-આ બધું સ્ત્રીજાતિનું મ્હોટું કર્તવ્ય છે. સ્ત્રી એ જગતની માતા છે; અને પરમાત્માએ સૃષ્ટિની પ્રથમ ઉત્પત્તિને સ્ત્રી પાસે જાળવવા અને ઉછેરવા સોંપી છે, એ વાત પ્રત્યેક ન્હાની કે મ્હોટી સ્ત્રીએ અહર્નિશ સ્મરણમાં રાખવી. આપણે ન્હાનાં બાળકને જેવાં કરીશું તેવો સંસાર થશે; ને આપણા દેશની ભવિષ્યની ચઢતી કે પડતી કરવી એ આપણા હાથમાં છે–એવું દરેક સ્ત્રીએ સાચુ અભિમાન રાખવું." આ બોધ સાદો છતાં ઘણો ઉપયોગી અને સ્ત્રીઓએ ધ્યાનમાં રાખવા યોગ્ય છે. બાલકોને ઉછેરવાં એ કામ એક રીતે [illegible]

ખેદ થાય છે. તે ગુજરાતમાં સુપ્રસિદ્ધ થયેલા સ્વર્ગસ્થ હરિલાલ હર્ષદરાય ધ્રુવના વરિષ્ઠ પુત્ર હતા. ગુર્જર સાહિત્યની સેવાના કાર્યમાં તે પોતાના પિતાને પગલે ચાલી પ્રસંગોપાત સારા અને મનનીય લેખો લખતા હતા, તેમજ પિતા તરફથી ઉદ્ભવ પામેલા, પરંતુ તેમના અવસાનથી અટકી રહેલા 'ચન્દ્ર' નામના માસિકને અનેક રૂપે પુનર્જીવન આપી નિભાવવા પ્રયત્નશીલ રહેતા હતા. અમારા " સુન્દરીસુબોધ " માસિકને ઘણેક પ્રસંગે લેખોથી અલંકૃત કરનારા મિત્રોમાંના તે પણ એક હતા, એટલુંજ નહીં પણ તેમનાં પુનર્વિવાહિત પત્ની પણ "વિલાસકુમારી"ની સંજ્ઞાથી અનેક લેખ લખી અમારા વાંચકોને પોતાના જ્ઞાનનો લાભ અનેકવાર આપતાં હતાં. આવા ઉછરતા લેખકના અકસ્માત્ અવસાનથી, તેમજ એક યુવાન લેખક-ભગિનીના અચિંત્ય જીવનસંકટથી અમને દુઃખદ લાગણી થઇ આવે એ સ્વાભાવિકજ છે. પ્રભુ તેમના આત્માને સદ્ગતિ તથા પરમ શાંતિ આપો એવી અમારી પ્રાર્થના છે.

પાન્થ, બન્ધુસમાજ.

# સમયતરંગ.

અમદાવાદની જૈન કન્યાશાળામાં ત્યાંના એક જૈન શેઠ લાલભાઇ દલપતભાઇએ રૂ.૩૦ હજારની સખાવત કરી છે.

મહારાષ્ટ્ર ફીમેલ એજ્યુકેશન સોસાઇટી (દક્ષિણમાંની સ્ત્રી કેળવણીનો પ્રચાર કરનારી મંડળી) નો ૧૯૦૬-૦૭ નો રીપોર્ટ હાલમાં બ્હાર પડયો હતો, તે ઉપરથી જણાય છે કે તે મંડળ પોતાના કારોબાર હેઠળ સ્ત્રીઓ માટેની એક હાઇસ્કુલ એક કોલેજ, અને એક કન્યાશાળા નીભાવે છે. આ વરસમાં કન્યાશાળામાં ૨૦૬, હાઇસ્કુલમાં ૧૧૦, અને કોલેજમાં ૮૭ વિદ્યાર્થીઓ હતી. આમાંની ૨૧૮ બ્રાહ્મણ, ૯૩ બીજી જુદી જુદી ન્યાતની હિંદુ, ૨૪ યાહુદી, ૪ મુસલમાન, અને ૫૪ દેશી ખ્રીસ્તી તથા યુરેઝીયન હતી, તેઓમાં ૨૫ બાઇઓ પરણેલી, ६१ વિધવા, અને ૩૧૭ કુમારિકાઓ હતી. વિદ્યાર્થીઓની સગવડ અર્થે એક બોર્ડીંગહાઉસ (નિવાસસ્થાન) પણ આ મંડળ તરફથી રાખવામાં આવે છે, તેમાં આ વર્ષે ૧૩૫ બાઇઓને આશ્રય મળ્યો હતો.

અનાથ હિંદુ વિધવાઓને માટે વિધવા વિશ્રામ કહાડનાર પ્રો૦ કર્વેએ તેમાં સફળતા મેળવ્યા પછી તેમણે હાલમાં એક બીજું પ્રજોપયોગી કામ ઉપાડી લીધું છે, અને તે કન્યાઓ માટે એક મહિલા વિદ્યાલય સ્થાપવાનું છે. તેમણે એક શરત એવી રાખી છે કે તેમાં દાખલ થનાર કન્યાઓએ વીસ વર્ષની ઉમ્મર સુધી કુમારાં રહેવું પડશે, અને તેટલી ઉમ્મર સુધી એ વિદ્યાલયમાં જ રહીને મફત શિક્ષણ મેળવવું પડશે.

ભાવનગરમાં મળવાની છઠ્ઠી જૈન કોન્ફરન્સમાં સ્ત્રી સંસારના સંબંધમાં નીચેના ઠરાવો રજુ કરવા મુસદો ઘડાયલો છે.

૧ જેમ બને તેમ જૈન કન્યાશાળાઓ વધારે ઉઘાડવાની જરૂરીયાત.
૨ દરેક કન્યાશાળામાં ધાર્મિક કેળવણી સાથે નૈતિક વ્યાવહારિક અને ઔદ્યોગિક કેળવણી આપવાની જરૂરીયાત.
૩ મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓ અભ્યાસ કરી શકે તેટલા માટે શ્રાવિકાશાળા સ્થાપવાની જરૂરીયાત.
૪ વિધવાઓને ઉદ્યોગ તથા નીતિ સંબંધી કેળવણી આપવાને ખાસ શાળાઓ સ્થાપવાની આવશ્યકતા.
૫. જૈન સ્ત્રી શિક્ષકો તૈયાર કરવા માટે સારી સ્કોલરશીપો આપી ઉંચી કેળવણી આપવાની ગોઠવણ.

# ગ્રાહકો, લેખકો, વગેરેને સૂચના.

"સુન્દરી સુબોધ" ના સંપાદક (તંત્રી) તેમ વ્યવસ્થાપક કોઇ એક વ્યક્તિ નહિ પરન્તુ સમગ્ર બન્ધુ સમાજ છે આ સબંધે, ગ્રાહકો, લેખકો વગેરેમાં ગેર સમજૂત થવાથી તેની વ્યવસ્થાને કેટલીક હરકત પહોંચે છે માટે ગ્રાહકો, લેખકો, વગેરેએ સર્વ પ્રકારનો વહેવાર (પત્ર વ્યવહાર દિ) કોઇ પણ વ્યક્તિને નામે નહિ કરતાં, કૃપા કરી "મંત્રી," બન્ધુ સમાજ, "સુન્દરી સુબોધ" ઓફિસ એ નામથીજ કરવો.

સુન્દરી સુબોધ ઓફિસ
અમદાવાદ } મન્ત્રી બન્ધુ સમાજ

---

## લવાજમની પહોંચ

| | | | |
|---|---|---|---|
| ૧૨૮ (૮૪૧) | રા. આર કે ત્રેવેદી | ભાવનગર | ૧—૪—૦ |
| ૧૨૯ (૬૦) | મી. યુસફઅલી એ બાકરભાઇ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૧૩૦ (૮૨૮) | રા. રણછોડદાસ નરસી | કરાંચી | ૧—૪—૦ |
| ૧૩૧ (૧૮૫) | રા. રંગનાથદાસ [illegible] | [illegible] | ૧—૪—૦ |
| ૧૩૨ (૫૫) | રા. મૂળચંદ ઘેલાભાઇ | કરાંચી | ૧—૪—૦ |
| ૧૩૩ (૯૩૩) | રા. હરખચંદ એલ શાહ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૧૩૪ થી ૨૪૭ (૧૧૪) | મિત્રમંડળ ગ્રાહકોના | | ૮૯—૧૨—૦ |
| ૨૪૮ (૮૧૮) | રા. મગનલાલ [illegible] | મુંબાઇ | ૧—૪—૦ |
| ૨૪૯ (૯૩૪) | રા. અમરચંદ શોભજી | રંગુન | ૧—૪—૦ |
| ૨૫૦ (૬૨૫) | રા. ભાટિયા નારણદાસ ઠક્કર | સિંધ | ૧—૪—૦ |
| ૨૫૧ (૯૩૬) | રા. ભગવતરાય પ્રેમ દિક્ષીત | મુંબાઇ | ૧—૪—૦ |
| ૨૫૨ (૫૨૫) | રા. પ્રાણલાલ હીરાલાલ બી. એ. | અમદાવાદ | ૧—૪— |

---

# સુન્દરીસુબોધના ગ્રાહકોને મળતા ખાસ લાભ.

**અપહૃતકુમુદ**:—કર્તા પ્ર ક ધ્રુવ—એક રસમય વાર્તા, કિંમત રૂ ૧) ગ્રાહકોને આના આઠ પોસ્ટેજ જુદું.

**શોકશમન**—આ માસિકનો કોઈ ગ્રાહક જે નવા ગ્રાહકનુ લવાજમ મોકલી આપશે તેને "શોકશમન" (કર્તા હુરજીવન ત્રિભોવન) નુ પુસ્તક વિના મૂલ્યે પોસ્ટેજ ૦—૧—૦ મોકલવાથી મળશે

**યોગિની**—સુન્દરીસુબોધની પહેલા વર્ષની ભેટ—કિંમત આના ૦–૧૨–૦ નવા ગ્રાહકને ૦—૬—૦ ટપાલ ખર્ચ ૦—૧—૦

**કપિંજલા**—ત્રીજા વર્ષની ભેટ-કીમત આના ૦—૬—નવા ગ્રાહકોને ૦—૪—૦ ટ. ખ ૦—૧—૦

**વહુને શીખામણ**—કર્તા રવિશંકર અજારીયા, કિ રૂ ૧ ગ્રાહકને ૦–૧૨–૦ ટ ખ. જુદુ.

**અલક્ષ્યજયોતિ**—કર્તા સુમિત્ર કિ ૧—૮—૦ ગ્રાહકને ૦—૮—૦ ટ. ખ જુદુ

**મૃદુલા**—ચોથા વર્ષની ભેટ કિ. ૦—૮—૦ નવા ગ્રાહકો ૦—૬—૦

સુધાહાસિની—આર સી. દત્તકૃત પુસ્તકનું શુ ભાષાન્તર કરનાર સૌ વિદ્યાગૌરી બી. એ. તથા સૌ શારદાગૌરી બી એ. કિ રૂા. ૧–૪–૦, સુ સુ ગ્રાહકોને રૂા ૧–૦–૦

વડનગરા નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીતનો સંગ્રહ—સંગ્રહ કર્તા સૌ બાળા ભોળાનાથ કિં રૂા ૦–૮–૦, સુ સુ ગ્રાહકોને ૦ ૬–૦

Selections from English Poets કીમત રૂ ૧–૦–૦ ગ્રાહકોને ૦–૧૨–૦ ટ ખ.જુદ

---

# સુન્દરીસુબોધની પાછલી ફાઈલો.

૧ લા તથા ત્રીજા વર્ષની ફાઇલોના ઘણા ખરા અંકો હવે ખપી ગયા છે માત્ર ૧ લા વર્ષના ૬–૭–૮–૯–૧૦–૧૧ મા અંકની, તથા ત્રીજા વર્ષના ૬–૮–૯ અંકની ઘણી થોડી નકલો રહેલી છે માટે જે ગ્રાહકોને પોતાની ફાઇલોમાના તે અંકો ખુટતા હોય તેમણે તાકીદે અમારી પાસેથી મગાવી લેવા. નહી તો પછીથી મળી શકશે નહીં આવી દરેક નકલની કિંમત ટપાલખર્ચ સાથે રૂ ૦—૧—૩ પડશે બીજા વર્ષની ફાઇલ હવે શીલીકમાં નથી.

ચોથા વર્ષની આખી ફાઇલ રૂ. ૧—૪—૦ ભેટ સાથે.

---

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ

Registered No. B.436.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनुः.
( પ્રકટ દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક. ૫ } સંપાદક. બન્ધુસમાજ. { ઈ. સ. ૧૯૦૮ મે.
અંક ૯ } { વિ. સં. ૧૯૬૪ વૈશાખ.

વિષયસૂચન

# ગ્રાહકો, લેખકો વગેરેને સૂચના.

"સુન્દરી સુબોધ" ના સંપાદક (તંત્રી) તેમ વ્યવસ્થાપક કોઇ એક વ્યક્તિ નહિ પરન્તુ સમગ્ર બન્ધુસમાજ છે આ સંબંધે, ગ્રાહકો વગેરેમાં ગેર સમજુત થવાથી તેની વ્યવસ્થાને કેટલીક હરકત પહોંચે છે માટે ગ્રાહકો, લેખકો, વગેરેએ, સર્વ પ્રકારનો વ્યવહાર (પત્ર વ્યવહારાદિ) કોઇ પણ વ્યક્તિને નામે નહિ કરતાં. કૃપા કરી "મન્ત્રી," બન્ધુસમાજ, સુંદરી સુબોધ ઓફિસ એ નામથીજ કરવા.

અમદાવાદ } મન્ત્રી, બન્ધુ સમાજ.

---

## લવાજમની પ્હોંચ.

| | | | |
|---|---|---|---|
| ૨૫૩ ન (૯૩૬) | રા કૃષ્ણલાલ કે ઠાકોર બી એ એલ એલ બી | ભરૂચ | ૧—૪—૦ |
| ૨૫૪ ,, (૮૩૭) | રા હીમતલાલ જેચંદ | ધોળકા | ૧—૪—૦ |
| ૨૫૫ ,, (૮૩૮) | રા નાગરદાસ જેભાઇ | રાજકોટ | ૧—૪—૦ |
| ૨૫૬ ,, (૮૩૯) | રા જેઠાલાલ હરજીવન | રાજકોટ | ૧—૪—૦ |
| ૨૫૭ ,, (૮૪૦) | અવાખલ સરકયુલેટીંગ લાયબ્રેરી | અવાખલ | ૧—૪—૦ |
| ૨૫૮ ,, (૮૪૧) | રા નરોત્તમ ભવાનદાસ શાહ | મુંબાઇ | ૧—૪—૦ |
| ૨૫૯ ,, (૨૪૨) | સૌ ડાહીગવરી બ્હેન | મુંબાઇ | ૧—૪—૦ |
| ૨૬૦ ,, (૧૫૨) | રા નરસિંહલાલ માણેકલાલ બી એ | અમદાવાદ | ૧—૪—૦ |
| ૨૬૧ ,, (૨૭૪) | સૌ મનરતમા, | નડીયાદ | ૧—૪—૦ |
| ૨૬૨ ,, (૮૪૦) | મે સોનગઢ બોર્ડીંગ હાઉસના હેડ માસ્તર | સોનગઢ | ૧—૧—૦ |
| ૨૬૩ ,, (૯૪૪) | રા લખાભાઇ લલ્લુભાઇ પરીખ | વિશનગર વિભાગ | ૧—૪—૦ |
| ૨૬૪ ,, (૭૬૩) | રા વ્રજલાલ વાલજી | કરાંચી | ૧—૪—૦ |

---

## સ્વીકાર

નીચેના પુસ્તકો અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ —

જ્ઞાનવચન, ભિક્ષુ પ્રકાશિકા

મુંબઇની હાલ છાપવાનું કેસર નમુના દાખલ અમોને મોકલવામાં આવ્યું હતું, તે માટે સ્વદેશી કંપનીનો ઉપકાર માનીએ છીએ આ કેસરની પવિત્રતા, ઉત્તમતાને સ્વચ્છતા માટે ભાવનગર દર્શનમાંથી સોનાનો ચાંદ મળ્યો છે, એમ તે સ્વદેશી કંપનીના મેનેજર સાહેબ અમને લખી જણાવે છે

આજના અંક સાથે ભારત ઈન્સ્યુરન્સ કંપનીના હેંડબીલ વહેંચવામાં આવ્યાં છે સૌરી કંપની સ્ત્રીઓનો વિમો ઉતારે છે          મન્ત્રી બન્ધુસમાજ

---

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમા કહીએ તો સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા 'શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે,'' પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આંતર્ શ્વાસોની ઊર્મિયોમા પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને બન્તે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. 'સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે ''

વર્ષ ૫ મું.] ઈ. સ. ૧૯૦૮ મે—વૈશાખ વિ. સ. ૧૯૬૪. [ અંક ૯ મો.

## ज्ञानसुगन्ध.

पति पत्नीना स्नेहनी भावना केवी उची हशे ए समजवा माटे (वेदमा) पुष्कळ वचनो छे—"सौभाग्य माटे हु तारो हाथ पकडु छु मारी साथे तु घरडी था. भग, अर्यमा, सविता, अने पुरंधि ए देवोए गृहस्थाश्रम भोगववा माटे तने मने आपी छे" पति पत्नी एकठा घरडा थाय, ए करता जगतमा वधारे सुख नथी. अने ए पवित्र भाव आपणा ऋषिओने बहु मीठो लागतो. ए सूक्तमा वर फरीने कहे छे के "अर्यमा अमने छेक घडपण लगण परस्पर जोडो ! अने एक बीजा सूक्तमा कह्यु छे के "आ घरमा तु तारा व्हाला पतिने प्रजा आपीने सुखी कर, आ घरमा तारु गृहपत्नीपणु भोगववानी गर्ता रहे, ए पति साथे तारु शरीर जोड. अने तमे घरडा थाओ त्या सुधी एकठा ज परमात्मानी ज्ञान भरी प्रार्थना बोलो".

प्रो. आनंदशंकर कृत.
"नारीप्रतिष्ठानुं ऐतिहासिक



# કાવ્યકુંજ.

## પંચવટીમાં વાસ.

(રોમેશચંદ્ર દત્તના ઇંગ્રેજી કાવ્ય ઉપરથી.)

પંચવટીની રાત વધાવી લઇએરે
રૂડા રામજી સીતા સાથ વાસો વસીએરે
ઊભા લક્ષ્મણ જોડી હાથ સેવા કરતારે
પર્ણકુટી બનાવી પવિત્ર કંદમૂળ ધરતારે
મોટાં સોનેરી મંદિર ઝાંખાં લાગેરે
આ પર્ણકુટીની પાસ દીપે સીતા માતારે
રૂતુ દશા સર્વ પલટાય ઇશની ઈચ્છારે
રઘુવીર ધીરનું દૃષ્ટાંત સજ્જન ગાતાંરે

કરી સુવર્ણમય વૃક્ષરાજ જંગલ મંગલરે
ગઈ હેમંત વાયા વાત ઉત્તરના ટાઢારે
જામી રહ્યો છે જંગલમાંહ્ય શિયાળો ભારેરે.
વલકલ શોભાવતાં બાંહ્ય જાનકી માતારે
ઊભા પ્રાતઃકાલે રઘુવીર સરિતા ઘાટેરે
સતી સીતા આવ્યાં પાસ નયન કમલ ફુલ લેવાને
શૂરા લક્ષ્મણ કરી પ્રણામ રઘુકુલ દીપકને
વર્ણવે છે શિશિરનું મહાત્મ્ય ભારત વર્ષેરે

આવ શિશિર શ્વેત તું આવ રામને લાગે વ્હાલીરે
દીસે વધુ-મધુરી સમ તું ભરી શૃંગારેરે
થઈ રહ્યાં છે સ્વચ્છ મેદાન પવન લ્હેર ચાલેરે
લીલાં ખેતર જલબિંદુ સાથ ઉદધિ સમ ભાસેરે
સરિતા માતાથી ભાગ્યાં દૂર પ્રમદા ઘેલડાંરે
મીઠી ગોઠડી કરે કલ્લોલ અંદર ઘરમાંરે
સજ્જન મ્હાલતા આજ આવી છે કમાણીરે
પિતૃદેવ પૂજતાં શ્રદ્ધા સાથ પાપ ખંખેરેરે
મથતા સાધુ સર્વે આજ પવિત્ર મન કરવાને

મધુરી નારી મળીને ગાય ગીત સૂક્ષ્મ પ્રેમનાંરે
નૃપ જોઈ શિશિરની લ્હેર સજ્જ કરાવે છે
ધ્વજ ધરવા રથ હય હથિયાર શત્રુ મુજતાંરે
ઉત્તરાયન શ્વાસ ન માય હરિત રથ જાતાંરે
ગયા સૂર્ય સ્વામિ બીજી પાસ થઇ ગઈ સુનીરે
લઈ ચાલ્યો અરૂણ રથ આજ દક્ષિણ દિશામાંરે
સરી પડ્યા સમીર ઝટ થયાં છે ફુલવન પીળાંરે
નક્ષત્ર ગણમાં પુષ્પ ઝળહળ ઝળકેરે
તારા જડિત છત નીચે રાત અમે નવ રહેતાંરે
જલકણમાં ન્હાતો ચંદ્ર રૂપેરી જગ કરતોરે
માની ઓઢણી ફરફરતી હોય ચંદ્રિકા તેવી લાગેરે
ઝાંખું રશ્મિ વિનાનું તેજ ચંદાનું લાગેરે
જેમ જનક સુતાનું દીવ્ય અંગ વલકલમાં વિટાણુંરે
પશ્ચિમાચલના પવન સુસવાટથી સરતારે
તેને સારસ પક્ષિ સર્વ સ્વરથી ભરતાંરે
ઘઉં કેરાં ક્ષેત્રો અસંખ્ય જલકણ ભીનાંરે
પાકયાં ઓદન સોનેરી રંગ મંગલ મંગલરે
થયાં રુપડી વાડી સજીવન જન મન રીઝેરે.
ફલ ફલદ્રૂપ ભૂમિનાં આમ શાંતિથી ચાખેરે
સૂર્ય પીતાનાં દર્શન કાજ લોક થોક મળતાંરે
ચંદ્ર સમ ભાસે રવીનું તેજ સોનેરી વિશ્વ કરતારે
ઝાડ, પાન, ફલ, ફુલ, નદી નાવ સોનેરીથી ભરતારે
જીવ ઝરણ પ્રાસારી દઈ પ્રવૃત્ત બધાં કરતાંરે
અંધ તમસને ભેદી આય રશ્મિ પ્રસર્યારે
ખસે અંધારૂં અજ્ઞાન સુપથ સાધુ જોતાંરે
તૃષા લાગી છતાં માતંગ તોય પાન ન કરતાંરે
હંસ બકાદિ ઊભાં જોય સરિતા ઘાટેરે
ગુંકી જવનિકા સરિતા આસપાસ ગાઢ ધુમસનીરે
અદ્રશ્ય આવે કંઈક અવાજ આનંદ પમાડે છે.
નમી રહ્યાં રંગીન અંભોજ જલમાં ઝૂલે છે
ગઇ પમરતી સરસ સુવાસ પાંખડી ખરી છે રે
હા! હા! વ્હાલી અયોધ્યા માત મને યાદ આવે છે
વ્હાલા ભરત રૂપિને વેશ રાજ્ય ચલાવેરે

વ્હાલા સંભારે અહોરાત્ર વિયોગી વ્હાલાંને
સ્મૃતિ તાર ઝણુકતા રોજ વ્હાલાં સમ મધુરાં નિરખીને
તજી દીધો ભરતે રાજ્ય મુકુટ વૈભવ જુના છોડીને
કરે શિશિરે તપ અતિ ઉગ્ર ભૂમિતલ પોઢીને
અતિ શૂરને સાધુ શાંત કદી ઉભા હશે
સરયૂ માતાને તીર પ્રાતઃકર્મ કરતારે
નથી ગણ્યું સ્વમાતાનું માન વ્હાલા વીરેરે
તરછોડી જનની આમ પૂજે રાય પદનેરે
અહો કઠિન હૃદયનાં માત કૈકેયી થઈ ત્યાંરે
સ્વાર્થ જોતાં અયોધ્યાને નાંખ્યું દુઃખ દરિયેરે
અરે લક્ષ્મણ, ભ્રાતા વીર નહિ થા ક્રોધીરે
રામ બોલ્યા મૂકી હાથ લક્ષ્મણને કપોલેરે
નિશ્ચય વ્હાલા ભ્રાત ઘટે માન માતારે
પણ વચન ભરતનાં આજ બધું સંભારેરે
સ્મૃતિ મ્હારી વળગતી રહે ભરત વચનમાંરે
અમૃતથી મધુતર છે પારસથી નિર્મળરે
મમ સંકલ્પ ધર્મને કાજ પ્રેમ ડોલાવેરે
કૃપા હશે જગદાધાર મળશું પાછારે
દ્રવે હૃદય રઘુવીર ધીર અશ્રુ સારે છે
મળ્યાં જઈ ગોદાવરી સલીલ પ્રવાહમાં જાતાંરે
હા ! પ્રેમ સહૃદયને આમ કંઈક વલોવેરે
હા ! ઈશ તું આપ આત્મબલ સાધુ સજ્જનનેરે
સતી સીતાનું આશ્વાસન નિર્મલ ફાવ્યું છે
રઘુવીરના તરંગ વિચાર ચાલ્યા વિખરાતારે
ગોદાવરી અતિ પવિત્ર ખળખળ વ્હે છે રે
રઘુવીર ન્હાવાને જાય સોનેરી ફીણ ઉડેરે
સૂર્ય રશ્મિ સોનેરી ત્યાંહ્ય સ્વાસ્તિક કંઈક કરે
રૂડા રામજી વધાવી લઇ પક્ષિ કલ્લોલ કરે
સીતા ગોદાવરી જલમધ્ય ધીમેથી સરતાંરે
જાણે ઝુલતી કમલની નાળ સુભગ સલીલેરે
માતા સરિતા આજે આમ પવિત્ર થઈ બહુ કરતાંરે
વિચારોને તાણી જાયે સત્ બધુ ભરતાંરે

પિતૃદેવનું પૂજન થાય પછી સુમંત્રો ભણતાંરે
સવિતા સોનેરીને સીતારામ વારંવાર નમતાંરે
ફરફરતાં સીતાના કેશ રામકંઠ વિંટાતારે
સીતામાતા રામની સાથ ઝુંપડીએ પાછા ફરતાંરે
ઉમા-રૂદ્ર સમ દીવ્ય આ જોડ કૈલાસ વને મ્હાલતાંરે
રઘુકુલ દીપક રહેજો અહોરાત્ર મમ અંતર ભાવેંરે

બાપુભાઇ જાદવરાય વૈષ્ણવ.

---

# વાર્તાલહરી.

## ઘેલી રમા.

( સ્ત્રીલેખ. )

"ઘેલી, ઘેલી ઘેલી" રસ્તાપર રમતાં બાળકો બોલી ઉઠયાં, અને તે સાથેજ રસ્તાપર પડતી બારીઓ ઉઘડી, અને તેમાંથી પણ "ઘેલી" ની બુમો સંભળાવા લાગી. રસ્તાપર રમા નામની ઘેલી સ્ત્રી શાંત, સ્થીર, અને મન્દ પગલે ચાલી જતી હતી. તેનો સુન્દરચહેરો અને પગની પાની સિવાઇનો શરીરનો તમામ ભાગ સહજ મર્યાદાથી ઢંકાયલો હતો. તેના છુટા વાળ કમરથી નીચે લટકતા હતા અને તેનાં મેલાં કપડાંમાંહેથી તેનો મુખચંદ્ર ઝળકતો હતો. તેના ચહેરામાં સ્પષ્ટ જણાઇ આવતી શોકની છાંયામાં શરમ-મર્યાદાનું અદ્ભૂત મિશ્રણ થયું હતું. કોઇ અજાણ્યું મનુષ્ય તેને ઘેલી તરીકે પિછાની શકે જ નહિ; કારણું ઘેલાઇનાં જાહેર લક્ષણો તેનામાં જણાતાં ન્હોતાં, તો પણ તે ઘેલીતો હતી જ. ઘેલીની પાછળ બાળકોનું જબરૂં યુથ્થ થયું, અને "ઘેલી ઘેલી" કહી બુમરાણ કરવા લાગ્યું. ઘેલી બાળકોનાં બુમરાણથી ગભરાઇ નહિ, કે પોતાની શાંત સ્થીર ચાલ બદલી નહિ; પરંતુ ચાલતી હતી તેજ સ્થિતિમાં વગર બોલ્યે મૌનપણે, નદીને રસ્તે ચાલી ગઇ. નદી કિનારો આવ્યો, નદીની કાંકરી આવી અને છેવટ નદીના પાણીમાં પણ એજ ચાલ, એજ ગંભીર મુખમુદ્રાએ ચાલી ગઇ. પાણીના છાતીપુર ઉંડાણમાં ગઇ, ડુબકી મારી અને વાળ સુદ્ધાં શરીર તથા કપડાં પલળ્યાં. કપડાં નીચોવ્યા વિના, સુકવ્યા વિના, વાળ કે શરીર કોરૂં કર્યા વિનાજ નદીના સામા કાંઠાનો રસ્તો લીધો. વાળ અને કપડાં માંહેથી ટપકતાં જળબિન્દુ સાથે અશ્રુ બિન્દુ મળી જવા લાગ્યાં. નદીને સામે કિનારે શ્મશાનમાં જઇ અટકી. શ્મશાનની ભસ્મ-માટી ઉછરંગમાં લઇ ઘડી હિંડોળા માફક ઝુલાવા લાગી, ઘડી હાલરડાં ગાવા લાગી, અને ઘડીમાં પથ્થર પણ ફાટી જાય એવો હૃદયભેદક વિલાપ કરતી બોલી ઉઠી ! કનક અને ભાનુ!

મારી અતિ સંભાળને આશાની પ્રિય વસ્તુઓ!! તમને કયાં શોધું? કયાં નિહાળું? જન્મ પહેલાં જ પિતાએ તજેલી, જન્મ પછી માતાએ તજેલી, અને જીવન સહચારીએ અધવચ તજેલી, એવી દુઃખીયારી હું કયાં જઇ ઊભી રહું તેમ છે! મારાં અથાગ દુઃખોને તમારી નિર્દોષ રમત ગમતમાં હવે દિલાસો મળનાર નથી." ઘડી ક્ષિતિજ તરફ–આકાશ તરફ જોઇ રહીને બોલી ઉઠી–હા હા!! તે આ તરફનો જ દૂર દેશ. હા સ્વામી! દયા અને કરૂણારસથી ભરપુર સુન્દર ગ્રંથો વાંચેલા, દયા વિષેનાં લેકચર્સ આપી દેશમાં દયાની લાગણીનો ફેલાવો કરવા યત્ન કરેલો, દયા વિષેના એસેમાં સુવર્ણચાંદ મેળવેલ; અને આવો દયા વિરૂદ્ધ ક્રુર પ્રયોગ મારાપર અજમાવી જોવાની જ તક સાધી?" ઘડી મૌન રહી બોલી–"પણ અરે આ બધું સ્વપ્નુ તો ન હોય?" પરંતુ તુરત જ લાંબા નિશ્વાસ સાથે ફરીથી બોલી ઉઠી કે–નહિ નહિ, તે ભયંકર વાત ખરી જ છે. મારાં વ્હાલાં રત્નોને આ શ્મશાન ભૂમિમાં સુવાડતાં મેં જોયાં છે, અને ફિટકારથી ભરપૂર પત્ર સ્વચક્ષુએ જ વાંચ્યો છે." તેના શોક અને સ્નેહ મિશ્રિત શબ્દો ફરી ફરી સંભળાવા લાગ્યા, અને આસપાસ થતા પ્રતિધ્વનીએ તેને કોમળ ને કરૂણામય અવાજે ફરી ફરીને નિવેદન કર્યો.

રમાની માતાનું નામ ગીરજા ને પિતાનું નામ ગોપાળદાસ હતું. ઘેલી રમાએ પિતાનું તો મુખ પણ જોયું ન્હોતું, કેમકે ગીરજાનાં સીમન્તનાં મુહુરત લેવાયાં હતાં પણ એ લ્હાવ લેવા ગીરજા ભાગ્યશાળી બની નહિ. નિમોનીઆની ટુંકી બિમારીમાંના દેહનો અન્ત આવ્યો, અને ગીરજાપર દુઃખનો ડુંગર ઢળી પડયો. બાળલગ્ન અને ગામડાંમાં પિયર હોવાથી ગીરજાને પિયરપક્ષ તરફથી વિદ્યા ઓછી મળી હતી, પણ સાસરે આવ્યા બાદ પતિનો સતત જારી પ્રયાસ, પોતાની તીવ્રબુદ્ધિ, અને ઉભયના ઉત્સાહથી ગીરજાએ સારી વિદ્યા મેળવી હતી. દંપતિ વચ્ચેનો સ્નેહ પ્રસંશાપાત્ર હતો. આવા સ્નેહમાં પતિનો સ્વર્ગવાસ પત્નિને જીવલેણ નીવડયો. વિધવાઓનું દુઃખ મનુષ્યો ધારે છે, અને પરોપકારી સાક્ષરો કલ્પના કરી, દૃષ્ટાંતો આપી વર્ણવે છે, તે કરતાં વધારે હોય છે. વિધવાઓને અમંગલ ગણવામાં આવે છે, તેના તરફ તીરસ્કારથી જોવાય છે, શ્વસુર કુટુંબમાંથી કેટલીક આડકતરી રીતે તેને બાદ ગણવામાં આવે છે, તેનાં ઉપર અસત્ય આરોપો મૂકવામાં આવે છે, તેનાં પોષણનાં સાધનો માટે સગવડ કરવામાં આવતી નથી, કોઇ હુન્નરકળા શીખવવામાં આવતી નથી, તેને અધ્યાત્મ વિદ્યા અને બ્રહ્મજ્ઞાન તરફ વાળી તેને યથાયોગ્ય રસ્તે ન વાળતાં પુનરલગ્નનાં બણગાં ફુંકી ફુંકી તેની શાંત ને સ્થીર મનોવૃત્તિને ચમકાવવામાં આવે છે, ઉન્નતિનાં સાધનો શોધ્યા છતાં તેને પ્રાપ્ત થતાં નથી, સુધારકોને કુમારિકાઓ અને ગૃહદેવીઓમાં સુધારો કરતાં વિધવાઓને માટે અવકાશ મળતો નથી, અને મળે છે તો પ્રમાણમાં ઘણોજ ઓછો. આથી જન સમાજના તે એક અંગની અધોગતી થતાં આખી જનસમાજપર તેની જબરી અસર થાય છે, વિધવાઓના સદાકાળના કાયમને જીંદગીપર્યંતના ઉષ્ણ નિશ્વાસોથી દેશમાં રહેતી કલ્યાણની શક્તિઓ બળી ઝળીને ભષ્મભૂત થઇ જાય છે, અને તેને પરિણામે આપણો પ્રિય સ્વદેશ–માતૃભૂમી આધી, વ્યાધી અને ઉપાધીથી ભરપુર બની ગયેલ છે.

ગોપાલદાસનો પ્રેમ એક સારો પતિ પત્નિપર રાખી શકે તે કરતાં ઘણે દરજ્જે વધારે હતો. "કુમારાંનું કંઇ નહી પણ સ્નેહમાં રહેલું માછલું સ્નેહ વિના જીવી શકતું નથી" એ

વાક્યની વાસ્તવિકતા ગીરજા અને અજ્ઞાનવસ્થાથી જ થયેલ વિધવાના સુકાબલાથી સાબિત થતી હતી. પતિ વિયોગે તે તરફડતી અને કીર્તિકુમારીની મ્હાક સદાકાળની સુર્ત્તીમાં પતિદર્શન પ્રચ્છતી તે શોકના આવેશમાં બોલી ઉઠતી કે–"મારા સર્વે સુખ અને દિલાસાનાં એકજ સ્થાન! હું–તમે–આપણે–અન્યોઅન્ય કેટલાં પ્રેમથી ચાહતાં! અને અન્યો અન્ય તરફથી કેટલી વફાદારીને પ્રેમનો બદલો મેળવ્યો હતો? સુર્ત્ત–ઉત્તમ પતિ તરીકેની સઘળી ફરજો અતિ ટુંક મુદ્દતમાં પણ આપે કેટલી યથાયોગ્ય બજાવી હતી? મનુષ્યો દિલાસો આપતાં કહે છે કે વિસરવા યત્ન કર, પણ આપના મીઠા માયાળુ સ્નેહમાં લચપચતા શબ્દો મને ને મીઠાશ, જે શાંતી અને જે પ્રફુલ્લતા અર્પણ કરતા, તે શબ્દો હા! તે સમય વિસરી શકાય? અરે એવું ક્રુર વિચારતાંજ મને કંપારી છૂટે છે. એતો.

" ન ભૂલાતું ન ભૂલાય "

મારા સુખ અને આનંદ જેવા દિલાસાના શબ્દો એ તો આપની સાંથે જ પ્રયાણ કર્યું છે. "અમુલ્ય ગણતી પતિની છબીને કલાકોના કલાક જોયા કરતી, અને તેની આંખો આંસુમાં તરવા લાગતી. દેવી ભગવતી માતા નામની તપસ્વીનીએ તેને સંસારની અસારતા અને વૈરાગ્ય વિષે ઉમદા બોધ આપ્યો, તે તેણે એકચિત્તે શ્રવણ કર્યો. પરંતુ બોધ પૂરો થયે તેનાં

"અમ્રતનો ઘટ મુખ લગી ભરીયો, ઉપર ભરીએ તે વહી જાય;
શ્રી કૃષ્ણ ભર્યો છે કંઠ પ્રમાણે, તો કેમ જોગ સધાય;
કૃષ્ણ હૃદયમાં કૃષ્ણજી બાહેર, જ્યાં જોઇએ ત્યાં જદુરાય."

અશ્રુપુર નયને બોલાયલાં ઉપરનાં વચનોએ છેલ્લે માતાજીએ પણ ધાર્યું કે "રામમય જીવન એજ સીતાને માટે શ્રેયકર છે. સાધારણ કહેવત છે કે "દુઃખનું ઔષધ દહાડા" પણ દંપતિના સંબંધમાં તે અરથાને ઠરે છે. બન્ધુ, બન્ધુ, કહી રડતા ભગિનીને સમયને અંતરે ખુશાલીમાં નિહાળીએ છીએ, પરંતુ પતિ પતિ કહી રડતી પ્રેમદાનો શોકપટ કદી પણ દૂર ખસતો જ નથી. ગમે તેવી ખુશાલીના સમયમાં પણ તેની નિસ્તેજતા પ્રત્યક્ષ જણાઇ આવે છે. ભગીનીનો સ્નેહ ઓછો નથી, તોપણ તેના કરતાં પતિનો પ્રેમ ઘણે દરજ્જે ચડે છે. ગીરજાનો શોક સ્મશાન વૈરાગ્ય ન્હોતો, પણ દુઃખે તેના હૃદયમાં ઉંડી જડ ઘાલી હતી. તેનાં અશ્રુઓ નિહાળવામાં આવતાં ત્યારે હમણાં તેનું સ્થૂલ શરીર પીગળીને પાણી બની જઇ નાશ પામશે, એવું લાગતું. પતિ વિયોગનું અતકર્ય દુઃખ તેના હૃદયને ખાઇ જવા લાગ્યું; અને દિનપ્રતિદીન તેનું સ્થુલ શરીર ક્ષીણ થવા લાગ્યું. જેમ સુકુમાર લતાને વૃક્ષો પોતાની છાંયા અર્પણ કરી પરોપકારી બને, ધરતી પોતાના પુષ્ટીકારક રસથી પોષણ આપ્યા કરે, અને જંગલી કઠીઆરાઓ તેની કોમળતાથી મૃદુ બની જઇ તેનાપર કુહાડાનો ઘા કરતો હસ્ત કાબુમાં રાખી તેને બચાવી રાખે તોપણ જો તેના મૂળનો ગુપ્ત સડો શોધી કાઢી દૂર કરવામાં ન આવે તો તે લતા ક્ષીણ થઇ છેલ્લે તેનાં પુષ્પ પાતરાં વગેરે તેની સુન્દરતા વધારનારાં અવયવો છિન્નભિન્ન થઇ તે લતા નાશ પામે. તેમ મન ન વળી શકે એવા દુઃખની ભોગ થઇ પડેલી દીવસે દીવસે ક્ષીણ થવા લાગી, અને આજ સ્થિતિમાં તેણે રમાને જન્મ આપ્યો. મનુષ્યો કહેવા લાગ્યાં કે "બાળકની જંજાળમાં તે પોતાનું

દુઃખ વિસરશે" પણ પતિ પ્રેમનેજ જીવનનું સાર્થક માનનારીને પ્રશ્ન ઉઠયો કે "શું વાત્સલ્ય પ્રેમ માટે પતિ પ્રેમનો ઉત્કૃષ્ટ ભોગ આપી શકાતો હશે?" પણ ગીરજાથી તેમ બની શક્યું નહિ અને છેલ્લે રમાને નવ માસની મૂકી ગોપાલદાસની મરણ તીથીને રોજ અને તેજ સમયે ગીરજાનો અમર આત્મા,

"રંક સીતા રામમય રામમાં સમાણી".

રા. લલીત.

પતિ આત્મા સાથે મળી ગયો.

નજીકનાં સગાંને અભાવે અવસાન સમયે ગીરજાએ રમાને સ્વજ્ઞાતિની સખી ચંચળને સોંપી. ચંચળનો પતિ મોટી મીલનો માલિક હતો, ચાર પાંચ બાલક ગુજરી ગયા પછી તેને અનવરચંદ્ર નામે એક દશેક વર્ષની વયનો પુત્ર હતો. બાલક રમાને જોઇ તે ઘણો ખુશી થતો, અને નવીન રમતોથી તેને ઘડી ઘડી હસાવતો. બાલક રમા ચંચળને હાથે ઉછરવા લાગી. તે માતાને ભૂલીજ ગઇ. ચંચળે તેને માતાની ખોટ જાણવા દીધી નહિ. તેને જમાનાને અનુસરતી કેલવણી આપવી શરૂ કરવામાં આવી હતી. હમણાં અનવરચંદ્ર બનારસ કૉલેજમાં અભ્યાસ કરવા ગયો હતો. જ્યાં સુધી તે ઘેર હતો ત્યાં સુધી નાની રમાનો વ્હાલો સોબતી હતો. રમા ઉમર લાયક થતી ગઈ તેમ તેમ ઘરનાં માણુસો પાસેથી તો નહિજ, પણ ચાકર નોકરો પાસેથી તે પોતાની ખરી હીસ્ટ્રી જાણવા લાગી. પોતે પરાયા ઘરમાં માબાપ વિનાની અનાથ છે, પરાયા આશ્રય ને ઉદારતા પરજ છે, તે સ્પષ્ટ સમજવા લાગી. અનવરના પત્રો રમાને વખતો વખત મળતા. તેના તે ઘણાજ ટુંકા તો પણ વિવેક ભરેલા મર્યાદાસર ઉત્તર વાળતી. રમા દિનપ્રતિદિન પોતાનો અભ્યાસ વધાર્યે જતી, અને ગરીબ તથા કહ્યાગરા સ્વભાવથી ધર્મનાં માબાપનો સ્નેહ મેળવતી.

* * *

વિજ્યાદશમીનો દિવસ હતો. ઘરનાં માણુસો પરોડીએથી ઉઠી કામે લાગ્યાં હતાં. તહેવારના આનંદ સાથે ત્રણ વર્ષે અભ્યાનો કૉર્સ પુર્ણ કરી અનવર ઘેર આવનાર હતો, તે હર્ષ એકત્ર થયેલો હતો. સમય થયો, ગાડીઓ જોડાઇ, અનવરનું આવાગમન રમાને આનંદ દાયક હતું. તેને મલવા, જોવાને ને તેની સાથે વાતચીત કરવા તે ઇંતેજાર હતી. પણ કોણ જાણે આજે તેની તબીયત કાંઇક નરમ જણાતી હતી. તે એકાંતમાં રહેવા માગતી હતી, અને એકાંતને શોધતી હતી. પણ સ્ટેશને ન જવું એ તેને કૃતઘ્નતા લાગી. એટલામાં ચંચળની માયાળુને વાત્સલ્ય લાગણીએ તેને એકાંતની સગવડ કરી આપી. ચંચળ બોલી- "રમા આજે તારી તબીયત નરમ લાગે છે, ઠંડા પવનમાં સ્ટેશનપર ન આવ તો ઠીક." રમા મેડી ઉપર પોતાની રૂમમાં ગઇને ઇઝીચેરપર પડી, અર્ધ નિદ્રામાં લીન થઇ. અનવર ઘેર આવ્યો. તેની આતુર દૃષ્ટી રમાને શોધતી હતી. રમાને માટે પ્રશ્ન પૂછવામાં તેને ગેરવાજબી લાગ્યું નહિ. ઉતરમાં તેની નરમ તબીયતના ખબર મલ્યા. ઘર નજીકના ગાડીના અવાજે રમા જાગૃત થઇ, અને નીચે જવા ઇચ્છા થઇ; પણ તે ઇચ્છા થઇ એટલાજ ત્યાંથી પાછી ખસી ગઇ. તે ફરીથી પડી હતી તેજ સ્થિતિમાં સ્થિર રહી. ટીશીન લઇ મિત્રો

વિદાય થતાં અનવર સત્વર ઉપર રમા પાસે ગયો. રમા નિંદ્રામાં જ છત્રીચેરપર હતી. રૂમમાં પગ મૂકતાં જ અનવર ચમકયો ને આશ્ચર્ય પામ્યો. કારણ કે ત્રણ વર્ષ અગાઉ જોયેલી, તપોવનની નિર્દોષ હરીણી જેવી, પોતાની સાથે બગીચામાં દોડતી, વધારે મોટા હીંચકા ખાવા હઠ કરતી, દાણા લઇ મયુરો સાથે ગેલ કરતી, પાસે બેસી ચીત્રો જોતી, ચેસ ને બીઝીકમાં જીતવા યત્ન કરતી, કમાડ પછવાડે છુપાઇ અનવરને અકસ્માત ચમકાવવામાં ગમ્મત મેળવતી, તળાવનાં સુન્દર પોયણાં તોડી આપવા હઠ કરતી, અને ઉછરંગમાં ચડી સ્વહસ્તેજ પુષ્પો ચુંટવાની રઢ લેતી બાલિકા રમા ન હતી; પરંતુ ભરાઉ શરીર ને ચેહેરાવાળી, બાલ્યાવસ્થામાંથી યૌવન અવસ્થામાં પગ મૂકતી અને તોપણ યૌવન મંદીરને ઉમરેજ અટકેલી, અજ્ઞાન યૌવના મુગ્ધા રમા હતી. રૂમમાં નજર ફેરવતાં યોગવાશીષ્ટને ઉત્તરરામચરિત્રની ચોપડી વંચાતી હોય તે સ્થિતિમાં પડી હતી. ટેબલપર બાસ્કીટમાં અધુરો ગુંથેલો નેકટાઇ સોયા સાથેજ પડયો હતો. બાકી બધું વ્યવસ્થાપૂર્વકજ હતું. અનવર સુતેલી રમા સામે એકી જ નજરે જોઇ રહ્યો, અને પોતાની હમેશની ટેવ મુજબ સીસોટી વગાડવા લાગ્યો. સીસોટીના અવાજથી રમા જાગૃત થઇ, અને શરમાતી ઉભી થઇ. સલજ્જતાથી બોલી. "આપને જોઇ હું ખુશી થાઉંછું. આપની મુસાફરી સુખરૂપ નીવડી હશે." અનવર ખુરશીપર બેઠો. સામેની પણ દૂરની ખુરશીપર રમા બેઠી. અનવર બોલ્યો–"તમારી તબીયત હવે કેમ છે? બા કહે છે કે હમણાં તમે વખતો વખત સીક પડી જાઓછો." "નાજી એવું તો બહુ નથી. હવે ઠીક છે." કહી સંકોચાતાં ટુંકોજ જવાબ રમાએ વાળ્યો. બનારસ કોલેજ, મીસીસ એનિ બીસેન્ટ, રીઝલ્ટ, બૉયકોટ, સ્વદેશીમાલને બંગાલાના ભાગલાને છેલ્લે લગ્નસરાપર આવી વાત અટકી. અનવરે પુછયું–બાપા તમારા મેરેજ માટે વાત કરે છે રમા?" આતુર દૃષ્ટીએ તે રમા સામે જોઈ રહ્યો. રમા બોલી–" મને ખબર નથી " " પતિ તરીકે તમે કેવા ગુણવાળા યુવકને પસંદ કરો?" અનવરે સવાલ કર્યો. અજાણતાં જ વાતચિતમાં તેનાથી પ્રેમનું પ્રકરણ ઉકેલાઇ ગયું; પણ પાછળથી તેને પસ્તાવો થયો. કે રખેને નિરાધાર રમાની આબરૂપર આ હલ્લો થયેલો ગણાય, રમાએ શરમાતાં જ ઉત્તર વાળ્યો–" એવી ચીંતા હું શા માટે કરૂં? એ તો બાપા, બા અને તમે જાણો. આજે તો આટલેથી જ વાત અટકી પણ હવે પછીના દરેક પ્રસંગમાં રમાને પોતાનો પ્રેમ અનવર સ્પષ્ટ જણાવા દેતો. બન્ને એક બીજાને ચાહતાં. અનવર ઘણી વખત રમા પાસે પોતાની લાગણી પ્રગટ કરતો. પણ જાહેર લગ્ન થતાં સુધી રમાએ તે સર્વ લાગણીને સદ્‌ગુણને વિચારશક્તિની મર્યાદામાં રાખી.

* * *

રમા અનવરનાં લગ્ન થઈ ગયાં હતાં. હમણાં તેને એક પુત્રી ને ત્રણ માસનો બાલક પુત્ર હતો. તે જબર વેપારી તરીકે પંકાતો હતો. કપાસની મોસમ હોવાથી અને પીઠ તેજ હોવાથી તેણે મોટી કીમતનો કપાસ ઇંગ્લાંડ ચડાવ્યો. પણ સિસિલી બેટ નજીકનાં જબરાં તોફાનમાં અકસ્માત સર્વ વહાણ માલ સાથે સમુદ્રને તળીએ બેઠાં, અને તેને વેપારમાં ઘણી મોટી ખોટ આવી. પ્રમાણિકપણે લ્હેણદારોને ચુકવતાં, ઘર, વાડી, બંગલા, ગાડી, ઘોડા, વસ્ત્રાલંકાર, રાચરચીલું સર્વ ગયું. પાસેના ગામડામાં નાનું સરખું ભાડે ઘર લઇ કિસ્મત સામે લડવા માંડયું. નાના પાયાપર દુકાન ઉઘાડી પણ અકસ્માત આગથી માલ સાથેજ બળી ગઇ. રમા ગામડાંમાં હોવાથી આ હોનારતથી તદન અજાણ જ હતી. ગામડી-

"કુંજડલી એ સંદેશો આ મારો જઇ વાલીમને કહેજોજીરે."

નીકળી ગયું. પતિ અનુમોદન અને આગ્રહે ફરીફરી ગવાયું, અને વગર જાણ્યે, અજાણતાંજ રમાના હૃદયસરને વલોવવા લાગ્યું, મર્મસ્થાનને ચીરવા લાગ્યું. રમા ચમકી, વિચારમાળા સરી ગઇ. હાસ્યમાં મળી જતો, લાડતો-લજાતો સ્વર ફરી સંભળાવા લાગ્યો.

"વ્હાલો અમારો મીઠો મેરામણ, અમને તો વ્હાલાં પ્રિયપ્રિતમ પ્રાણ"—કુંજડલીએ.

પ્રાણ શબ્દમાં જ સૂર લીન થઇ ગયો, આજે સર્વ ચિંતા, દુઃખ, વ્યાધીમાં રમાનું મગજ ફરી ગયું. નિશ્વાસપર નિશ્વાસ મૂકાયા અને રોવાયું એટલું રોઇ. એજ સ્થિતિમાં પ્રભાત થયું. તે દીવસની ટપાલમાં અનવરનો પત્ર મલ્યો, પ્રેમીલી આર્યા, પતિનેજ સર્વસ્વ ગણનારી. પતિપ્રેમમાં સંસારને સમાપ્ત કરનારી અબળાએ અતિ આનંદથી પત્ર ફોડયો. પણ વાંચતાં જ ચમકી. કલંકનો વરસાદ. પોતાની સ્થિતિ જોઇ લીધી. પતિપ્રેમે-દિવ્યપ્રેમે દલીલ કરી કે પતિ લખેજ નહિ. ફરીને વાંચી આંખોએ સાબીત કર્યું કે પતિનાજ હસ્તાક્ષરો. અનીતિના આરોપ સાથે કદીપણ પત્ર ન લખવા સખત આજ્ઞા કરવામાં આવી હતી. ઉપરાંત પોતાનું ઠેકાણું બદલવાનું હઇ કદી પત્ર લખશે તોપણ પહોંચશેજ નહિ. એ લખવું ભૂલી જવામાં આવ્યું ન્હોતું. પતિના બાણ જેવા પત્રના જખમ વાટે બન્ને બાલકોનું એકજ રાત્રીમાં અવસાન થયાનું ઝેર મગજમાં ચડી જતાં વાર લાગી નહી. "હું કોણ? મારાપર કલંક!" એ પ્રશ્ને તેનું મગજ છિન્ન ભિન્ન કરી નાખ્યું. પરિણામે તે ઘેલીજ થઈ ગઇ. ઘરમાંથી તે ચાલી ગઇ. પ્રિય બચ્ચાંને સૂવારેલી જગ્યા શ્મશાનમાં જઇ ત્યાંની ભષ્મ, ધૂળને કાંકરી ઉછરંગમાં લેતી, હાલરડાં ગાતી, અને ઘડી ઘડી ઉના નિશ્વાસોથી નદીના શાંત સમીરને પણ ઉષ્ણને કંપાયમાન કરતી શ્મશાન ભૂમિને અશ્રુથી નવરાવતી ઘેલી રમાને પહેલા પારિચ્છેદમાંજ આપણે નિહાળી ગયાં છીએ.

સોનાની કંપનીમાં અનવર ઘણું કમાયો. ઇચ્છા અનિચ્છાએ સ્વદેશ-માતૃભૂમિ તરફ દિલ ખેંચાયું ને વતન ઉતર્યો. નનામા પત્રોનો પ્રપંચ પકડાયો, પણ સમય વિતિ ગયો હતો. ઘેલીને ફોસલાવી પટાવી ઘેર લાવવામાં આવી. મેલબોર્નથી આવ્યા બાદ દંપતિનો પહેલો જ પ્રસંગ હતો. શોક, સ્નેહ, ને દિનતાના મિશ્ર ભાવથી ઘેલીએ પતિ સામે જોયું. અનવર બોલ્યો-"વ્હાલી તને મેંજ ઘેલી બનાવી છે." તે મૌનજ રહી "વ્હાલી મને માફ કર" ઘેલીએ દીનતાથી હાથ જોડયા, અનવર ફરી બોલ્યો-"આપણા પ્રિય બાલકને મેંજ ક્રુરતાથી મારી નાખ્યાં છે." ઘેલીનાં નયમાંથી મોતીની માફક અશ્રું ટપકવા લાગ્યાં "અવસાન સમયે બચ્ચાંની શી સ્થિતિ થઇ હતી?" ઘેલીનાં નયનમાંથી શ્રાવણ ભાદરવાની વૃષ્ટી થવા લાગી, એને સ્નેહની દીવ્યશક્તિની પ્રબળ સત્તાથી જાણે તેનું હૃદય નયનની વૃષ્ટીદ્વારાજ ઘેલાપણું ધોવાઇને દૂર થવા લાગ્યું. અનવર નજીક આવતાં-હાથ લંબાવતાં ઘેલી રમા બે પગલાં પાછળ ખસતી બોલી-સ્વામીનાથ! ક્ષમા કરો. હવે તો આ દાસીનું જીવન વાનપ્રસ્થ અવસ્થામાંજ પૂર્ણ થશે."

અનવરે પોતાની તમામ મિલકત બાલાશ્રમમાં અર્પણ કરી, અને પોતાનું વાનપ્રસ્થ જીવનદંપતિએ કાશી નજીકના ગંગા નદીના તટના એકાંત જંગલમાં અધ્યાત્મવિદ્યા અને ...ાં પૂર્ણ કર્યું.

બ્હેન-"વિ"

# વિવિધવિહાર.

## સુંદરી સુબોધમાં આવેલી બંગાલી સ્ત્રીઓની વાતચિત વિષે ગુજરાતી બ્હેનોના વિચાર.

( લખનાર વૈદ અમૃતલાલ સુંદરજી પઢીયાર. ચોરવાડકર. )

સુંદરીસુબોધનો આગલો અંક વાંચ્યો કે ?

ના, તેમાં શું છે ?

અરે મુરખી, એવું મઝેનું ચોપાન્યું તું વાંચતી નથી ? તારા ભણતરને તો તેં માયેરાનની હવા ખાવાજ મોકલી દીધી કે ? .

મોંઘી શેઠાણીએ કહ્યું: શું કરૂં બ્હેન ! મ્હારી સાસુને ચોપડીયો સાથે વેર છે, અને મ્હારો વર પણ કહે છે કે બાયડીઓ ઝાઝું ભણે તો બગડી જાય. તે મ્હને કહે છે કે તું એટલું ભણી છે માટે જ મ્હને માનતી નથી.

બાણીબાઇએ કહ્યું: તારી સાસુ તો જાણે ઠીક છે, બૈરાંઓના એવા વિચાર તો જાણે હજુ ઘેરે ઘેર છે; પણ તારા વરની બુદ્ધિ ઉપરતો આફ્રીન છે. એવો મ્હોટો શેઠીયો થઇને એવા વિચાર ધરાવે છે ?

ગંગાએ કહ્યું: બાઈ, એ વાતમાં ક્યાં ઉતરી પડ્યાં ? આપણા શેઠીયાઓના સંસાર સુખ કાંઈ જેવાં તેવાં છે કે ? એ અધ્યાય વળી કોઈ વખત ઉખેડજો હમણાં એ ચોપાનીયાંની વાત તો કરો.

બાણીબાઇએ કહ્યું: તેમાં બંગાલી સ્ત્રીઓની વાતચિત આવેલી છે, અને તે આપણને જરૂર વાંચવા જેવી છે.

મોંઘી શેઠાણીએ પોતાના મહેતા પાસેથી એ ચોપાનીયું મંગાવ્યું, એટલે ગંગાબાઈ તે વાંચવા લાગી. વાંચતે વાંચતે ચોક્કસ શબ્દો ઉપર ભાર મૂકવા લાગી અને કેટલાંક વાક્યો ફરી ફરીથી વાંચવા લાગી.

કમળાબાઇએ કહ્યું: લેખ મઝેનો છે, પણ એતો બંગાલની વાત છે. ત્યાંની સ્ત્રીકેળવણીની વાત શું ! એની સાથે આપણી સરખામણી કેમ થાય ?

મહુબાઇએ કહ્યું: બંગાલી સ્ત્રીઓ કરતાં આપણામાં શું ઓછું છે ? શા માટે આપણે તેનું અનુકરણ ન કરીએ ?

બાણીબાઇએ કહ્યું: મહુ, શું ઓછું છે એમ ન કહે. હાથ, પગ, નાક, કાન, મોઢું, માથું એમાં કાંઈ ઓછું નથી, પણ આપણામાં હૃદય ઓછું છે અને બુદ્ધિ ઓછી છે,

મોંધી શેઠાણીએ કહ્યું: જુઓ છો જમનાબાઇ, ભાણીબાઈ તો આપણને ઢોર જેવાં સમજે છે.

મટુબાઇએ કહ્યું: જો આવે ખરે વખતે પણ આપણે હૃદયને બુદ્ધિ ન વાપરીએ તો પછી તમે કહો છો તેમજ.

જમનાબાઇએ કહ્યું: આપણે કાંઇકને કાંઇક કરવું તો જોઇએજ. આપણી દયા અને ઉત્તમ લાગણીઓની પરિક્ષા લેવા સારૂ જ જાણે આવા દુકાળ જેવા મુશ્કેલ પ્રસંગો આવેછે.

માણેકબાઇએ કહ્યું: હાલના દુકાળ માટે આપણે કાંઇક ભલું કામ કરી બતાવવું જ જોઇએ. જો એમ નહીં કરીએ તો દુનિયામાં એમજ સાબીત થઇ જશે કે, ગુજરાતની સ્ત્રીઓ દયા વિનાની છે. ગુજરાત કાઠીયાવાડના દુકાળ માટે અમેરિકાની બાનુઓ તરફથી મદદ મળે, અને પોતાના ભાઈ બ્હેનો સારૂ ગુજરાતની કેળવાએલી સ્ત્રીઓ તરફથી પણ કાંઈ ન થાય એ કાંઈ ગુજરાતણ બ્હેનોને શોભા લગાડનારી વાત નથી.

ગંગાએ કહ્યું: આવા ભયંકર દુકાળમાં મદદ ન કરવાથી ગુજરાતની સ્ત્રીઓનેજ માત્ર ખરાબ લાગશે એમ નથી, પણ આખો હિંદુ ધર્મ વગોવાશે; અને પાદરીઓ મગરૂરી સાથે કહી શકશે કે, ખરી દયા તો ક્રિશ્ચીયનો જ સમજે છે, હિંદુઓ ખરી દયામાં સમજતા જ નથી. તેઓ કહે છે કે હિંદુઓ સૌ કરતાં વધારે દયાળુ છે, પણ તેમની દયા ધૂળ જેવી બાબતોમાંજ વહેંચાઈ જાય છે. ઝાડ કાપતું અટકાવવામાં, કસાઇને એવડા પૈસા આપી એટલે વધારે ગાયો લેવાની સગવડતા કરી આપી થોડી ગાયો છોડાવવામાં, પક્ષીઓ તથા કીડી મંકોડી બચાવવામાં, વારે વારે પાણી ગાળવામાં, મસ્તાન ભીખારીઓ ને દેશનું સત્યાનાશ કહાડવાવાળા ભીખના ઉદ્યોગને ઉત્તેજન આપવામાં, મુડદાંઓની પાછળ વિના કારણ કિંમતી સાલ, સેલાંને સાડીઓ બાળી દેવામાં અને પૈસાનો ખરાબ ઉપયોગ કરે અથવા મુદ્દલજ ઉપયોગ ન કરે તેવાં મંદિરોમાં આપવામાં તથા અજ્ઞાન ગુરૂઓને તેઓની અજ્ઞાનતા વધારવામાં મદદ કરવામાંજ લોકો પોતાની દયા ને પૈસા ખરચે છે. આવી આવી વાતોમાં તેઓની દયા વહેંચાઈ જાય છે—પૂરી થઈ જાય છે. એટલે પછી ખરેખરાં લાચારોને તથા દેશનું કલ્યાણ થાય તેવા વિદ્યા હુન્નરને તેઓ મદદ કરી શકતા નથી.

ભાણીબાઇએ કહ્યું: આ દોષ આપણી ઉપર કાંઈ જેવો તેવો નથી. ખરેખરૂં એમજ બને છે. ગઇ સાલ હું જાત્રા કરવા ગઈ હતી, ત્યારે મેં ધારેલું હતું કે બે હજાર રૂપિયા ખરચવા. મ્હારી ઇચ્છા એ પૈસા તીર્થસ્થાનમાં નિરાધાર બાળકો, રોગીઓ તથા વિધવાઓ માટે ખરચવાની હતી; પણ તીર્થગોરોનાં જુદાં જુદાં લફરાંમાં ને મંદિરોના નૈવેદ્યભોગ તથા ઓચ્છળ પીછવાઇના ખર્ચમાં એવી સપડાઈ ગઈ કે એ બે હજાર રૂપિયામાંથી એક દોઢીયું પણ હું ખરેખરા લાચારને આપી શકી નહીં. ત્યારથીજ હું સમજી કે આપણે દયાળુ છીએ, પણ દયાને ખરે રસ્તે વાપરતાં આપણને આવડતી નથી.

જમનાબાઇએ કહ્યું: દયાને ખરે રસ્તે વાપરતાં આપણને આવડતું નથી, એજ આપણા દેશનાં દુર્ભાગ્ય છે. દાદાભાઈ કહે છે, હિંદમાં ૭ કરોડ ભીખારીઓ છે, એટલે પાંચ માણસે એક ભીખારી છે. તેનો નિભાવ આવી ગરીબી વચ્ચે પણ દેશીઓ કરે છે. અને તેમ છતાં પણ આપણી દયા દેખાતી નથી. યુરોપિયનો તેઓની સમૃદ્ધિના પ્રમાણમાં આ-

પણ કરતાં બહુ થોડી દયા કરે છે, અને તો પણ તે બહુ સારા રૂપમાં દેખાઈ આવે છે. તેનું કારણ એજ છે કે તેઓને દયાનો સદ્‌ઉપયોગ કરતાં આવડે છે. અને આપણને દયાનો ખરો ઉપયોગ કરતાં આવડતો નથી.

માણેકબાઇએ કહ્યું: ખરેખર, એમજ છે. તેઓને વખતને અનુસાર કામ લેતાં આવડે છે અને આપણને તે આવડતું નથી, એજ તેઓની અને આપણી વચ્ચે ભેદ છે ને એજ વિરૂદ્ધતા છે. ગયા છપનીયા દુકાળમાં હિંદમા દરેક મીશનખાતાંએ દુકાળીયાંઓને મદદ કરવા માટે પોતે જાતે બીજાઓ પાસે ભીખ માગી માગીને પણ મદદ કરેલી છે. અને આપણાં ઘણાંએ મંદિરો છે કે જેઓની પાસે લાખોને કરોડો રૂપિયાની મીલ્કત છે, એમ ઘણાંએ એવા સમર્થ ગુરૂઓ પણ છે કે જે બોલ બોલતાંમાં લાખો રૂપિયા પરમાર્થ માટે મેળવી શકે. પણ તેઓમાંથી એવો એક પણ માણસ કોઈ બતાવો તો ખરા કે જેણે કાંઇ પણ કર્યું હોય. પરદેશીઓને પરધર્મીઓની દુકાળની છાવણીઓમાં હજારો માણેસને દરરોજ ખાવાનું મળે, પાણી મળે, કપડાં મળે, રોગીઓને દવા મળે, અને આપણા કોઈ પણ મંદિરમાં છપનીયા જેવા ભયંકર દુકાળ વખતે પણ બીજા તો બાજુએ રહ્યા, પણ પોતાના સેવકોમાંના કોઇને પણ એક દિવસ પણ ખાવાનું મળ્યું હોય એવું પણ કોઈ બતાવશો? બીડીબજારનાં ભઠીયાર ખાનાંની પેઠે મંદિરની પૂરી ને કઢી બજારમાં વેચાય પણ ભુખે પ્રાણ મૂકતાં માણસોને મોઢે તે અન્ન ન જાય એ શું બીજાઓ પાસે જાણી જોઇને પોતાની ટીકા કરાવવા જેવું અને પોતાને હલકા પાડવા જેવું નથી?

ગંગાએ કહ્યું: અરે, આપવું તો બાજુએ રહ્યું, પણ આપણા અમલદારોની પેઠે લુખી પુખી ને ઉપર છેરી લાગણી બતાવતાં પણ આપણને ક્યાં આવડે છે! આપણા ગવર્નરો તેઓની લેડીઓ, બીશપો અને બીજા અમલદારો જેમ હૉસ્પીટલમાં, કેદખાનામાં દુકાળની છાવણીઓમાં તે નિશાળોમાં ફેરો મારી આવી ફુલના હાર તોરા લઇ આવે છે ને છાપાઓમાં તેની વાહ વાહ થઈ રહે છે. એવું પણ આપણા શેઠીયાઓને, શેઠાણીયોને કે ગુરૂઓને ક્યાં આવડે છે? ગુરૂઓ તો જાણે એવાં ખાતાંમાં જતાં અભડાઈ જાય, (હાય હાય! આભડછટ તે અમારામાં રહેલાં મનુષ્યત્વનો ક્યાં સુધી નાશ કરશે?) પણ કોઈ હિંદુ શેઠીયા કે શેઠાણીયોએ પણ એવી રીતે દીલસોજી બતાવેલી છે?

મોંઘી શેઠાણીએ કહ્યું: તમને સૌને વાતો કરતાં બહુ આવડે છે, પણ આપણી પાસે એવાં શું સાધનો છે કે આપણે દુકાળીયાઓને મદદ કરીએ? હાલનો વખત તો જુઓ છો ને! હમણાં દીવાળાંનો પવન ચાલે છે તે તો જુઓ.

મહુબાઇએ કહ્યું: દીવાળું કાઢવાવાળા ભલે કાઢે પણ તમે મ્હને કહો તો ખરાં કે આપણી પાસે શું નથી? શું આપણને ગરમા ગરમ પૂરીને દૂધ નથી મળતું? શું આપણા ચામાં સાકર કાંઈ ઓછી પડે છે? શું આપણે બટનું ખરચ કાઢી નાંખીને હાથે ચૂલો ફુંકીએ છીએ? શું આપણે પોમેટમ કે સુગંધી તેલ વિના કોઇ દી રહ્યાં છીએ? શું આપણા દાગીનામાંથી કાંઇ ચીજ વેચાઇ ગઇ છે? શું આપણા જમાઇઓને તથા દોસ્તોને જમાડવાનું કાંઇ ઓછું થયું છે? શું આપણા ગાડી ઘોડા વેચાઇ ગયા છે?
રોમાંથી ફેન્સી ચોળાયોને કિંમતી સાડીયોનો ભાર કાંઇ

આપણી મોટાઇ ક્યાંઇ ધરેણે મૂકી છે? શું આપણાં છોકરાંઓના સાસરાં કરવામાં ને લગન કરવામાં દુકાળને લીધે આપણે કાંઇ ઢીલ કરી છે? ડાક્તરોનાં બીલ ભરવામાં ને એકની જરૂર હોય તો બે દાક્તર બોલાવવામાં આપણે જરાએ કંજુસાઇ કરી છે કે? અને શું આપણી તેજુરીનો ભાર કાંઇ હલકો થયો છે? અથવા આપણામાંથી કોઇ સ્ત્રીએ દીવાળું કહાડયું છે?

ભાણીબાઇએ કહ્યું: એછું બીજું કાંઇ થયું નથી. માત્ર હૃદય બુદ્ધિનાં આપણામાં વાંધા છે. એ જો હોય તો બધું છે ને એ ન હોય તો ઘણુંએ હોય છતાં પણ તે કાંઇ કામનું નથી.

ગોમીએ કહ્યું: ખરેખર, બંગાલી સ્ત્રીઓએ તો હદજ કરી છે, પાછું વાળીને જોયુંજ નથી. બંગાલી સ્ત્રીઓની વાતચિત ઉપરથી બંગાલમાં જાદુ છે એ વાત મ્હને ખરી લાગે છે. જાણે તેઓના પતી પાળેલ પોપટ હોયની? એમજ મ્હને તો લાગે છે. મ્હારો વર તો મ્હને એક અરધી પણ ખરચવા દેય નહીં, ને બંગાલણો તો ટપોટપ રકમની રકમ કહાડી આપે છે.

માણેકબાઇએ કહ્યું: હા બંગાલી સ્ત્રીઓમાં જાદુ છે, પણ તું માને છે તેવું જાદુ નથી. એ તો પ્રેમનું જાદુ છે. હૃદયની સરળતાનું જાદુ છે, ધંતર મંતરનું કે દોરા ધાગાનું જાદુ નથી. આપણને પણ જો પ્રેમનું ને સાદી સમજનું જાદુ આવડે તો આપણે પણ આપણા વરને એવીજ રીતે વશ કરી શકીએ.

જમનાબાઇએ કહ્યું: આપણે પણ બંગાલના જેવું એક ન્હાનું ધર્માદાખાતું શરૂ કરીએ તો સારું. એટલામાં મોંઘી શેઠાણીને બોલાવવા માણસ આવ્યું તેથી તે ઉઠી. એટલે તેની પછવાડે સૌ બાઇઓ ઉઠી.

મરુબાઇએ કહ્યું: બંગાલી બ્હેનો કામ કરીને ઉઠી, અને આપણે માત્ર વાતો કરીનેજ ઉઠી જાઇએ છીએ.

ભાણીબાઇએ કહ્યું: વાતો થાય છે તો કોઇક દિવસ કામ પણ થશે. આવી વાતો કરવી એ પણ કાંઇ સહેલી વાત નથી. જુઓ તો ખરાં કે આપણામાંથી કેટલી થોડી બ્હેનો એવી વાતો કરી શકે છે ને કેટલી થોડી બ્હેનો તે સાંભળે છે. પ્રભુ! અમારી બ્હેનોને સહૃદયતા આપ, સહૃદયતા આપ.

---

## હિંદુ ગૃહ સંસાર.

### ૧.

ગઇ કાલ રાત્રે વાળુ કર્યા પછી થોડીવાર હું વિશ્રાન્તિ લેતો હતો, તેટલામાં પાડોશીના ઘરમાં હાંલ્લાં ખખડતાં સાંભળ્યાં. ધીમે ધીમે તકરાર વધી. ગાળાગાળીપરથી મારા મારીપર વાત આવી. વાત વધી. ધોકણા વડે વરે વહુને ધીબવા માંડી, ને નાનાં બાળક પોતાની માને રડતી જોઇ રડવા લાગ્યાં. થોડીવારમાં શાન્તિ થઇ, ને ભેગાં થઇ ગયેલાં આડોશી પાડોશી વરવહુના મનનું સમાધાન કરી વીખરાઇ ગયાં.

આ બનાવથી મારા મનમાં હિંદુ ગૃહસંસાર વિષે ઉપરા ઉપરી વિચાર આવવા લાગ્યા, ને આખરે તેમાં ગરકાવ થઇ ગયો. થોડીવારમાં મને લાગ્યું કે આકાશમાંથી વિજળીના ચમકારા સાથે એક દિવ્ય શક્તિને પ્રકાશવાળી દેવી નીચે ઉતરી. તેના અલૌકિક પ્રભાવ વડે તેણે મારા વિચાર જાણી લીધા; ને મારી પાસે આવી મને કહેવાલાગી કે 'હે માનવી! જો સૂક્ષ્મ અવલોકન કરવું હોય તો મારી પાછળ ચાલ.'

થોડીવારમાં અમે એક મોટા મેદાનમાં આવી પહોંચ્યાં. અમારા આવતા પહેલાં ત્યાં એક મોટું અસંખ્ય સ્ત્રીઓનું ટોળું ભેગું થયેલું હતું. અત્યારે આવા મેદાનમાં આટલી બધી સ્ત્રીઓ કેમ એકઠી થઇ હશે એમ પૂછતાં તે દેવીયે કહ્યું કે 'અબળાઓની ફરીયાદ સાંભળી તેમનાં દુઃખ દૂર કરવાની ઇચ્છાથી જેમને ફરીયાદ હોય તેમને અહીં રજુ થવા મેં ફરમાવેલું તેથી તેઓ ભેગી થઇ છે.' આટલી બધી સ્ત્રીઓને શું દુઃખ હશે તે સાંભળવાની ઇચ્છાથી હું એક સારી જગ્યા શોધી એક ચિત્તે જોતો ઉભો રહ્યો. ઇસારત થતાં બધી સ્ત્રીઓ બેસી ગઇ. પછી અનુક્રમે આવવું, પોતાની ફરીયાદ ટુંકામાં કહી બીજી બાજુએ બેસવું એવો હુકમ થયો. ત્યાર બાદ ફરીયાદનું કામ શરૂ થયું.

પહેલી ઉંચા કુળમાં જન્મેલી ને ઉછરેલી, ચાલુ સમય પ્રમાણે કેળવાયલી સત્તરેક વર્ષની 'સ્ત્રી' હતી. તેણે પોતાનું દુઃખ વર્ણવતાં કહ્યું, "મારા પિતાએ હું દશેક વર્ષની હતી ત્યારે મારો વિવાહ કર્યો. તે વખતે મને ખપતો મારા વર વિના મારા ગામમાં બીજો એકે છોકરો હતો નહિ. મારા પિતાના ગોત્રના ઘણાય સારા ને યોગ્ય વરો હતા. પણ રડ્યા હિંદુશાસ્ત્રકારોએ ગમે તેટલી પેઢી થઇ જાય પણ ગોત્રમાં તો કન્યા નજ અપાય એવો નિયમ કર્યાથી, અને મારા માતપિતાને પરગામ જવું નહિ ગમવાથી, તેનો અભ્યાસ, લક્ષણ વિગેરે જોયા વિના મારા મત વિરૂદ્ધ મને દીધી. ત્યાર પછી ગૃહસ્થાશ્રમમાં આવી પતિના સંગમાં કંઇ સારા સંસ્કારે ધીરજથી 'પડયું પાનું સુધારી લે' એ સૂત્રને અનુસરી અનેક કષ્ટો ભોગવ્યાં ને ભોગવું છું. પણ હે દેવી! દેશમાં હજારો યોગ્ય ઉંચા કેળવાયલા સારા યુવકો છતાં દુષ્ટ જ્ઞાતિબંધનને લીધે એક કે બેજ વર ખપે પછી તે સારા હો કે નઠારા હો એ શું? આ શો જુલમ! જો આ બંધન તુટી જાય અથવા કોઇ બીજી રીતે ખપતા વરોનું ક્ષેત્ર એટલું વિશાળ થાય જેથી જેને જેવો જોઇયે તેવો વર મળે તો સારૂં. આ રીવાજ સામે મારી ફરીયાદ છે."

આ પૂરૂં થતાં બીજી આવી. તેના બોલવા ચાલવા પરથી, તથા મુખમુદ્રાપરથી તે ખાનદાન પણ ગરીબ કુટુંબની લાગતી હતી. તે બોલી, "દેવી! મને પરણાવતી વખતે મને ખપતા વરો તો એક બે નહતા. પણ અમારામાં જો કોઇ માગે હજાર તો કોઇ માગે બે હજાર. જેમ કેટલીક નાતોમાં કન્યાની કીંમત બહુ તેમ અમારામાં વરની બહુ. મારા માબાપ બહુ ગરીબ, ને અમે ચાર બ્હેનો, આથી સાધારણ વરને મને દીધી. તે કાંઇ ઠીક હતો, પણ મારા કમનસીબે વિવાહ થયા પછી કોઇયે તેને વધારે રૂપીયા આપવા કબુલ કર્યાથી મારી સાથેના વિવાહ તોડી નાખ્યો ને આખરે મને હાલની જગ્યાએ દીધી. 'સોંઘી વસ્તુ મોંઘી પડે' તેનું મને રોજ ભાન થાય છે. મારો જન્મારો તો બગડ્યો પણ આ રીવાજ સામે મારી ફરીયાદ છે. તેને લીધે મારા જેવી તો કેટલીય દુઃખ ભોગવે છે ને ભોગવશે."

ત્રીજી પંદરેક વર્ષની 'વિધવા' હતી. આનો વેષ જોતાંજ કોઇને પણ દયા આવ્યા વિના રહે નહિ. આંખમાં આંસુ ને ગદ્‌ગદ્ કંઠે તે બોલી, "જ્યારે હું પાંચ વર્ષની હતી ત્યારે મને મારા માબાપે એક ગર્ભશ્રીમન્ત યુવકની સાથે પરણાવી. દશ વર્ષની થઇ ત્યારે હું વિધવા થઇ 'વર' ને 'વહુ,' 'લગ્નવિધિ' કે 'ગૃહસ્થાશ્રમ' તેનો અર્થ પણ સમજતાં પહેલાં મારી સર્વ અવસ્થા વીતી ગઇ, ને હું ખુણે પેઠી. સાસરામાં પૈસો ભોગવવાની ઇચ્છાથી બધાંએ મળી મને ઘર બહાર કાઢી મૂકી. માતપિતાની સ્થિતિ ગરીબ. તેઓ પણ કમનસીબે મરી પરવાર્યાં. બીજું કાંઇ ભાઇ બાંડુ મળે નહિ. અન્ન દાંતને વેર તે દશા હું હાલ ભોગવું છું. તેમાં પણ 'રાંડ,' 'વાંઝણી,' 'શંખણી' ઇત્યાદિ અપશબ્દોની અધિકારી છું. અંગ્રેજના કાયદાથી સતી થવાયું નહિ; ઉંચી નાત, એટલે પુનર્લગ્ન થતું નથી. આવી દશામાં પણ લોકો અનિષ્ટ શંકાઓ કરે, ને દુષ્ટ પુરૂષો ચાળા ચેષ્ટા કરે, ઓ પ્રભુ! આથી તો અવધિ ? હે દેવી ! બાળલગ્ન ને તેમાં પણ બાળ વૈધવ્ય-સર્વ સ્થિતિમાં આ તો બહુ અધમ છે; ને તે ધ્યાનમાં લઈ મારી બેનોને એવું દુઃખ કદાપિ પ્રાપ્ત ન થાય એવા ઉપાય યોજો તો મારા ઉપર મોટી કૃપા સમજીશ. હે દેવી ! તેમ કરવા આપ સમર્થ છો."

ત્યાર પછીની એક પચીસેક વર્ષની 'કુમારિકા' હતી. તે કહેવા મંડી, "મારી નાતે કેળવણી ને સુધારામાં બહુ પછાત છે. પણ મારાં માતપિતા સારાં કેળવાયલાં હોવાથી મને તેમણે ભણાવી ગણાવી મોટી કરી. પોતે સુધરેલા વિચારના હોવાથી નાનપણમાં વિવાહ કરવાની વિરૂદ્ધ હતાં. હું બારેક વર્ષની થઇ ત્યાર પછી વરની શોધ કરવા માંડી. મારે લાયક વર નહિ મળવાથી હજી સુધી હું કુંવારીજ છું. દેવી ! પૂર્વ જન્મના પૂણ્યે વરના અભાવે આખું જીવન વિશુદ્ધ કુમારિકા તરીકેજ ગાળવા તત્પર છું. પણ કોઇકનાજ મનનું સમાધાન આમ થઈ શકે છે. આ ઉપરાંત નઠારા આચરણ વાળાને નિન્દા કરવામાં આનન્દ માનનારા લોકો તો પોતાનાંજ જેવાં બધાંને જુવે છે, ને સર્વત્ર દોષનું આરોપણ કરે છે. આથી હે માતા ! મારાં માતપિતા હવે સુધારાને કેળવણીના માર્ગથી વિમુખ થયાં છે, ને કહે છે કે છોકરીને ભણાવવી ને મોટી થતા સુધી પરણાવવી નહિ તે સારું નહિ; અને જેને તેને આવો ઉપદેશ કરે છે. હિંદની આવી દશા ! દેવી ! આવી સ્થિતિમાં હિંદનો ઉદય ક્યારે થશે?"

પછીની નવીન ઇંગ્રેજી પદ્ધતિ, પ્રમાણે શીખેલી ને મેટ્રીક સુધી પહોંચેલી, પણ આ ફેરે મેટ્રીકની પરીક્ષામાં ગુજરાતીનો પેપર બહુજ કઠણ હોવાથી તેમાં નપાસ થયેલી યુવતી હતી. તેને સાસુ, નણંદ, જેઠાણી, દેરાણીની જોડે અણબનાવ હોવાથી તેણે દેવીને વિનતિ કરી કે "હિંદુસંસારમાં આ સર્વ સગાં કાંટા સમાન છે; ને સંયુક્ત કુટુમ્બનો રીવાજ જ્યાં સુધી રહેશે ત્યાં સુધી સાસરામાં વહુની સ્થિતિ પણ આવી ને આવીજ રહેશે. ભલે તે રીવાજના ફાયદા હોય તોપણ આ સાસરાનાં સગાં પોતાની વહુ તરીકેની દશા જ્યાં સુધી ભૂલી જાય છે ત્યાં સુધી 'यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः' 'જ્યાં સુખી વહુ ત્યાં સુખી સહુ' ઈત્યાદિ કહેવતોનો અનાદરજ થવાનો." આની ફરીયાદ સર્વ સગાં ભેગાં રહી વહુને દીકરી માફક રાખી કેળવવાને બદલે તેને હર્યાં કરે છે તે 'રીવાજ' વિરૂદ્ધ હતી.

ત્યાર પછી એક સાધારણ કેળવણી પામેલી ઇશ્વરપરજ સંપૂર્ણ શ્રદ્ધાવાળી સોળ વર્ષની 'બાઇડી' હતી. તે કહેવા લાગી, "મને મારી ફરીયાદ કહેતાં શરમ આવે છે પણ હું

લાચાર છું. હું બાર વર્ષની પૂરી નહતી ત્યારથી મને સાસરે મોકલેલી. મારા વરની ઉમ્મર મારા જેટલીજ છે. પણ ગયા વર્ષ સુધીમાં કાંઈ સીમન્તનાં ચિન્હ નહિ જણાયાં ત્યારથી મારી સાસુ બાધા આખડી કરવા મંડી ગયાં છે. પુત્રાદિક સંતતિ થવી ન થવી નસીબની વાત છે; માત્ર ઇશ્વરનેજ આધીન છે. તેમ છતાં આવાં વેહેમીલાં મારી પાછળ મંડ્યાં છે. હજુ મારી ઉમ્મર પણ એવી નથી થઇ; અને વૈદિક ગ્રન્થોમાં તો આટલી ઉમ્મરે પ્રજાપ્રાપ્તિ સારી ગણી નથી. તથાપિ આ અજ્ઞાન ને વેહેમમાં ઉછરેલાં મને જોશી, વૈદ, બાવા, તેલીયા, પાખંડી વિગેરેની પાસે લઇ જાય છે: હાથ, જન્મોત્રી, નાડ વગેરે જ્યાં ત્યાં જોવડાવે છે; મંત્ર જપ કરાવે છે; ધૂતારાઓને દાન આપે છે ને દોરા, માદળીયાં મંત્રાવી બધાવે છે. બધા સારા નથી હોતા. કુદૃષ્ટિ કરનારાઓ અમે મંત્રાદિક બળવડે સંતતિ આપી શકીયે છીયે એમ જુઠું સાચું મનાવી આવા સમયનો અનિષ્ટ લાભ લેવા માગે છે. માજી! વિશેષ શું કહું? સાસુ છોકરાંના છોકરાં માટે આટલાં ફાંફાં મારે તે સારૂં હો કે નઠારૂં હો તોપણ આ સાધનો તો ખોટાંજ છે, અધર્મ ને વેહેમને પ્રવર્તાવનાર છે, ને કેવલ અજ્ઞાનનો વિસ્તાર સ્રવે છે. દેવી! નૈતિક ને ધાર્મિક કેળવણીનો પ્રસાર થાય ને આવા દુષ્ટ વેહેમો ને અનિષ્ટ ઇચ્છાઓનો જડ મૂળથી નાશ થાય એવી મારી નમ્ર પ્રાર્થના છે."

પછીથી કોઇ નિર્ધનતાને માટે, તો કોઈ પોતાની દરકાર નહિ રાખનાર હોવાથી નિરાધાર અવસ્થા માટે, કોઇ પોતાના કરતાં નાના ધણી બદલ, તો કોઇ પોતાને સાઠ વર્ષના ડોસાને પૈસા માટે પરણાવ્યા બદલ, કોઇ બાળલગ્નની વિરૂદ્ધ તો કોઇ પુનર્લગ્નના અટકાવ વિરૂદ્ધ, કોઇ પોતે સધવા હોવા છતાં ધણીના તરફથી થતા જૂલમ સામે, તો કોઇ વિધવાના પર કેશવપન વગેરે થતા જૂલમ સામે, એમ ઉપરા ઉપરી ફરીયાદો કરવા મંડી.

બધી સ્ત્રીયોનાં મેં જે જે દુઃખો સાંભળ્યાં તે સર્વનું વર્ણન કરવું અશક્ય છે. ટુંકામાં સાધારણ દૃષ્ટિથી જોતાં જે જે હિંદુ અબળાઓ ઉપર થતા જુલમો માલુમ પડે છે તે દરેકને આ ફરીયાદોમાં યોગ્ય સ્થાન મળ્યું હતું. આ ટોળામાં એકની ફરીયાદ કાંઇ વિચિત્ર ને જુદાજ પ્રકારની હતી. આ અરજ કરનારી અત્યંત સુશીલ સ્વભાવની, પ્રાચીન પદ્ધતિ પ્રમાણે કેળવાયલી હોવાથી પૌરાણિક સમયની હોય એવી દેખાતી એક યુવતી હતી. આનો વર અપંગ, રોગી, બેહેરો, અને મીન્ડજી હતો; ને ક્રોધમાં તો જાણે બીજો દુર્વાસા. કાંઈ કહેતાં સમજી રાતો પીળો થઇ રોજ બિચારી બાળાની બુધાવતી પૂજા કર્યા વિના રહેતોજ નહિ. પોતાનો વારો આવ્યો જોઇ તે શાન્ત ગંભિર પ્રકૃતિથી દેવીની પાસે આવી. તેને પોતાનું દુઃખ નિવેદન કરવાનું કહેતાં તેણે કહ્યું, "દુઃખ! મારે માથે મુગટ–છત્ર–પતિ છતાં મને દુઃખ કેમ સંભવે? પતિ તેજ સ્ત્રીના સૌભાગ્યનો અધિષ્ઠાતા દેવ,–તેજ સાક્ષાત્ પરમેશ્વર છે તો તેની સાનિધ્યમાં રહીને મારા જીવનમાં ક્લેશને સ્થાનજ નથી. હે દેવી! માત્ર આપની પાસે એટલોજ વર યાચું છું કે મારા પતિ અપંગ સ્થિતિ રોગ આદિથી રહિત થઇ દીર્ઘાયુષી થાય જેથી આ પરમેશ્વર સ્વરૂપ પતિની ભક્તિ તથા ... લાભ મળે."

...ડું આ ક્રમે ... સર્વનાં ... ખવા સમર્થ દેવી પછી એ...

ધ્યાનમાં રાખી છે; ને દરેકને યોગ્ય દાદ મળે, દરેકનાં દુઃખ. દૂર થાય એવી યોજના હું ઘડી કાઢીશ. પણ તરતને માટે મારી આટલી શિખામણ ધ્યાનમાં રાખજો, ને તે પ્રમાણે વર્તવા રાત્રિદિવસ યત્ન કરજો. ધૈર્ય ને ઇશ્વર પર પૂર્ણ શ્રદ્ધાથી તમારાં દુઃખનો ભાર ઘટશે. તમારી સ્થિતિમાં સંતુષ્ટ રહી તેને યથાશક્તિ સારી કરવા, તથા સારી વાણીથી ને સારાં કર્મથી બીજાઓનાં મનનું સમાધાન કરી કલેશને દૂર કરવા યત્ન કરજો. અજ્ઞાનથી ઉત્પન્ન થતા ખોટા વેહેમોનો જ્ઞાનના પ્રકાશથી નાશ કરી ધાર્મિક ને નૈતિક કેળવણી લઈ તમારી બેનોનાં દુઃખો મન, વાણી ને કર્મથી ટાળવા પ્રયત્ન કરજો. તમારી વર્તણૂક એવી રાખજો કે જે તમારા કુળને શોભા આપે; અને સારી સતી સ્ત્રીયોનું અનુકરણ કરજો. તમારી પછીનાં બાળકો તથા બાળકીયોપર તમારા જેવું દુઃખ કદાપિ પડે નહિ તે માટે બાળકોને તથા બાળકીયોને કેમ ઉછેરવાં તે શીખી તેમને ઉત્તમ રીતે નાનપણથીજ કેળવજો ને યોગ્ય શિક્ષણ આપજો.

વેહેમ, અજ્ઞાન, કુસંપ, કુનીતિ, ઇત્યાદિના કુમાર્ગમાંથી હાલમાં તમને અટકાવનાર, પેલા સન્માર્ગનો આશ્રય લ્યો." એમ કહેતાં દેવીયે જેવો હાથ લાંબો કર્યો તેવોજ સ્થળને સ્થાને જળ એવો મોટો ફેરફાર થઇ ગયો. અમારી આગળ એક મોટો પાણીનો પ્રવાહ વહેતો જણાયો. ધીમેધીમે નજર પ્રસારતાં આ પ્રવાહની બીજી બાજુ સ્વર્ગના રમણીય પ્રદેશને શોભાવનાર તથા આનન્દ આપનાર આહાર વિહારાદિકની સર્વ રમ્યવસ્તુઓથી આ સ્થાન શોભતું દેખાતું હતું. ત્યાં ફરતી, હરતી, વાંચતી, વિચારતી, વિલાસને વિહાર કરતી સ્ત્રીયો આચાર તથા આકૃતિમાં સ્વર્ગની સુંદરીયો જેવીજ શોભતી હતી. આવા રમ્ય સ્થાનમાં જવાની તથા ત્યાંની મનોહર વસ્તુઓ ભોગવવાની ઇચ્છા સર્વ સ્ત્રીયો માંહો માંહે બતાવવાથી તે સાંભળી આ અલૌકિક સ્થાને જવાનો માર્ગ કયો એમ પૂછતાં તે દેવીયે આંગળી કરી કહ્યું "આ દિશામાં ધારીને જોતાં તમને માર્ગ માલૂમ પડશે." તરતજ એક પૂલ દેખાયો. અમે ઉભાં હતાં ત્યાંથી સવાએક માઇલ દૂર હતો ને તેને બંધાયે ચારેકજ વર્ષ થયાં હોય એમ લાગતું હતું. તે પૂલનો લાભ લઈ ઘણી સ્ત્રીયો પોતાને આ ઇષ્ટ સ્થાને જતાં મને જણાઇ. બહુ આઘે એક બે પૂલ દેખાતા હતા. પણ તે એટલે બધે દૂર હતા કે આ સ્થાનની સ્ત્રીયો તેનો લાભ લઇ શકે નેમ લાગતું નહતું. આ પૂલ ઉપર વધારે અવલોકન કરતાં મેં મારા છ મિત્રોની આકૃતિ ઓળખી કાઢી. મેં દેવીને પૂછ્યું કે "આ યુવકો અહીં શા અર્થે આવેલા છે?" તેના ઉત્તરમાં તેમણે કહ્યું "તેઓ બધું મળી સાત છે, ને તેઓ આ પૂલની યોજના ઘડી કાઢનાર, સ્ત્રી વર્ગને ઉપકારક હોઇ તે માર્ગનું સંરક્ષણ કરવામાં રોકાયલા છે. આ ભારે વેગ-વાળા પ્રવાહનું નામ 'દુષ્ટ-દુસ્તર-રૂઢી પ્રવાહ,' ને આ પૂલનું નામ 'સુંદરી સુબોધ.' તું તેને ધારી ધારીને જો." થોડીવારમાં મને માલૂમ પડ્યું કે મોટા લેખકોનાં સૂત્રો અને ઉપદેશક વાક્યો મોટે સારે અક્ષરે છાપી, જતાં જતાં વાંચી શકાય તેમ કોઇ કોઈ સ્થાને ટાંગેલાં હતાં; તથા ઉપર કહેલા બન્ધુઓ વિના બીજાં કેટલાંક યુવકો ને યુવતીઓ પોતાના હાથમાં કાંઈ કાંઈ કાગળીઆં લઈ આમ તેમ ધાલમેલ કરી રહ્યાં હતાં, અને જેને તેને ઉપકારક થઇ પડતાં હતાં. આમાંનાં કેટલાંએક બનાવટી મોંઢાં પહેર્યાં હતાં. આ લોકો આવાં મોંઢાં શા માટે પહેરતા હશે, એવો વિચાર કરતો હું ઉભો હતો તેટલામાં એક વિચિત્ર આકૃતિએ મારું ધ્યાન ખેંચ્યું. શરમ મીટ મેં તે યુવકને

જોયાં કર્યો તેટલામાં તેણે ત્રણેક મોઢાં બદલ્યાં. આ તેની બીજી વર્તણુંકથી આ કોણ હશે ને આટલા થોડા વખતમાં વારંવાર મોઢાં શા માટે બદલતો હશે એ જાણવાની ઈચ્છાથી મેં દેવીને પૂછ્યું કે "પેલો કોણ છે!" ઉત્તર નહિ મળતાં મેં દેવી સામું જોયું, પણ દેવી, સ્ત્રી—સમૂહ, પાણીનો પ્રવાહ, તથા પૂલ એ કાંઈ ન દીઠું; પણ મારી પાસે એક દીવો ઝીણો બળ્યાં કરતો હતો ને પાસેના ટેબલપરનું ઘડીયાળ માત્ર પોતાના નાના 'ટકટક' ના અવાજથી રાત્રિની શાન્તિ ભંગ કરતું હતું.

કૃષ્ણલાલ ત્રિકમલાલ અંજારીયા.

---

# રમણીમણિમલા

## ( સ્ત્રીલેખ. )

## પતિવ્રતા રહીમા બીબી.

તુર્કસ્તાનમાં જેરૂસલેમ કરીને એક મોટું શહેર છે. તેમાં આછી વસ્તીવાળા એક લતાના એક મકાનમાં બીછાના પર એક બિમાર માણસ સુતો હતો. તેનો ચહેરો એક ખાનદાન કુટુંબને લાયકનો હતો; પણ ચાલુની બિમારીથી લોહી વિનાનો ફિક્કો કરમાયલો જણાતો હતો. બિછાનાની આસપાસ દવાની શીશીઓ, પડીકીઓ, કેટલાક સુગંધી અર્કો, અને ચમચો પ્યાલો વગેરે ચીજ વ્યવસ્થા પૂર્વક ગોઠવાયલી હતી. ઉનાળાના દિવસ ન્હોતા તોપણ દરદીની શાંત નિદ્રા માટે બિછાના નજીકજ એક બાલયુવતી પંખો નાખતી બેઠી હતી. તેની સુન્દર મુખમુદ્રા પરની નિસ્તેજતા જણાઇ આવતી હતી, અને તેના હૃદયનો શોક નિર્દોષ ચહેરા પરથી સ્પષ્ટ વાંચી શકાતો હતો; તથા તેનાં નયનમાંથી અશ્રુપ્રવાહનો ધોધ વહેતો હતો. આવી સ્થિતિમાં દરદીને સતાંને લગભગ દશથી પંદર મિનિટ થઇ હશે એટલામાં તો "પાણી પાણી" બોલતો દરદી જાગૃત થયો. પંખો નાખતી બાલયુવતી એક હાથે પોતાનાં અશ્રુલુછવાનો પ્રયત્ન કરતી, અને બીજે હાથે ઠંડા પાણીનો પ્યાલો દરદીનાં મોને અડાડતી બોલી—" તમને કેમ છે વ્હાલા ? " પાણી હોઠને જ અડકાડી નીચે મુકાવતાં " ઠીક છે " કહી દરદીએ ઉત્તર વાળ્યો. જરા ચુપ રહ્યા પછી થોડીવારે દરદી બોલ્યો—" તમારા બાઇની શાદી થાય છે, એ વાત ખરી છે રહીમા ? " " હા તે ખરૂં છે " રહીમાએ જવાબ દીધો. ઘડી મૌન રહ્યા પછી રહીમાના ચહેરા તરફ બારીકાઇથી નિહાળતો દરદી કટકે કટકે બોલવા લાગ્યો.—" તમે જાણોછો વ્હાલી ! કે તમારે બીજી બ્હેન નથી. શાદી વખતે બ્હેનની ખાસ જરૂર પડે છે. વળી તમારે એકનો એકજ ભાઈ છે. ફરી ફરીને આવો પ્રસંગ આવતો નથી. માટે તેની શાદીપર તમે જાઓ તો ઠીક " રહીમાનાં અશ્રુબિન્દુ સ્પષ્ટ જણાવા લાગ્યાં. તેના તરફથી નજર ફેરવી લેતાં તેણે પોતાનું બોલવું જારીજ રાખ્યું " ભાઇ બ્હેનનો પ્રેમ એક ઊંચી જાતનો પ્રેમ છે, તો તેની ખાતર પણ તમારે તેની શાદીમાં જવુંજ જોઇએ " રડતી રહીમા બોલી—આવું ફરમાન આપના તરફથીજ થશે, એવું મેં સ્વપ્ને પણ ધાર્યું ન્હોતું. આપની બિમારીથી હું જેટલી દુઃખી છું, તેમાં આપનું આ ફરમાન મને વધારે દુઃખી બનાવે છે. હું કબુલ કરૂં છું કે ભાઇ

માંથી સત્વર મુક્ત કરવા ઇશ્વરની પ્રાર્થના કરતી. હવે તેનાથી પતિની વેદના સહન થઇ શક્તી ન્હોતી.

આજે તને ક્યાંઈ પણ મજુરી મળી નહિ, તેથી તે પાછી આવી અને રડતાં રડતાં અતિ દિનતા અને શ્રદ્ધાથી આસ્તિક પ્રાર્થના કરી. પાતને પંખા નાખતી તેના બિછાનાપર શીર ટેકવી ઘણા ઉજાગરાથી રહેજ નિદ્રામાં પડી. નિદ્રામાં તેણે સ્વપ્નું જોયું કે દીવ્ય ઘોડાપર સ્વાર થયેલા એક ફિરસ્તાએ તેને કહ્યું—"બેટા રહીમા! તું છાતી રહે. પાસેના ઝરામાં તારા પતિને હમેશાં સ્નાન કરાવતી જા, અને ઘણી જ ટુંક મુદતમાં તેની સઘળી બિમારી દૂર થશે." રહીમા ચોંકીને જાગી, પણ કંઇએ ન્હોતું. તેણે ફરીથી પ્રાર્થના કરી, અને તે દિવસથી પાસેના ઝરામાં તે ઐયુબને સ્નાન કરાવા લાગી. ઘણીજ ટુંક મુદતમાં ઐયુબનો સઘળા રોગ દૂર થયો, અને તેનું શરીર કંચન જેવું શુદ્ધ થઇ ગયું. પતિવ્રતા સતીની પાસે શું અશક્ય છે!

તે દિવસથી કુંડ "ઐયુબનો ચશ્મો" એ નામથી આજ સુધી જેરૂસલેમમાં ઓળખાય છે. આજે પણ યાત્રાળુઓ તેના ચશ્મામાં સ્નાન કરી પવિત્ર થાય છે. રહીમા બીબી મુસલમાન કોમમાં એક પવિત્ર સ્ત્રી તરીકે ગણાય છે, અને તેના ઉમદા ગુણોને માટે તે તે યોગ્ય જ છે. ખરેજ આ મુસલમાન રમણીની પતિભક્તિ પ્રસંશા પાત્ર અને દરેક કોમની સ્ત્રીને ધડો લેવા લાયક છે.

બ્હેન "વ"

---

## ચર્ચા પત્ર.

મહેરબાન સુન્દરી સુબોધના વ્યવસ્થાપક સાહેબ,—

ત્હમારા માસીકનો મુખ્ય ઉદેશ સ્ત્રીઓની ઉન્નતિ અને સદ્બોધ છે. એ માસીકમાં ઘણે પ્રસંગે "રાત્રી ભાષણ" ના મથાળા નીચે આવતા લેખો આ ઉપર લખેલો ઉદેશ કેવી રીતે સાધી શકે? એ સમજવું કઠણ છે. મ્હારો પોતાનો તેમજ તમારા બીજા ઘણાં વાંચકોનો વિચાર એવો છે કે એ લેખોમાં આપેલો સ્ત્રીનો ચિતાર ઘણે અંશે સ્ત્રીઓના મનપર ઘણી અનીષ્ટ અસર કરે. તમારા માસીક જેવા ઉત્તમ માસીકમાં એવા લેખો દાખલ કરવાનું એકજ હેતુ હોઇ શકે કે, અને વળી એકે, આવી સ્ત્રીઓને ચિત્ર ખડું કરી, તેવો સ્વભાવ ધારણ કરવાના ગેરફાયદા દેખાડી, સ્ત્રીઓને એ માર્ગે જતાં અટકાવવી. પણ મારે કહેવું પડશે કે. રા. બીહારીએ જેવાં "રાત્રી ભાષણ" આપ્યાં છે તેવાં કોઇકજ પત્નિ પોતાના પતિ તરફ ઉચ્ચારતી હશે. આમ હોવાથી આવા લેખો કાંઇ પણ ફાયદો નહી કરતાં હાનકારક નીપજવાનો સંભવ રહે છે.. આ વિષે તમારો વિચાર તમારા માસીકમાં દર્શાવશો તો ઉપકૃત થઇશ. એજ

લી. તમારા માસીકની સ્ત્રી વાંચક

* * * *

ઉપરનું ચર્ચા પત્ર છાપતાં અમને આનંદ થાય છે. કારણ તે સન્નારીના દર્શાવેલા વિચારો બરોબર છે; પણ સ્ત્રીઓનું અપમાન કરવું, સ્ત્રીઓને હલકી પાડવી, એવો લેખકનો હેતુ નથી. આવા લેખો માત્ર આનંદના અર્થેજ લખાય છે.

જો કોઈ સન્નારી । બિચારીના ।ની બર્ગણુને ઘટનો ઉત્તર તેણીજ જાતના ગુંત્રી ભાષણુરૂપે આપશે તો અમારી સમાજ ખુ ॥॥ છાપશે એ હુતો અમે સત્ય રીતે કહીએ છીએ ક હિદુ ગૃહ સસારમા જેટલી સ્ત્રીઓ દોષવાળી છે, તેટનાજ પુરૂષ પણ છે અને ઉભય પક્ષ એક બીજાને લેખ દ્વારા, તથા ઉન્નત વર્તનથી સુધારવા યત્ન કરશે તો પણ મીઠા પરિણામ આવશે

---

# સમયતરંગ

થોડા વખત ઉપર ભરૂચની શ્રી મગળાગૌરી લાયબ્રેરીના વાર્ષિક સભામા સૌ મગ ળાગૌરી ચિમનલાલ હરિલાલ સેતલવાડે ' માદાની માવજત " એ વિષય ઉપર ઘણુ લબા સુધી અને વિગતમર ભાષણ આપ્યુ હતુ

ગયા માસમા ભાવનગરમા મળેની શ્વેતામ્બરી જૈન કોન્ફરન્સના એક અગ તરીકે આશરે ૪૦૦૦ જૈન સન્નારીઓનો એક મહિના પરિષદ્ મળી હતી તેમા ઘણી કેળવા યલી સન્નારીઓએ જુદા જુદા વિષયો ઉપર ભાષણ તથા વિવેચન કર્યાં હતા તેમા નીચેના ઠરાવ આવ્યા હતા —

૧ સ્ત્રી જાતિની ઉન્નતિ થવા અથ આપણી બળાઓને ધાર્મિક, માનસિક અને શારીરિક કેળવણી ઊંચા પ્રકારની મળે તથા મોટી વયની સ્ત્રીઓને યોગ્ય ઉદ્યોગ અને ધર્મનું શિક્ષણ મળે, અને વિધવા સ્ત્રીઓ પોતાનુ જીવન ચનાવી ધાર્મિક સ્થિતિ પ્રાપ્ત કરે, તેવી સસ્થાઓ સ્થાપવાની અને તેની યોજના કરવાની આ મહિલા પરિષદ્ આવ શ્યકતા ધારે છે

૨ પતિ વડીલો કુટુબીઓ, સબધીઓ, દાસજનો અને ન્યાત તથા જનસમાજ પ્રત્યે પોતાના કર્તવ્યો સ્ત્રીઓ સમજતી થાય તેવા ઉત્તમ બોધ અપાઇ શકાય તેવી ગોઠ વણ કરવાની આ મહિલા સમાજ આવશ્યક્તા સ્વીકારે છે

૩ બાળલગ્ન, રડવુ કુટવુ ફટાણા ગાવા ઇત્યાદી હાનીકારક રીવાજોથી આપણી સાસા રિક સ્થિતિ બગડેલી છે, તે રીવાજોની અયોગ્યતા દર્શાવી તેને જડમૂળથી દૂર કરવાને આ પરિષદ્ આગ્રહ કરે છે.

આ ઉપરાત સ્ત્રીઓની ફરજો, સ્ત્રીઓની ઉન્નતિ કેમ થાય, મરણ પાછળ જમણવાર વગેરે ઉપર છુટા છવાયા ભાષણો અપાયા હતા.

રતલામમા પણ તેવા જ સમયમા સ્થાનકવાસી જૈનોના એક કોન્ફરન્સ પછી જૈનોની મહિલા પરિષદ્ મળી હતી તેમા પણ પ્રમુખ બાઇ ખિરજકુવરે એક સારૂ ભાષણ આપ્યા બાદ ધાર્મિક જ્ઞાન સુધારવાના નીતિનુ શિક્ષણ આપવાના ઘરમા બેશી કરી શકાય એવા હુન્નર ઉદ્યોગ શીખવવાના બાળલગ્ન, કન્યાવિક્રય, વૃદ્ધવિવાહ, રોવુકુટવુ ફટાણા ગાવા, ઇ૦ હનિકારક રિવાજો દૂર કરવાના ઠરાવો થયા હતા.

પાન્થ, બન્ધુસમાજ.

---

# સુન્દરીસુબોધના ગ્રાહકોને મળતા ખાસ લાભ

અપહૃતકુસુદ:—કર્તા મ ક. ધ્રુવ:–એક રસમય વાર્તા, કિમત રૂ ૧) ગ્રાહકોને આના ૮ પોસ્ટેજ જુદું.

શોકશમન—આ માસિકનો કોઇ ગ્રાહક જે નવા ગ્રાહકનું લવાજમ મોકલી આપશે તેને "શોકશમન" (કર્તા હરજીવન ત્રિભોવન) નું પુસ્તક વિના મૂલ્યે પોસ્ટેજ ૦—૧—૦ મોકલવાથી મળશે.

યોગિની—સુન્દરીસુબોધની પહેલા વર્ષની ભેટ—કિંમત આના ૦–૧૨–૦. નવા ગ્રાહકને ૦—૬—૦. ટપાલ ખર્ચ ૦—૧—૦

કપિંજલા—ત્રીજા વર્ષની ભેટ–કીમત આના ૦—૬—૦નવા ગ્રાહકોને ૦—૪—૦ ટ. ખ ૦—૧—૦

વહુને શીખામણ—કર્તા રવિશંકર અંજારીયા, કિ રૂ. ૧ ગ્રાહકને ૦–૧૨–૦ ટ ખ. જુદું.

અલક્ષ્યજ્યોતિ—કર્તા સુમિત્ર કિ. ૨—૮—૦ ગ્રાહકને ૦—૮—૦ ટ. ખ જુદું

મૃદુલા—ચોથા વર્ષની ભેટ કિ. ૦—૮—૦ નવા ગ્રાહકો ૦—૬—૦

સુધાહાસિની—આ.ર સી. દત્તકૃત પુસ્તકનું ગુ ભાષાન્તર કરનાર સૌ વિદ્યાગૌરી બી. એ. તથા સૌ. શારદાગૌરી બી એ. કિ રૂા. ૧–૪–૦; સુ સુ. ગ્રાહકોને રૂા ૧–૦–૦

વડનગરા નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીતનો સંગ્રહ—સંગ્રહ કર્તા સૌ બાળા ભોળાનાથ કિ. રૂા. ૦–૮–૦; સુ સુ. ગ્રાહકોને ૦–૬–૦

Selections from English Poets કીંમત રૂ.૧–૦–૦ ગ્રાહકોને ૦–૧૨–૦ ટ.ખ.જુદું

---

# સુન્દરીસુબોધની પાછલી ફાઈલો

૧ લા તથા ત્રીજા વર્ષની ફાઇલોના ઘણા ખરા અંકો હવે ખપી ગયા છે. માત્ર ૧ લા વર્ષના ૬–૭–૮–૯–૧૦–૧૧ મા અંકની, તથા ત્રીજા વર્ષના ૬–૮–૯ અંકની ઘણી થોડી નકલો રહેલી છે. માટે જે ગ્રાહકોને પોતાની ફાઇલોમાંના તે અંકો ખુટતા હોય તેમણે તાકીદે અમારી પાસેથી મંગાવી લેવા. નહી તો પછીથી મળી શકશે નહીં આવી દરેક નકલની કિંમત ટપાલખર્ચ સાથે રૂ. ૦—૧—૨ પડશે બીજા વર્ષની ફાઇલ હવે શીલીકમાં નથી.

ચોથા વર્ષની આખી ફાઇલ રૂ. ૧—૪—૦ ભેટ સાથે.

ધી યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડ–અમદાવાદ.

Registered No. B 450.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.
( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક

પુસ્તક. ૫ | અંક ૧૦

સંપાદક,
બન્ધુસમાજ.

ઈ. સ. ૧૯૦૮ જુન | વિ. સં. ૧૯૬૪ જ્યેષ્ઠ

વિષયસૂચન

## લવાજમની પહોંચ.

| | | | | |
|---|---|---|---|---|
| ૨૬૫ | (૯૪૫) | રા. રાતેશ્વર ભવાનીશંકર | સુરત | ૧-૪-૦ |
| ૨૬૬ | (૯૪૬) | ગા. જોરણ્ગના સ. ૦. શુ. ક. શાળાના મ્હેતાજી | જોરણ્ગ | ૧-૪-૦ |
| ૨૬૭ | (૯૪૭) | કે. જે ચીતલીયા | કોઇમ્બતુર | ૧-૪-૦ |
| ૨૬૮ | (૧૯૩) | સૌ. જયાલક્ષ્મી ચુનીલાલ | વેરાવળ | ૧-૪-૦ |
| ૨૬૯ | (૧૦૩) | રા. સુકુદરાય રણછોડરાય બી. એ. | અમદાવાદ | ૧-૪-૦ |
| ૨૭૦ | (૩૦૨) | રા. જસવંતરાય મયાશંકર | જુનાગઢ | ૧-૪-૦ |
| ૨૭૧ | (૭૫૦) | રા. રતનવદનરામ કર્પુરરામ | મુંબાઈ | ૧-૪-૦ |
| ૨૭૨ | (૧૭) | રા. રામપ્રસાદ નૃસિંહપ્રસાદ બુચ | જુનાગઢ | ૧-૪-૦ |
| ૨૭૩ | (૯૪૮) | રા. નંદલાલ છગનલાલ | અમદાવાદ | ૧-૪-૦ |
| ૨૭૪ | (૯૪૯) | રા. ગોકળદાસ ભગવાનદાસ | જુનાગઢ | ૧-૪-૦ |
| ૨૭૫ | (૭૧) | રા. બાબુજી ગુલાબચંદ | ભાવનગરપરા | ૧-૪-૦ |
| ૨૭૬ | (૮૫૦) | રા. રામશંકર વૈકુંઠરાય | અમરેલી | ૧-૪-૦ |



## ગ્રાહકો, લેખકો વગેરેને સૂચના.

"સુન્દરી સુબોધ" ના સંપાદક (તંત્રી) તેમ વ્યવસ્થાપક કોઇ એક વ્યક્તિ નહિ પરન્તુ સમગ્ર બન્ધુસમાજ છે. આ સંબંધે, ગ્રાહકો વગેરેમાં ગેર સમજુત થવાથી તેની વ્યવસ્થાને કેટલીક હરકત પહોંચે છે માટે ગ્રાહકો, લેખકો, વગેરેએ, સર્વ પ્રકારનો વ્યવહાર (પત્ર વ્યવહારાદિ) કોઇ પણ વ્યક્તિને નામે નહિ કરતાં. કૃપા કરી "મન્ત્રી," બન્ધુસમાજ, સુંદરી સુબોધ ઑફિસ એ નામથીજ કરવો.

અમદાવાદ. } મન્ત્રી, બન્ધુ સમાજ.

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમા કહીએ તો "સ્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, ઉદ્દબોધક થાય, સ્વસ્થ થાય, શરીર બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વત ન થાય ને તે મુકતતાથી "અને સ્વત ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની " કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આતર્ વિનાસોની ઉર્મિયોમા પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમા ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે —એજ આર્ય સુન્દરીઓના જીવનની સફળતા છે " સ્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી "સ્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે "

વર્ષ ૫ મુ.] ઈ. સ. ૧૯૦૮ જુન—જ્યેષ્ઠ વિ. સ. ૧૯૬૪. [અંક ૧૦ મો.


## ज्ञानसुगन्ध.



आभडछेट कोने कहे छे ? महीनाने महीना थया न धोयु होय एवु अत्रोटीयु पेहरु घाघांना लुगडा करता पण मेलु लुगडु पहेरी राधवु, खावु, ए आभडछेट नथी ? गमे एवी दुर्व्यसनी, गमे एवा चेपी रोगवाळाना हाथनु भोजन खावु ए आभडछेट नथी ? ने स्वच्छ शरीर राखी स्वच्छ लुगडा पहेरवा ए आभडछेट ? शुद्धमा शुद्ध ब्राह्मण, शुद्धमा शुद्ध आंतर तेमज बाह्य शुचीवाळानु भोजन लेवामा आभडछेट ! गाडी तळे चगदायला कुतराने पाणी नाखी दूर करायवामा, खीशकोली उदरने बचाववामा, ज्ञाति वखते नाही धोइ गदी जगामा बेसवामा आभडछेट नहीं, अने कोइ गरीब माणस मुखथी तम्मर खाई पडयो होय, रोगथी भुखे मरतो होय टहाड तडकाथी हेरान थतो होय, एवाने उठाडी इस्पीतालमा मोकली आपवामा तेने पाणी पीवडावामा, तेने खोराक आपवामा तेना आत्माने संतुष्ट करवामा आभडछेट केम ?

रा. भोगीन्द्रराव कृत "उषाकांत"

# કાવ્યકુંજ.

## સાધુજનની પીછાન.

( "રે એમ અબળાને માયા ઘણી વ્હાલીરે;
જુગલ જુગારી નાટકના," એ ભજનની ધૂનમા )

રે અમે તો સાધુડીમાં,
        બાપુ ! બનીએ સાધુડીયાં
સરસ હૃદયનાં સંગીરે સંગીરે સંગીઃ એકરંગીઃ ધ્રુવ.
    આળાં અંતરીયાં વાળાં
    કાલા ઘેલડીયાં વ્હાલાં
ભોળા બાલુડીયાં દીલનાં રંગીરે રંગી એકરંગી.
    સુખીંયા નિરખી રીઝનારાં
    દુઃખીંયાં તો દેવ અમારાં
ભૂખ્યા ઓછપનાં ઉરનાં અંગીરે અંગીરે અંગી એકરંગી.

---

## સાચાં સીતારામ

### રાગ ભેરવી તાલ દાદરો.

મનોડીલાં સતઃરે
        જાણે સાચાં સીતારામ !
સંગે તો વસંતઃ રે
        ડોલે કળામલ આણુ !— ધ્રુવ.
ચાલો, સખિ ! જઇયે સંસાર–તપોવનમાં
        નમીયે સાચાં સીતારામ
        સાચાં સીતારામ રે
    વ્હાલાં વિસામાનાં ધામ—
(સાખી)–દેવ બનાવે દીનને સંસારીલાં સંત !
    સાધુના પ્રભુના તણા એ સખિ ! મોહન મંત્ર

ચાલો, સખિ ! રહીયે કલ્યાણક કંથામાં
બનીયે સાચાં સીતારામ
સાચાં સીતારામઃરે
પાલક પ્રેરક પ્રાણ—
સંજોડીલાં સંતઃરે
જાણે સાચાં સીતારામ.

---

## અલખ દરબાર.

---

અલખ દરબારને મનડાંની માયા ઉઘાડજો. રે લોલ.
એવા દરબારમાં ઘેલાં માયાવી મ્હાલજો. રે લોલ.
પાતાળ ફોડી પ્રીતિ ગંગા પધારજો ઉરમાં. રે લોલ.
છોળ્યો છલકજો રસ કલિકાની ઘાટમાં રે લોલ.
અંબાર ઉતરજો તેજીલા, નમન અણુમોલડાંરે લોલ.
આંતર ઉજાસના વાજો અનેરા વાયરા રે લોલ.
ઊંડા અમીનના ઉમળકાના સાથીયા રે લોલ.
પૂરજો આંસુડે કોતરી કીનારી બાંધતાં રે લોલ.
વાસના વિમળને વેરજો સોનેરી પાંખમાં રે લોલ.
શેઠીલા કલહંસ ઉડી રહેજો સત્કાર્યના રે લોલ.
ફરતાંજ ફૂટજો માનવ કુટુંબનાં ઝાડવાં રે લોલ:
મ્હાલે ફૂલે તેમ રીઝજો બીજાના બ્હારમાંરે લોલ.
પગલાં સાજોડનાં સવળાં પખાળી વંદજોરે લોલ.
મીઠાંથી જમાનમે દીલની મીજમાની દઈ રાચજોરે લોલ.
કોટિ કલ્યાણ કર લ્હાવાં આવા સહચારનાંરે લોલ.
બાલા બહુક કંઈ આવશે લેવાંને એમનાંરે લોલ.
ખોંપેરી ગુંઝવણ મીઠી મજા કંઈ. રોજનીરે લોલ.
કહેવા સાંભળવા આવશે સજોડલાં એમનાંરે લોલ.

લલિત.

---

ાનું આવું રૂપ મ્હેં કદી જોયું ન્હોતું. કેવી મધુરી મોહક કાન્તિ! વરસાદને
પ્રપટે જેવો સરિતાનો ઉદ્રેગ, વસન્તની શરૂઆતમાંજ ખેતરોની જેવી હરિત શોભા
રલાના દેહ ઉપરનું સૌન્દર્ય આજે કાંઇક અવનવિન દીપતું હતું. હું મન્ત્રમુગ્ધની
સ્વમાવિષ્ટની માફક સરલાને જોવા લાગ્યો.

માએ મ્હને બોલાવવાથી મ્હારી ચમક ભાંગી; નિસ્તેજ થઇ બાને એકદમ પગે
ખબર મળી કે સરલાના પિતા ગામ ગયા છે. અને સરલાની બાને અને સરલાને
મુકતા ગયા છે. પાછા જતી વખતે વસન્તપુર લઇ જશે.

૫.

ાના વિવાહની વાતો ચાલે છે. સરલાનો પિતા કુલિન, યોગ્ય પાત્ર નહિં મળ-
ગભરાટમાં પડ્યો છે. સરલાની બાએ કહ્યું "કુલિનતાની વાત તો દૂર રહી
ારી છોકરીને સારૂં ઘર અને સારો વર નહિં મળે તો હું છોકરીનાં લગ્ન કરી-
મ્હારી સોનાની પૂતળીને. રાજમંદિરમાં નહિં મોકલતાં કુલિનની ઝુંપડીમાં
!"

ારા મનમાં આગ્રહ ઘણો પ્રબળ થયો. મ્હને થયું, સરલા શું મ્હારી ન થઇ શકે?
ાઇને મ્હો ઉઘડ્યું નહિં; પણ આશા પણ મુકી શકયો નહિં.

રલાના પિતા દારાગંજ પાછા આવ્યા. સરલાને લઇ વસન્તપુર ચાલ્યા ગયા. મ્હારા
અંધકાર થયો. જતી વખતે હરિહર બાબુ કહેતા ગયા,—"સતીશ! કલકત્તે જઇને
નાનું સરખું ઘર હોય તો જો જે. હું એક વરસની રજા લેવાનો છું અને કલકત્તે
એવું નક્કી કર્યું છે."

૬.

કલકત્તે આવી ઘણા ઉત્સાહની સાથે ઘર ખોળવા બહાર નીકળી પડ્યો. એક ઘર
ર્યું. હરિહર બાબુ સપરિવાર કલકત્તે આવ્યા. હું સ્ટેશને જઇ તેમને લઇ આવ્યો.

હરિહર બાબુએ બાપુને કાગળ લખ્યો કે,—"જે થોડા ઘણા દિવસ હું કલકત્તે રહેવાનો છું તેટલો વખત સતીશ મ્હારી સાથેજ રહેતો થી હરકત ?" બાપુનો મ્હારી ઉપર કાગળ આવ્યો. એમાં લખ્યું હતું કે "હરિહર બાબુની સાથે રહેજે." પ્હેલાંતો હું જરા સંકોચાયો પણ આખરે હરિહર બાબુના અત્યાગ્રહને લઇને કબુલ થયો. સરલા હસતે મ્હોએ મધુર તીરસ્કાર કરતી બોલી "સતુભાઇ! મ્હોટા થયા તોપણ હજી મારી ઉપર હેત છે ને !" આ સાંભળી હું ખુશી થયો અને ઘેર ગયો. બીજે દિવસે સવારે ઘર ખાલી કરી હું હરિહર બાબુને ત્યાં આવ્યો.

૭.

આ વર્ષે હું એફ. એ. ની પરીક્ષામાં પ્હેલે નંબરે પાસ થયો ! હરિહર બાબુ ઘણા ખુશી થયા. અને મને હજારો વાકયોથી ઉત્સાહ આપ્યો.

બાપુ રજા લઇ કલકત્તે આવ્યા. બા પણ સાથે આવ્યાં હતાં. સરલાનો સંબંધ કરવા દરરોજ લોકો આવ્યા કરતા. તેઓએ બાને આગ્રહ કરીને કહ્યું "છોકરાનો વિવાહ કરો." બાપુએ કહ્યું "અભ્યાસ પૂરો થયા પછી કરીશ." બા કંઇ સાંભળે તેવાં ન્હોતાં, તેથી જીદ કરવા લાગ્યાં. આશાની બીકથી હું પણ ચંચળ બન્યો. સરલા ! એ કેવી આશા ?

બા અને બાપુને દારાગંજ પાછા ફરવાનો દિવસ નક્કી થયો. જવાને આગલે દિવસે બાએ કહ્યું "બાપુ લગ્ન કર," મ્હેં એકીવારે કહી દીધું "સરલા સાથે મ્હારૂં લગ્ન થશે તોજ હું કરીશ."

આ સાંભળી બાનું મ્હોં ઘણું ગભીર બની ગયું. કેમ?

૮.

રાત છે. સુવા જાઉં છું. એવામાં બાપુએ બોલાવીને કહ્યું "સતીશ ! મ્હારી સાથે ચાલ. બધું તૈયાર કરી સુવા જજે. સવારે આપણે ચાલવાનું છે."

મ્હારે તો સાથે જવાની વાત હતીજ નહિં. એકદમ આ બન્દોબસ્ત શી રીતે થયો ?

મ્હેં એકે શબ્દ કહ્યો નહિં. કોઇ પણ વખત મા બાપની આજ્ઞા ઉલંઘી ન્હોતી. કલકત્તે રહેવાની મ્હારે હાલ કાંઇ ખાસ જરૂર પણ ન્હોતી. એક ટ્રન્કમાં કેટલીક ચોપડીઓ તથા કપડાં પેક કરી તૈયાર થયો.

સવારે અમે કલકત્તા મુકીશું. તૈયાર થઇને બધાને મળવા ગયો.

સરલા આવી પ્રણામ કરીને ચાલી ગઇ. સરલાની બાને મ્હેં નીચે પડી દંડવત કર્યાં. તેમણે મને આશિર્વાદ આપ્યો "સુખી રહો !" હું મનમાં મનમાં બોલ્યો. "મ્હારૂં સુખ તમારે હાથ છે." બહાર આવવાને રસ્તા ઉપર એક ઘરના બારણામાં સરલા ઉભી હતી. સરલાએ મ્હને બોલાવ્યો. કહ્યું, "એક વાત સાંભળતા જાવ." મ્હેં પૂછ્યું, "કેમ સરલા?"

કાંઇ પણ સંકોચ વિના ઉભાં ઉભાં અમે વાતો કરતાં હતાં. સરલાને પણ સંકોચ કે લજ્જા હતી નહિં. સરલાયે હસતે મ્હોએ કહ્યું "કેમ ! વિવાહ થયો ને ?"

મ્હેં પુછ્યું "કોણે કહ્યું ?"

સરલાએ કહ્યું "તમે જાણતા નથી? કાલ રાત્રે બા અને આથી તમારા વિવાહની વાતો કરતાં હતાં."

હું એકદમ આશ્ચર્ય પામ્યો. એકદમ સાહસ થઇ ગયું, ઇચ્છા થઈ પણ રોકી શક્યો નહિં; બોલાઇ જવાયું, "સરલા! જો તમારા સાથે થશે તોજ લગ્ન કરીશ. નહિં તો આ જીવનમાં કદીજ નહિં."

સરલા કાંઇ બોલી નહિં. પાસે આવીને મ્હારા ગળામાંની સાંકળી ફેરવી ફેરવીને જોવા લાગી. સરલાએ પૂછ્યું "તમારી સાંકળીમાં આ શું છે? વાઘનખ?!"

મ્હેં કહ્યું, "હા કેમ?" સરલા મ્હારી ઉપર દૃષ્ટિ ઠેરવી બોલી, "વાઘનખ? ત્યારે તો મને એ આપો. આપશોને?"

તુચ્છ વાઘનખ! સરલાને નહિં આપવા જેવું મ્હારી પાસે શું હતું? તરત જ સાંકળીમાંથી વાઘનખ કાઢીને, સોને મઢેલો વાઘનખ સરલાના હાથમાં મુક્યો. મ્હેં પુછ્યું, "સરલા, એને શું કરશો?"

સરલા હસતી હસતી બોલી "જ્યહાં સુધી જીવીશ ત્હાં સુધી મ્હારી પાસે રાખીશ."

પુછવા જતો હતો કે, શા માટે? પણ એવામાં બાપુએ મ્હને બુમ મારી, તેથી સરલા પાસેથી વિદાય લઈ ગાડીમાં બેઠો. અમે કલકત્તા મુક્યું.

આખો રસ્તો અસ્થિર ચિત્તે વિચારમાં પસાર કર્યો. સરલાએ સ્મરણચિન્હ શા માટે માગી લીધું હશે? શું સરલાને હું મેળવી શકીશ નહિં? કોણે કહ્યું, મ્હારો વિવાહ? વિવાહની વાત યાદ આવતાં પ્રતિજ્ઞા કરી કે, સરલા નહિં મળે તો લગ્ન નહિં જ કરૂં, અને વખતે જો બાપુ જોર કરશે તો? તો પણ નહિં; કદિ નહિં.

૯.

દારાગંજમાં ઘણું દુઃખ થતું હતું.

નિર્મલ શુભ્ર આકાશ, હરિત ક્ષેત્રોમાં સોનાનાં ધાન, દૂર દૂર શ્વેત ફુલોની શોભા,—સ્નિગ્ધ, સુન્દર! પણ શાન્તિ ક્યાં?

દારાગંજમાં અઠવાડિયું ગયું. એક દિવસ બેઠો બેઠો કાંઈ વાંચતો હતો, એવામાં બાપુએ બોલાવ્યો. મ્હારા હાથમાં એક કાગળ આપીને કહ્યું, "વાંચ." હરિહર બાબુના અક્ષર હતા; એ કાગળ બાપુ ઉપર હતો, એટલે મ્હારે વાંચવાની શી જરૂર? બાપુની તરફ જોતાં તેમણે કહ્યું, "વાંચી જો." હરિહર બાબુ લખતા હતા,

"નમસ્કારા નિવેદનંચ,"

"આપે, સરલા સાથે સતીશચન્દ્રના વિવાહનું માગું કર્યું, પણ કલકત્તે જો તમે આ વાત કરી હોત તો, તેમાં કાંઈ વાંધો નહોતો. સતીશચન્દ્ર જેવો માણસ કોને પ્રિય ન હોય? પણ શું કરૂં? લાચાર! ગૃહિણી એમાં કોઈ પણ રીતે સંમત નથી. છોકરીને રાણી થયેલી જોવાની તેની ઇચ્છા છે.

"હાલ હું એક વિપદમાં છું. જલાલપુરના સ્વર્ગીય જમીનદાર રામરતન ચૌધરીનો પુત્ર શરત્ કુમાર અભ્યાસ માટે કલકત્તે રહેતો હતો. ગૃહિણી અને સરલા એક દિવસ સાંજે ઉમાચરણ બાબુને ઘેર ગયાં હતાં. તેઓ જ્યારે ઘરમાંથી નીકળીને ગાડીમાં બેઠાં, ત્યારે શરત્ કુમાર ચાલ્યો જતો હતો. તેણે સરલાને જોઈ અને મુગ્ધ થયો,–તે જ દિવસે શરતના દિવાને આવીને વિવાહનું માગું કર્યું. પાત્ર ધનવાન છે ખરું, પણ કુલિન નથી. ગૃહિણીની હઠ છે કે શરતની સાથે જ કન્યાનો વિવાહ કરીશ. પણ હું શું ઘડપણમાં પૈસાના લાભે કૌલિન્યરત્નનું વિસર્જન કરૂં? અને તમે પણ એ વિવાહમાં શું ધારશો? ગમે તેમ થાય, આ બાબતમાં આપ મને સલાહ આપી ઉપકૃત કરશો. અહિં સહુ કુશળ છે. ત્યાંના શુભ સમાચાર લખી નિશ્ચિન્ત કરશો. ઇતિ.

તા. ૨૪ કાર્તિક ૧૨ શ."

"ગુણમુગ્ધ,
હરિહર શર્મા."

મ્હેં કાગળ વાંચી બાપુના હાથમાં મુક્યો. બાપુએ પુછ્યું, "કેમ! શું કરવું?!"

હું હવે શું બોલી શકું? બાપુ કહેવા લાગ્યા, "પ્રયત્નમાં ખામી નથી તે છતાં જણાય છે જે,–સરલા સાથે ત્હારાં લગ્ન અસંભવિત છે. હરિહર કાગળ ગમે તેમ લખે પણ તે, જમીનદાર શરતને મુકીને આપણને કન્યા નહિ જ આપે. ત્હારી બા પણ કહે છે કે, સરલા સિવાય તું બીજા કોઈની સાથે લગ્ન કરવાનો નથી એમ ત્હેં એમને કહ્યું છે. સરલા સિવાય શું ગામમાં બીજી કન્યાઓ નથી પડી?"

હું નીચું મ્હોં રાખી બોલ્યા વિના ઉભો રહ્યો. મનમાં વિચારતો હતો કે, પૈસો શું મોટી ચીજ છે?! બાપુ આ વખતે મારી તરફ જોઇને બોલ્યા,–"કેમ બોલ!"

નિરાશાનું પણ સુખ છે, એ સુખગર્વ મ્હેં કહ્યું, "દુનિયામાં પૈસો જ મોટી ચીજછે. હું પૈસો મેળવ્યા વિના લગ્ન કરીશ નહિં."

બાપુએ કહ્યું, "ઠીક ત્યારે!"

૧૦.

ખબર મળી કે, શરત્ સાથે સરલાનાં લગ્ન થઈ ગયાં છે. મનમાં મનમાં થવા લાગ્યું કે સરલા આ લગ્નમાં રાજી હશે કે નહિં? હોવી જ જોઇએ. નહિં તો એ એકવાર પણ લખીને મ્હને તેના મનની ઇચ્છા જણાવે. તેની અસમ્મતિ હોય તો પછી હરિહર બાબુ પણ કાંઈ લગ્ન કરવા તૈયાર ન થાય. એતો એના કહેવાથી જ થયું હોવું જોઇએ. હશે. મ્હારે હવે આ વિચાર શા માટે જોઇએ?"

બપોરે જમતો હતો અને બા સામાં બેઠાં હતાં. બાએ કહ્યું, "તું હવે લગ્ન કર; જો, સરલાનાં તો લગ્ન થઈ ગયાં. હવે હું પણ ઘરમાં વહુ લાવું."

બાપુ પાસે આંસુ ખેરવતો નહિં, પણ બા પાસે આંસુ રોકી શકાયાં નહિં, ને સ્નેહમાં

૧૧.

ઘણા દિવસ થઈ ગયા છે.–આશરે દસ વરસ થયાં હશે. કૉલેજ છોડી છે અને ઍન્જીનીયર થઈ સરકારી નોકરી કરૂં છું. પૈસા મળે છે, પણ તૃપ્તી નથી મળતી.

દુઃખ ઉપર દુઃખ આવે જાય છે. જે અમૃત પ્રસવણની ધારાથી આટલા દિવસ બચ્યો હતો. તે પ્રસ્રવણ પણ સુકાઈ ગયું. સ્નેહપ્રતિમા મ્હારી બા દિવ્યધામ ચાલ્યાં ગયાં છે. બાપુ વખતે વખતે વિવાહના સંદેશા મોકલાવ્યા કરે છે,–પણ હવે એ શા સારૂ ? હું જવાબમાં લખું છું;–"હજી પણ પૈસા મેળવી શક્યો નથી."

૧૨.

ઘનઘોર વર્ષા અજસ્ર ધારાથી ધરા પ્લાવિત થાય છે–શીતલ પવન સુરભી બ્હેકાવતો ઉડે છે. વરસાદથી ભીંજેલી તરૂલતા ઉજ્વલ અને હરિત જણાય છે; દૂર વનમાં કેતકી ખીલે રેણુ પણ સુવાસ ફેલાવે છે.

હું એક પોસ્ટઑફિસના ઓટલા પર બેઠો બેઠો વરસાદનાં પાણી જોતો હતો. આકાશમાં અંધકાર હતો. પ્રકૃતિ મલિન હતી. વાયુપ્રવાહ શીતલ હતો,–જાણે પ્રકૃતિનો લાંબો નિશ્વાસ !

વરસાદનાં શાન્ત, મલિન પાણી જોતો જોતો કંટાળી ગયો. હૃદય અવસન્ન થયું. એક દૈનિકપેપર કહાડી જોવા લાગ્યો. નોટ, પેરા, તાર, કંઈ પણ ઠીક લાગ્યું નહિં. જાહેરખબરો તરફ નજર ગઈ જોતાં જ નીચેની જાહેર ખબર નજરે પડે:

"હજાર રૂપિયા ઈનામ !"

"જલાલપુરના સુપ્રસિદ્ધ જમીનદાર શ્રીયુત્ બાબુ શરતકુમાર ચૌધરીનાં સહધર્મિણીએ કલકત્તેથી જલાલપુર આવવાને રસ્તે, એક સોને મઢેલો "વાઘનખ" ખોયો છે. જે કોઈ એ વાઘનખ અમારી પાસે રજુ કરશે, તેને એક હજાર રૂપીઆ ઈનામ આપવામાં આવશે."

વાઘનખની કિમ્મત રૂ. ૧૦,૧૫) થી વધારેની નહિં હોય,—જો કોઇને મળ્યો હોય, તો તેણે આપી જવાથી તેને ઉપર લખેલું ઈનામ મળશે. વાઘનખ ઉપરના સોનાના પતરા ઉપર, S. C. M. એ ત્રણ ઈંગ્રેજી અક્ષરો કોતરેલા છે.

શ્રી કામેશ્વર રાય—દિવાન જલાલપુર."

મ્હારૂં નામ સતીશચન્દ્ર મજમુંદાર છે. વાઘનખની ખોળી ઉપરના ત્રણ અક્ષરો મ્હેં જ કોતરાવ્યા હતા. કોણ જાણે કેમ, મ્હારી આંખમાંથી આસું ખર્યાં અને પેપર પર પડ્યાં.

* * * *

એ વખતે દરેક ઑવરસીયરો તે તરફ આવ્યા હતા.—તેઓ મ્હારી આંખના પાણી જોઈ ગયા તો નહિં હોય ? *

બકુલ.

---

* બંગાળી ઉપરથી.

# વિદ્યાકળા.

## જેપેનની સ્ત્રીઓની પાઠશાળા.

## JAPAN WOMEN'S UNIVERSITY.

ઇંગ્રેજી ઉપરથી.

(સ્ત્રીલેખ.)

સ્ત્રીઓને ઉંચા પ્રકારની કેળવણી આપવી અગત્ય છે એ વાત સર્વે માન્ય થઈ ગઈ છે. માત્ર મતભેદ કેળવણીની પદ્ધતિમાં છે. આજકાલ જેપેનમાં સ્ત્રીઓ તથા પુરૂષમાં કેળવણીનો પ્રચાર દિનપ્રાતદિન વધતો જાય છે તો ત્યાં ચાલતી સ્ત્રીઓની પાઠશાળાની હકીકત વ્યર્થ નહિં ગણાય એવી આશા છે.

જેપેનની સ્ત્રીઓની પાઠશાળા ત્યાંની રાજ્યધાનીનું ધામ ટોકીઓ છે તેમાં આવેલી છે તેનું નામ 'નિપોતજોશી ડાઇગેકો' છે. આ સ્થાને બાળાઓ અને યુવતિઓ સર્વે શિક્ષણ લે છે.

આ મહાન વિદ્યાલયનું માત્ર એકવાર દર્શન કર્યું હોય તો તેની છાપ જીવનપર્યંત રહેશે.

શહેરની ગીરદીથી ત્રણેક માઇલને અંતરે આ મકાન આવેલું છે.

દરવાજામાં પેસતાં જમણી અને ડાબી બન્ને બાજુએ શાળાનાં મકાન છે. મકાન ઘણાં ઉંચાં પણ નથી તેમ ઘણાં મોટાં પણ નથી. ચોકમાં ચારે તરફ ફરતાં છૂટક છૂટક સ્વચ્છ મકાનો છે. ચોકમાં જવા આવવાના રસ્તા મજબુત અને સ્વચ્છ છે. રસ્તાની બન્ને બાજુએ સુવાસિત વૃક્ષની ઘટા છે. થોડેક અંતરે ડાંગેરનાં રમણીય ખેતરો નજરે પડે છે. બાળાઓના મધૂરા સંગીત અને વાજીંત્રના સ્વર કાનને આનન્દ આપે છે. આગળ ચાલતાં સુશીલ, લાવણ્યવાળી, નાજુક જેપેની સુન્દરીઓ રંગબેરંગી પોષાક પહેરેલી નજરે પડે છે. સર્વેનો પહેરવેશ એક તરેહનો હોતો નથી. કેટલીક શુદ્ધ જેપેનીઝ પોષાકમાં સજ્જ થએલી હોય છે અને કેટલી એ કે અર્ધો ઇંગ્લીશ, અને અર્ધો જેપેનીઝ એવો મિશ્રિત પોષાક પહેરેલો હોય છે. માથા પર ટોપી હોતી નથી. પરંતુ વિવિધ પ્રકારે કેશની રચના કરેલી હોય છે અને તેના ઉપર રંગબેરંગી 'રીબનો' બાંધેલી હોય છે.

શુદ્ધ જેપેનીઝ પહેરવેશ હોય કે અર્ધ મિશ્રિત હોય પરંતુ ચિત્રવિચિત્ર રંગને લીધે જેપેનીઝ બાળાઓ સુશોભિત અને સોહામણી લાગે છે.

આ ગૃહમાં દરેક ઓરડામાં, ચોકમાં, સર્વત્ર આનંદી ચહેરા નજરે પડે છે. કોઇ રસોઇ શાળામાં, તો કોઇ કસરતશાળામાં, કોઇ બગીચામાં તો કોઇ સંગીતશાળામાં એમ આવજાવ ચાલ્યા જ કરે તો વળી કોઇ કાંઇ રમત ગમતમાં જ ગુંથાએલી માલૂમ પડે છે.

એકવાર દૃષ્ટી કર્યાથી જ આવો રમણીય દેખાવ નજરે પડે છે. આ સ્થાન સદા ઉત્સાહ અને ઉલ્લાસ પૂર્ણ જ રહેતું હશે એમ સ્વાભાવિક લાગણી થાય છે.

આપણા દેશમાં 'જેપેન સ્ત્રી વિદ્યાલય' જેવી બીજી એકે સંસ્થા નથી; અને આખી દુનીઆમાં એના જેવી શિક્ષણ પદ્ધતિ બીજે કોઇ ઠેકાણે નથી.

બાળાઓનાં કોમળ મગજ ઉપર કોઇ પણ પ્રકારનો વ્યર્થ ભાર નાંખવામાં આવતો નથી. ભવિષ્યના જીવનમાં જે જે વિષય ઉપયોગમાં આવે એવા હોય તેવા જ વિષય શીખવવામાં આવે છે.

બહારના ઉપલક ભપકા તરફ જરા લક્ષ અપાતું નથી. કાંઇ પણ પ્રકારે વિષય ઉપયોગી હોય તો તે સંપૂર્ણ રીતે શીખવાય છે

યુરોપ અને અમેરિકામાં જે શિક્ષણ ક્રમ ચાલે છે તેના કરતાં આ પાઠશાળામાં કાંઇ જુદીજ પદ્ધતિથી શિક્ષણ અપાય છે. તેમની કેળવણી, તેમની શુદ્ધતા માત્ર બહાર ભપકો દેખાડવાની નથી હોતી.

પ્રથમ જોઇશું તો શાળાનું સ્થાન ઘણું યોગ્ય છે. શહેરની વ્યવહારિક કોલાહલ અને ગરબડથી ઘણે દૂર છે. અને જગ્યા ઘણીજ શાંત અને રમણીય છે. શાળાની અંદર વસનારાંઓને ( boarders ) સ્વચ્છ અને તાજી હવામાં રહેવાનો અને સૃષ્ટિ સૌંદર્ય જોવાનો પુષ્કળ લાભ મળે છે; અને શહેરમાં રહેતા વિદ્યાર્થીઓને આવા રમણીય સ્થાનમાં જવા આવવાથી ફાયદો થાય છે.

શાળાની આસપાસ વિશાળ ખુલ્લા મેદાન અને ખેતરો છે. તેમાં શાળાના અધિકારીઓ તરફથી ફળ, ફુલ, શાક, ભાજી વગેરેની વાડીઓ કરવામાં આવી છે. દરેક વિદ્યાર્થીને એકેકો શાકનો તથા ફળ ફુલનો ક્યારો સોંપવામાં આવે છે; અને તેની સર્વ દેખરેખ તેનેજ શીર રાખવામાં આવે છે. આ વાડીઓમાં ઘણાં સુંદર ફુલ ફળ અને શાક ભાજી નીપજે છે. ફુલના સુંદર હાર, કલગી, ને તોરણ કરવાં એ સ્ત્રીઓને માટે ઘણી અગત્યની કળા ગણાય છે. એ કળામાં જ્યાં સુધી નિપુણતા ના મેળવી હોય ત્યાં સુધી તેની કેળવણી સંપૂર્ણ થઈ કહેવાય નહિં. શાળામાં આ કળા શીખવાય છે. તે શીખવવાને કાંઈ પુસ્તક હોતા નથી. પરંતુ વાડીઓમાં જઇનેજ ખરેખરાં ફુલથી પ્રત્યક્ષ પ્રયોગ બતાવીને શીખવાય છે. આ શાળાને સ્થપાએ કાંઈ ઘણો વખત થયો નથી. તેનો સ્થાપનાર મિ. નેરૂઝ નામનો માણસ યુરોપ, અમેરિકા, બધે જઇ આવેલો, અને ત્યાંની બધી કન્યાશાળાઓ અને કોલેજોની પદ્ધતિ જોયા પછી પોતાના દેશને યોગ્ય કેળવણીની યોજના કરી છે.

શાળાને સ્થપાયે માત્ર સાતજ વર્ષ થયાં છે. સર્વ રીતે એ સંસ્થા ખાનગી માલકીની છે. લોકો ઘણીવાર મોટી મોટી રકમો તેના નિર્વાહાર્થે બક્ષિસ આપે છે. ત્યાંનાં રાણી આ સંસ્થાના હિત માટે ઘણી ખંત રાખે છે, અને પોતાના ખાનગી ખજાનામાંથી ઘણી સારી બક્ષિસ આપેલી છે. ત્યાંના રાજ્ય તરફથી ખર્ચને કાંઈ રકમ મળતી નથી.

શ્રી ક્ષેત્રી જ આવે । ને જે બાબત જાણવાનો પ્રસંગ પડે તે સર્વ અહીં શીખવાય છે. ગાયો,
જ રહેવું હશે પ્રાણીઓને ઉછેરવાં, પાળવાં એ સર્વ શીખવાય છે. દૂધની દુકાનો પણ ત્યાંજ
ત્યાં વિદ્યાર્થીઓ જ દૂધ દુહે છે ને સ્વચ્છ તાજું ઘણી જ કાળજીથી ગરમ
જાતે જ વેચે છે.

પોની બાળાઓના હાથની રાંધેલી સ્વાદિષ્ટ રસોઈથી વીશીઓ પણ અંદર ચાલે છે.

અંગ કસરત તરફ પણ યોગ્ય લક્ષ અપાય છે. બાળાઓ વાજીંત્ર સાથે ઘણી સુંદર કવાયત ( drill ) કરે છે. મગદળીઆ, પખા, કડીઓ, લાકડીઓ, પંટડીઓ, દડા ને દીચકા સર્વની રમતો કરાવે છે. તેની સાથે સંગીત પણ આનંદજનક અને ઉલ્લાસ ભરેલું હોય છે.

કસરતના બધા પ્રયોગ ઘણા મનોહર હોય છે, ને બાળાઓ ઘણીજ હોંસથી તે કરે છે.

આ ઉપરાંત ટેનીસ, દોડવાનું, પકડવાનું વિગેરે ખુલ્લી હવાની કસરતો પણ રાખેલી છે.

રસોઇ શિક્ષણમાં ઘણી જ કાળજી અપાય છે.

શાળામાં એક મોટું સ્વચ્છ હવા અજવાળાવાળું રસોડું રાખવામાં આવ્યું છે. ને ત્યાં સાયન્સની નવી શોધોને અનુસરતાં સર્વ સાધનો રાખેલાં છે. તેની દેખરેખ આ બાબતમાં જે ઘણા પ્રવીણ હોય છે તેવાંને જ સોંપેલી છે. તેઓ જેપેનીઝ અને યુરોપી બન્ને રીતની રસોઇ કરતાં ઘણી સારી રીતે શીખવે છે. અને તેથી બાળાઓ ઉત્તમ પ્રકારની રસોઈ બનાવી શકે છે.

નીચેના વિષયો ત્યાંના શિક્ષણ ક્રમમાં રાખેલા છે.

૧. નીતિશાસ્ત્ર, વ્યાવહારિક અને ઉપપત્તિ પ્રમાણે.–
Ethics, theoretical અને Practical.

૨. કૌટુંબિક કેળવણી. Family Education.

૩. બાલ અધ્યયન અને બાલ મનોરંજક વાર્તાઓનું અધ્યયન. Child Study Studyof Fairy Tales.

૪. ગદ્ય અને કવિતા. Prose and Poetry.

૫. વ્યાકરણ Grammar.

૬. યુરોપની કળાઓનો ઇતિહાસ. History of European Fine arts.

૭. પશ્ચિમાત્ય પ્રજાઓનો ઇતિહાસ. History of the Western Nations.

આટલા વિષય સર્વને અવશ્ય શીખવા જોઇએ cumpulsory છે.

નીચેના વિષયો ઐચ્છિક ( Voluntary ) છે.

ચીનની ભાષાઓ, ગૃહ વિજ્ઞાન અને કળા, અર્થ શાસ્ત્ર, કાયદા, શિક્ષણ શાસ્ત્ર, સંગીત, અને ચિત્ર કામ શીવણકામ વિવેક વિચાર સર્વ ઘણી કાળજીથી અહીં શીખવાય છે. સારી રીતે અતિથિની સેવા કરવી એ તો મુખ્ય કેળવણી ગણાય છે.

આ કન્યાશાળામાં પંદરસો વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. કીંડરગાર્ટન અને પ્રાથમિક શિક્ષણથી જ ત્યાં શરૂઆત છે; અને ઉચ્ચાં ધોરણો સુધી શીખવાય છે. શાળાને સ્થપાએ સાત વર્ષ થયાં છે એટલામાં ત્રણસો ને સીત્તેર (૩૭૦) કન્યાઓએ ગ્રેજ્યુએટ થઇને સંપૂર્ણ અભ્યાસ કર્યો છે. તેમાંની કેટલીક તો હજી બીજા વિષયોનું શિક્ષણ ત્યાં રહીને લે છે.

સો, સવાસો તો ત્યાં શિક્ષકો. પ્રોફેસરો, સ્યુપ્રીન્ટેન્ડેન્ટ વિગેરે છે. આ સર્વેની પસંદગી કરવામાં ઘણું જ ડહાપણ વાપરવું પડે છે. સ્ત્રી શિક્ષકોની સંખ્યા પુરૂષ શિક્ષક કરતાં હાલ તો ઓછી છે. પણ ધીમે ધીમે વધશે એમ આશા રખાય છે.

શાળામાં વસતી છોકરીઓ (boarders) ના ઓરડા ઘણાજ સ્વચ્છ રાખવામાં આવે છે. મકાનમાં કે મકાનની આસપાસ જરા પણ કચરો રહેવા દેવાય નહિ.

ત્યાંનો એક નિયમ છે કે-"દરેક જણે જાત મહેનતથી પોતાનામાં અને આસપાસના લોકોમાં સુધારો કરવાનો પ્રયત્ન કરવો તેમજ સંપ અને ભગિની ભાવ વધારવો જોઇએ. અને સર્વે એક જ કુટુંબનાં છીએ એમ માનવું જોઇએ. દરેક કામ નિયમસર, ઉત્સાહપૂર્વક અને તેની સાથે રસિકતાથી કરવું જોઇએ."

પીઆનો, ઓર્ગન વિગેરે વાજીંત્ર યોગ્ય સ્થાને સંખ્યાબંધ રાખવામાં આવે છે.

શાળામાં લાયબ્રેરી પણ ઘણી સારી છે. દિન પ્રતિદિન તેમાં પુસ્તકો વધતાં જાય છે.

સોળથી વીસ વર્ષ સુધીમાં જેપેનીઝ છોકરીઓનાં લગ્ન કરવામાં આવે છે. પણ જેમ જેમ ઉચ્ચી કેળવણીનો પ્રચાર વધતો જાય છે, તેમ તેમ લગ્નની વય પણ વધતી જાય છે. કેળવણી લેવા છતાં છોકરીઓ લગ્નને માટે કાંઇ વાંધો લેતી નથી. પાઠશાળામાંથી થએલી પાસ થએલી ઘણી છોકરીઓ ગૃહસ્થાશ્રમમાં જોડાઇ છે. કેળવણીને લીધે વિચાર ઉદાત્ત થાય છે, પણ તેથી લગ્નને કાંઇ પ્રતિબંધ થતો નથી. પાસ થએલી બાળાઓમાંથી કોઈ ન્યુસપેપરપર ચલાવવાનું કામ કરે છે. કોઇ શિક્ષકનો ધંધો કરે છે પણ વધારે ભાગ તો ગૃહસ્થાશ્રમ જ પસંદ કરે છે.

સૌ. શારદા.

# વિવિધ વિહાર.

## આપણી સ્ત્રીઓની સ્થિતિ સુધારવાના

### કેટલાક ઉપાય.

### (સ્ત્રિ લેખ.)

૧. ન્હાનપણમાંથીજ બાલીકાઓને કેળવાયેલી અને વ્યવહાર કુશળ માતાના હાથ નીચે ઉછેરવી જોઇએ ને તાલીમ અપાવવી જોઇએ. કારણ કે કોઇ પણ દેશનો, કોઇ પણ રાજ્યનો, અને કોઈ પણ પ્રજાના ઉદયનો આધાર વાસ્તવિક રીતે નિહાળતાં બાલકને જન્મ આપનાર અને ઉછેરનાર માતા પરજ રહેલો હોય છે. જે દેશમાં કુશળ માતાઓ હોય છે, તે દેશનાં બાલકો વિદ્વાન પરાક્રમીને યશસ્વી નીવડે છે. આપણી સ્ત્રીઓની સ્થિતી સુધારવી હોય તો ન્હાનપણમાંથીજ તેને કુશળ માતના હાથમાં સોંપો, અને પછી જુઓ કે આર્ય દેવાંગનાઓ પોતાની સ્થિતિ કેટલી સુધારી શકે છે? ગૃહ મંદીરને કેવું સુખનું સાધન બનાવી શકે છે! કેટલું ગૌરવ બતાવે છે? અને પોતાના કુદરતી મદ્‌ગુણો કેટલા પ્રકાશમાં લાવી મૂકે છે? અને અતિ ટુંક મુદતમાંજ સ્ત્રીઓની સ્થિતિ અને આપણો પ્રિય આર્યાવર્ત કેવા ઉત્તમ રૂપમાં બદલાઇ જાય છે? આપણી સ્ત્રીઓની સ્થિતિ ન સુધરવાનું એક કારણ લાયકાત વિનાની માતાઓ છે. બાળલગ્નના વખોડવા યોગ્ય રીવાજે વયમાં આવ્યા પહેલાંજ બાળાઓ ગર્ભ ધારણ કરે છે. ઉછરતી વયની મુગ્ધાઓ પ્રેમાળ પતિવ્રતા થઇ શકે, પણ વયના અપરિપકવપણાને લઇને બાલકના રક્ષણ શિક્ષણ જેવા મહાન વિષયમાં તેમની બુદ્ધિ ચાલી શકે નહિ. તેમાં તો પુખ્ત વયની અબળાઓજ સારો વિજય મેળવી શકે. સારી-યોગ્ય માતા ભવિષ્યની પ્રજાની ખરી આશા અને દેશની પ્રતિષ્ટા છે. માતાપિતાની છાંયા કુદરતી રીતેજ સ્વબાલકપર પડે છે, અને તેમાં ઘણું કરીને વધારે ભાગ સ્વમાતાનોજ હોય છે કારણ કે સાધારણ રીતે બાલકોને કેળવવાનું અને તેમાં પણ કન્યાઓને કેળવવાનું કામ માતા વધારે સહેલાઈ અને સરળતાથી પાર પાડી શકે છે. કેમકે સ્ત્રી જાતીની કોમળતા, કલ્પના સ્નેહીપણું, રસીકતા અને માર્મીકતા વગેરે કુદરતી શક્તિઓની દ્હેરો પુત્રીના હૃદયમાં બાલ્યકાળથીજ વજ્રલેપન થઇ જાય છે. ગૃહમંદીરમાં માતા સર્વેના હૃદય અને ચક્ષુનું પોતાના પ્રતિ આકર્ષણ કરનારી છે. તેનું અનુકરણ પ્રતિક્ષણ ન જણાય એવી રીતે યથાજ કરે છે. હમેશાં કહેવા કરતાં કરી બનાવવાની અસર મનુષ્ય ઉપર, અને તેમાં પણ વિશેષે કરીને કોમળ હૃદયના બાલકપર સત્વર થાય છે. ઉપદેશ કરતાં કરી બતાવવાથી વધારે શ્રદ્ધા પેદા કરી શકાય છે. બાલકમાં ઉપદેશ સમજવાનું સામર્થ મોડું આવે છે, પણ પ્રત્યક્ષ આચારથી શીખવાની શક્તી તો તેનામાં બાલ્યકાલથીજ હોય છે. જ્યારે બીજી શિક્ષણશાળાઓ બંધ હોય છે, ત્યારે પણ કુશળ માતાઓ ન્હાતાં, જમતાં, ઉઠતાં, બેસતાં, શીયાળાની સઘડી વખતે, ઉનાળાની ખુશનુમા ચાંદની વખતે અને ચોમાસાની મેઘલી

રાત્રીએ પણ પોતાની સંસાર શાળા યોગ્ય ઉત્સાહથી જાણ્યે કે અજાણ્યે ચલાવ્યેજ જાય છે: અને તેમાં ઉપયોગી શિક્ષણ આપ્યેજ જાય છે. કોઇ ધારે કે કન્યાઓને ઉત્તમ શિક્ષણ આપીએ તો બસ છે. તેમાં ઉત્તમ માતાની શી જરૂર છે ? શું અભણ માતાના સંતાનો વિદ્વાન નથી થતાં ? આપણે કબુલ કરીશું કે હા થાય છે પરતુ તે સંતાનોમા કાંતો, સંસ્કારજન્ય બુદ્ધિનો પ્રવાહ વિશેષ હોય છે, અને કાંતો બીજી વ્યવહારીક સારી અનુકુળતા હોય છે. તો પણ અભણ, અજ્ઞાન માતાનાં સંતાનો જેટલાં ઉન્નત થઈ ઉચ્ચ જીવનમાં પ્રવેશ કરી શકે છે, તેનાં તેજ સતાનો જો વિદુષી અને યોગ્ય માતાના હાથ નીચે ઉછર્યાં હોય તો વિશેષ ઉન્નત થઇ શકે, અને ઘણે દરજ્જે વધારે સારાં કાર્યો પાર પાડી શકે; એમ તો સર્વ કોઇ વિચારશીલ મનુષ્ય કબુલ કરશે. આપણાં પ્રાચિન પુસ્તમાં પણ કહ્યું છે કે—

"नास्ति वेदांतपरं शास्त्रं नास्ति मातृसमो गुरुः" તેમજ વળી—

"गुरुणा चैव सर्वेषां माताहि परमो गुरु."

અનુકરણ કરવાને ગુણ કુદરતી રીતેજ બાલકોમા વધારે રહેલો હોય છે. રમતમા પણ કુમારિકાઓ ઘણું કરીને સ્વમાતાનુંજ અનુકરણ કરે છે. દક્ષિણી કુમારીકા પોતાની પુતળીને દક્ષિણી પોષાકમાં સજ્જ કરે છે, ત્યારે ગુજરાતી કુમારીકા ગુજરાતી પોષાકથી શણગારે છે. મતલબ કે સર્વ રીતે પુત્રી ન્હાનપણથીજ માતાનું અનુકરણ કરે છે, તે રીતે લાયક માતાની પુત્રી હમેશાં લાયકજ બને છે એક પશ્ચિમ દેશનો વિદ્વાન કહે છે કે "બાલક અઢાર માસની ઉમરમા શીખે છે એટલું આખી જીંદગીમાં શીખી શકતું નથી" આવા ઉપયોગી અઢાર માસ, અમુલ્ય બાળપણનો સમય બાલાઓ પોતાની માતા પાસેજ ગાળે છે. સાત આઠની વયે કન્યાઓ ચાર પાચ કલાક શાળાઓમાં જાય છે, તો પણ બાકીના ૨૦-૧૯ કલાક તેમને ઘણું કરીને માતાના સહવાસમાંજ ગાળવાના હોય છે. આજ સુધીમા જે જે મહાન સ્ત્રી પુરૂષ પકાય છે, તેમને સદ્ગુણોનો વારસો ઘણું કરીને સ્વમાતા તરફથીજ મળેલો જણાયો છે. અજ્ઞાન માતા બાલકોને ઇશ્વર વિષે જ્ઞાન આપી શકતી નથી, ઉમદા ગુણોનો બોધ આપી શકતી નથી, યોગ્ય રીતે ઉછેરી શકતી નથી, પુત્રના પરદેશ ગમન અને પુત્રીના વિદ્યા વિલાસ સામે અયોગ્ય જબર જસ્તી વાપરે છે. પુત્ર પુત્રીમાં ખોટો ભેદ રાખે છે અને પુત્રીઓ શિક્ષણનાં સાધનો પુરાં પાડતી નથી. યોગ્ય માતાના હાથમાં ઉછરવાથી આપણાં બાળકો તંદુરસ્ત, બળવાન, શુરા, આગ્રહી, નિતિવાન, સદાચરણી, ઉત્સાહી અને વિદ્વાન તથા બુદ્ધિવાન થાય છે. માટે ન્હાનપણથીજ બાલીકાઓને યોગ્ય માતાના હાથ નીચે સોંપવી.

લી૦ બ્હેન "વિ"

---

# હિંદુગૃહ સંસાર.

૨

"પ્રિય બન્ધુઓ.

પેલા આપણા પ્રિય મિત્ર માધવ ના અકાલ મૃત્યુના અસંત દુઃખકર સમાચાર સાંભળ્યા હશે. તે દાક્તરના અસંત સુશીલ ને પરોપકારી સ્વભાવને લીધે આખા ગામમાં શોક વ્યાપી રહ્યો છે તે જેવો પોતાના ધંધામાં પ્રવીણ હતો, તેવોજ તે સંસારિક રીતિ રીવાજમાં સુધારો કરવામાં આગળ પડતો ભાગ લેતો હતો. જ્યારે તે મરણની અણીપર હતો ત્યારે હું તેને જોવા ગયો હતો. તેની નાની ઉમ્મરની સ્ત્રી તથા તેનો બે વર્ષનો વીનોદ તેની પથારીમાં પાસે બેઠેલાં હતાં. માધવ અસંત અશક્ત હોવાથી તેનાથી બહુ બોલાયું નહિ, પણ છેવટમાં મારા ઉપર તેને બહુ વિશ્વાસ હોવાથી તેનાં બાઇડી છોકરાંને મને સોંપીને કહ્યું "ભાઇ, આ બિચારીની ખબર રાખજે. વિનોદને ભણાવજે; ને તેના મોટા થતા સુધી માલમિલકત સંભાળી દેખરેખ રાખજે. હવે મારો જીવ શાંત થયો. હવે હું જાઇશ." એટલું કહેતાં ડોક નાંખી દીધી. રડારોળ થઇ રહી. પણ ઇશ્વર કૃપાથી સુકીર્તિ બેન સમજુ છે ને જાણે છે કે રડયે કુટયે પણ તે પાછા આવવાના નથી. તો પણ હજીય કોઇ કોઇવાર વિનોદને ખોળામાં લઇ તેને આંસુથી નવરાવી દે છે.

આજ તેને મુએ પંદરેક દિવસ થયાથી મારા વચન પ્રમાણે બેન સુકીર્તિની રજા લઇ તેની દુકાન વગેરે સંભાળવા ગયો હતો. દવા, દારૂ, શીશીયો, શીસાઓ, હથીયારો, યન્ત્રો, ચોપડીયો, ટેબલો, ખુરશીયો, કબાટો, બેન્ચો ઇત્યાદિ સર્વની યોગ્ય રીતે યાદી કરી. ને હવે મારો વિચાર તો એવો થાય છે કે વિનોદ મોટો થાય ને દાક્તરનો ધંધો કરે ત્યાં સુધી આ બધું રાખવું તેના કરતાં કોઈ દાક્તર કે વૈદને બધું કંઇકુંવેચી દઇયે તો સારું.

આ શોધ ખોળ કરતાં તેના ખાનગી ટેબલના એક ખાનામાંથી મને બે મોટી નોટ મળી. આ શાની છે તે જોતાં માલુમ પડયું કે એકમાં દાક્તર પોતાની પાસે આવેલા ઉપયોગી કેસોની બીના ટુંકામાં લખી લેતા. પોતાના ધંધામાં નિપુણતા મેળવવા તેમણે આ નોટ રાખેલી હશે. બીજી નોટમાં પોતાના કોઈ કોઈ એવા કેસોપરથી સાંસારિક રૂઢીપર વખતો વખત આવતા વિચારો ટાંકી રાખેલા હતા. આમાંના કેટલાક ભાગ વાંચતાં મને એમ લાગ્યું કે જો આ જન સમુદાયમાં વિશેષ પ્રસરે તો વિશેષ લાભ થાય એમ છે. તે પરથી તેમાંના કેટલાક ફકરા ઉતારી તમારી તરફ મોકલું છું. આ વિના તમારા વાંચકોને જ્ઞાન ને આનન્દ આપવાનું મારી પાસે હાલમાં બીજું કાંઇ નથી.

"બાઇ. વર્ષ ૧૬. ૭ મહીનાનું છોકરું પેહેલા ખોળાનું. દૂધ આવતું નથી. ગાયના દૂધમાં બમણું પાણી ભેળી ગરમ કરી એક ભાગ પાણી બળી જાય ત્યારે પતાસું નાંખી પીવાનું કર્યું. જુઓ કલિયુગ! અસલના વારામાં મોટા પણ છોકરાને ઘણા વર્ષના વિયોગ પછી એકાએક જોઇ મા ઉમ્મરે બહુ મોટી હોવા છતાં, પ્રીતિ ઉભરાતાં દૂધની ધાર વહેતી. દાખલો મહાભારતમાં કુન્તી માતાનો. મેં પણ એવા ઘણા જોયા છે. પણ હવે નાનાં ધા.

વળી પોતાનાં છોકરાં માટે માને દૂધ આવે નહિ ! આ શું બતાવે છે? માનું હેત અસલમાં કેવું હશે ! જો જે પ્રેમ સર્વમાં શ્રેષ્ઠ ગણાતો તે હાલમાં આવી સ્થિતિમાં છે તો બીજી જાતના પ્રેમનું કહેવું શું ? દવા માટે નોટ નં. ૧ પાનું ૭ કેસ નં. ૫૫.

"છોકરી વર્ષ ૧૨. ધંધો ઘર કામનો. વરની ઉમ્મર વર્ષ ૧૩. પેહેલું આણું. વર ભૂગોળ સુધી ભણેલો છે. પોતાના સોબતીની શીખામણથી પેહેલેજ દિવસે બિચારી વહુનાપર રોફ બેસાડવા ગુસ્સે થઇ જરાકમાં નેતરની સોટી વાપરેલી. તેના સોળથી પીડાતી બિચારી વહુ. આવા અભણ, કાચી ઉમ્મરના, ચડાઉ, નઠારી સોબતવાળા છોકરાને છોકરી દીધાનું ફળ! પેહેલેજ દહાડેથી આવો ફજેતી, આવો જુલમ, તો તેનું આખું જીવન કેમ જવાનું ? આવા વરમાં કન્યાના માબાપે શું દીઠું હશે કે તે વરાઇ જતો હતો તે ઉતાવળ કરી બિચારી દીકરીનો જન્મારો બાળ્યો!"

"વીઝીટ. બાઇ વર્ષ ૧૮. ધંધો ખાવાનો ને બેસી રહેવાનો. બાળક વર્ષ એકનું. મહીનો છઠ્ઠો જાય છે. અતિશય અશક્તિ. સાસરે ને પીયર બંને ઠેકાણે બહુ પૈસો, ને ઘણાં નોકરો, રસોઈ કરનાર રસોઇયા, ને હિસાબ રાખનાર ગુમાસ્તા. પોતાના બાપને એકની એક છોકરી, ને સાસરે એકના એક છોકરાની વહુ. હરવા ફરવા ગાડીયો ને શીગરામો. દિવસમાં કેટલું ચલાય છે તે માપવાનું યંત્ર તથા નાનું ઘડીયાળ પોતાના બાજુબંધમાં તે રાત દિવસ રાખતી, ને એક નકશાપર રોજ કેટલું ફરવાનું થાય છે તે લખી રાખતી, તે તેણે મને પેહેલાં હું તેને ત્યાં ગયેલો ત્યારે મને બતાવેલું. સરાસરી સારા દિવસોમાં તે વધારેમાં વધારે સો પગલાં ચાલતી. ખાવાનું ખરૂં, ફરવાનું નહિ; મોટાઇ ઘણી, ને નાજુકાઈ વિશેષ. તેથી અશક્તિ વધી, ને પછી મોટાના ઘરમાં તો જાણે છોકરો. ઉપરાઉપરી દાક્તરો ને વૈદો; દહાડામાં ત્રણ ત્રણ દાક્તરો ને છ છ દવાઓ બદલાય આમ તે ટકી લાગતી હશે ! દવા કરવા ના પાડીઃ ને થોડેથી માંડી ધીમે ધીમે વધારે ફરવાની સલાહ આપી, તથા શરીર સારૂં થાય ત્યારે બે ત્રણ માઇલ હીંડતાં ફરવા જવાની અથવા બશેર પાંચશેર રોજ દળવાની કસરતથીજ શરીર સારૂં રહેશે નહિ તો કેસ કથલશે એમ કહી પાછો આવ્યો. માને ન માને એમની મરજી. લોકો હાથે કરી મોત માગી લે છે, ને મોટાઈમાં તણાઈ ઘરકામ કરતાં, અથવા ફરવા જતાં ને કસરત કરતાં તેમને શરમ આવે છે. તેઓ નીચાં બાપનાં થઇ જાય છે.

"સલાહ. યુવક વર્ષ ૨૨. ધંધો કોલેજમાં ભણવાનો. પાંચ દીકરાનો બાપ. બાઇડીનું શરીર અત્યંત તવાઇ જવાથી છેલી સુવાવડ વખતે દાક્તરે ચેતવણી આપેલી કે તે હવે સુવાવડ ભાગ્યે જીરવી શકે. દરદીની દાદ-મન વશ રહી શકતું નથી; ને કદાચ વળી દિવસ રહે ત્યારે પૂરા ભોગ. આટ શું કરવાથી ભય વગર યથેચ્છ સુખ મળે ) યોગ્ય સૂચના, મો મન ઠંડુ રહે માટે દવા નોટ. નં. ૧ પાનું ૨૯. કેસ નં. ૨૦૩. હવે જુઓ! અસલના મનના પર અંકુશવાળા લોકો ક્યાં, ને કામોદીપન ચૂર્ણો, તથા ગોળીઓ, વીર્યવર્ધક ઔષધીયો વાપરનાર; ખોટ છેદે પડેલ, મનના નબળા, ને મનોવિકારનેજ વશ પશુવત્ જ્ઞાનવાળા હાલના લોક ક્યાં ? ધર્મ બુદ્ધિથી સંતાન ઉત્પન્ન કરવાની તો

વાત કોરણે રઢી, પણ વિષયોપભોગ ખાતરજ મરીમશાલા પાક વગેરે ખાઈ છોકરાં ન થાય ને નિશ્ચિંત રહેવાય માટે દાક્તરોને ફી આપનાર હૈયાફુટા લોક જુઓ ! માત્ર આપણાજ ઉપભોગ ખાતરજ ઇશ્વરે આપણને અંગો આપ્યાં છે એવું આપણા લોકોએ પણ શીખવા માંડયું છે. કેવું પશુવત્ ! અરે ! તેથી પણ અધમ જીવન ! અને રોગ મટાડવાનો ધંધો મૂકી દઈ આવા વિષયોપભોગને ઉત્તેજન આપવા ખાતર તેવીજ દવાઓ બનાવી વેચી રોગ વધારવાનો ધંધો કરનારા વૈદ્યોને દાક્તરો પણ કેટલા બધા છે ! ધિક્કાર છે તેમને !

\+ + + +

"ગાડીમાં બેસી ફરવા જતાં, રસ્તામાં પડેલ દારૂથી બેભાન કોઇ ઊંચી નાતનો ૨૫ વર્ષનો યુવાન. ગાડીમાં નાંખી તેને ઘેર લઇ ગયો. તેની બાઇડી બિચારી મને દેખી લજવાઇ ગઇ. મારા મિત્રની તે દીકરી થાય. ઠંડુ પાણી માથે રેડી કેફ ઉતારી. જુઓ બિચારી છોકરીની દશા ! આનો વર નાનપણથીજ ઠીકઠીક પંકાતો હતો. પણ આમં ઉઘાડે-છોક નહિ. ને વિના બીજો વર ખપતો નહિ હોવાથી હાથમાં દીવો લઇ માબાપ કુવામાં પડેલાં. હવે તો ઘણાય રડે છે, અકળાય છે, પણ કરે શું ? ધન્ય આપણી રૂઢી દેવીને ! ને ધન્ય છે આપણા જેવા તેના અંધ પૂજકોને !

\+ + + +

"બાઇ વર્ષ ૨૫. વિધવા થયે વર્ષ સાત. ચાર મહીના થયેલા ગર્ભ પાડવા ઓસડ માગવા આવેલી. દક્ષિણમાં અનાથાશ્રમમાં જવા સલાહ આપી ને દવા આપી જીવહિંસા કરવા ના પાડી. આ તેનો આવો ત્રીજીવારનો પ્રયત્ન. વિધવાઓનો તો એક મોટો સવાલ છે. ને જ્યાં સુધી કાંતો તેમને પુનર્લગ્ન નહિ કરવાદે, અથવા તો તેમનો વખત સારી ફાયદાકારી રીતે ગાળવા મોટી સારી સંસ્થાઓ સ્થાપી પરોપકારી કામમાં પરોવવામાં નહિ આવે ત્યાં સુધી આવા કેસો થવાના, થવાના ને થવાના. વિશેષે ધાર્મિક ને નૈતિક કેળવણીના અભાવે ને ખોટા સુધારો તથા સ્વતંત્રતાના વિચાર દાખલ થવાથી વધવાના.

\+ + + +

"બાઈ વર્ષ ૧૭. ધંધો નોવેલો વાંચવાનો. નાતે નાગર. વરની ઉમ્મર વર્ષ ૨૫. મુનસફની કચેરીમાં રૂ. ૧૫ માં કારકુન. ઘર ગરીબ, પણ મૂળ નાજુક, ને નાતે નાગર, તેથી કામ કાજ માટે જાયુનો નોકર પગાર રૂ. ૪, ને ખાવાપીવાનું તથા લુગડાં કસરત નહિ, ને નોવેલો વાંચવાનાં, તેથી મન નબળું બહુ થઇ જવાથી દુઃખ ને દેવામાં દટાતાં હીસ્ટીરીયા. દવા તથા સારવાર માટે નોટ નં. ૧. પાનું ૧૨૩ કેસ નં. ૭૦૭, બહુ નોવેલો વાંચવાથી મન બહુજ નબળું બને છે. કામકાજ ગમે નહિ, શરીર પણ નબળું ને બીકનો વખત સાંભળેલાં મેહેણાં ટુંણાં તથા માથે પડેલ દુઃખનો વિચાર કરવાથી આ રોગ ઘણીવાર જુદે જુદે સ્વરૂપે દેખાય છે. થોડી કમાઇમાં ઘર ચલાવવું તો આવડેજ નહિ. મોઢાઇમાં લોક તણાય છે. ઘરનું કામકાજ કરવામાં નાનમ !!!

\+ + ÷ +

ભોગ થઇ પડે છે; ને જેના ઉપર દેશની આશા છે એવાઓને ક્ષયથી મરતા જોઇ દેશનું શું થશે એવો ઉદ્ગાર સ્વાભાવિક રીતે મોંમાંથી નીકળે છે, અશક્તિ ઠામે ઠામ જોવામાં આવે છે, ને ખીલતા યુવકોને યુવતીઓનાં મોં ફીક્કાં, તેમની આંખો ઊંડી બેસી ગયેલી, તેમના વાળ ધોળા, તેમનાં શરીર હાડપિંજર જેવાં જ્યાં ત્યાં જોવામાં આવે છે, માટે, ખુલ્લી સ્વચ્છ હવા, સારો ખોરાક, તથા સુઘડતાની યોગ્યતા જેમ બને તેમ સર્વેના ને વધારે સ્ત્રીયો ને બાળકીયોના મનપર ઠસાવવી જોઇએ. કસરતને માટે જેટલું કહીએ તેટલું ઓછું છે, જુની રૂઢી પ્રમાણે દેવદર્શન કરવાનું તથા કથા સાંભળવા જવાનું ધર્મમાં થી શ્રદ્ધા ઉઠતાં બંધ થવા માંડયું છે. ઘરકામ કરતાં નાનમ આવે છે.

પશ્ચિમનાં લોકોની આફક ફરવા જતાં લોકોની નિન્દાનો ડર લાગે છે; આનું પરિણામ બહુજ નઠારૂં આવ્યું છે કસરત વિના બળ નહિ, બળ વિના કામ નહિ, કામ વિના પુરૂષાર્થ નહિ, પુરૂષાર્થ વિના ઇચ્છ્યાનું ફળ નહિ. કસરતનો અર્થ એટલોજ કે બધાં અંગ યોગ્ય રીતે સારાં કસાવા જોઇએ. તે વિના ખાધાનું પચે નહિ,પચ્યા વિના શરીર આરોગ્ય રહે નહિ. ને આરોગ્યતા વિના જીવવું તેના કરતાં મરવું સારૂં. માટે કસરત તો દરેકે, સ્ત્રીએ તથા પુરૂષોએ, બાળ, યુવાન તથા વૃધ્ધે, યથાશક્તિ કરવીજ જોઇએ જ્યાં સુધી આમાંનું કાંઈ નથી ત્યાં સુધી આવા કેસો થવાનાજ અને ઘટવાને બદલે વધવાના."

આવા લોકપ્રિય, લોકહિત માટે મથનારા, ને લોકનું દુઃખ જોઇ દાઝનારા આ-પણા પરમ સ્નેહી મિત્રના હમેશના વિયોગ માટે શોકગ્રસ્ત, આંસુથી અંજલિ આપનાર તેનો તથા આપનો, સ્નેહી.

કૃષ્ણલાલ ત્રિકમલાલ અંજારીઆ

તા. ક. જો આમાંનું કોઇ વચન આપના વાચકોને જરાક કડવું લાગે તો તે દાક્તરની દવા જેવું કડવું હોઈ સારાજ હેતુથી લખાયલું છે માટે મારા ગત મિત્ર પ્રતિ દ્વેષ રહિત બુદ્ધિએ જુએ ને તેનો કહેવાનો ભાવાર્થ ગ્રહણ કરે એવી આપના વાચકોને મારી નમ્ર પ્રાર્થના છે.

## જાપાનમાં ચાલતા વહેમો.

જાપાનીઝ ( યુવાવસ્થાએ પહોંચેલી ) સ્ત્રીઓ જુવાન સ્ત્રીઓને આ વહેમો સમજાવે છેઃ—

૧. કાગળના પડદા ઉપર પક્ષીનો પડછાયો પડે તો પરોણો આવે.
૨. જો પરોણા સામી સાવરણી ધરો, તો તે તરતજ જતો રહે.
૩. જો સ્વપ્નમાં સાપ આવે, તો દુનિયામાં ચઢતી થાય.
૪. જ્યારે તડકા છતાં વર્ષાદ પડે ત્યારે જાણવું કે વરૂ ( Wolves ) માં લગ્ન થવાનાં છે.
૫. બ્હાર જતાં પહેલાં નખ કાતરો તો ત્હમને ઠપકો મળશે.
૬. ડાઘુ જતાં મળે તો અગુઠો સંતાડવો નહિ તો મૃત્યુ થવાનું.
૭. ઘરમાં ઊંદર હોય તો પૈસાની જાહોજલાલી થશે.
૮. ઘણી છીંક આવે તો ત્હમારે વિષે લોક વાત કરે છે; એક છીંક આવે તો ત્હમને બધાં વખાણતા હોવા જોઇએ; બે છીંકે બધાં ત્હમારૂં ખરાબ ઇચ્છતા હોવા જોઇએ, ત્રણ છીંકે કોઇ સ્ત્રી અથવા પુરૂષ ત્હમારાં પ્યારમાં પડયું હોવું જોઇએ: ચાર છીંકે ત્હમે માંદા પડવાનાં હશો; પાંચ છીંકે ત્હમને ઘણો મોટો લાભ થવાનો હોવો જોઇએ.

"વન."

## ( સ્ત્રીલેખ. )

### એક પુકાર.

પિતા આ પાંખ પંખીની
તુટી શાને ? અરે શાને !
વિના એ આંખ પંખીની
જુઠી ઝાંખી અરે શાને !

તડફડતું ઉડવા ઉપર
વિહંગમ વ્યોમ વસવાને.
અરે અંધારના ઉતાર
ઉતરતા પ્રાણ કસવાને

હજુ કુમળું ઉછળતું આપ
સુમન સુવાસ દેવાને
અરે ત્યાં વજ્રનો શો પાત
એનો હાય જોવાને

પ્રીતમના પ્રાણનું પ્યારૂં,
સલુણું સ્વર્ગે ક્યાં ઉડયું
રહ્યું એ સ્વપ્ન શું સારૂં
સ્મરણનાં ચિતડું ખુડયું

અનૂઢા બાળ પંખીની
પ્રભુજી પાંખ તમ બક્ષો
પતિતના પ્રાણ પાવનહાર
પિતા રક્ષો ! પિતા રક્ષો !

"વિલસુ"

——(*)——

હમારા બંધુ રા. શંકરરાય અમૃતરાયના જ્યેષ્ઠ પુત્ર ચિ. સુબોધચંદ્રને જ્યેષ્ઠ સુદ ૫ તા. ૪ જુનને વાર ગુરૂને દિન યજ્ઞોપવીત આપવામાં આવ્યું હતું. તેમજ હમારા બંધુ રા. રામમોહનરાય (મિંદુભાઈ) જસવંતરાયની પુત્રી ચિ. કાન્તુબ્હેનનું શુભ લગ્ન જ્યેષ્ઠ વદી ૮ તા. ૨૧ મી જુન ને વાર રવિના રોજ કરવામાં આવ્યું હતું આ શુભ પ્રસંગોએ "સુંદરી સુબોધ" ના ગ્રાહકો તેમજ અન્ય મિત્રો તરફથી મુબારકબાદીના પત્રો, તારો, ઇનામો આવ્યા છે તે સ્વીકારતા અમે અંતઃકરણ પૂર્વક ઉપકાર માનીએ છીએ.

હમારા બંધુ રા. ભોગીંદ્રરાવ રતનલાલના સ્વર્ગસ્થ માતુઃશ્રી અ. સૌ. ડાહીબા (મકની બ્હેન) ની છબી "સુંદરી સુબોધ" ઑફીસમા મિત્રો અને પ્રિયજનો સમક્ષ તા. ૨૮ જુન ૧૯૦૮ ને વાર રવિના દિને ખુલ્લી મુકવાની ક્રિયા કરવામાં આવી હતી

સુમિત્ર, બંધુસમાજ.

---

## સ્વીકાર.

વડોદરા રાજ્યના મહેરબાન વિદ્યાધિકારી સાહેબ તરફથી અભિપ્રાયાર્થે મળેલાં નીચેનાં પુસ્તકો અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ:—

મરાઠી ખેલાંચે પુસ્તક,
શ્રી થોરલે સયાજીરાવ મ. યાંચે ચરિત્ર ભાગ ૧ લો.
બીજો.
ધલેઝાબેથ રાણીનો સમય,
વહેમખંડન.
પ્રાચીન પુરાણોની બોધદાયક વાર્તાસંગ્રહ.
પ્રોટેસ્ટંટ પરિવર્તન.
આઈ બાપસ મુલાંચે પરસ્પર ધર્મ.

સુમિત્ર, બંધુસમાજ.

---

Registered No. B. 436.

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી. )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક. ૫ | અંક ૧૧

સંપાદક, બન્ધુસમાજ.

ઈ. સ. ૧૯૦૮ જુલાઇ. | વિ. સં. ૧૯૬૪-આષાઢ.

વિષય સૂચન.

# સુન્દરીસુબોધ.


આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરરત્ન ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પ્રફુલ્લિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને 'સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી 'અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને વ્હેમોમાંથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા 'શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાળક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની 'કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે,' પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આન્તર્ વિલાસોની ઉર્મિઓમાં પોતાના હૃદયતરંગ મેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે —એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી અને પ્રજા વિના રાજ્ય નથી 'સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે "


વર્ષ ૫ મું ] ઈ. સ. ૧૯૦૮ જુલાઈ—આષાઢ વિ. સ. ૧૯૬૪. [ અંક ૧૧ મો.


## ज्ञानसुगन्ध.



### पति पत्नी संवाद.

"स्नेह झरणी ! सखी स्नेह झरणी !

रुप वपु शोभाय,

देखी दिल लोभाय

आव, व्हाल्मनी पास आव

सुन्दरता खास लाव

अन्तरना हावभाव

लेश सखी ना छुपात्र,
स्वर्गोनी साची सरणी !!"
"कृपाना छो निधानः
प्राणना छोजी प्रान:
हु तो दासी अजान:
मने आवूं शुं मान ?
अहो स्वामी सुजान:
करो चाहो ते पान:
देहीए दीधेलुं दान
"कुलनी कामिनी:
दिलनी दामिनी:
यमनी यामिनी:
व्रणनी वामिनी:
सहु सन्तापनी शामिनी !"
"व्रीडा कंइ हरजोजी
क्रीडा कंइ करजोजी:
उल्लासे फरजोजी
भाग्योदय भरजोजी
सागरिये सरजोजी राज ! "–

कान्त.

# કાવ્ય કુંજ.

## અષાઢ માસની રાત્રી.

અષાઢી રાત ઘણી મેઘલી રે લોલ,
થાય વિજળી તણા ચમકાર રે— અષાઢી.

અભ્ર ઘનઘોર ઘટા શી થઈ રે લોલ,
શાન્તિ સર્વત્ર વ્યાપી ગઈ રે લોલ;
મન્દ અનિલ પ્રસરનાર રે— અષાઢી.

વરસે ધીરેથી આ મેહુલો લોલ,
વારિ અમીમય રેલતો રે લોલ;
સીંચે સૃષ્ટિ તણો સજનાર રે— અષાઢી.

બોલે બપૈયા મીઠડું રે લોલ,
ગાયે કોયલ આ ગીતડું રે લોલ;
મયુર કરે ટહુકાર રે— અષાઢી.

મલકાતો મેઘ ગરજે ઘણું રે લોલ,
અસ્પષ્ટ બોલવું મંડુક તણું રે લોલ;
ત્યાં પ્રેમી આલેપે મલ્હાર રે— અષાઢી.

પિયુ પોઢે હિંચોળા ખાટમાં રે લોલ,
સેવા કરે સતી બહુ ભાવમાં રે લોલ;
સ્નેહી આન્દોલનો ઝુલનાર રે— અષાઢી.

જે પ્રેમ સંમેલનોથી વાદળાં રે લોલ,
વિજળીના પાશથી ઝળ હળ્યાં રે લોલ;
દંપતિ તે પ્રેમ ભોગવનાર રે— અષાઢી.

અધ્યાત્મિક.

——:૦:——

## એ રત.

૪

મ્હોરી મ્હોરી આંબલિયા કેરી ડાળ રે,
એ રત આવી, ને રાજ! આવજો!
ઝીલે નીર સારસ સરોવર પાળ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

કુંજ કુંજ વાધા સજ્યા નવરંગ રે,
એ રત આવી, ને રાજ! આવજો!
ચન્દ્ર હસી અજવાળે રજનીનાં અંગ રે,
એ રત આવી, ને રાજ! આવજો!

તેજ મધુર વરસે, ને વિશ્વ મહીં ન્હાય રે
એ રત આવીને, રાજ! આવજો!
લીલો ખેલો વનનો મંડપ ઝોલાં ખાય રે,
એ રત આવી, ને રાજ! આવજો!

વાટમાંથી વળજો પાછા, અલબેલ રે!
એ રત આવી, ને રાજ! આવજો!
ફૂલડેથી લૂમી ઝૂમી મ્હારી વેલ રે,
એ રત આવી, રે રાજ! આવજો!

ન્હાનાલાલ દ. કવિ.

——:o:——

# વાર્તાલહરી.

## " કુંદન અને સરસ્વતી. "

### ( પ્રકરણ ૧. )

સુરત શેહેરમાં નાગર બ્રાહ્મણ જ્ઞાતિની સાવિત્રીબાઈ નામે એક ગરીબ પણ પરમપવિત્ર વિધવા પોતાની કુંદન નામની એકની એક પુત્રી સાથે રહેતી હતી. ગરીબાઇમાં વૈધવ્ય પ્રાપ્ત થયું છતાં પણ ધીરજ રાખીને સાવિત્રીબાઈ પોતાના પુજ્યપતિનો આત્મા શાંતિ અને સદ્ગતિ પામે એવા ઉદ્દેશથી નિરંતર પ્રભુ પ્રાર્થના કરતી અને પોતાના હૃદયમાં બીરાજેલા પતિની મુર્ત્તિની અહોનિશ સ્તુતિ કરતી. ઇશ્વર ઇચ્છાને આધીન થઇને દુઃખને પણ સુખ માની લઇને સંતોષી થઈ રહેતી. બીજાનાં સુખોની અદેખાઈ કરતી નહીં. દુઃખના સ્વાર્થી અને નિરર્થક રડણાં રડવામાં કે કુથલી નિંદા કરવામાં જીવનનો દુરૂપયોગ નહીં કરતાં કુંદન ભવિષ્યમાં એક લાયક પત્ની અને ઉત્તમ માતા નીવડે એવી રીતે તેના મન અને હૃદયની શક્તિ અને વૃત્તિને કેળવવામાં કાળ વ્યતીત કરતી.

ગરીબ કુદન જેટલી રૂપસુંદરી હતી તેટલી ગુણસુંદરી પણ હતી. અને હવે તે પરણવા યોગ્ય થવાથી સાવિત્રીબાઇએ કુંદન માટે ઘણાં વિદ્વાન્ પ્રતિભાવાન્ દ્રવ્યવાન્ અને યુવાન્ નર રત્નોની પરીક્ષા કરી. પરંતુ સર્વ ગુણ સંપન્ન કોઈ જડયો નહીં. આખરે પ્રભુએ લાજ રાખી અને મણિરાય નામનો એક સર્વાંશે યોગ્ય પરંતુ અતિ ગરીબ તરૂણ સાંપડયો. મણિરાયનાં માબાપ દેવાદાર ગુજરી ગયલાં હોવાથી નોકરી માટે એ મુંબઈ આવ્યો હતો. અને ઘણીજ મુશીબતે રૂસ્તમજી ધનજીશાની કંપનીને નામે વેપાર કરતી એક ધનવાન્ પેઢીની ઑફીસમાં વીસ રૂપીઆની નોકરી મેળવી શકયો હતો. પરંતુ કુંદન મણિથીજ શોભશે એવી ખાત્રી થયાથી સાવિત્રીબાઇએ પોતાની લાડકવાઈ પુત્રી મણિરાયને અર્પણ કરી. પોતે ગરીબ હોવા છતાં આવી ઉત્તમ પત્ની પામવાથી મણિરાયે સાવિત્રીબાઇનો ઉપકાર માન્યો. કુંદન યોગ્ય રીતે કેળવાઇને અને ઉચ્ચ સંસ્કારી આત્મા ધારણ કરીને મણિરાયને ત્યાં આવી હતી. તેથી તેને વધુ સંસ્કારી બનાવવાનો મણિરાયનો કેવળ અલ્પ પ્રયાસ પણ મહાન્ ફળદાયી નીવડતો, વાત કરતાં આજે મણિરાય અને કુંદન પાંચેક વર્ષ થયાં ગરીબાઇમાં પણ સુખી જીવન અનુભવી રહ્યાં છે. કુંદનની ગૃહસંસારનો કાર્યભાર ચલાવવાની રીતિ—સાદાઈ કરકસર દ્દષ્ટાંતરૂપ થઈ રહી છે. ઇશ્વર કૃપાએ તેઓને એક પુત્ર અને એક પુત્રી પણ થઈ છે. પુત્રનું નામ સુમન્ત અને પુત્રીનું નામ કાન્તા રાખ્યું છે. આ પ્રેમી સંતોષી અને સુખી કુટુંબ આનંદમાં દિવસ ગાળે છે. એવામાં કાળચક્ર ફરે છે. પુન્ય પરવારી જાય છે. ઇશ્વર ઇચ્છા બળવાન છે. મણિરાય સુખી હતો એ બિના ભૂતકાળની બની જાય છે. એવું બને છે કે કુંદન માંદી પડે છે. મંદવાડ કેમે કર્યો ઘટતો નથી. દિનપરદિન વધતોજ જાય છે. ધીરજ ન રહેવાથી કુંદનને લઇને મણિરાય સુરત આવ્યો. સાવિત્રીબાઇના અને મણિરાયના કુંદનને

જીવાડવાના સર્વે ભગીરથ પ્રયત્નો નિષ્ફળ નીવડયા. આખરે ઇશ્વર—ઇચ્છાજ સિદ્ધ થઈ અને કુંદનનો અકાળે સ્વર્ગવાસ થયો. સર્વત્ર શોક વ્યાપી રહ્યો. સાવિત્રીબાઈ અને મણિરાયની ગણત્રી દુઃખીજનોમાં થવા પામી. એઓના મનમાં શું થતું હશે તે અહીંજ જણાવવા કરતાં કલ્પી લેવુંજ ઠીક પડશે.

## ( પ્રકરણ ૨. )

કુંદનની માંદગીને સમયે અનેક સગાંસંબંધીઓ થોડે યા ઘણે અંશે લોકલાજને ખાતર કુંદનની ખબર લેવાને આવતા. તેમાંના કેટલાક તો અવારનવાર રાત્રીએ પણ સાંજ સુધી રહેતાં. ગામગપાટા કરતાં, કુથલી કરતાં, નિંદા કરતાં, નવાજુની વાતો કરતાં, ઉપર ઉપરથી ડહાપણ ડોળતાં અને હિતેપીઓ અને શાણામાં ખપવા માટે ઉપર ઉપરથી વહાલ પણનો ઢોંગ કરતાં. તેઓનાં અંતર મુર્ખાઈ અને અદેખાઇથી ભરેલાં હોવાને લીધે મેણાં ટોણાં મારવાને દ્વિઅર્થી વચનો કાઢતા તાત્પર્ય કે કુંદનની માંદગીને સમયે ઉપયોગી થઈ પડવાને બદલે ઉલટાં નાહક બોજા સમાન અને દુઃખરૂપ થઈ પડતાં અને કુંદનની શાંતિનો ભયંકર રીતે ભંગ કરતાં. આ પ્રમાણે કરતાં રાત્રે બાર એક વાગે પછી વારાફરતી સૌ કુંભકરણની નિદ્રામાં પડીને ઘોરતાં. છતાં પણ વાંક તો સાવિત્રીબાઇનો અને મણિરાયનો કાઢતાં એમ કરવાને તેઓને બારીસ્ટરના અનેક પોઇન્ટ મળી આવતાં. સત્ય પુછાવો તો ખરેખરા કાળજી મહેનત પ્રેમ અને ઉપયોગીપણું તો ફક્ત સાવિત્રીબાઇ અને મણિરાયનાંજ હતાં. મણિરાય કુંદનની ચાકરી કરવામાં તન-મન અને ધનથી મંડયો રહેતો. કુંદનને મધુર સ્નેહાળ વચનોથી સમજાવી પટાવીને રાજી રાખતો. અને અંત વખતે પણ જ્યારે દવા દારૂ ખોરાકથી કુંદન કંટાળી ગઈ હતી ત્યારે એજ તેની તજવીજ કરી શકતો. તેને હૈયા સરસી ચાંપીને અનેક રીતે આશ્વાસન દેતો. હાથ પગ દાબતો. પોતાના ખોળામાં તેનું માથુ મુકીને તે ઉપર હાથ ફેરવતો. અનેક પ્રકારથી તેનું મનરંજન કરતો, અને તેના જીવને કરાર થાય અને આત્માને શાંતિ મળે એવી રીતે અંતરના વાહાલથી તેની સેવા ચાકરી ખુલ્લાં દિલથી કરતો. " જરૂર મૃત્યુ આવવાનુંજ " એવી કુંદનને સોએ સો ટકા ખાતરી થવાથી મણિરાયને તેણે કહ્યું, " વાહાલા ! હું સુખેથી મરૂં છઉં. મને કોઈ પણ ચિંતા કે લાલસા રહી નથી. આ સમયે મને એકજ ખિના આકુળ વ્યાકુળ કરે છે ને મારી છાતી ભરાઈ આવે છે." મણિરાય—" વ્હાલી કુંદન ! કાંઈ પણ ચિંતા કરીશ નહીં. અને ઇશ્વર ઇચ્છાને હોંસથી શરણ થજે. પ્રભુ સૌ સારાં વાનાં કરશે અને તું સારી થઇ શકીશ."

કુંદન—" મૃત્યુ આ સમયે છોડે તેમ નથી. પણ તેનો મને ડર નથી. " આપનું શું થશે " એ વિચારથી મ્હારૂં હૈયું કંપે છે."

મણિરાય—" મ્હારી વ્હાલી કુંદન ! હમારૂં પ્રભુને જે કરવું હશે તે થશે. એ વાતનો શોક જરાયે ધરીશ નહીં."

કુંદન—" તમારા અને સૌના દેખતાં પ્રભુની મારી છેવટની પ્રાર્થના કરૂં છઉં કે " હે પ્રભો ! મ્હારા વ્હાલા નાથને સુખી રાખજે અને જન્મોજન્મ એનો એજ પતિ આપતો

રહેજે. એ શિવાય મ્હારે બીજું કંઇજ જોઇતું નથી." આટલું બોલતામાં કુંદનનો કંઠ રૂંધાઈ ગયો. જોતજોતાંમાં અવાચક થઈ ગઇ અને ઇશ્વરી બનાવ સિદ્ધ થયો. એક નમુનેદાર પતિ તરીકેની પોતાની ફરજ અદા કરવામાં મણિરાય ખાઇ પીને—અરે ખરૂં પુછાવો તો ખાવા પીવાની એ દરકાર કર્યાવગર નાના મોટાની મર્યાદાનો સવાલ બાજૂએ મુકીને અહોનીશ મચ્યો રહેતો. આ પ્રમાણે ખરચ અને શ્રમ વેઠયાં છતાં એ જો કે ધાર્યું તો ઇશ્વરનુંજ થયું પરંતુ કુંદનની છેવટની વાણીથી મણીરાયની પતિ તરીકેની લાયકાત સિદ્ધ થઇ ચૂકી. ઘેરે ઘેર પ્રસંશા થઇ. અને જેને જેને ત્યાં કન્યાઓ હતો તે સર્વે આજ સુધી જેઓ એને બાયલો—બેશરમો અને સુધરી ગયલો કહીને નિંદતા તેઓ હવે કન્યા આપવા તત્પર થયા, અને સૌ કોઇની ખાત્રી થઇ કે છોકરી મણિરાયને ત્યાં દુઃખ પામશે નહીં. અને ભાગ્યશાળી કન્યા હશે તેજ મણિરાયને વરશે. મણિરાય ગરીબ હતો. છોકરા છોકરીવાળો હતો તો પણ ઘણી કન્યાઓનાં માગાં એને ત્યાં આવ્યાં; પરંતુ "કુંદનની ખોટ પુરાય એમ છેજ નહીં તેમજ પુત્ર પુત્રી સુખી થાય એવી આશા ન હોવાથી જે સ્થિતિમાં પ્રભુએ મને આણ્યો છે તેમાંજ સંતોષ માની રહેવું ડહાપણ ભરેલું છે" એવી મતલબના જવાબ સૌ કોઇને મણિરાય આપતો. અને તેઓને નારાજ કરવા માટે તેઓની ક્ષમા ચાહાતો.

સાવિત્રીબાઇ કુંદનના સુખથી સંપુર્ણ રીતે માહીતગાર હતી તેમજ મણિરાયની સૌથી વધુમાં વધુ શુભેચ્છક હતી તેથી પુત્રી પાછળ શોક કરવો બાજૂએ મૂકીને એક દિવસે મણિરાયને બોલાવીને કહ્યું "થોડું કહ્યું ઘણું કરીને માનજો. મ્હારી કુંદનનું ભાગ્ય ટુંકું હશે તેથી આમ થયું. પણ તમો ભાગ્યશાળી—પુણ્યશાળી નર રત્ન છો અને આમ રવડી રઝળી દુઃખી થાઓ એ હું થવા દેનાર નથી. તમને સુખી જોવાની મ્હારી ઘણી ઇચ્છા છે. સુમન્ત અને કાન્તા પણ સુખીજ થશે. ત્રિપુરાશંકર ધનવાન્ ગૃહસ્થની એકની એક ગુણવતી કન્યા સરસ્વતી જે હાલ અગીયાર વર્ષની છે તે સર્વ કન્યામાં શ્રેષ્ઠ છે તેનો સ્વીકાર તમો જરૂર કરો. મ્હારી આટલી વિનંતિ સ્વીકારો અને મ્હારો તમને આર્શીર્વાદ છે કે એ સરસ્વતી મ્હારી કુંદનને પણ ભુલાવશે. સુમન્ત—કાન્તા સુખી થશે અને આપનો દીવસ એના પગલાંથી ચડતો થશે." પરંતુ મણિરાય એકનો બે થયો નહીં. આખરે સાવિત્રીબાઇના ઘણાજ આગ્રહથી ના મરજીએ પણ હા કહેવી પડી. સરસ્વતીની મા અને સાવિત્રીબાઇ વચ્ચે ઘણો ગાઢો સ્નેહ હતો અને સરસ્વતી કુંદનને વડીલ બ્હેન તુલ્ય ગણતી અને મણિરાય પતિ પામવાથી સાવિત્રીબાઇને ધન્યવાદ આપતી હતી. એટલુંજ નહીં પણ મણિરાય જેવોજ કોઇ લાયક પતિ પ્રભુ આપે એવું ઇચ્છતી હતી. ઇશ્વર ઇચ્છાથી સરસ્વતીની આકાંક્ષા તૃપ્ત થઇ. કારણ કે મણિરાય જેવો તો શું પણ મણિરાય જાતેજ પોતેજ એનો પતિ થવા સમય આવ્યો. સરસ્વતીને સાવિત્રીબાઇએ ઘણાંક ગ્રંથોનો અભ્યાસ કરાવ્યો. ઘણી ઘણી બાબતોનો બોધ આપ્યો. અને બે વર્ષમાં સરસ્વતીને ઘણીજ ઉત્તમ રીતિથી કેળવીને એના સંસ્કારી આત્માને સતેજ કર્યો. સરસ્વતી માટે પોતાની સર્વ શક્તિ અને બુદ્ધિનો ઉપયોગ કર્યો. સરસ્વતીને ત્યાં મણિરાય અનેક વેળાએ જતો આવતો હતો. સરસ્વતીનાં માતપિતા સુજ્ઞ વિવેકી અને દીર્ઘદર્શી હતાં. અને પુત્રીના કલ્યાણને બીજી સર્વે બિનાઓમાં મુખ્ય સ્થાન આપતાં હોવાથી પુત્રીને સુખી જોવાની અને પુત્રીથી મણિરાય સુમન્ત અને કાન્તાને સુખી થયલાં

જોવાની ઇચ્છાથી સાધારણ રીતે સંસારમાં નહીં જણાતી રીતિનીતિ પણ ધારણ કરી. અને મણિરાયને વારંવાર પોતાને ત્યાં બોલાવીને સ્નેહ વધારતાં છુટથી વર્તતાં સન્માન આપતાં એટલુંજ નહીં પણ સરસ્વતી અને મણિરાયના ઉચ્ચ આશયો જાણતાં હોવાથી અનેક કળા અને પ્રસંગ આણીને તેઓનો એકાંતમાં મેળાપ થયા કરતો ચાલુ રહે તેથી ખસી જતાં, સરસ્વતી સાંભળે એમ મણિરાયના સદ્ગુણો શક્તિઓ મનોરથો અને સર્વમાન્ય લાયકાતની વાતો કરીને સરસ્વતીને જાણીતી કરતાં–કર્તવ્યનિષ્ઠ બનાવતાં અને પતિ પ્રત્યે પ્રેમભાવના પુન્યભાવના પ્રગટાવતાં. સરસ્વતી તેના માતપિતા સાવિત્રીબાઈ તથા મણિરાય આ પ્રમાણે પોતપોતાનું કાર્ય કર્યા જતાં હતાં. એમ કરતાં સરસ્વતી તેર વર્ષની થયેથી લગ્ન થયાં અને થોડેક દીવસે સરસ્વતી સુમન્ત અને કાન્તાને લઇને મણિરાય સાથે મુંબઈ ગઈ. છ સાત મહીના સૌ સાથે રહ્યાં અને આનંદ અનુભવ્યો. સર્વે સુખી થયાં. પોતાનાંજ સંતાનગણીને સરસ્વતી સુમન્ત કાન્તાને ઉછેરતી ભણાવતી, લાડ લડાવતી અને કુંદનની ખોટ પડવા દેતી નહીં.

## પ્રકરણ ૩.

એવામાં સરસ્વતીના માતપિતા સીક પડયાં અને સરસ્વતીની જરૂર પડી. સરસ્વતી પેતાની આજ્ઞાથી સુમન્ત અને કાન્તાને લઇને સુરત ગઇ. દોઢેક માસ પછી તેઓ સારાં થવાથી સરસ્વતી મુંબઇ આવવાનો વિચાર કરે છે એવામાં એક દીવસે સરસ્વતીને મણિરાયનો પત્ર મળ્યો. મણિરાયની એકાએક કરાંચીની પેઢીપર બદલી થઇ અને તુરતાતુરત જવાનું હોવાથી તેજ દિવસે સર્વ સરસામાન સુરત મોકલી દીધો ને ફક્ત ખપ જોગો સામાન સાથે રાખીને કરાંચી જવા ઉપડી ગયો. એ વખતે એણે સાવિત્રીબાઇને સરસ્વતીને તથા પોતાના સસરાને પત્રો લખી જાણીતા કર્યા હતા. તેમાં સરસ્વતી ઉપરનો પત્ર નીચે મુજબ હતોઃ—

ગીરગામ બેકરોડ—મુંબઇ.
રવિવાર, તા. ૨–૬–૧૯૦૭.

વ્હાલી સરસ્વતી,

આ નાનકડો પત્ર તને ગભરાવી મુકશે. પણ વ્હાલી! જરા પણ ચિંતાતુર થઇશ નહીં. આપણે અજ્ઞાન હોવાથી જ ઇશ્વરની કૃતિને નિંદીયે છઇયે. બાકી ઇશ્વર તો જે કરે છે તે સારૂં જ કરે છે. પ્રભુમાં ન્યાય અને દયા પરિસીમાએ પહોંચેલાં છે.

વ્હાલી! ન છુટકે તને જણાવવું પડે છે કે શેઠની કરાંચીની પેઢીમાં ગંભીર ઘોટાળો થવાથી શેઠે મને આજને આજ ત્યાં જવાને ઉપડી જવાની આજ્ઞા કરી છે. તેથી આજે રાતે મેલમાં જનારછું. કરાંચી પહોંચ્યા બાદ વિગતવાર ખુલાસો લખીશ.

શાણી! જરા પણ મુંઝાઇશ નહીં. પરમાત્માપર સાચી શ્રદ્ધા રાખવાથી સૌ રૂડા વાનાં થશે.

વ્હાલી! હારાં વડીલોને તથા આપણી પુજ્યદેવી સાવિત્રીબાઇને મ્હારાં પ્રણામ સાથે આ સંદેશો કહેજે.

લી૦ શુભેચ્છક,
મણિરાયના પ્રેમાશિષ.

આ ચોંકાવનારા સમાચાર સુરતમાં સર્વત્ર ફેલાઇ ગયા. સૌ કોઈ ચિંતાતુર અને નાખુશ થયા. "એવું તે શું બન્યું હશે કે આવા એક ઉગતા જુવાનને જ એકાએક આટલે દૂર આવા ભરેલા કાર્ય માટે શેઠે તાબડતોબ મોકલવાનું ઉચિત ધાર્યું?" એવા સંકલ્પ વિકલ્પમાં પાંચ સાત દીવસ ગયા કે ત્યાર પછી તો મણિરાય અને સુરતમાં સરસ્વતી વગેરે વચ્ચે પૂર જોસમાં પત્ર વ્યવહાર ચાલવા લાગ્યો. પુરતો ખુલાસો થયો. કુશળતાના સમાચાર આવજા કરી રહ્યા, ને સૌના જીવને થોડી ઘણી શાંતિ મળી અને ચિંતા દૂર થઇ. કરાંચી પોહોંચ્યા પછી નીચે મુજબનો પત્ર મણિરાયે સરસ્વતીપર પાઠવ્યો:—

ઓલ્ડન માર્કેટ,

કરાંચી—૨૩ મી જુન સને ૧૯૦૭.

## વિનંતિ પત્રિકા.

વ્હાલી સરસ્વતી,

અત્રેની પેઢીમાનો જે મોટી ગંજાવર રકમનો ઘોંટાળો મુતીમ અને મેનેજરે કરેલો તેના સંબંધમાં મને સોંપેલું કાર્ય પ્રભુની મોટી કૃપાથી મેં પુરૂં કર્યું છે. અને શેઠ પ્રસન્ન થયા છે. મને અને એવી આજ્ઞા કરી છે કે હજુ મારે શેઠ સાથે અત્રે રહેવું અને પેઢીની શાખ વધારીને તેને સંગીન પાયાપર લાવવી અને આબાદાનીમાં પેઢી આવે તે માટે એકાદ વર્ષ અહીં જ રહેવું થશે.

મારી મુશીબતો અને મેહેનતના પ્રમાણમાં પગાર નજીવો છે તોપણ શેઠને કનડવા કરતાં તેઓની અને પ્રભુની ઇચ્છાપર શ્રદ્ધા રાખીને સંતોષ માનવાનો પ્રથમથી મારો નિશ્ચય છે.

મ્હારી ખાવા પીવાની તથા બીજી તમામ વ્યવસ્થા ત્હારા વિના અહીં ઘણીજ અગવડ ભરેલી થઇ છે. ત્હારા વીના ઘણી જાતનુ દુઃખ છે. એ સર્વ વિટંબણામાંથી મ્હારો ઉદ્ધાર કરવા વ્હાલી ! તું જ શક્તિમાન છે. પણ તું ક્યાં અને હું ક્યાં. મ્હારા સુખ દુઃખમાં ભાગ લેવા તને આમંત્રણ કરવા મારી વૃત્તિ થાય છે પણ તને સુખમાંથી ઘસડીને દુઃખમાં પાડવાનું કસાઇ કાર્ય કરતાં મ્હારૂં દિલડું કંપે છે.

વ્હાલી ! મ્હારે ત્યાંના કરતાં તારા પિતાને ત્યાં રહેવાથી તરેહ તરેહના સુખ વૈભવો તું ભોગવી શકે તેમ છે. જન્મથીજ જે સુખ સગવડમાં ત્હારૂં લાલનપાલન થતું આવ્યું છે તેનો વિચાર કરતાં મને લાગે છે કે ઇશ્વિરે તને મ્હારાં કરતાં કોઈ વધુ સંપત્તિવાન પતિ બક્ષ્યો હોત તો કેવું સારૂં થાત? આમ મ્હારે તને કનડવાનો સંભવ તો ના આવત? ક્યાં સુરત અને ક્યાં કરાંચી, ક્યાં તારો મહેલ અને ક્યાં મારી પર્ણકુટી, ક્યાં શ્રીમંતાઇ અને ક્યાં મારી ગરીબાઇ. ક્યાં મારે ત્યાંનો સુકો પાકો રોટલો અને વૈતરાં અને ક્યાં તારી રાજવંશી સુકોમળ સુંદર કાયા. તારા મારા ભાગ્ય વચ્ચે માહાસાગર જેટલો તફાવત છે એટલે અહીં તે તને કેમ જ ગોઠશે! અહીં રહેવું તે તને કેમ જ પાલવશે!

વ્હાલી! મારા સુખ અને સ્વાર્થને માટે તારાં અનુપમ સુખોનો ભોગ માંગણી કરતાં મ્હારૂં ન્યાયી હૃદય મને અટકાવે છે. અને તારો ગર્ભશ્રીમંતાઈપર ઘા મારી કલમ કંપે છે. પરંતુ ત્હારાં વિના જીવવું ત્રાસદાયક થઈ પડયું છે તેથી તું અહા આવી શકશે કે કેમ તે મને જરૂર ચોક્કસ રીતે જણાવજે.

તું અહીં આવવાની કૃપા કરીને હા લખીશ તો પ્રતિજ્ઞાપુર્વક જણાવું છઉં કે વ્હાલી! તારાં સુખો-સગવડો-મનોરથોને ખાતર મારૂં બનતું સર્વ કરીશ. એવી કોઇ પણ ચીજ મારી નથી, એવું કોઇ પણ સુખ મારૂં નથી જેને તારાં સુખને ખાતર જ તું કરવાને લેશ માત્ર પણ વિલંબ કરૂં. તને સુખી જોઇને જ હું સુખ માની લઇશ.

સુશીલ રમણી! તું હા લખીશ તો તને લેવા આવવાને હું સુરત આવીશ. પુખ્ત વિચાર કરાને જવાબ આપજે.

વ્હાલી! તું પતિવ્રતા સુંદરી છે એટલે તને તે હવે વધુ શું લખું?

ઇશ્વર તને સદ્બુદ્ધિ આપો!

લી૦

શુભેચ્છક મણિરાય.

## પ્રકરણ ૪.

એક દિવસે સવારે નાહ્યધોઇને પતિ દર્શનના અભાવે સરસ્વતી મણિરાયની છબી નીહાળતી તેમાં જ તલ્લીન થઈ રહેલી છે. સમાધિમાં હોય તેમ પતિ સ્મરણમાં જ એક ચિત્ત થયલી છે. એવામાં "મીસીસ સરસ્વતી મણિરાય"નો ધ્વનિ સંભળાયાથી ચોંકીને સરસ્વતીએ બારીએ જોયું તો ટપાલવાળાને જોયો. નીચેથી પત્ર લઇ પાછી આવી. પિયુજીની પ્રેમપત્રિકા હશે એમ જાણીને હરખાતી હરખાતી વાંચવા લાગી. ફરીફરીને પત્ર વાંચે, તો એ સરસ્વતી ધરાયજ નહીં. પત્ર હર્ષશોકના આંસુડાથી ભીંજાઈ ગયો. વાંચતાં વાંચતાં હસતી પણ ખરી તેમ રડતી પણ ખરી. હસવું આવતું તેનું કારણ પતિ દર્શનના ઉમંગે અને પતિ સેવાનો સમય પ્રાપ્ત થયો તેથી અને પતિ પોતાના વિના દુઃખી છે તેથી રડીરડીને નેણમાંના નીર ખૂટી ગયાં.

આ પ્રકાર ચાલી રહ્યો છે. સરસ્વતી ખાવું, પીવું, કામકાજ સર્વ ભૂલી ગઇ છે. સરસ્વતીનાં માતપિતા બ્હાર ગયાં હતાં તેઓને પાછાં ઘેર આવતાં રસ્તામાં સાવિત્રીબાઇ મળ્યાં સૌ ઘેર આવ્યાં. સરસ્વતી ન જણાયાથી સાવિત્રીબાઇ તેની મેડીપર ગયાં અને કમાડ ઠોકયાં. સાવિત્રીબાઇનો અવાજ સંભળાયાથી તુરત ચોંકીને સરસ્વતીએ કમાડ ખોલ્યાં અને સાવિત્રીબાઇને ભેટી પડી. પત્ર વંચાવ્યો —"જરૂર કરાંચી જવું" એવો પોતાનો ઠરાવ તેને જણાવ્યો. સાવિત્રીબાઇએ પોતાનાપરનો પત્ર પણ સરસ્વતીને વંચાવ્યો જેમાં સરસ્વતીને સમજાવવાનું સુચવ્યું હતું. અનુભવી, ઠરેલ, અને પવિત્ર દેવી તુલ્ય સાધ્વી, સાવિત્રીબાઇને સરસ્વતી માનતી હતી તેથી કરાંચી જવાના સંબંધમાં સાવિત્રીબાઇની સલાહ,

બોધ અને આશીર્વાદ લીધો. ત્યાર પછી એ બાઇ વિદાય થયાં. સૌએ સરસ્વતીના ઠરાવને અનુમોદન આપ્યું અને સરસ્વતીએ તે જ દીવસે સાંઝ સુધીમાં સર્વ વાતે જવાને તૈયારી કરી દીધી. અને મણિરાયપર તાર મુકાવ્યો કે "ભલે પધારો. સાથે આવવા તૈયાર થઈ રહી છઉં. વિગતવાર જવાબ રાતનાં લખીને કાલે ટપાલમાં મોકલીશ." સરસ્વતી છેક રાતે એક વાગે પત્ર લખી રહીને પરવારી.

મણિરાયને તાર મળ્યો એટલે અઠવાડીયાની રજા શેઠ પાસેથી લઇ રાખી. ત્રીજે દીવસે સરસ્વતીનો પત્ર મળ્યો—અતિ ઉમંગભેર પ્રસન્ન વદને, અધીરાઇ થવાથી ફાટી જતો પ્રેમપત્ર વાંચવા મંડયો.

અંબાજીરોડ—સુરત,
ચંદ્રરજની

મ્હારા નાથ!

જીવન આધાર!

આપને મારો તાર પોંહોચ્યો હશે, આપની "વિનંતિ પત્રિકા"ને "આજ્ઞાપત્રિકા" ગણીને મેં શિર ચઢાવી છે.

વ્હાલા! આવો લંબાણ પત્ર કરવાની તસ્દી લેવાની શું જરૂર હતી? એટલુંજ ફક્ત ફરમાવ્યું હતે કે "હું તને લેવા આવનાર છું. તૈયાર થઈ રહેજે" તો બસ હતું.

વ્હાલા! મ્હારા પિતાને ત્યાં હું સુખી છઉં એવું એવું તે શું ધારીને લખતા હશો? બળતીને તે શું કરવા બાળતા હશો? વ્હાલા! આપનો પત્ર બહુજ વિચિત્ર છે. જાણે મારૂં હિત આપના હિતથી કંઈ ન્યારૂંજ હોય-નિરાળુંજ હોય એવું એવું તે શું જોઇને કલ્પતા હશો?

આપના સહવાસની શીળી છાયાં વિના જીવન ત્રાસદાયક થઈ પડયું હતું અને અહોનિશ આપની ચિંતામાં આપના દર્શનની પ્યાસી ટળવળતી હતી. એ દુઃખનો અંત આવવાનો સમય આવ્યો જાણી હર્ષ ઘેલી થઈ છઉં. વ્હાલા સત્વર પધારો અને આ દીન દાસીની મનકામના પૂર્ણ કરો.

ઇશ્વર કૃપાએ મારા પિતાને ત્યાં ઘણુંએ છે. પરંતુ આપના પ્રેમની ભેટ પામ્યા પછી એ સર્વેનો મેં ત્યાગ કર્યો છે. હવે એવી કોઈ પણ ચીજ મને સુખી કરી શકે એમ છેજ નહીં. આપની કૃપા અને પ્રેમ એજ મારૂં સર્વસ્વ છે. વ્હાલા! આપની પાણી પેરે રાહ જોઈ રહી છઉં. આપની પાસે અને સાથે હોઇને મને દુઃખ અડકી શકે તેમ નથી. મારે માટે આપ ન ચીંત રહેજો.

"પતિનું ગમે તેમ થાઓ પણ મારે તો વૈભવ સોંહેળી ફેન્સી વસ્ત્ર અલંકાર તરેહ તરેહના જોઇએજ" એવી પાપી લાલસા કરનારી હું નથી. એ ઝાંઝવાના જળની પ્યાસી હું નથી. ઉડાઉપણું મોજ શોખ ઠાઠ વૈભવ સ્વાર્થીપણું એવા એવાની સંગી હું નથી. મને તો આપનો પ્રેમ મળે અને વિયોગને બદલે આપની સેવાનો અધીકાર અહોનિશ મળતો રહે એટલુંજ પ્રભુ પાસે માગું છઉં. આપને ત્યાં ગરીબાઈ ગમે તેવી હશે. ખાવા પીવાનું પહેરવા ઓઢવાનું વગેરે ગમે તેવું હલકું પાતળું હશે અથવા તો ગમે તેવાં દુઃખો હશે—અરે

એકવાર મ્હારાપર આકાશ પણ તુટી કેમ ન પડે—તો પણ જ્યાં આપ પ્રેમ દૃષ્ટિની કૃપા કરો ત્યાં અન્ય સર્વ સુખ દુઃખ જખ મારે છે. કોઈ પણ સ્થિતિ દુઃખકર છેજ નહીં.

મુગટમણિ! મ્હારી સ્વર્ગસ્થ પુજ્ય સખી કુંદન ગૌરી એક મહાનસતી હોવાથી તેમનું જીવન સ્ત્રીવર્ગને દ્રષ્ટાંતરૂપ છે. તેથી તેમનેજ પગલે ચાલવાનો મેં નિશ્ચય કર્યો છે. સુમન્ત કાન્તા મ્હારાં પોતાનાંજ બાળકો હોય તેમજ ગણીને અરે વ્હાલા! તેથી પણ વધારે ગણીને મારી માતા તરીકેની ફરજ અદા કરીશ. આપનું અને એઓનું હિત સદામારી દૃષ્ટિ આગળજ રાખીશ. એમને પણ સાથેજ લેવા દેવા આપને વિનંતિ છે.

વ્હાલા વધુ શું લખું?

લી०
આપની ચરણરજ
સરસ્વતીના સાષ્ટાંત દંડવત્
પ્રણામ સ્વીકારશોજી.

મણિરાય આ પ્રેમ પત્રિકા વાંચી પ્રસન્ન થયો. શેર લોહી ચઢ્યું. પરીક્ષા થઇ. પત્નીને ધન્યવાદ આપ્યો. પોતાને ભાગ્યશાળી ગણ્યો. અને સમય થયે સુરત આવવા નીકળ્યો. દર્શન થતાંની વાર સરસ્વતીએ ઉમંગભેર વંધાવી લીધો. સમાગમ થયો, અને રાત્રી અનુપમ આનંદમાં વીતી. સૌને મળી ભેટીને બીજે દીવસે મણિરાય સરસ્વતી સુમન્ત અને કાન્તા કરાંચી જવાને ઉપડી ગયાં.

## પ્રકરણ ૫.

કરાંચીમાં આ નવીન કુટુંબ સુખ ચેનથી રહે છે. સરસ્વતી ઉલ્લાસથી—સાદાઇથી—કરકસરથી ઘરનો ભાર ઉપાડી રહી છે. સુમન્ત અને કાન્તાપર એના ચારે હાથ છે. ગરીબાઇમાં પણ સરસ્વતી સ્વર્ગીય સુખ દરેકને દેખાડે છે મણિરાય સરસ્વતીની રહેણી કરણી—સદ્‌વર્તન અને મર્યાદશીલ પવિત્રપણાથી પ્રસન્ન થઇ રહ્યો છે. આ પ્રમાણે આનંદમાં આઠેક માસ ગયાં ને શેઠની આજ્ઞા થઇ કે સૌએ હવે મુંબઇ ચાલવું. અને મણિરાયે શેઠની મુંબઇની પેઢીપર જ નોકરી કરવી. સૌ કોઇ આથી મુંબઇ ગયાં. અને હાલ તુરતને માટે શેઠે મણિરાયને પોતાના ગીરગામ બેકરોડપરના સુંદર બંગલામાં ઉતારો આપ્યો.

આ બાગ બગીચાવાળા ભવ્ય બંગલામાં સરસ્વતી દીવાનખાનામાં બેઠી બેઠી સુમન્ત કાન્તાને શીખવે છે અને તે કાર્ય મણિરાય આરામખૂરશીમાં પડયો પડયો જોઇ રહ્યો છે એવામાં રૂસ્તમજી શેઠ ત્યાં આવી પોંહોચ્યા. કોઇ દિવસ નહીં અને આજે આમ છેક અચાનક શેઠની પધરામણી થવાથી સૌ આશ્ચર્ય પામ્યા. શેઠનો યોગ્ય આદર સત્કાર કરીને બેસાડયા. સરસ્વતી ચ્હા બનાવવા લાગી અને સુમન્ત દૂધ લાવ્યો. કાન્તાએ સરસ્વતીને પુછ્યું "બા! બા! આ શેઠ કોણ છે?" સરસ્વતીએ કહ્યું "બેન! એ તારા મોટાભાઇના સુરબ્બી રૂસ્તમજી શેઠ છે. એમને પગે લાગ" કાન્તાએ પ્રણામ કર્યા. શેઠે આશીર્વાદ દીધો. શેઠે ચ્હા પીધી. પાન સોપારી તંબાકુ વગેરે ખાધાં. પણ હજુએ શેઠ કંઇ બોલતા નથી

અને કેમ આવ્યા છે તે જરા પણ નહીં સમજાયાથી મણિરાયે કહ્યું “શેઠ સાહેબ! શી આજ્ઞા છે તે હવે કૃપા કરીને જણાવશોજી? હમને કોઈને કાંઇ પણ સમજ પડતી નથી કે આપ સાહેબ શા વિચારમાં ગુંચવાયા કરો છો જે ઇચ્છા હોય–જે આજ્ઞા હોય તે મેહેરબાની કરીને સત્વર જણાવોજી. આપનાં આ દાસદાસી આપનો પડતો બોલ ઉપાડી લેવા સદાએ તૈયાર છે.” શેઠે કહ્યું—“મ્હારા નીકમહલાલ મણિરાય! તારાપર પ્રસન્ન થયો છઉં. માગ, માંગ, જે માગે તે આપું!” મણિરાયે તુરત શેઠને પગે પડતાં કહ્યું. “મ્હારા કદરદાન શેઠ સાહેબ! આપની કૃપા શિવાય કંઇ પણ જોઇતું નથી. આપની કૃપા છે તો મારે મન લાખો રૂપીયા છે.” શેઠે સરસ્વતીને કહ્યું, “બેટી સરસ્વતી! મણિરાય તો ગરીબાઇજ પસંદ કરતો જણાય છે. પણ બેટી, પૈસાદાર થવું તને શું પસંદ નથી? આવા બંગલામાં સદા વસવું તને શું ગમતું નથી?” શેઠ વધુ બોલવા જાય છે એટલામાંજ સરસ્વતી બોલી ઉઠી—“નહીં શેઠજી! ગરીબાઇમાં જેટલું મન પવિત્ર રહે છે તેટલું દોલતવાળા હોવાથી નથી રહેતું એવા ઘણા દાખલા આપને માલમ હશે. માણસની કસોટી ગરીબાઇમાંજ થાય છે અને પૈસાદારપણું માણસને ખુદાથી દૂર ધસડી જવા યત્ન કરે છે ત્યારે ગરીબાઈ ખુદાની નજદીકમાંજ માણસને રાખે છે. ખરૂં સુખ સંતોષમાંજ છે. મારા પતિ મારાથી અને હું મારા પતિથી સંતુષ્ટ છઇએ, એટલે હમારો એક બીજાનો પ્રેમ એજ હમારી દોલત છે. ઇશ્વર પૈસાદાર બનાવશે તો જનસમાજના દુઃખ વધારે સારી રીતે ટાળવા યત્ન કરીશું. નહીં તો જેવી ઇશ્વરની ઇચ્છા. બાકી હમને તો “ગરીબાઇમાં દુઃખ છે.” એવો ભાસ આજ લગી થયો નથી. કારણ કે હમારો એક બીજાપરનો પ્રેમજ, આપને કહી ગઈ છઉં તેમ, હમારી મોટામાં મોટી દોલત છે. હમારા તરફની ચિંતા આપ જરાએ કરશો નહીં. હમારાપર આપ સાહેબની એવીને એવી મેહેરબાની કાયમ રહે એટલે બસ.” સરસ્વતીના સદ્‌ગુણોથી શેઠ કરાંચીમાં જાણીતા થયા હતા. પરંતુ આજના ભાષણથી શેઠ છક થઈ ગયા! અને પાંચેક મીનીટ વિચાર કરીને શેઠ બોલ્યા “ભાઈ મણિરાય બોલવા બેસું તો દિવસના દિવસ વહી જાય તો પણ પુરૂં થાય નહીં. પરંતુ ટુંકમાંજ તને આજે કહું છઉં. સાંભળ મારી પેઢીપર તને વીશ રૂપીયાના પગારથી નીમ્યાને આજે આઠેક વરસ થયાં હશે. એ અરસામાં મારી ખાતરી થઈ ચૂકી છે કે તારા જેવો પ્રમાણિક–પરગજુ–ખંતીલો–ચાલાક–વફાદાર અને વિવેકી માણસ મને કોઈ મળ્યો પણ નથી તેમ મળશે પણ નહીં. તારા સંતોષીપણાને ધન્ય છે કે તેં એકવાર પણ પગારના નજીવાપણા માટે મને જરા પણ કહ્યું નથી! વળી કરાંચી તુરતા તુરત મારી સાથે આવીને ત્યાં એવી બાહોશીથી તે કામ કર્યું છે કે મારી પેઢીને દોઢ બે લાખ રૂપીઆના નુકસાનમાંથી બચાવી છે. તે ઉપરાંત હું ધારતો હતો તે કરતાં ત્રણ ગણો મોટો નફો મને કરાવી આપ્યો છે. મારી લાજ રાખીને મારી પેઢીની શાખ તમે ઘણીજ વધારી છે. તમારી આજ લગી તો મેં રૂપીએ આની પણ કદર બુઝી નથી તો પણ તેં ત્હારૂં સજ્જનપણું છોડયું નથી. તને મેં મોટો અન્યાય કર્યો છે, પણ મને, એ કદર સ્વાર્થી સમજીશ નહીં–ફક્ત તારી કસોટી કરવા ખાતરજ આજ સુધી તને ગરીબાઇમાં રહેવા દીધો છે. મણિરાય તે કસોટીમાં તમો તથા તમારી નમુનેદાર ધર્મ સહચારીણી સો ટચના સોના મારક ઝળકી નીકલ્યાં છો. તમે તમારૂં કર્તવ્ય બજાવ્યું છે અને વધુ વિલંબ ન કરતાં

હું મારૂં કર્તવ્ય આજેજ બજાવું છઉં. તમારા ઋણમાંથી અને ખુદાના કોપમાંથી આજે છૂટો થાઉં છઊં. મારી રાજીખુશીથી જણાવું છઉં કે સરસ્વતીની કીર્તિ અમર કરવાને આંજથી આ બંગલાનું નામ "સરસ્વતી મંદિર" આપું છઊં અને એમાંના સર્વે રાચરચીલા-સરસામાન-ગાડીઘોડા બાગબગીચા વગેરે તમામ ચીજો સહિત એ "સરસ્વતી મંદિર" તમોને ઘણી ખુશીની સાથે આજે ભેટ કરૂં છઊં. તે ઉપરાંત આજથી તમને નોકરીમાંથી છૂટાં કરૂં છઊં. અને મારી પેઢીમાં તમારો ચાર આની ભાગ કરૂં છઉં. આજથી પેઢીનું નામ "રૂસ્તમજી અને મણિરાયની કંપની. રાખું છઉં. અને બેવફા થયલા ધનજીશાને રજા આપું છઊં. તેનો ભાગ કાઢી નાંખુ છઉં. મારાં આ વચનોની વિરૂદ્ધમાં એક હરફ પણ તમો કોઈ કાહાડશો નહીં. તમોને અંતરથી આશીર્વાદ આપું છઉં કે તમો સૌ સુખી રહો" એટલું કહીને શેઠ એકદમ ચાલી નીકળ્યા અને મણિરાય પાછલ જાય છે એટલામાં તો શેઠ કંપાઉન્ડની બાહાર પણ નીકળી ગયા.

* * *

## પ્રકરણ ૬.

"સરસ્વતી મંદીર" માં મણિરાય અને સરસ્વતી આનંદ કરે છે. સુમન્ત-કાન્તા મોટાં થયાં છે. વિદ્વાન્ અને નીતિવાન નીવડયાં છે. સરસ્વતીને પણ બે પુત્રીઓ થઇછે. જેઓ અને સુમન્ત-કાન્તા વચ્ચે અતિગાઢ સ્નેહ બંધાયા છે. સૌ કોઇ સુખ અને આનંદમાં છે એક સમયે સર્વે છોકરાંઓ ફરવા ગયાં છે તે વખતે સરસ્વતીએ મણિરાયને પુછ્યું "વ્હાલા : મારો એક સંશય દૂર કરો કુંદન સરસ કે હું સરસ ? એનો જવાબ આપો જોઉં વારૂ ?"

મણીરાય-"વ્હાલી ! તું ગમે તેટલી સરસ હો-પણ કુંદનનું સ્મરણ અહોનીશ જેવું ને તેવુંજ રહે છે. કુંદનના ગુણ ગાવાને મારી શક્તિ પોહોચી વળે તેમ નથી. પરંતુ મ્હારી વ્હાલી સરસ્વતી ! આથી મારૂં કહેવું એમ નથી કે કુંદનથી તું કોઇ પણ વાતે નરસ છે. સહજ જો પુછાવે તો કહું છું કે તમો એક એકથી સરસ છો. કોઈ કોઇનાથી ઉતરે એમ નથી. કુંદનજ જાણે સરસ્વતી ચમ ગઇ હોય તેમજ છે તમે બંનેએ પોતપોતાનું સર્વસ્વ મારા સુખને ખાતર અર્પણ કર્યું છે. અને મને જન્મોજન્મનો આભારી કર્યો છે."

સરસ્વતી-"એ બધું ગમે તેમ હો. એવો ગોળ ગોળ જવાબ મેં માંગ્યો નથી. તેથી કહો; વ્હાલા ! કે કોઇ પણ એવો ગુણદોષ નથી કે જે કુંદન કરતાં મારામાં ઓછાવત્તા પ્રમાણમાં હોય ?"

મણિરાય-ઓ હઠ તે વ્હાલી આનું નામ આપણી બે આંખોમાં જેમ કોઈ ચઢતી ઉતરતી છેજ નહીં તેમ તમો બંને મારી બે આંખો જેવાં છો. તમો બંને દેવી સમાન સન્માનને પાત્ર છો. તમો બંને પરમાત્માની સરખી કૃપાને પાત્ર છો તમો બંને એવી અલૌકીક સન્નારીઓ છો કે જેથી મારૂં જીવન મધુર થયું છે અને જીનસમાજને લાભ

કર્તા તમે થયાં છો. વ્હાલી! વધારે ખુલાસો તે કેટલા કરૂં–કુંદન કરતાં તને સરસ કહું તો ઇશ્વરનો અને તે સ્વર્ગસ્થ પ્રિયતમાનો ગુન્હેગાર થાઉં છું અને તારા કરતાં કુંદનને સરસ કહું તો તને અન્યાય થાય છે બોલ પ્રિયા ! બોલ સલુણી ! હવે તારા પ્રશ્નનો સીદો પ્રત્યુત્તર કેવી રીતે આપું ! " સરસ્વતી–વ્હાલા ! મ્હારા પ્રાણાધાર નાથ ! તસ્દી આપી તે માફ કરશો–મારો કઠણ પ્રશ્ન પાછો ખેંચી લઉં છું હું આપનાથી અણજાણી તો નહોતીજ પરંતુ આજે મારી વધુ ખાત્રી થઇ છે કે પતિવાદી પોતાનો બચાવ કરવાને અત્ર હાજર નથી તેમજ હું તમારી પાસે છું તેની એ આંખની શરમ પણ નહીં પડવા દેતાં તમે ન્યાય કરવામાં જે પ્રસંશા કરવા લાયક અપક્ષપાતીપણું દાખવ્યું છે તે ખરેખરજ ધન્યવાદને પાત્ર છે ! વ્હાલા ! રોજ કરતાં આજે હું આપનાપર વધુ પ્રસન્ન થઈ ગઇ છું–વ્હાલા ! ઇચ્છો–ઇચ્છો–મ્હારા મુગટ મણી–ઇચ્છો–જે ઇચ્છો તે આપું !!!

" વ્હાલી," તેણે ઘણાજ આનંદથી કહ્યું "મ્હારે માત્ર ત્હારા પ્રેમનીજ જરૂર છે. તું મ્હને ત્હારો વિશુદ્ધ પ્રેમજ આપ. "

નિર્ભય-તનુ.

---

# વિવિધ વિહાર.

## સ્ત્રીઓની સ્વતંત્રતા ! ?

સ્વતંત્રતા માણસને ઘણી પ્રિય હોય છે. માણસનો આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્વતંત્રજ છે, પણ સંસારની ઉપાધિઓથી તે બંધનમાં આવી પડે છે. બ્રહ્મજ્ઞાન થતાં એ બન્ધનનું મિથ્યાત્વ સમજાય છે, અને બ્રહ્મથી અભિન્ન એવાં પોતાનાં સત્યસ્વરૂપને ઓળખતાં તે પાછો સ્વતંત્ર બની રહે છે. એ સ્વતંત્રતા પ્રાપ્ત થયે ત્હેને કશાની અપેક્ષા રહેતી નથી, રહેતી હોય તો તે સ્વતંત્રતા શેની ?

જુદા જુદા દેશના લોકોએ પોતપોતાની સ્વતંત્રતા જાળવી રાખવાને કેવા કેવા પ્રયત્નો કીધા એ જગતના ઇતિહાસનાં સૌથી વધારે જાણવા લાયક અને અસરકારક છે આપણા દેશમાં પણ વર્તમાન સમયમાં રાજકીય જાગૃતિ થઇ છે, અને સ્વતંત્રતાના વિચાર ચારે દિશામાં ઘુમી રહ્યા છે.

એ સ્વતંત્રતા તો શું ?

પોતાનું તંત્ર પોતાને હાથે ચલાવવું, પારકાં તંત્રમાં ન રહેવું, પરાધીનતાની સ્થિતિ

ન ભોગવવી, અન્યવસ્તુથી નિરપેક્ષ રહેવું તેનું નામ સ્વતંત્રતા. આવી સ્વતંત્રતા માણસને કયાંથી હોય ? જન્મ મરણની દોરી જેને હાથ નથી, હું કયાંથી આવ્યો અને કયાં જવાનો છું એ જેનાથી જાણી શકાતું નથી, એક સાગરનો તરંગ, એક સર્પનો દંશ, એક ઝેરી પાંદડું જેનો પ્રાણ લેવાને બસ છે તેવાં ક્ષુદ્ર પ્રાણીમાં એ સંભવેજ કયાંથી ? બાહ્ય સાધનોની અપેક્ષા રાખ્યા વિના આખી સૃષ્ટિનો રચનાર અને ટકાવનાર, પોતે અને પોતાથી અભિન્ન એવી પોતાની સૃષ્ટિનું તંત્ર યોગ્ય રીતે ચલાવનાર. પરમાત્મા શીવાય અન્યમાં એવું સર્વ શક્તિત્વ હોયજ નહી.

ત્યારે "સ્વતંત્રતા"ને માટે દેશમાં જે ભારે કોલાહલ મચી રહ્યો છે તે મિથ્યા છે શું ? આપણા રાજ્યદ્વારી આગેવાનો આપણે માટે સ્વરાજ્યની માંગણી કરે છે, આપણા સંસાર સુધારકો સ્ત્રી જાતિની સ્વતંત્રતા જનસમાજની ઉન્નતિ માટે અગત્યની ધારે છે, આપણા વૈદો અને દાક્તરો બાળકોના શારીરિક વિકાસ માટે ચલનવલનની સ્વતંત્રતા માગે છે, અને આપણા શિક્ષણ શાસ્ત્રીઓ તેમનાં માનસિક વિકાસ માટે કુદરતી વલણને ન રોકવાની ભલામણ કરે છે. અર્થાત્ બાળકોને મસ્તિ કરવા દેવાં, અને ગમે તે સવાલો પૂછે તો પણ તેમને તેમ કરતાં રોકવાં નહી ઠપકો દેવો નહી, એટલુંજ નહીં પણ જે પૂછે તેના જવાબ આપ્યાં કરવાં ! ! ! આપણા દેશમાં શિક્ષણ શાસ્ત્રનું પ્રાચીન સૂત્ર એ છે કે "સોટી વાગે ચમચમ, વિદ્યા આવે ધમધમ", એ સૂત્ર પ્રમાણે અનેક વર્ષે સુધી સુધી આપણે વર્ત્યા છીએ, હાલ મ્હોટા માણસમાં ખપતા અનેક માણસો ઉપર એ સૂત્રનો પ્રયોગ થયો છે, અને તેઓ ભણ્યા, ગણ્યા, પાવરધા થયા, અને મ્હોટા માણસમાં ખપ્યા તે પરથી સિદ્ધ થાય છે કે એ પ્રયોગ નિષ્ફળ ગયો નથી, કાળનું બળ એવું છે કે એવાં પ્રાચીન સૂત્રોને ઉથલાવી નાંખીને વર્તમાન સમયમાં એવો બોધ આપવામાં આવે છે કે "બાળકને દરેક કાર્યમાં આનંદ દેખાડવો," "શિક્ષણમાં રમુજ પડે તેમ કરવું." શિક્ષણમાં રમુજ કોને પડી છે ! માસ્તરની રમુજ તમે લઈ લીધી, અને રમુજના અનધિકારીને માટે તમે રમુજ માગો છો. ભણવું અને રમવું કોઇ દા'ડો સાથે બન્યું સાંભળ્યું છે? સુન્દરી સુબોધ" માસિકમા એક સ્ત્રી લેખક "બાલશિક્ષણ" માં સલાહ આપે છે કે "કોઇ પણ સખ્તાઇ બાળકના કોમળ અંગ ઉપર ના વાપરવી......બાળક સાથે તથા સુશીલ સહનશીલ થવું" બાળકની માતાએ પણ બધું સલાંજ કરવું ! બોલવું નહીં, વઢવું નહીં, "મુવા" અથવા "મોઇ" કહીને, અથવા ઢીંકા મારીને, કે ગાલે ચીમટું તાણીને પોતાનાં મ્હોની કે હાથની ચેળ મટાડવાની પણ તેને છૂટ નહીં ! ! ! પછી તેની સ્વતંત્રતા કયાં રહી ?

માણસ ગર્ભાવાસથી તે મરણ પર્યન્ત અનેક જાતનાં બન્ધનોમાં રહે છે. એ સઘળામાં લગ્નનું બન્ધન વધારે ગાઢું અને વધારે પવિત્ર છે. પતિ-સેવા એ સ્ત્રીનું મ્હોટામાં મ્હોટું કર્તવ્ય મનાય છે, કેટલાકની સમજ પ્રમાણે તો પતિ-સેવામાંજ સ્ત્રીનું સઘળું કર્તવ્ય સમાપ્ત થાય છે. હાલમાં એ વિચારપદ્ધતિમાં ફેર થવા લાગ્યો છે, અને સ્ત્રીઓને કુટુંબ તરફ, સમાજ તરફ, દેશ તરફ, અને ઈશ્વર તરફ પણ અનેક ફરજો બજાવવાની

છે એવી સમજણુ આવવા માંડી છે. સમાજમાં મળીને સમાજની ઉન્નતિમાં ભાગ લેવાની સ્ત્રીની ફરજ, અને માદાંની માવજત વગેરે માટે સ્ત્રીની યોગ્યતા સર્વત્ર સ્વીકારાઇ છે. એટલે. સ્ત્રીને શિર એટલાં બન્ધનો વધ્યાં છે. દાંપત્યનો સંબન્ધ સેવ્ય–સેવકનો ગણાતો મટી પ્રાચીન કાળની પેઠે મૈત્રીનો ગણાવા લાગ્યો છે. એક વિદ્વાનનો એવો અભિપ્રાય છે કે પુરૂષ અને પુરુષ વચ્ચે જેટલી મિત્રતા હોય ત્હેના કરતાં પુરૂષ અને સ્ત્રીની વચ્ચે વધારે હોવાનો સંભવ છે. સામ્યની સાથે વૈષમ્યનું પણ તત્ત્વ (જે મૈત્રીમાં જરૂરનું છે) તે સ્ત્રી પુરૂષમાં લિંગ ભેદને લીધે સ્વભાવથીજ હોય છે, એટલે મૈત્રીને માટેજ ઘડાયલાં હોય તેવી રીતે એ બેની મૈત્રીને માટે ખાસ અનુકૂળતા છે સ્પાર્ટાની સ્ત્રીઓ વિષે પ્રો. આનન્દશંકર લખે છે કેઃ–"કન્યાઓ પોતાના માતા પિતાની વિશુદ્ધિ માટે અભિમાન ધરાવતી અને વ્યભિચાર તો તદ્દન અજાણ્યોજ હતો. પ્લુટાર્કના જીવન ચરિત્રોમાં આ સંબન્ધી એક રમુજી વાત છે. એક વૃદ્ધ સ્પાર્ટનને પૂછવામાં આવ્યું કે "આપના દેશમાં વ્યભિચાર માટે શી શિક્ષા છે?" ત્યારે પેલા સ્પાર્ટને જવાબ દીધો કે "અમારા દેશમાં કોઇ વ્યભિચારી છેજ નહિ." પણ હોય તો?" ઉ. ડુંગર ઉપરથી વળીને નીચેની નદીમાંથી પાણી પી શકે એવડો મ્હોટો સાંઢ દંડ તરીકે આપવો પડે." આ શી વાત કરો છો? એવડો મ્હોટો તે કોઇ સાંઢ હોય?" "ત્યારે સ્પાર્ટામાં કોઇ વ્યભિચારી પણ હોય?" આપણા દેશને માટે આ પ્રમાણે કહી શકાશે ખરૂં? સ્ત્રી પુરૂષના સહજ પ્રસંગથી "મધપુડો ઉરાડ્યો હોય ને તેની માખો ગણગણે ને દંશ દે એવી મધમાખોની દશાને લોક પ્રાપ્ત થાય અને.........એ લોક તેમનાં શરીરનેજ દેખે અને વિપરીત ભાવનાઓ કરવા બેસે" એવી આપણા સમાજની સ્થિતિ હોય અને એ ભાવનાઓ કેટલીક વાર ખરી પડતી હોય તો તેનાં કારણો નીચે પ્રમાણે છેઃ—

૧. આપણી શારીરિક અને માનસિક નિર્બળતા, અને વિષય વાસનાનું પ્રાબલ્ય.

૨. સ્ત્રી તરફ પૂજ્ય બુદ્ધિનો અભાવ, સ્ત્રીને પુરૂષને રમવાનું રમકડું માત્ર છે, પુરૂષ તે ભોક્તા છે અને સ્ત્રી તે ભોગ્ય છે એવી સમજ.

૩. કેળવણીની ખોમી.

૪. લોકનો ગણગણાટ અને દંશ.

૫. એવા પ્રસંગોની વિરલતા.

એ કારણો દૂર થયાથી આત્માની ઉન્નતિ માટે, હૃદયની કોમળતાને માટે જીવનનાં નિયમિતપણાને માટે સ્ત્રીઓની સર્વમાન્ય ઉપયોગિતા આપણે અનુભવીશું, અને સ્ત્રી જાતિ ઉપર ઇશ્વરે નાખેલા બન્ધનનું સાર્થક્ય થશે. સંકુચિત વિષયી ભાવનાથી અન્ય એવી સૌન્દર્યની ભાવના હોઈ શકે તે વિષે પ્રો. આનન્દશંકરે "નારી પ્રતિકઃ એ વિષયનું ઐતિહાસિક દર્શન" એ નામના લેખમાં ગ્રીક લોકોની સૌન્દર્યની ભાવનાનું આપેલું ઉદાહરણ અત્રે ટાંકવું ઠીક પડશેઃ—

"હાઇપીરાઈડીસ નામનો એક વક્તા ફ્રીનિ નામની એક ગણિકાનો ન્યાયની કચેરીમાં બચાવ કરતો હતો. એની શુષ્ક દલીલો ન્યાયાધિકારી ઉપર અસર કરી શકતી

નથી એમ લાગતાં તેણે એકદમ એ ગણિકાની છાતી ઉપરનું વસ્ત્ર ખસેડી નાંખ્યું. ન્યાયાધિકારીઓ ઉરઃસ્થળનું દિવ્ય સૌન્દર્ય જોઇ ચકિત થઇ ગયા અને એ સ્ત્રીને નિર્દોષ ઠરાવી ઇતિહાસકાર કહે છે કે–આ કોઈ પણ પ્રકારના અપવિત્ર ભાવથી નહિ, પણ એવી સમજણથી કે એફ્રોડાઈટ દેવીની ઉપાસિકા જેવી દિસતીઆ સુન્દરીમાં દોષ સંભવેજ કેમ!"

આમ સ્ત્રીઓને શિર બન્ધનો વધતાં જાય છે, અને વધતાં જોવાને આપણે ઇચ્છીએ છીયે, ત્યારે સુધારકો સ્વતંત્રતાનો પોકાર કરે છે તેનો અર્થ શો? સ્ત્રીઓ બન્ધનમાંથી છુટી જાય તેટલા માટે નહીં પણ કર્તવ્યતાની સ્વયંભૂ વૃત્તિના સખ્ત બન્ધનમાં દિન પ્રતિ દિન વધારેને વધારે બન્ધાતી રહે, અને પ્રેમની જે દિવ્ય પ્રભુતા ઇશ્વરે ત્હેમને ખાસ બક્ષેલી છે તે વધારે વિસ્તારમાં ફેલાય એવો ત્હેમના આત્માનો વિકાસ થાય ત્હેને માટે કરી આપવાની સગવડ, ત્હેનેજ આપણે સ્વતંત્રતા કહીશું. એ વિકાસમાં રૂઢિનું દાસત્વ, "यद्यपिशुद्धं लोकविरुद्धं नाचरणीयं नाचरणीयम्" એવો આગ્રહ, અને લોકમાં સારાં કહેવડાવવાનો મિથ્યા લોભ,–એ ત્રણ મ્હોટાં વિઘ્ન છે. લોકની કુથલી કરવામાં કે સાંભળવામાં જે વખત જાય છે તેનો કોઈ વધારે સારાં કામમાં ઉપયોગ કરવામાં આવે અને કેવળ રૂઢિ કે લોક મતનું અવલંબન કીધા વિના સ્વતંત્ર રીતે વિચાર કરવાની ટેવ પાડવામાં આવે તો આ વિઘ્નો ઘણે ભાગે દૂર થાય. પણ તે શી રીતે બને? આપણામાં કહેવત છે કે "ચાર મળે ચોટલા, ત્યાં ભાંગે ઓટલા." એક ઈંગ્રેજ લેખક લખે છે કે લૅગાડોની યુનીવર્સીટીમાં સઘળા શબ્દોજ કહાડી નાંખવા એવી એક દરખાસ્ત મુકવામાં આવી હતી. તેનું કારણ એ હતું કે બોલવાથી માણસનાં ફેફસાં નબળાં પડી જાય છે અને તેથી આયુષ્ય ક્ષીણ થઇ જાય છે. માટે એવી ગોઠવણ રાખી કે શબ્દો તે વસ્તુઓનાં નામ માત્ર હોવાથી, જે જે વસ્તુઓનાં નામ દેવાની જરૂર લાગે તે નામ ન દેતાં તે વસ્તુઓજ આપણી પાસે રાખવી કે બોલવાની જરૂર ન પડે. આ શોધથી લૅગાડોની પ્રજાને આરોગ્ય અને સગવડનો ઘણો લાભ થયા વિના રહેત નહિ, પણ એ શહેરનાં બૈરાંઓએ અને બીજા હલકાં માણસોએ એવો તો ખળભળાટ મચાવી મુકયો કે એ વિચાર માંડી વાળવો પડયો. સ્ત્રીઓની એ વાચાળતાનો જો કોઈ વધારે સારો ઉપયોગ કરવામાં આવે તો ઘણું સારૂં. પણ પારકી કુથલી કરવામાં કે સાંભળવામાં તો વખત નકામો જાય છે, અને તેથી માણસના વિચાર સાંકડા અને નીચ થઇ જાય છે, અને પોતાની એવી કુથલી ન થાય એ બ્હીકને લીધે એક પ્રકારની લોક ભીરુતા તેઓમાં આવે છે. વળી નિરુદ્યમી બેસી રહેવાથી શરીર અને મનની શક્તિ પણ ક્ષીણ થતી જાય છે. એ અડચણોને લીધેજ ન્યાતવરા અને વરઘોડાના ભારે ખરચ, અલંકાર પ્રિયતા, બાળલગ્ન, રોવા કૂટવાનો રિવાજ, બાધા આખડી વીગેરે અનિષ્ટ વસ્તુઓ આપણામાં કાયમ રહી છે. રોવા કૂટવાની કળા શીખવાને માટે કેટલાંક શહેરમાં છોકરીઓને ગોરના દહાડા ખાસ અનુકૂળ જણાય છે. કેળવણીના સંસ્કારવાળી જ્ઞાતિઓમાં પણ સ્ત્રીઓએ વિષયમાં લગાર વધારે રસ પડતો હોય એમ લાગે છે, પણ ઘરડાંઓના જેવી આવડત તેઓમાં આવતી નથી અને એ આવડત મેળવવાનો ઉમંગતવરાથી કમી થશે એવી આપણે આશા રાખીશું. જે સ્ત્રીઓ બાધા આખડીમાં બહુ ન માનતી હોવા છતાં અન્યની પ્રેરણાથી બાધાઓ રાખે છે તેને પોતાને પણ ખબર ન પડે તેવી રીતે એ ઉપર શ્રદ્ધા લાગી જાય છે, અને ખરા લેવાના

ઉપાય તરફ બે દરકાર રહેવાય છે, માટે એવી બાધા રાખતાં સ્ત્રીઓને પુરૂષોએ અટકાવવી જોઇએ એમ લખવાની હીંમત કરૂં તો આ માસિકનાં સ્ત્રી વાંચકો તે અક્ષન્તવ્ય ગણશે નહીં.

એટલું ઉમેરવાની જરૂર જણાય છે કે નિરંકુશતા એ સ્વાતંત્ર્યથી તદ્દન નિરાળી વસ્તુ છે. દરેક સ્ત્રીએ અને દરેક પુરૂષે પોતાનું જીવન નિયન્ત્રિત કરવું, પોતાના ઉપર જોઇતા અંકુશ પોતાને હાથે મુકવા એ અતિ આવશ્યક છે. આપણાં વ્રત, ઉપવાસ આદિ નિયમોમાં કંઇક એવોજ હેતુ રહેલો હાવો જોઇએ. ખાવા પીવા વીગેરે બાબતોમાં "ધર્મ" ના અંકુશ તોડવાનો પ્રયત્ન કરતા જતાં આપણા યુવાન સુધારકોમાં કેટલીકવાર નિરંકુશતાનો સ્વાર્થીમાત્ર પ્રવેશ કરે છે, અને નીતિના પ્રદેશ તરફ પણ પ્રસારો કરે છે. "સ્વતંત્રતાનો જોસ્સો એ નામે એ નિરંકુશતા આપણા ઘરમાં, સ્કૂલોમાં, કૉલેજોમાં, અને કૉંગ્રેસોમાં પણ કેટલીકવાર જોવામાં આવે છે, માટે કહેવાની જરૂર છે કે " Beware of imitations " ( નકલી દામથી સાવચેત રહેજો. )

મોહન પાર્વતીશંકર દવે.

---

# વિદ્યાકળા.

## ક્ષય–તેનાં કારણો અને અટકાવવાના ઉપાયો. *

મહેરબાન પ્રમુખ સાહેબ તથા ગૃહસ્થો,

આજનો વિષય કેટલાંક કારણોને લીધે, પસંદ કરવામાં આવ્યો છે. થોડાં વર્ષ દરમ્યાન આ જીવલેણ રોગે આપણી ન્યાતીમાંથી ઘણાં જુવાન સ્ત્રિ પુરૂષોનો ભોગ લીધો છે. અને તે દર વર્ષ લેતો જાય છે. આવી રીતે ઘણાં ઉંડા મૂળ ઘાલી બેઠેલા રોગને માટે આપણે થોડું ઘણું જાણવાની આવશ્યકતા છે એવું ધારી આજ આ રોગ તેનાં કારણો અને તેના અટકાવવાના ઉપાય સાથે બનતી સમજુતી આપવાનો આ પ્રયત્ન છે.

આ રોગ સંબંધી બધા દેશોમાં ઘણો ઉહાપોહ થઈ રહ્યો છે. તેવા વખતમાં આપણા લોકોમાં એ સંબંધી કાંઈ જ સમજુતી આપવામાં આવતી નથી. કે કાંઈ ચોક્સ પગલાં લેવાં આવતાં નથી એ ઘણું શોચનીય છે.

ક્ષય એટલે ધીમે ધીમે આવતી શારીરિક ક્ષીણતા. એ હાલની સુધરેલી રીતે શોધ કરતાં ઉડતો અને ચેપી રોગ છે. એ રોગ ઘણું ખરૂં વારસામાં ઉતરી આવે છે. અને તે અમુક જંતુઓથી પેદા થાય છે એવું સિદ્ધ થયેલું છે. એટલે આ રોગનું મુખ્ય કારણ હાલની શોધ પ્રમાણે એ જંતુઓ મનાય છે.

---

* અત્રેની વડનગરા નાગર ગૃહસ્થ એસોસિએશનમાં વંચાયેલો લેખ.

એ જંતુઓ ફેફસાંમાં દાખલ થઈ ફેફસાંને ખાઈ જાય છે. પરંતુ દરેક મનુષ્ય જો કે એ જંતુઓનો ભોગ થઈ પડવાનો સંભવ છે. પરંતુ દરેક મનુષ્ય એ રોગથી પીડાતો માલુમ પડતો નથી.

તેનું શું કારણ ?

જેમ એક ઝાડનું બી વાવ્યાથી એ ઝાડ ઉગે જ એવું બનતું નથી તેમ આ જંતુઓ માટે પણ છે. જેમ અમુક જાતના બીયાંને એને પોતાને રૂચતો ખોરાક, પોતાને લાયકની જ જમીન; અને તેને માફકસર હવા પાણી જોઇએ છીએ, તેવી જ રીતે આ જંતુઓને પણ પોતાના લાયકનો ખોરાક, તેવી જ જગ્યા અને એને યોગ્ય જ માણસનું બંધારણ હોય તો જ તે જંતુઓ પગ ભર થવા પામે છે. અને પોતાનું નાશકારક કામ કરવા શક્તિમાન થાય છે, હવે એને માફકસરની શી વસ્તુઓ છે તે જોઇએ ?

ઇશ્વરી બંધારણ એવું છે કે મનુષ્યને કોઈ પણ જાતનો રોગ થવા પામે નહિ. અને જો કદાચ કાંઈ બગાડ થવા પામે તો તેનું નિવારણ શરીરની અંદર જ પેદા કરેલું હોય છે. ફેફસામાં ફક્ત ચોખ્ખી હવા જ દાખલ થાય. અને કોઈ પણ જાતના જંતુઓ કે કચરો અંદર દાખલ થઈ જાય નહિ એને માટે કુદરતે કેટલાક પહેરગીરો રસ્તામાં મૂકેલા છે. જેઓ બીન જરૂરની ચીજોને અંદર જતાં દ્વાર આગળ અટકાવી દે છે. હવા જવાનો મુખ્ય દરવાજો નસકોરાં છે. તેમાં વાળ ઉગાડેલા છે તે એવી રીતે વાંકા ચુકા ગોઠવવામાં આવ્યા છે છે કે જેથી એક બારીક ચારણી બને છે જેની અંદરથી ફક્ત હવા જ જઈ શકે. અને ધૂળ, જંતુઓ વીગેરે પદાર્થો બહાર જ અટકી જાય છે. તેથી નાકના વાળ કાઢી નાંખવાની કેટલાકને જે ટેવ હોય છે તે ઘણી નુકસાનાકારક છે. હવે નસકોરાં વટાળી કદાચ કોઈ ચીજ આગળ જવા ભાગ્યશાળી નીવડે તો ગળા આગળ જ્યાં ફેફસાંની નળીને જઠરની નળી જૂદી પડે છે ત્યાં એક ઢાંકણું છે તે એવી નકામી ચીજો ફેફસાં નળીમાં જવાનું બારણું બંધ કરી અટકાવી દે છે.

તે પણ ચુકાવી જો ભુલે ચુકે કોઈ વસ્તુ આગળ વધી જાય તો તેનો પણ અટકાવ થઈ શકે છે. કારણ કે ફેફસાંની નળી ઉપર અંદરની પાસથી એક બારીક સુવાળુ પડ છે. જેમાંથી અમુક જાતનો સ્નિગ્ધ પદાર્થ હંમેશ ઝર્યાં કરે છે. તે ચીકણા પદાર્થને એવી ચીજો ચોંટી જઈ અંદર જતાં અટકી જાય છે જ્યારે આ બધા અટકાવોને પસાર કરી જાય ત્યારે જ તે ફેફસાંમાં જઈ ઠર પડે છે. હવે ફેફસામાં ગયા પછી પણ એ જંતુઓને પોતાને લાયકની જમીન અને ખોરાક જોઇએ. એ ન હોય તો તે ઉધરવા પામે નહિ. તેથી જો ફેફસાં જન્મથી જ નબળાં હોય કે અંદર સોજો હોય અગર પોતાને કોઈ બીજી વ્યાધીથી શરીર પ્રકૃતિ નબળી અને શીથીલ થઈ હોય ત્યારે જ તે જંતુઓ બળવાન થઈ પોતાનું જીવલેણ કામ કરવા શક્તિમાન થાય છે.

(૧) ક્ષયનો રોગ વારસામાં ઉતરી આવે છે. ઘણું ખરૂં ક્ષયના રોગી માબાપનાં

**કારણો** છોકરાંક્ષયના પાસાવાળાં થાય છે.

(૨) જન્મની નબળાઈ અને ઈતર રોગો જેથી શરીરનું કાઠું નબળું થાય છે તે.

(૭) ઓરી, અછબડા, ઉટાંટીયો વીગેરે બચપણના રોગો, જેમાં ફેફસામાં જૂનો વ્યાધી પેસી જાય છે તે.

(૪) હાલનો કહેવાતો સુધારો ફેશનની ફીથીયારી.

(૫) નાનપણમાંથી મગજ ઉપર બોજો. વિદ્યાભ્યાસ.

(૬) શારીરિક કસરતની ખામી એના ઉપર આપવામાં આવતું ઘણુંજ થોડું જ ધ્યાન.

(૭) શહેરોની ઘીચ વસ્તિ. ખુલ્લી હવાનો અભાવ.

(૮) વધતી જતી મોંઘવારી એને લીધે જોઇતો પુષ્ટિકારક ખોરાક ઘી, દુધ, ખાંડ વીગેરે વસ્તુઓ વપરાશમાં થતી કંજુસાઈથી.

(૯) ખોરાકમાં થતી ભેળસેળ.

(૧૦) જુવાન મગજ ઉશ્કેરનારાં વાર્તાનાં પુસ્તકો નાટકો વિગેરે.

(૧૧) બાળલગ્ન નબળાં સ્ત્રિ પુરૂષોનાં અપક્વ જોડાં બાળ માતાઓ.

(૧૨) હાલની અમાનુષીક પ્રવૃત્તિ. મગજ ઉપર વધતી ચિંતા.

(અપૂર્ણ.)

માર્કંડરાય માધવરાય.

---

# સમયતરંગ.

## પ્રજાને એક અરજ.

યોજકો તરફથી પ્રજાને નીચે મુજબ વિનતિ કરવામાં આવે છેઃ—"સેવાસદન" ના આપણી પ્રજાકીય ખીળવણી અટકી પડી છે તે કોણ જાણતું નથી? ઘણીક બાબદોમાં તો તે અશકય જેવી થઈ પડી છે. આપણી સ્ત્રીઓ તરફ અને ઉતરતી વર્ણના લોકો તરફ જે રીતે આપણે વર્તે છીએ તેનું એ પરીણામ છે. એક દેશની સ્ત્રીઓ તે દેશના પુરૂષોના જેટલીજ અગત્યની છે. કોઈ બાબદમાં તેઓ જો પુરૂષો કરતાં ઓછી અગત્યતા ધરાવતી હોય, તો બીજી બાબદોમાં તેઓ જરૂરજ પુરૂષો કરતાં વધુ અગત્યતા ધરાવતી હશેજ. એક કોમ માટે તેની ભવીષ્યની માતાઓ કરતાં બીજું વધારે અગત્યનું શું હોઈ શકે, કે જે માતાઓ ભવીષ્ય પ્રજાની સરજતો અને તેઓના ગુણદોષો નકી કરનારી તેમજ જીંદગીની લડત માટે તેઓને લાયક બનાવનારી છે? એક પ્રજાનાં ઉંચા ધાર્મીક કાર્યો માટે અલબતાં સ્ત્રીજાતી ઘણી અગત્યની છે. એજ મુજબ આપણા ઉતરતી વર્ણના લોકો, જેઓ અસલ હીંદુસ્તાનના માલેકો હતા તેઓ જાણે આપણા દેશનાં હાડકાં અને રંતાયુઓ

જેવા છે. તેઓ ઉપરજ મુખ્ય કરીને દેશની ખેતીવાડી સંબંધી અને ઉદ્યોગ હુનર સંબંધી આબાદીનો આધાર છે અને પોતાની સલામતી માટે આપણો દેશ તેઓ ઉપરજ મુળ આધાર રાખે છે.

અને પ્રજાકીય ઉન્નતીનો એ બે અગત્યના સાધનોના સંબંધમાં આપણે કેવી રીતે વરત્યા છીએ ? જ્ઞાન, દોલત અને સત્તા એક હાથ કરવાની વધતી જતી ઇચ્છાને લીધે આપણે એ સાધનોને વધુ ઓછાં પડતાં મેલ્યાં છે. આપણે તેઓમાંના કરોડો જણાને સદીઓ સુધી સુખશાંતી વીદ્યા અને સાધારણ દવાદારૂ તથા હુનર ઉદ્યોગના મુળતત્વોથી પણ અજાણ્યા રાખીને અને મનુષ્યાવતારને સ્વાદીષ્ટ બનાવનારાં જ્ઞાનના દરવાજા આગળથી દુર રાખીને અજ્ઞાનપણામાં સબડવા દીધા છે, અને તેનું પરીણામ, કર્મના કાયદા પ્રમાણે આપણી પોતાની ખુવારી થવામાં આવ્યું છે. આપણને અસાધારણ કંગાળીયત અને નામોશી ખમવી પડી છે તેમજ તન અને મનનું દુખ સહન કરવું પડયુ છે. એ સંકટ ઘણું ખરૂં અટકાવી શકાય એવું હતું, પણ આપણી ટુંકી નજરે આપણને તે અટકાવવા દીધું નહીં. તે અરસામાં ખસુસ કરીને આપણા મોટા શહેરોમાં હુન્નર ઉદ્યોગની હરીફાઇઓ વધી પડવાથી આપણા સંકટમાં વધારો થયો છે જ્યારે ઉંચ વર્ણોનો તેમજ પુરૂષોનો સુધારો વધારો ટકી રહેવાથી અને ઉતરતા વર્ગના લોકોની તેમજ સ્ત્રીઓની સ્થીતી સબડતી રહેવાથી તે વધતી જતી સંસારી દરીદ્રયાના સાધન જેવી થઈ પડી છે અને પ્રજાની કુદરતી વયમાં અટકાવ પડયો છે. એક નાના વર્ગનો દાખલો લઇએ તો આપણા મીલ મજુરોની સ્થીતી જે માઠી હતી તે વધારે કંગાળ થતી જાય છે. તેઓની ઘરસંસારી જીંદગીનો નાશ થાય છે, પુરૂશો તેમજ સ્ત્રીઓ–બંને માઠી ટેવોને આધીન થતા જાય છે. તેઓનાં બાળકોને અતીકોમળ વયથીજ પડતાં મેલવામાં આવે છે અને કમણા કરવાના સાંચા તરીકે વાપરી શકાય એટલી વયના તેઓ થતાં તેઓને અસુખાકારી ભર્યાં સાધનોની વચ્ચે કામે લગાડવામાં આવે છે. આપણા કામદાર વર્ગના લોકો, કહેવાતા સામાન્ય સુધારાની રૂએ સુધરતાં જવાને બદલે તેઓમાં શારીરીક તેમજ માનસીક બગાડ કેવો દાખલ થયો છે અને એક હાથ ઉપર સુધારા વધારામાં ખલલ કરનારા પ્રાચીન રીવાજોને તેઓ કેવી રીતે વળગી રહે છે અને બીજા હાથ ઉપર શેહેરી જીંદગીની લાલચોને કેવી રીતે શરણ થતાં જાય છે તેનો આ ફક્ત એકજ દાખલો છે, કે જે લાલચોમાંથી તેઓને બચાવનારા હીતાર્થીઓ ઘણા થોડાજ હોય છે. આપણી આસપાસ વધી પડેલી એ અને એવીજ બીજી બદીઓનો ખરો ખ્યાલ આપણામાંના ઘણા થોડાઓજ કરે છે. કમનસીબે આપણામાંના ઘણાઓ એ બદીઓને અટકાવી ન શકાય એવી લેખે છે. બાકી રહેલા નાના વરગમાં થોડાક અંતઃકરણ પુરવક મહેનત કરનારા જીવો અહીંતહીં પડેલા છે, જેઓ નીતી - સંબંધી તેમજ સંસારી અવનતીની બંદીઓ બરાબર સમજ્યા છે, ઉતરતા વર્ગના લોકોને જબરીથી અલગ રાખવાની બંદીઓ અને પુરૂષ તથા સ્ત્રી વચેના વધતા જતા અંતરના ગેરફાયદાઓ તેઓ બરાબર સમજ્યા છે, અને તેથી તેઓ પ્રજાકીય જીંદગીના પાયાને વધારે મજબુત બનાવવાની તેમજ પ્રજાકીય જુસ્સાને જાગરત કરવાની સખત કોશીશો કરે છે. એવી રીતે મહેનત કરનારા દરેક ગ્રહસ્થને મોટું માન ઘટે છે. પણ તેઓની કોશીશો ખરેખરી અસરકારક બના-

વવા માટે તજી કરેલાં બંધન અને રૂઢી મુજબ કામ કરવાની જરૂર છે. ફક્ત એજ રીત પ્રજાકીય સુધારો વધારો અમલમાં મેલી જકાશે. એ માટે આપણા દેશને જે બીજની સઉથી મોટી જરૂર છે તે એ માર્ગે પ્રયાસ કરનાર સ્ત્રીઓની એક મંડળી છે. એ સ્ત્રીઓને નાતજાતના અંતર વગરની જીંદગીની એકજ નેમની તાલીમ આપવી જોઇયે કે જે નેમ મંડળની વખતોવખત મુલાકાત લઇ, તેઓ વચે ભાષણો આપી, તેઓની સેવા ચાકરી કરી અને બીજી રીતે મદદગાર થઇ તેઓ તરફ દીલસોજી દેખાડવાની, તેઓના આત્મા અંતઃકરણ તેમજ શરીરને શાંતી બક્ષવાની અને પરમાત્માની પુત્રીઓ તથા દાસીઓ તરીકે છુપા છુપ ભલું કરવાખ હોવી જોઇએ. ટુંકમાં તેઓ જીંદગીમાં એક ચોક્સ કામ બજાવવાના હેતુ સાથની મીશનરીઓ બને અને દયાની બહેનો બનીને દરેક બાબદમાં જાહેર સેવા બજાવીને અને તેઓના તાલીમ પામેલા અનુભવની જેમને જરૂર પડે તેમને સઘળાઓને તેઓને એક સાચી બહેન તરીકેની લાગણીથી ઉપયોગી થઇ પડે.

વહેવારૂ અનુભવ મેળવવાના માર્ગ ઉપર આ કામ બજાવનારાંઓને મુકવાનું સેવાસદન માથે લે છે. તેની નેમ એવી છે કે લેડી વોલંટીઅરો (રાજીખુશીથી કામ બજાવવા ઇચ્છતી બાનુઓ) ને એક સંખ્યામાં ભેગી કરવી, તેમને કાંઈ પણ ખરચ લીધા વીના કેળવણી આપવી અને તેમનો નીભાવ કરવો, ખરાં દીલથી કામ બજાવનારી સ્ત્રીઓને એયત્ર કરવી, જેઓમાં વચારો અને આશામાં મતફેર પડયો હોય પણ જેઓ સખાવતના વીચારમાં એક સરખા વીચાર ધરાવતી હોય તેમને એકઠી કરવી, તેમને ધારમીક અને અંગત છુટાપણું સંપુરણ રીતે ભોગવવાની છૂટ આપવી અને ભ્રાતૃભાવના સામાન્ય ભલાં માટે તથા ખાતાંની ફતેહ મેળવવા માટે જે પણ તાલીમ તેમને કમીટી આપવા ધારતી હોય તેજ માત્ર આપવી. સદનની મુખ્ય ધારણા એવી રહેશે કે સદગુણો ખીલવવા (ફોરમ કેરેક્ટર) ધારણા અને નેમ પાર પાડવાને જોડાણ રચવું, અને પાછલી જીંદગીમાં જે પણ ખાસ સેવા બજાવવાને દરેક સ્ત્રી ધારણા રાખતી હોય તેની ખાસ ખુબીઓ ખીલવવી. એક સ્ત્રીને ભાષણો મારફતે લડત ચલાવવાનું સોંપી શકાશે, બીજી વધારે શાંત રીતે જુદા જુદા વરગો સાથે કામ લેશે, દાખલા તરીકે ઝનાના અથવા ગરીબોના ઘરોની મુલાકાત લઇને ત્યાં સલાહ અને મદદ આપી શકશે, ત્રીજી બીમારોના ઓરડામાં પોતાને રોકશે અને એક ફ્લોરેન્સ નાઇટીનગેલ જેવી થઇ પડશે. ચોથી એલીઝાબેથ ફ્રાયની માફક સ્ત્રી કેદીઓને સુધારવા માંડશે. પાંચમી કમનસીબ લગ્નની ગાંઠથી જોડાયલી નાની વયની સ્ત્રીઓ અને વીધવાઓનું દુઃખ ઓછું કરવા ઉપર રોકાશે. છઠી. શરમ ભરેલી જીંદગીમાં પડવા જેવી ભુલ કરનાર બહેનોને બચાવશે અથવા પાપ કરતાં અટકાવશે અને એવી રીતે સઘળીઓ કામ બજાવશે. આખાં દીવસના કામકાજ પછી સદન મધે પાછાં ફરતાં સઘળી બ્હેનો (સીસટરો) અન્યોન્ય પ્રીતી ધરાવનારાં મંડળ તરીકે સાથે મળશે, એક બીજાની નોંધ સરખાવશે, પોતાના અનુભવનું વરણન આપશે અને બીજે દહાડે કરવાની કામકાજ માટે એક બીજાને ઉલટ અને ઉમંગ આપશે.

સેવા સદનના યોજકો તરફથી મુંબઇમાં એક મોટું મકાન લેવાની ધારણા રાખવામાં આવી છે જ્યાં હીંદુ, મોહામેદન અને પારસી બ્હેનો રહી શકશે. દરેક જુમખો પોતાની રીત

# સુન્દરી સુબોધના ગ્રાહકોને મળતા ખાસ લાભ.

મપહૃતકુમુદ:—કર્તા પ્ર. ક. ધ્રુવ:—એક રસમય વાર્તા; કિંમત રૂ.૧) ગ્રાહકોને આના આઠ. પોસ્ટેજ જુદું.

શોકશમન—આ માસિકનો કોઇ ગ્રાહક જે નવા ગ્રાહકનું લવાજમ મોકલી આપશે તેને "શોકશમન" (કર્તા હરજીવન ત્રિભોવન) નું પુસ્તક વિના મૂલ્યે પોસ્ટેજ ૦—૧—૦ મોકલવાથી મળશે.

રાગિની—સુન્દરીસુબોધની પહેલા વર્ષની ભેટ—કિંમત આના ૦—૧૨—૦. નવા ગ્રાહકને ૦—૬—૦. ટપાલ ખર્ચ. ૦—૧—૦

પિંજલા—ત્રીજા વર્ષની ભેટ-કીમત આના ૦—૬—નવા ગ્રાહકોને ૦—૪—૦ ટ. ખ. ૦—૧—૦

બાહુને શીખામણ—કર્તા રવિશંકર અંજારીયા, કિ. રૂ. ૧ ગ્રાહકને ૦—૧૨—૦ ટ. ખ. જુદું.

અલક્ષ્યજ્યોતિ—કર્તા સુમિત્ર કિં. ૧—૮—૦ ગ્રાહકને ૦—૮—૦ ટ. ખ. જુદું.

મૃદુલા—ચોથા વર્ષની ભેટ કિં. ૦—૮—૦ નવા ગ્રાહકો ૦—૬—૦

સુધાહાસિની—આર સી. દત્તકૃત પુસ્તકનું ગુ. ભાષાન્તર કરનાર સૌ. વિદ્યાગૌરી બી. એ. તથા સૌ. શારદાગૌરી બી. એ. કિ રૂ. ૧-૪-૦; સુ. સુ. ગ્રાહકોને રૂ.૧-૦-૦

વડનગરા નાગરસ્ત્રીઓમાં ગવાતાં ગીતનો સંગ્રહ—સંગ્રહ કર્તા સૌ. બાળા ભોળાનાથ કિ. રૂ. ૦-૮-૦; સુ. સુ. ગ્રાહકોને ૦-૬-૦.

Selections from English Poets કીમત રૂ.૧-૦-૦ ગ્રાહકોને ૦-૧૨-૦ ટ.ખ.જુદું.

ઉપાકાન્ત—કિ. રૂ. ૧-૮-૦ રા. ભોગિન્દ્રરાવ. ગ્રહકોને ૦-૮-૦ ટ. ખ. જુદું.

---

પારસી કવિ અરદેશર ફરામજી ખબરદારનાં
કાવ્યોનું ત્રિજું પુસ્તક.

## પ્રકાશિકા.

પ્રગટ કરનારાઓ મેસર્સ ટી ડી. અંકલેસરીઆ સન્સ. ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ, મુંબઈ, અને સઘળા જાણીતા પુસ્તકો વેચનારાઓ મારફતે મળશે. કીમત રૂ. ૧—૪—૦ ટપાલ ખર્ચ આનો ૦)ના વધુ.

એજ કવિનાં આગલાં પુસ્તકો કાવ્ય રસિકા (ઘટાડેલી કીમત રૂ. ૧—૮—૦) અને વિલાસિકા (કીમત રૂ. ૧—૮—૦) ની માત્ર થોડીજ નકલો બાકી છે, તે પણ ઉપલાં ઠેકાણાઓએ મળશે.

---

## ગ્રાહકો, લેખકો વગેરેને સૂચના.

"સુન્દરી સુબોધ" ના સંપાદક (તંત્રી) તેમ વ્યવસ્થાપક કોઇ એક વ્યક્તિ નહિ પરન્તુ સમગ્ર બન્ધુસમાજ છે. આ સંબંધે, ગ્રાહકો વગેરેમાં ગેર સમજુત થવાથી તેની વ્યવસ્થાને કેટલીક હરકત પહોંચે છે માટે ગ્રાહકો, લેખકો, વગેરેએ, સર્વે પ્રકારનો વ્યવહાર (પત્ર વ્યવહારાદિ) કોઇ પણ વ્યક્તિને નામે નહિ કરતાં, કૃપાકરી "મન્ત્રી," બન્ધુસમાજ, સુંદરી સુબોધ ઓફિસ એ નામથીજ કરવો.

અમદાવાદ. } મન્ત્રી, બન્ધુ સમાજ.

*Registred No. B. 436.*

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.
(પ્રભુ દેવ રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.)

 સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક. 


| | | |
|---|---|---|
| પુસ્તક. ૫. | સંપાદક, | ઈ. સ. ૧૯૦૮ ઑગસ્ટ. |
| અંક ૧૨. | બન્ધુસમાજ. | વિ. સં. ૧૯૬૪ શ્રાવણ. |


વિષયસૂચન.

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઇચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલક વર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-સોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારેઃ—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૫ મું.] ઈ. સ. ૧૯૦૮ અગસ્ટ—શ્રાવણ વિ. સં. ૧૯૬૪. [અંક ૧૨ મો.

## ज्ञानसुगन्ध.



### पति प्रेम.

भक्ति तथा पति प्रेम प्रभाव बहुज छे. सावित्रीनी पतिभक्तिने लीधे सत्यवाननो आत्मा पाछो आव्यो. वृद्ध द्युमत्सेननुं अंधत्व जतुं रह्युं, अश्वपतिने पुत्र एके नहोतो तेने सो पुत्रो थया. एक करतां वधारे पति ना थाय एवो सावित्रीनो दृढ निश्चय ते छेवट सुधी एक निष्ठा साचवी रही अने सर्व समभोग छोडीने वनवासी सत्यवानना मात्र सद्गुण उपर मोहित थइने तेने पसंद करीने तेनी साथे परणी अने मरण पर्यन्त तेनी ज सेवामां हाजर रही. आवी सुशील स्त्रीना पतिव्रत अने पति प्रेमनी सामे यमराजनो काळ दंड पण निरर्थक थयो. धर्मनो सदा जय छे. ए महान् शिखामण आ वात उपरथी केवाती छे.

सौ. शारदा कृत.

प्राचीन पुराणोनी बाळबोधक वार्ता.

# કાવ્ય કુંજ.

## હરિણીને.

૧

કેવલ મીઠડા હેતે હૈયે ભરે કંઈ જોડલાંઃ
પ્રણય-રસના ઘેલાં હેતે ભરે કંઈ ઘુંટડાઃ
સુખદ પળમાં ભૂલી 'વીત્યું' રમે હસતા વનેઃ
પ્રતિકુલ વિધિ! તેને બાપુ! હવે ન સતાવજે!

૨

રડ ન રડ, તું વ્હાલી વસ્તુ! પીડા કંઈ પામતાં,
ઢળી ન પડ, તું નીચે, નીચે ગળું લચકાવ મા!
"પ્રિય મરૂં છુંઃ હા!" "ના કલ્યાણી! ન એ સખિ! બોલ મા!
મૃદુ હૃદય મા વેધી વાક્યે ચીસો વળી પાડ મા!

૩

ગત સ્વજનના ઓછા બોલો દુભાયલ સુખના—
કંઈ કંઇ સુણી આ હૈયાને પડેપડ છે જડયા!
પળ-કંઇ-શમ્યા ત્હારા સૌખ્યે વ્રણો તું ઉવેળ મા!
દુઃખદ શરદી, વ્હાલી! એવું વદી વળી લાવ મા!

૪

મુજ જીવિતની મોંઘી આશા ભવે સખિ! એક તું!
અજબ નૂર કૈં આ આંખોનું પ્રિયે મુજ એક તું!
બળું બળું થઈ [illegible] આ હૈયાને સુધાસમ લેપ તું!
'અકલ કિમાપિંડ [illegible]લી ગરીબ તું એક તું!

રેલાવ તું સરલ સાત્વિક શુદ્ધ સ્નેહ,
સેવા કરે હૃદયે પ્રીતિ થકી સદેહ.

 બ્હેનીજ માર્ગ તુજનો પ્રભુ પ્રીતિનો છે,
બ્હેનીજ ન્યાય પ્રભુનો અહિં સર્વને એ.

તું એ સુધારી ભૂલ્ય આ જગવાસીઓની,
નેત્રે પરાર્થ તણું તેજ અગમ્ય આંજે.

સેવાજ માર્ગ પ્રભુના દરબારનો છે,
સેવાજ ધર્મ. "સહુ ધર્મનું તત્વ એ છે"
પ્રાણી સમગ્ર મુજ માણુજ બન્ધુ મ્હારાં,
કલ્યાણ કારી અહિં માર્ગજ માત્ર એ છે.

તોડી દિવાલ જડતાની પવિત્ર સ્નેહે,
જ્યારે થશે હૃદય આ સહુ એકમેક.

ચૈતન્યની મળી જશેજ પવિત્ર જ્યોતિ,
ત્યારે પ્રકાશ પડશે પ્રભુતા પ્રભાનો.

છો મોક્ષ માર્ગ ભણીના સહુ મુક્તિ પામો!
આકાંક્ષી સ્વર્ગ સુખના સુખમાં રમો છો!

કર્તવ્ય સિદ્ધિ કરી પ્રાપ્ત પવિત્ર સ્નેહે,
બન્ધુ—સખા—સખી—ભગિની વિરામવાનાં.
એ તેજ બ્હેની વિલસે તુજ મૂર્તિમાં કૈં,
ને એ પરાર્થ પ્રકટે તુજ આત્મમાં કૈં.

એ ભવ્યતાની પ્રતિમા પડતી અનેરી
ત્હેને પ્રણામ કરી હું વિરમું ભગિની.

સ્નેહજ્યોતિ.

---

# વાર્તાલહરી.

( મળેલી. )

## ' સરોજીની '

એક દરિયા કીનારે ન્હાના ગામડાંની પાસે એક ન્હાના પણ સુન્દર ઘરમાં શરત્ચંદ્ર ત્હેની સ્ત્રી સરલા સાથે રહેતો હતો. શરત્ચંદ્ર પાસે પૈસા ઠીક હતા, તેથી તે કોઈ કોઈ વખત ફક્ત વેપારમાં શોખ હોવાથી, બહાર ગામ જતો હતો. સરલા બાલવિધવા હતી, અને શરત્ચંદ્ર સાથે ફરીથી પરણી હતી. તેને પોતાના જે પૈસા હતા તે શરતની ઇચ્છા ઉપરાંત શરતને નામે ચડાવ્યા હતા. આ ઉપરથી જણાશે કે તેમની વચ્ચે કોઇ પણ દહાડો કજીઓ થયો નહોતો. ટુંકામાં તેઓ સુખી હતાં.

એક દહાડો સવારમાં સરલાએ શરત્ચંદ્ર પાસે આવીને કહ્યું " જ્યારે ત્હમે મ્હારા પૈસા લીધા ત્યારે ત્હમે કહ્યું હતું કે ત્હને જ્યારે જોઇશે ત્યારે હું ત્હને તે પાછા આપીશ. "

" ખચીતજ તે બધા ત્હારાજ પૈસા છે. "

" ઠીક, " સરલાએ હમેશના રીવાજ પ્રમાણે હસતાં હસતાં કહ્યું. " હું પાંચસે રૂપિઆ માગું છું. "

શરત્ વિચારમાં પડયો અને બોલ્યો કે " પણ શા માટે " ?

" પણ ત્હમે તો મ્હને કહ્યું હતું કેની કે ત્હમે તો ફક્ત બેન્કવાળા છો. ત્હમે જાણો છોને કે બેન્કવાળા કોઈ દહાડો સવાલ પૂછતા નથી. " સરલા હસતું બંધ રાખી બોલી.

" જો ત્હમે એમજ ધારતાં હો તો હું આપવાને તૈયાર છું. "

" હા ખચીતજ હું એમ ધારૂં છું. " તરત જવાબ મળ્યો.

" ત્યારે શા માટે જોઇએ છીએ તે નથી કહેવું ? " શરત્ કાંઇક ગુંચવાઇને બોલ્યો.

" નહી વ્હાલા હમણા તો નહિ, પછી કહીશ. " અચકાતાં સરલા બોલી.

શરતે રૂપિઆ આપ્યા, વિચારમાં પડયો. " આ છુપું રાખવાનું કારણ શું. વળી વિચાર આવ્યો. પણ હશે એને એવી ટેવજ છે.

શરતના ઘરની પાસેજ એક બીજું ઘર છે, પણ અજાયબ જેવું એ છે કે તેમાં કોઈ પણ રહેતું નથી. ઘર સારૂં છે, અને ઘણીવાર શરત્ ધારે છે કે આ આપણું ઘર હોય તો કેવું સારૂં.

આખરે આ ઇચ્છા સફળ થઈ. એક દહાડો સાંજના જ્યારે શરત્ચંદ્ર બહાર ફરતો હતો ત્યારે તેણે તે ઘરના વાડામાં પોટલાં પડેલાં જોયાં. આથી શરત્ સમજ્યો કે આ ઘરમાં કોઈ રહેવા આવ્યું છે. આટલું પાસે કોણ રહેવા આવ્યું છે તે જાણવાની શરતને ઇચ્છા થઈ. જરા આગળ જઇને બારણા ઠોક્યાં જેથી એક ઊંચી સ્ત્રીએ આવી બારણા ઉઘાડયાં અને જરા તોછડાઇથી પુછયું " કેમ ત્હમારે કાંઇ કામ છે ? "

" હું ત્હમારે પાડોશી છું અને મ્હને માલમ પડયું છે કે ત્હમે હમણાંજ અહિંયા આવ્યા છો તેથી જો ત્હમને કાંઈ જરૂર પડે તો—" શરત્ કાંઇક ગુસ્સે થઇને બો—

" હા હા ઠીક છે, જરૂર પડશે. તો કહીશું. " જવાબ મળ્યો અને બારણાં બંધ થયાં.

શરત્ તો આ વર્તણુકથી આભોજ બની ગયો; પણ લાચાર ઉપાય નહોતો તેથી આ ઉપર વિચાર કરતાં તેણે ઘર તરફ પગલાં ઉપાડયાં. ઉંઘતાં પહેલા સરલાને આ બાબત કહી પણ સરલાએ કાંઈ જવાબ ન દીધાથી વાત બંધ પડી.

શરત્ચંદ્ર સ્વાભાવિક રીતે ઘણો ઉંઘનારો કહેવાતો અને રાતના કોઈ પણ દહાડો જાગતો નહોતો. પણ તેજ રાત્રે તેને બરાબર ઉંઘ આવી નહિ અને અડધી ઉંઘમાં હેને જણાયું કે કોઈ માણસ બહાર જાય છે. આંખ ઉઘાડી જોયું તો જણાયું કે સરલા એક શાલ ઓઢતી હતી અને બહાર જવાની તૈયારી કરતી હતી. શરતે પુછવાનું ધાર્યું પણ પછી વિચાર ફર્યો અને બોલ્યો નહિ. થોડીવારમાં સરલા બારણા તરફ ગઈ, બારણું ઉઘાડયું, અને ધીમે રહીને બહાર ગઈ. શરત્ના મનમાં અનેક ગુંચવાડા થવા લાગ્યાં. તે પથારીમાંથી બેઠો થયો, ઉઠીને ઘડીયાળમાં જોયું, જણાયું કે સવારના ત્રણ વાગ્યા છે. ગુંચવાડો વધ્યો. " આટલી વ્હેલી સરલા શું કરવા બહાર ગઈ હશે ? " શરત્ના મનમાં સ્વાભાવિક પ્રશ્ન ઉભો થયો

વીસેક મીનીટ થઈ. જેમ જેમ વિચાર કરતો ગયો તેમ તેમ ગુંચવાડો વધતો ગયો. પણ એટલામાં ધીરે રહીને બારણા ઉઘડયાં. સરલા અંદર આવી. શરતે તરતજ પુછયું. " સરલા આટલી વ્હેલી તું ક્યાં ગઈ હતી ! "

આ અચાનક સવાલે સરલાનું મ્હોંડું પાડી નાંખ્યું. ઘણીવાર પ્રયત્ન કરી આખરે તે બોલી. " અરે ! શું ત્હમેં જાગો છો ? હું તો એમજ ધારતી હતી કે તમે જાગશોજ નહિ. "

" આ જવાબ કે ? " શરતે જરા કરડાગીમાં પુછયું. શરતે જોયું કે તે અતિશય ધ્રુજતી હતી, અને ચ્હેરો ફીકો થઈ ગયો હતો. તેણે જવાબ આપ્યો. મ્હારી ખાત્રી છે કે ત્હમે અજાયબ થયા હશો, પણ મ્હને જરા શરીરે ઠીક નહોતું તેથી હું જરા બહાર ગઈ હતી. " શરતે જાણ્યું કે તે જે બોલે છે તે જુઠું છે, અને સરલાએ પણ જાણ્યું કે શરત્ચંદ્ર મ્હારૂં બોલેલું ખોટું છે એમજ માને છે શરતે વધારે પુછયું નહિ. બન્ને જણ પોતપોતાનામાં ગુંચવાતાં હતાં. સવાર થઈ, ચ્હા પીવાઈ; અને શરત્ બહાર ફરવા ગયો. જતાં જતાં પણ એજ વિચાર કરવા લાગ્યો, પાંચસે રૂપિઆની વાત યાદ આવી, શું તેની જોડે આજે કાંઈ સંબંધ હશે એવો શક આવવા લાગ્યો. ફરતો ફરતો શરત્ વળી પેલા ઘર પાસે આવ્યો, વળી જરા આધે ગયો, ત્યાં ઉભો. પણ ત્યાં થોડીવાર ઉભો હશે નહિ એટલામાં તેણે જોયું કે બારણું ઉઘડયું એટલે જરા વારમાં આ ઘરમાંથી સરલા બહાર આવી. બન્નેની નજર સામસામી થઈ. સરલાનો ચ્હેરો ધોળો થઈ ગયો, શરતને જણાયું કે સરલા છુપાઈ જવાને વ્યર્થ પ્રયત્ન કરે છે, પણ જ્યારે જણાયું કે તે સર્વ ફોગટ છે ત્યારે શરત્ની સામા આવીને કહ્યું " હું આપણા પાડોશીને જોવા આવી હતી. " પણ એટલામાં સરલાની નજર શરત્ના મ્હેરા ઉપર પડવાથી તે એકદમ બોલી ઉઠી ! વ્હાલા ત્હમે મ્હારી સામું આમ કેમ જુઓ છો ! "

શરત્ હવે લાલ પીળો થઇ ગયો. તે ઘણુજ ગુસ્સાથી બોલ્યો " હું મ્હને ખબર પડી કે રાતના પણ તું અહિંજ આવી હતી. "

"અરે ત્હમે શું બોલો છો ?"

"બસ ચુપ જુઠું નહિ બોલ તું રાતના અહિંજ આવી હતી, મ્હને કહે કે આ લોક કોણ છે કે તું રાતના પણ અહિં આવી હતી."

"પણ રાતના હું અહિં આવીજ ન્હોતી."

હવે શરતનો ક્રોધ વધ્યો અને ગુસ્સાથી કહ્યું "તું જેને જુઠું જાણું છે તે તું કેવી રીતે કહી શકે છે ? ત્હારો પોતાનો અવાજ કહી આપે છે કે તું જુઠું કહે છે. હું હમણાજ અંદર જાઉં છું અને આ વાતનો સદંતર નાશ આણું છું."

"અરે નહિ પરમેશ્વરને માટે નહિ." તે ઘણીજ દયામણી થઈ ગઈ અને જેવો શરત્ આગળ વધ્યો કે તે તેના હાથ પકડી પાછો ખેંચવાનો વ્યર્થ પ્રયત્ન કરતી બોલી.

"હું ત્હમને વિનંતી કરૂં છું કે ત્હમે અંદર ન જાઓ, હું ત્હમને બધું કહીશ પણ અંદરથી સારૂં નહિ નીકળે. મ્હારા ઉપર ભરોસો રાખો ફક્ત એકજ વખત મ્હારૂં માનો."

શરતે કાંઈ માન્યું નહિ અને વધારે જીદ પકડી.

"કહેવું હોય તો અત્યારે કહે."

"નહિ વ્હાલા, મ્હારી જીભ ઉપડતી નથી; મ્હને બીક લાગે છે. જો કે હું જાણું છું કે અંદર કાંઇ બીવા જેવું નથી તો પણ હું નથી કહી શક્તી." સરલા ઘણીજ કરગરતી બોલી. શરત્ હવે ઉછળ્યો. સરલા હાથ તરછોડી આગળ ધસ્યો. એકદમ સીધો માળે ગયો ત્યાં કોઈ પણ માણસ તેણે દીઠું નહિ ફક્ત એક ન્હાની આઠ નવ વર્ષની ઘણીજ સુન્દર છોકરી બેઠેલી જોઇ. શરતચંદ્ર આ જોઇ થંભી ગયો, આશ્ચર્ય પામ્યો, અને વિચાર કરવા લાગ્યો. ઘડીમાં આમ ઘડીમાં તેમ એમ અનેક ગુંચવાડા કીડીની માફક તેના મગજની અંદર ઉભરાઇ આવ્યા પણ આ સ્થિતીમાં તેને ઘણીવાર રહેવું પડયું નહિ. દાદર ખખડયો અને સરલા ધ્રુજતી અંદર આવી. થોડીવાર ઉભી રહી. તેણે શરતની સામા જોયું અને શરતે તેની સામા જોયું. પણ આખરે હીમત પકડી સરલા જરા આગળ આવી, શરતના હાથ પકડયા અને પછી કહેવા લાગી.

"વ્હાલા, ફક્ત મ્હારી નજીવી બીકને લીધે આ બધું જે બન્યું તેને માટે મ્હને માફ કરો. હું જ્યારે ત્હમને પરણી ત્યારે મ્હેં ત્હમને કહ્યું હતું કે મ્હારે કાંઇ છોકરાં નથી તે ખોટું હતું. તે વખતે મ્હારે એક ન્હાની છોકરી હતી પણ ત્હેને માટે એવું જોશીઓ કહેતા કે ત્હેને જે માણસ ઘરમાં રાખશે તે બહુ દુઃખી થશે. આ તમને કહેવામાં હરકત નહોતી પણ ફક્ત તમારાપર પ્રેમને લીધે મ્હને લાગ્યું કે વખતે એમાં આ વાત કહેવાથી વિઘ્ન પડશે. પરણ્યા પછી હું તરતજ ત્હમને કહેવાની હતી પણ તેવામાં જ્યાં તે છોકરી રહેતી હતી ત્યાં પણ અકસ્માતથી બે માણસ મરી ગયાં એવી વાત મ્હેં સાંભળી તેથી હું વધારે બીધી વળા મેં ત્હમને ન કહ્યું. આ વાતને ચાર વર્ષ થઇ ગયાં તે પછી આ છો-કરી અહિંયાં રહેવા આવી તેથી મ્હને એમ થયું કે વખતે તેતો ન હોય એમ કરીને દ

રાતના તમને ઉંઘતા જાણી હું ગઇ. મ્હેં જાણ્યું કે પેલા અકસ્માતની વિગેરે બધી વાત જુઠી છે. આથી મ્હેં વિચાર કર્યો કે હું સવારે કહીશ પણ ત્હમે એટલા ચીડવઇ ગયા કે મ્હારાથી કાંઇ પણ બોલાયું નહિ, હું જુઠું બોલી. જુઠું છુપાવવાને વધારે જુઠું બોલી અને આ વાત હું ત્હમને ન કહી શકી અને સરલા શરત્તના મ્હોંપરના ફેરફાર જોઇ અટકી ગઇ હાલ તે મ્હોંપર ગુસ્સાને બદલે મંદ મંદ હસવું આવી રહ્યું હતું. શરત્ચંદ્ર એક નજીવી ચીજ નજીવી બીકથી કેવી કાગનો વાઘ બને છે તે ઉપર વિચાર કરતો હતો.

---

# વિવિધ વિહાર.

## વિયોગિનીને આશ્વાસન.

### ચંચળા.

શાન્ત ! શાન્ત ! શાન્ત ! થા; અધીરીં આમ કેમ થાય ?
કાળ આટલો વહ્યો, બિજોય એમ ચાલી જાય;
સ્હેજમાં તને મળ્યું, ઝુરંત જે વિના ઘણુંય,
ભાગ્યનો ન દોષ ક્‌હે, સુભાગ્ય ચિન્હ એ જણાય.
અન્યને તું શીખ દે, તું ખૂદ તો ભુલી જ જાય !
પંડિતા ! શું પંડિતાઈ પ્રેમની ઢીઅર્થી હોય !
આવશે ન આ જિવિતમાં પ્રસંગ આમ રોજ રોજ,
કીર્તિ સૌ ભવિષ્યની કસોટી આ પરે થશે જ.
શુદ્ધ જાનકી ઠરી, પ્રવેશ અગ્નિમાંયીં કીધ;
ધન્ય ! ધન્ય ! જાનકી ! કઠીણુ ત્હેં પ્રમાણુ દીધ,
અગ્નિ કાળ તો ગયો, ન લોક વાયકા ટળાય,
સત્ય ટેકની મનોમને જરૂર સાક્ષ થાય.

કરીમ મહુમદ માસ્તર,
એમ. એ.

"વિયોગિની" માટે જુઓ, આજ માસિકનો માર્ચ ૧૯૦૭ નો અંક.

---

## રાત્રી ભાષણ.

૯.

સંવત......ના શ્રાવણ સુદ આઠમને રોજ સ્હવારના ૭ વાગ્યે અ. સૌ. જીવ્હાકુંવ-રના મશીઆઈ મામાના ફુવા ૮૦ વર્ષની ઉમ્મરે ગુજરી ગયા તેથી તે ઉતાવળા ઉતાવળા કુટવા જવાની તૈયારી કરતા હતા તે વખતે રા. પોચાલાલે કરડાકી કરેલી ત્હેનો જવાબ.

— "સ્હવારમાં શું કહેતા હતા? હવે યાદ નહિ આવે. એ કંઈ મતલબની વાત નથી જે

યાદ નાઆવે ભૂલી ગયા ખરૂંને? કેમ ભૂલી ન જાય? ક્યારે બોલ્યા હતા! કેમ સ્હવારે જ્યારે હું મ્હારા મગન મામાના છોટુ કુવાને કુટવા જતી હતી ત્યારે. હજુ યાદ નથી આવતું કેમ!. શેનું યાદ આવે! વજ્ર જેવા બોલ બોલવા અને પછી ભૂલી જવું અથવા ભુલી જવાનો ઢોંગ કરવો. માણસનું માણસ ગયું અને ત્હમારે ટીકા કરવાનું પ્રયોજન મળ્યું. ટીકા કેમ ન કરે? ત્હમારૂં હૃદય પણ શેનું બનાવેલું છે? વખત ઠીક જોઈ બોલેલા.

મરે ત્યાં રડવા જવું ને ત્હેને ત્યાં કુટવા જવું એ બંધ કરવું? કંઈ દયા તો રાખો. ત્હેનું માણસનું માણસ જાય ને આપણે ત્હેને આશ્વાસન આપીયે નહિ ને ત્હેના દુખે દુખી થઇએ છીયે એમ બતલાવવા ખાતર ત્હેની સાથે રોવા કુટવામાં સામેલ ન થઇએ તો આ. પણા શરીર શા કામમાં આવવાના છે?

હવે આંખો ન કહાડો. સ્હવારે વખત નહોતો. જો હોતને તો ત્યાં જ જવાબ આલત. વખત મળે છે ત્યારે કહું છું. ત્હમને ન કહું તો હું કોને કહું? ત્હમે સ્ત્રીઓના સમાન હકની લાંબી લાંબી વાતો કરો છો મ્હોટી સભાઓ ભરી બાર હાથ લાંબા ભાષણો કરો છો ત્યારે પછી અમારા આ કામમાં ટીકા કરવા કેમ આવો છો? ત્હમારી કલબ ત્હમારા, જીમખાં વીગેરે દોસ્તદારો (જેમાંના કેટલાકના તો આંખ કાન જડથી કહાડી નાંખવા જોઇએ) ત્હમારી રમત ગમત, ન્હાનાં છોકરાંની માફક દડા ઉછાળવાને હાથમાં મ્હારા ધોયકણા જેવું લઈ કુદવું ને દોડવું, ત્હમારા ધુમાડા, ત્હમારી તોફાન મસ્તી ત્હમારી છેલાઈ વીષે મ્હેં ત્હમને કોઈ દહાડો કશું પણ કહ્યું છે ને આજ ત્હમે આમ કડખાઉ કરવા માંડેલું?

શું કહો છો? અમે બધા ઢોંગ કરીયે છીયે. છાતીમાં ધડમ ધડમ હાથ અફાળી ચાંદા પાડવા, આંખમાંથી આંખ કરતાં મ્હોટું આંસુ ખેરવવું, તે અમારો ઢોંગ? ને અમારૂં રાજીયા ગાતી વખતે ફરવું તે શું? બોલી દોને. કેમ હસવા માંડયું? મ્હને યાદ છે. ત્હમે ત્હેને નાચ કહેતા હતા તે કેમ ભૂલી ગયા? ત્યાં તો ખુશાલીનો વખત જે, નાચ કરવા જઇએ. એ ગરબા ગાવાનો વખત હતો કેમ? જરાક શરમાઓ. ત્હમારૂં હૃદય કોણ જાણે સેનુંએ બનેલું છે? તે પથ્થર પીગળે એવું મરણ પણ ત્હમને દયા ન આવી. મ્હારાથી એ નહિ સહેવાય. જો ત્હમારે આવા નઠોર હૃદયની જ સ્ત્રીઓ જોઇતી હતી તો મ્હને શું કામ પરણ્યા?

ત્હમે બ્હાર ફરવા જાઓ, કલબમાં જાઓ, બાગમાં જાઓ એ બધું ખરૂં અને આવે સમયે મ્હારે જવું પડે તો લાંબા લાંબા મ્હારે ભાષણો સાંભળવા પડે. શીશોડી શેની વગાડો છો! ત્હમે તો ફક્ત મશ્કરીજ કરવાના. હવે બંધ કરો બહુ થયું: ત્હમે કંઈ ગાંડ નથી. શું બોલ્યા? ત્હમારૂં માથું દુખ્યું? શાથી? મ્હારા બોલથી! ભૂલતા હશો. આજ જરાક ધૂમાડો વધારે મગજે ચ્હડયો હશે. બાદશાહ માફક રોફ મારી મ્હોંમાં બળતું ભુંગળું ઘાલી દેડકા માફક ડોક હલાવતા રસ્તે ફરવું ને ઘેર આવી તે રોજનો ખ્યાલ આપવા મ્હારા પર ડોળા ઘુરકાવવા. ત્હમારા શબ્દોથી તો મ્હારૂં અંતઃકરણ બળી ખાખ થઈ ગયું છે; હવે વધારે રહનાર નથી; છેડો આવશે; અને પછીથી જો ન પસ્તાઓને તો મ્હને ફટ કહેજો. ત્હમારી આવડી ત્રેવડ કોણ કરશે? ત્હમારી બારગામની તીશી કોણ સાંખશે?

શું ત્હમને દયાની ખાતર ઉઘવા દઉં? દયા કોના પર? ત્હમે મુઆ માણસની પાછળ

ટીકા કરવા તૈયાર થયા ત્યારે આ દયા ત્હમને નહોતી આવી? પોળનું કુતરૂં મરે તો પણ રોવું આવે છે, તો આ તો માણસ મર્યું ને તે પણ પાછા સગાં તો રોવું આવે તેં ઢોંગ કેમ? ૮૦ વર્ષના હતા તેથી શું? તે માણસ નહોતા? ત્હમારી અક્કલ મ્હારે નથી જોઇતી. જો ઓછો ધુમાડો મગજે ચ્હડાવ્યો હોતને તો આવું બોલવું સુજતજ નહિ.

ચુપ રહું? ના તેમ બનનાર નથી. વીચાર કરીને બોલવું હતું. ઉંઘવાનું તો મ્હને એ મન છે, પણ ત્હમે જે હોળી ભડ ભડ ચેતાવી છે તે હોલાય ક્યાં જે ઉંઘું.

અમે હરવા ફરવાને કુથલી કરવા જઇએ છીયે? હા એમ કરવા જઇએ છીયે. બીજું કંઇ કહેવું છે? આવો લાગ ફરી ફરીને નહિ આવે, પણ ત્હમે બ્હાર જાઓ છો તે શું કરો છો ત્હેનો વીચાર કરો. આજ એકલા ગયા હતા ને આમ તેમ ડાફાં મારતા હતા? કે બીજો કોઈ ત્હમારો ધુમ્ર પાન સાથી જોડે હતો. મીલની ચીમની જોવા મ્હોં લઇ ત્હમે શું કરતા હતા? વાત શેની કરી ધૂળની કે ઝાડપાનની? નાહક ફુલાઓ છો શેના? પારકી આંખમાં કણું દેખાયું ને પોતાની આંખમાંનો મોતી નજરે પડયો જ નહિ.

હું તો રોવા જવાની. ત્હમારી એવી દબાયેલી નથી જે ત્હમારા નચવ્યા નાચનારું. મ્હારા ન જવાથી કોઇને ઓછું આવે એનો વીચાર મ્હારે કરવાનો છે. ત્હમે જો જમવાનું હોય તો કેમ તરત ડાચું હલાવતા લુલીને ચલાવતા લપાલપ ગળે ઉતારતા જાઓ છો? તેવી વાતમાં તૈયારને જ્યાં આવી વાત આવી..............

પોતાની ખરી વાત મારી જવાથી ને બહુ નહિ સંભળાયાથી રા. પોચાલાલ મીણબતી ચેતાવી બહાર જઈ આરામ ખુરશી પર વાંચવા બેઠા ને તે પર જ ઉંઘી ગયા?

બીહારી.

---

## ક્ષમાશીલ પન્ના.

### क्षमा तूल्यं तपो नास्ति !

The beings of the mind are not of clay.
Esentially immortal they create.
And multiply in us a brighter ray,
And more beloved existence.

રજપુતાનાના એક પહાડી દેશમાં વીરનગર નામે એક ગામ છે. ત્યાં ભીલસિંહ નામે એક નિવૃત્ત સેનાપતિ પોતાની વૃદ્ધાવસ્થાના દિવસો ગુજારે છે. ત્હેના શરીરમાં લાગેલા ઘાના ચિન્હો જનની જન્મભૂમિની જય પતાકા સમાન અદ્યાપિ પર્યંત વિદ્યમાન છે. તે વૃદ્ધ પતિ અને કન્યા પન્ના છે.

વીરનગરમાં આજે વીરાષ્ટમીના મેળાના કારણે ઘણી ધામધુમ થઈ રહી છે. રજપુતાનાના સઘળા વીરો ત્યાં એકઠા થયા છે. અહિં માત્ર વસ્તુઓ વેચવાની દુકાનો નથી, પણ આવેલી વીરમંડલી પોતાની વીરતાનું દર્શન કરાવે છે. સર્વે વીરો—કોઈ તલવારના પટા ખેલવામાં કોઈ મલ્લ યુદ્ધમાં કોઈ ધનુર્વિદ્યામાં પોતાના પરાક્રમો અને રણ કૌશલ્ય દેખાડી ગૌરવ વિભૂષીત થાય છે. પન્ના આ મેળો જોવા આવી છે. મેળો સમાપ્ત થયા પહેલાં જ ભયંકર પવન સાથે રેતી ઉડવા લાગી. એકત્ર થયેલા સઘળા લોકોમાં કોલાહલ થઇ રહ્યો. સર્વત્ર નાસ ભાગ થઇ રહી. પન્ના આ ભયંકર સમયમાં પણ હમેશની રીતિ પ્રમાણે ધીમે ધીમે ચાલવા લાગી. ત્હેનું મુખ લાલ થઇ ગયું. પીતાની પાસે મલયુદ્ધ શીખી ત્હેની ભુજાઓમાં જે બળ આવ્યું હતું ત્હેનો થોડોક પરિચય કરાવવાની આજે ત્હેની ઇચ્છા હતી, પણ અવકાશ ન મલ્યો. રાજપુતાનાના અનેક સમર્થ વીરો જ્યારે પલાયન કરી ગયા, ત્યારે આ રાજપુત વન કુસુમ કલિકા, હાસ્ય કઠોર ક્રોધ યુક્ત હાસ્ય કરી રહી. અને ત્હેના અંતરમાં જ ધ્વનિ થયો, રાજપૂતો! વીરપુત્રો! એ જ ત્હમારી વીરતા કે?" ચાલતાં ચાલતાં ત્હેની વિદ્યુત જેવી તેજસ્વી દ્રષ્ટિ પોતાના ઉન્નત વિશાલ વક્ષ સ્થલ અને સુડોલ બલવાન ભુજાઓ પર ઠરી.

અકસ્માત પન્નાએ એક કરૂણ સ્વર સાંભળ્યો, "હું અંધ છું, અશરણ છું અસહાય છું, મ્હારી રક્ષા કરો." પન્ના સ્વર સાંભળી ઉભી રહી. પળવાર આસપાસ જોતાં ત્હેને જણાયું કે સમીપમાં એક સુંદર યુવાન ઉભો હતો, આપ હો તે હો, નિર્ભય રહો, હું આપની રક્ષા કરીશ." તે આશ્વાસક શાંત સ્વરે બોલી, યુવાનની છેક સમીપ ગઇ. ત્હેના માથા પર સુંદર મારવાડી ફેંટો શોભતો હતો. બીજાં વસ્ત્રો પણ મૂલ્યવાન હતા. આ મૂર્તિને પન્નાએ જોઇ—ફરી ફરી જોઇ અને ત્હેના શરીરમાં કંપ થયો, હૃદયમાં એક ચમત્કારિક ઉર્મિ થઇ. પણ તેજ ક્ષણે ચતુર બાળા સાવચેત થઇ બોલી, સંકોચના કરિયે, જે થયું હોય તે સ્પષ્ટ કરિયે, હું પ્રાણ આપી પણ આપની રક્ષા કરીશ."

પથિકને પન્નાના આશ્વાસક વાક્યોથી કંઇ શાંતિ મલી. તે કહેવા લાગ્યો, હું અંધ છું મેળામાં આવ્યો હતો પણ વંટોળીયાના કારણે સૌ સાથીજન કોણ જાણે ક્યાં નાસી ગયા, અને હું અશરણ થઇ ગયો. પન્નાએ પથિકનો હાથ પકડી કહ્યું, આપ નિડર થઇ મ્હારી સાથે આવો."

અંધ જનો દેખવા અશક્ત હોવા છતાં ત્હેમની સ્પર્શેન્દ્રિય બહુ જ તીવ્ર હોય છે. પન્નાના હસ્ત સ્પર્શથી જ ત્હેનું લોહી ઉછળવા લાગ્યું. ત્હેને કંઇક ગત સંસ્કારો સ્ફુરી આવ્યા, પણ એટલામાં પન્નાએ પ્રશ્ન કર્યો, આપથી પરિચીત થવાની હું અધિકારિણી થઇ શકું?" અન્ધ બોલ્યો, મ્હારા પિતા અમ્બરના એક મ્હોટા ધનાઢ્ય તેમજ વીર છે. હું ત્હેમનો એક જ પુત્ર છું. પિતા માતા બન્ને જીવે છે, બે વર્ષથી મ્હારી દ્રષ્ટિ શીતલા દેવીની અવકૃપાએ જતી રહી છે, ખુબ ચિકિત્સા કરી પણ કંઇ લાભ ન થયો. મ્હારૂં નામ અમર કુમાર છે.

પન્નાના મુખપર દયા, શોકનો દેખાવ પ્રદર્શીત થયો. થોડો વખત મૌન રહી તે બોલી, "અમારા ઘરની સમીપ જ એક સંન્યાસી રહે છે. તે અનેક વ્યાધિઓ પોતાના અનુભવી ઔષધોથી મટાડે છે, ત્હેને બતાવવાથી આપના નેત્રો અવશ્ય સારા થઇ જશે. પણ આપ અંધ છો ત્યારે મેળામાં કેમ આવ્યા?"

હું નેત્રોથી નથી જોઇ શકતો છતાં વીર સમાગમ આનંદ દાયક ગણું છું. વીરોનો રણ-નાદ સાંભળી મ્હને જે આનંદ થાય છે, તે આનંદનું વર્ણન કરવા હું અશક્ત છું."

યુદ્ધનાદથી રાજપુત વીરને કેટલો આનંદ થાય એ પન્ના સારી રીતે સ્હમજતી હતી, તથાપિ તે નમ્ર સ્વરે બોલી, હું સામાન્ય સ્ત્રી તે આમાં શું જાણું?"

પથિક બોલ્યો, "આ ઘોર અંધકારમાં ત્હમે નિડર થઇ ચાલો છો, તે પરથી જણાય છે કે માર્ગથી ત્હમે સુપરિચિત છો."

"જી હા. ગામની રોશની આગળ જણાય છે. અમે અતિ દરિદ્ર છીયે. પિતા માતા વૃદ્ધ છે. આ સર્વ સ્થાનોમાં પસાર થવાનું મહા કષ્ટ વેઠી બજારમાં જઇ મ્હારાં બનાવેલા ચિત્રો વેચી માતા પિતાનું પોષણ કરૂં છું."

આવી અનેક પ્રકારની વાતો કરતા પન્ના અને પથિક પન્નાના ઘર પાસે આવી પ્હોંચ્યા. ઘર એક ન્હાની ટેકરી પર આવેલું છે. ત્હેમાં માત્ર બે કોટડી છે, અને પ્રાચીન તપસ્વીઓના ઘર જેવું જણામ છે. આ વખતે આકાશે સ્વચ્છતા ધારણ કરી દીધી હતી. ચંદ્ર પોતાની તારા સખીયો સાથે આનંદથી ગરબો ગાતી હોય અને ખીલેલા ચંદ્ર અને ઝળકતા તારા તરફ દ્રષ્ટિ કરતાં જણાતું હતું.

પથિકને આંગણામાં આસન આપી પન્ના ઘરમાં ગઇ. ત્હેનો શબ્દ સાંભળી પાળેલું હરિણું દોડી આવ્યું, અને પન્ના સાથે ચેહા કરવા લાગ્યું.

૨.

પન્નાએ પિતાને પથિકના આવવાની ખબર કરી, લાકડીને આધારે દિલસિંહ બહાર આવ્યો, અતિથીનું યથોચિત સન્માન કરી એક કોટડીમાં લઇ ગયો. પન્નાને ત્હેની સેવા કરવાની આજ્ઞા કરી. અંધનો પરિચય પૂછતાં જે ત્હેણે પન્નાને કહ્યું હતું તેજ ત્હેને કહ્યું. આ સાંભળી વૃદ્ધનુ મુખ શોક ગ્રસ્ત જણાયું. બીજા ઓરડામાં જઇ પોતાની પત્નિને ત્હેણે કંઇ કહ્યું તે આશ્ચર્યથી બોલી, શું આ સાચુ છે."

અંધ પથિકને નેત્ર હોત તો જે ઓરડામાં ત્હેને બેસાડયો હતો ત્હેની શોભા જોઇ શકત. દિવાલો પર ત્રાંબાની ઢાલો, ચળકાટ કરી રહી છે, બાણો એટલા બધા, અને એવી રીતે ગોઠવેલા છે કે આ જાણે બાણવન જ હોય! કોઇ સ્થાને ભાલા ટાંગેલા હતા. વચે વચે પન્નાના રણક્ષેત્રના ચિત્રો પણ દ્રષ્ટિગોચર થાય છે. વૃદ્ધ પિતાના યૌવનના ગૌરવ રૂપ સ્મૃતિ ચિન્હો પન્નાએ બહુ જ યત્નથી સાચવી રાખ્યા છે.

થોડા વખત પછી પન્ના પથિક માટે ખાવાનું લાવી, અને ભાવથી ત્હેને જમાડયો, પછી પોતાની વીણા લઇ ત્હેણે જાતીય સંગીતનો આરંભ કર્યો. ત્હેના કંઠની મધુરતા ગાવાની યોગ્ય પદ્ધતિથી મુગ્ધ થઇ પથિક મનમાં જ બોલ્યો, જેનું હૃદય આટલું ઉદાર છે, જેનું ગાન આટલું મધુર છે ત્હેની આકૃતિ કેવી હશે?"

બીજે દિવસે સવારે પન્ના પથિકને સાથે લઇ સન્યાસી પાસે ગઇ. સન્યાસીએ ત્હેના બન્ને નેત્રો તપાસી ઔષધિ આપી, અને આંખો સુધરવાની સારી આશા બતાવી. પન્ના પણ પોતાના સર્વ સુખોનો ભોગ આપી રાત દિવસ પથિકની સેવા કરવામાં જ ગાળતી. ત્હેની

મહેનતથી કે ઔષધિથી કે ઇશ્વરની કૃપાથી અંધના નેત્રો સુધરવા લાગ્યા. પન્નાના હૃદયમાં આશાનો સંચાર થયો.

અકસ્માત પથિક એક દિવસે બરાબર જોવા લાગ્યો. નવી રોશની જોવાથી બાળક જેમ આશ્ચર્ય ચકિત થાય છે ત્હેમ નવી દ્રષ્ટિથી પન્નાને જોતાં તે ચકિત થઇ ગયા. પન્ના તું!"

પન્ના શરમથી નીચું જોઇ રહી.

અમર કુમાર ફરી બોલ્યો, "શું ત્હેં લગ્ન નથી કર્યું?"

"નહિ. ત્હમે?"

"મ્હેં પણ નથી કર્યું. પરંતુ—"

"પરંતુ કહી કેમ અટકયા."

"પરંતુ હવે જો આપણું લગ્ન થાય તો મ્હારૂં જીવન સફલ થાય ક્ષમાશીલ, દયાશીલ પન્ના! ત્હારી દયાનો બદલો કેવી રીતે વાળું?"

પન્નાનું શરીર કંપવા લાગ્યું. કંપતા સ્વરે તે બોલી, "અમર, આજ મ્હારી દયાના બદલે લગ્ન કરવા આપ કહો છો પણ રાજપુતાણીને દયાના બદલાની આશા નથી હોતી. ફરી એકવાર પાંચ વર્ષ પહેલાંની વાત સ્મરણ કરિયે, મ્હારા યૌવનના તે આનંદ સમયમાં કેટલો પ્રેમ કેટલી આશા આપી. મ્હારા હૃદયની દોરી સાથે રાખી વિના અપરાધે મ્હારો ત્યાગ કર્યો તે સ્મરણ કરિયે, મ્હારા પિતાની એકાએક થયેલી બુરી અવસ્થા જોઈ શત્રુઓએ મ્હારૂં નામ કલંકિત કર્યું. આપના પિતા અને આપે ત્હેનાપર વિશ્વાસ રાખી મ્હારો ત્યાગ કર્યો. અમર, પ્રિય અમર, શું આપને તે વખતે વિચાર પણ ન થયો કે મ્હારી અને મ્હારા પિતાની કેવી સ્થિતિ થશે? કલંક મુક્ત થવા મૃત્યુ માર્ગ જ મ્હેં શોધ્યો હોત પણ માતાપિતાના સુખને માટેજ હું જીવતી રહી. જો કે ત્હમે મ્હારો ત્યાગ કર્યો છે તથાપિ મ્હારૂં હૃદય આપના રટણમાંજ આનંદ માનતું રહ્યું છે." આટલું કહી ત્હેણે પોતાની કમરમાંથી એક છુરી કહાડી અમરકુમારના હાથમાં આપી. ત્હેના અગ્રભાગમાં અમરકુમારની સુંદર તસ્વીર હતી.

અમરકુમાર ઉન્મદની પેઠે કુદ્યો પન્ના! પન્ના! ક્ષમા કર! તેં સમયે મ્હેં ત્હને ન ઓળખી; હવે મ્હને ત્હારા પ્રતાપેજ આંખો મળી છે, હું જોઈ શકું છું.

આખરે અમરકુમારના જવાનો વખત આવ્યો. પન્નાના પિતા પાસે જઈ પોતાની ભૂલને માટે માફી માંગી. ત્હેમને પગે પડયો, તેમણે પણ આગલું પાછલું વિસારી ત્હેની આશીશ આપી. પન્ના વીરાંગના પોષકમાં સજ્જ થઈ ત્હેને વળાવવા જવા તૈયાર થઈ.

બંને જણ પ્રથમ સંમાગમના સ્થાનમાં આવી પહોંચ્યા. પ્રાતઃકાલનો રમ્ય મીઠો પવન પણ દમણો. જાણે શૂન્યતા ધારણ કરી રહ્યો હોય! વાતાવરણમાં જાણે નિરાશા જ હોય. પક્ષીઓની પ્રાતઃકાલની વીણા કેમ નહી જાણે, વિયોગના ગાન ગાતી હોય! આ બંને જણ એક બીજા સ્હામે જોઈ રહ્યા અમર કુમાર નમ્ર સ્વરે બોલ્યો.

પ્રિય વ્હેલી વ્હેલી આવજે,
તુજ રસિક રાગ સુણાવજે;
મુજ હૃદયની ફુલવાડીમાં,
પદ્મરાટ તુજ પથરાવજે.

મીલન સુધાસાગરના તીર પર આવી શૂન્ય હૃદય લઈ પાછા જવું પડશે? એ પ્રશ્ન પન્નાના અંતરમાં જ થયો, અને નેત્રમાંથી એક બે અશ્રુ ખરી પડ્યા.

પન્ના હું જાઉં છું ઇશ્વર કરે આપણા યોગનો દિવસ સમીપ આવે. બન્ને જુદા થયા. પન્ના નિરાશ હૃદયે ઘર તરફ વળી[1]

ઉદ્ધવજી તુલસીદાસ ઠક્કર.

---

# વિદ્યાકળા.

## ક્ષય

( ગતાંકથી ચાલુ. )

એ શિવાય બીજાં ઘણાં કારણોનો સમાવેશ થઈ શકે. પણ હાલ આપણે આટલાં જ એક પછી એક તપાસીએ. કારણ જાણ્યા પછી એનો અટકાવ સહેલથી સમજાઈ શકાશે.

ઉપર કહી ગયા છીએ કે ક્ષયનો રોગ વારસામાં ઉતરી આવે છે. ઘણું ખરૂં ક્ષયવાળા માબાપનાં છોકરાંને એ રોગ લાગુ પડે છે. પણ એ ઉપરથી એમ નહિ સમજવું કે એમના દરેક છોકરાંને એ રોગ થાય જ. કારણ કે માબાપ તરફથી કાંઈ ક્ષયના જંતુઓ બાળકનાં શરીરમાં દાખલ થતાં નથી. પરંતુ એવા માબાપનાં છોકરામાં ક્ષયનું પાસું હોય છે. એટલે કે એમનાં છોકરાંનું બંધારણ જન્મથી જ એવું હોય છે કે જો કદાચ ભોગ જોગે ક્ષયના જંતુઓએ છોકરાંનાં શરીરમાં દાખલ થવા પામે તો બીજાઓ કરતાં એમનામાં જલદીથી પોસાઇ બળવાન થાય છે. એટલા માટે જે સ્ત્રિ પુરૂષોનાં માબાપ ક્ષયથી પીડાએલાં હોય અને જે પુરૂષનાં માબાપ પણ ક્ષયથી પીડાએલાં હોય. એવાં બે સ્ત્રિ પુરૂષોએ કદી પણ એક બીજા સાથે લગ્નના પવિત્ર ગાંઠથી જોડાવું જોઇએ નહિ. આ બાબત ઉપર બીજા દેશોમાં જે ધ્યાન આપવામાં આવે છે તેવું ધ્યાન આપણામાં બીલકુલ આપવામાં આવતું નથી. એ ઘણું શોચનિય છે. એવાં સ્ત્રિ પુરૂષોના જોડાં બંધાતાં અટકાવવાં જોઇએ. અને સ્ત્રિ પુરૂષની શારીરિક સ્થિતિ તપાસી પછી જ યોગ્ય જોડું બંધાવું જોઇએ. જ્યાં સુધી એ બાબત ઉપર પુરતું લક્ષ અપાય નહિ ત્યાં સુધી વારસામાં ઉતરી આવતા રોગ અટકાવી શકાય જ નહિ. અને દિન-પ્રતિદિન વધારે નબળાને રોગી પ્રજા જ ઉત્પન્ન થવાની.

---

[1] આ કથા બંગાળી નવલકથાકાર બાબુ સુધીન્દ્રનાથ ઠાકુરની એક આખ્યાયિકાના હિંદી અનુવાદ ઉપરથી યોજવામાં આવી છે. ઉ. તુ. ઠ.

| જે બાળકોમાં માબાપ તરફથી ક્ષયનું પાસું હોય તેનો અટકાવવાનો ઉપાય. | જે બાળકને ક્ષયનું પાસું લાગુ પડ્યું હોય એટલે જે માબાપ ક્ષયના રોગી હોય તે લોકોએ તે બાળકને માટે લેવા જોઈતા ઉપાયો. |
| --- | --- |

એવા બાળકનો બાંધો અંદરથી ઘણો નબળો હોય છે.

તેને બચપણથી જ મજબુત કરવાની ખાસ કાળજી રાખવી જોઇએ.

જે સ્ત્રિમાં ક્ષયના બીજ વવાએલાં હોય તેવી માતાએ પોતાના બાળકને કદી પણ સ્તન પાન કરાવવું જોઇએ નહિ. એ દુધ રોગીષ્ટ હોય છે. તેથી બાળકને વધારે નુકસાન કરે છે. અને એ માતાને પણ ઘણું જોખમકારક છે. ઘણી વેખત ક્ષયની રોગી માતા ગર્ભાધાન પછી નિરોગી માલુમ પડે છે. પરંતુ તે ઉપરથી એ રોગ મટી ગયો સમજી બાળક ધવરાવવાની ભૂલ કરવી નહિ જોઇએ. કારણ પ્રસુતિ પછી એ રોગ બમણા જોરથી ફેલાવા પામે છે વળી એવા બાળકનું બંધારણ નબળું હોવાથી એને કોઈ પણ જાતના કૃત્રીમ ખોરાક ઉપર મુકવું નહિ. બજારમાં વેચાતા બાળકોના ખોરાકો જેવા કે, મેલીસફુડ, બેન્ગર્સફુડ, એલનબરી ફુડ, કે સ્વીસ મીલ્ક એવા બાળકને બીલકુલ નુકસાનકારક છે. અને હાથ પગ દોરડી ને પેટ ગાગરડીના નામથી ઓળખાતા રોગનું મૂળ આવા ખોરાકો છે. ક્ષયના પાસાવાળાં બાળકને માટે સારી તંદુરસ્ત ધાવ રાખવી જોઇએ. એ બાળકને ખુલ્લી હવામાં બને તેટલું રાખી ઉછેરવું જોઇએ. શહેરની ગીચ વસ્તીમાંથી બને તેટલું જલદી ખસેડી ગામડાની ખુલ્લી હવામાં મોટું થવા દેવું જોઇએ.

ક્ષયના પાસાવાળાં છોકરાંની છાતી ઘણી સાંકડી ને સંકોચાઈ ગએલી હોય છે. અને અને શ્વાસોચ્છ્વાસમાં વપરાતા માંસના લોચા પણ નબળાને શુષ્ક હોય છે.

તેથી—નાનપણથી જ જોઇએ તેટલી સ્વચ્છ હવા એમના ફેફસામાં દાખલ થવા પામતી નથી. માટે એવા બાળકોના એ ભાગોને બને તેટલા ખીલવી મજબુત કરવાની ખાસ કાળજી રાખવી જોઇએ. એને માટે એ ભાગો મજબુત થાય એવી અંગ કસરત ખુલ્લી હવામાં પુરતા જથામાં આપવી જોઇએ.

એ બાળકે ગરમ કપડાં જ પહેરાવી રાખવાં જોઇએ.

કપડાં બીલકુલ તંગ હોવાં ન જોઇએ જેથી શ્વાસોશ્વાસ વખતે છાતી ખીલવામાં કાંઈ અંતરાય આવે નહિ.

વળી ચાકરો અને સ્ત્રિઓને છોકરાં તેડવાની ઘણી કઢંગી રીત હોવાથી એ છોકરાની છાતી દબાય છે અને ખુંધું ને છાતીમાંથી બેશી ગએલું થાય છે.

જે બાળકોમાં ક્ષયનો રોગ ઉતરી આવેલો હોય છે. તે બાળકોની ચામડી ઉપર હવા, તાપ, તડકો વિગેરેની ઘણી જલદી અસર થાય છે. એ રોગી બાળકો જો ગોરાં હોય છે

તો તે નાજુક, પારદર્શક ચામડીવાળાં જેમાંથી લીલી નસો દેખાય છે અને ગુલાબી ગાલનાં સુવાંળા ઝીણાં વાળવાળાં હોવાથી ઘણાં જ સુંદર દેખાય છે–પરંતુ કમ ભાગ્યે એ જ બાળકો પાછળથી આ જીવ લેણ રોગના ભોગ નિર્માએલાં હોય છે. આવાં બાળકોની ચામડી આવી નાજુક હોવાથી એને બને તેટલી કઠણ બનાવવાની બચપણથી જ માબાપોએ કાળજી રાખવી જોઇએ. એટલા માટે છોકરાંને સવારમાં ગરમ પાણીથી નવડાવ્યા પછી થંડા દરીયાના પાણીથી અગર ઠાંઢા પાણીમાં મીઠું નાખી તેમાં થોડું કોલોન વોટર નાંખી તે પાણીથી નવડાવી કોરૂં કરી ગરમ કપડાં પહેરાવવાં જોઇએ. આથી ચામડી કઠણ થાય છે. અને છોકરાંમાં સ્ફુરતા આવે છે. અને શ્વાસોશ્વાસને પણ બહુ ગુણ કરે છે.

એવા બાળકને સહેજ પણ દર્દ થતાં ડાકટરની સારવારમાં તુરત જ મૂકવું જોઇએ, ને બહુ કાળજીથી કામ લેવું જોઇએ. કારણ કે સહેજ પણ નબળાઈ એવા બાળકને બહુ નુકસાનકારક છે. કોઈ પણ જાતનો ફેફસાનો રોગ ઉધરશ તાવ, ઝાડો વીગેરે જણાતાં તો બહુ જ સાવધાનીથી કામ લેવાની જરૂર છે. ખાસ કરીને ઓરી, અછબડા, ઉટાંટીયો, અને સળેખમ વખતે ચોકસ ધ્યાન આપવાની અગત્ય છે.

કારણ કે એ રોગો જૂનાં મૂળ મૂકી જઈ બાંધાને ઘણું નબળું પાડી જાય છે. ને ફેફસામાં જૂનો સડો દાખલ કરી પછીથી ક્ષયના જંતુઓને બળવાન કરવામાં સાધન ભૂત થાયછે.

છોકરૂં પાંચ છ વર્ષનું થાય ત્યાર પછી એનું બંધારણ ખરેખરૂં ખડતલ કરવાની ખાસ કાળજી રાખવી જોઇએ. એને માટે એને ખુલ્લી હવામાં અને રોશનીમાં પુષ્કળ કસરત કરાવવી–કસરત એવી જાતની જોઇએ કે જેથી એની છાતી વિશાળ થાય. એને દરરોજ થંડા પાણીથી નહાવાની ટેવ પડાવવી–ગળાની અંદર થતા–ચોરીયા અને નાકમાં થતા મસા શ્વાસોશ્વાસ વખતે પુરતા જથામાં હવાને જતાં અટકાવી છાતીને ફુપ્ફુસને નબળી કરે છે માટે તે હોય તો તેની તપાસ કરાવી. એનો ઉપાય કરવો જોઇએ.

આવાં છોકરાંને નાનપણથી વિદ્યાભ્યાસના બોજા નીચે બીલકુલ કચડવાં નહિ. ખાસ કરીને આપણામાં હાલ ઘણી નહાની વયનાં બાળકોને પુસ્તકોના જ્ઞાનના બોજા નીચે દબાતાં જોઇએ છીએ. છ સાત વર્ષનું બાળક કે જેનો બંધારણનો ખાસ વખ્ત છે તે વખતે જ ખુલ્લી હવામાં બે ફીકરાઈથી નાચી કુદી રમવાનું છોડાવી સવારથી સાંઝ સુધી ચોપડીનાં પાનાં ઉથલાવતાં જોઇએ છીએ. તે એમના શરીરને અને મગજને આગળ ઉપર ઘણાં હાની કરતા છે. શરીર ખીલવવાનો બાળકોને બીલકુલ અવકાશ આપતો નથી. અને ફકત મગજની કેળવણી તરફ જ આપણે દોરાયા જઇએ છીએ. જેના પરીણામ રૂપે ક્ષય જેવા જીવ લેણ રોગો આપણા જુવાન ઉછરતા બાળકોનો–બાળક ગ્રેજ્યુએટોનો ભોગ લે છે. તે જોતાં છતાં, જાણતાં છતાં, અને જાતે અનુભવતા છતાં, ફકત ખોટી મોટાઈના કારણથી આપણે એનો કાંઈ પણ પ્રકારનો અટકાવ કરતા નથી બલકે આગળ ને આગળ જ વધ્યા જઇએ છીએ. નિશાળોમાં જ્યાં ઘણાં છોકરાં ઘણી જ થોડી જ જગ્યામાં બેસાડવામાં આવે છે ને જ્યાં હવાને ઉજાસ માટે બીલકુલ કાળજી રાખવામાં આવતી નથી ત્યાં આવાં છોકરાંને તો મોકલવાં જ જોઇએ નહિ.

જે લોકોમાં ક્ષયનો રોગ વારસામાં ઉતરી આવેલો હોય છે તેમને એ દર્દ ઉપડવાનો વખત ઘણું ખરૂં ૧૫ થી ૨૦ વર્ષ સુધીમાં અગર ૩૦ થી ૩૫ વર્ષની ઉમ્મર સુધીનો છે. છોકરૂં જ્યારે બચપણમાંથી જુવાનીમાં આવે છે ત્યારે થોડા સમયમાં શરીરમાં ઘણો મોટો ફેરફાર થાય છે.

એક બાર વર્ષની છોકરીને પંદર વર્ષની છોકરીનો દાખલો લઈ જોઇએ તો માલુમ પડશે કે એ થોડા વખતમાં અવયવો એકદમ વધી જાય છે. હાડ મોટું અને પહોળું થાય છે. શરીરના બધા ભાગો મોટું રૂપ લે છે. અને જોત જોતામાં બાળક મટી સ્ત્રિ કે પુરૂષના રૂપમાં આવે છે. મગજમાં પણ એવો જ ફેરફાર થાય છે. અને એ બધા ફેરફારોને એટલા થોડા વખતમાં પુરૂ પડવા જતાં જ્ઞાનતંતુઓ ખાસ કરી ક્ષયના પાસાવાળા મનુષ્યનાં જ્ઞાનતંતુઓ નબળાં પડી જાય છે. એ સમયમાં ખાસ કરીએ વધતા ભાગોને પુરૂ પડે એટલો ખોરાક, અને અંગ કસરત, મનની સ્વસ્થતા–વિગેરે સાચવવાની ખાસ જરૂર છે. એ સચવાવું મુશ્કેલ છે–કારણ તે વખતે તો છોકરો ઘણું ખરૂં મેટ્રીક કે પ્રીવીયસની પરીક્ષા માટે અગતોડ મેહેનત કરતો હોય છે. તેને ખાવાનું કે ફરવાનું ભાન પણ હોતું નથી. અને મગજ ઉપર પરીક્ષાનો બોજો ઝઝુમી રહ્યો હોય છે. માટે આ રોગનો અટકાવવા ઇચ્છતા હોઇએ તો ૧૫ થી ૨૦ વર્ષની ઉમ્મર વખતે છોકરાની ઘણી કાળજી રાખવી જોઇએ. એને પુષ્કળ પૌષ્ટીક ખોરાક આપવો જોઇએ. પાચન માટે જોઇતી ખુલ્લી હવામાં કસરત કરવાની ટેવ પાડવી જોઇએ. અને મગજ ઉપર અતિશય બોજો વધવા દેવો નહિ જોઇએ.

આ દેખરેખના અભાવે જ ૧૫ થી ૨૦ વર્ષની ઉમરમાં ક્ષયના રોગના ભોગ વધારે થતા માલુમ પડે છે. બહુ તીખા તમતમા ખોરાક, કે મન ઉશ્કેરનારાં–વાર્તાનાં પુસ્તકો, નાટકો અને નઠારી સોબત અને નઠારાં વ્યસનોથી દૂર રાખવાનો બનતો પ્રયાસ કરવો જોઇએ.

**હવા.** જ્યારે આવાં ક્ષયના પાસાવાળાં સ્ત્રિ પુરૂષોની તબીયત–એકદમ વધવાના કારણથી લથડતી માલુમ પડે ત્યારે તેણે શીયાળામાં ગરમ દેશમાં અને ઉનાળામાં પર્વત ઉપર કે દરીયા કાંઠાના ભાગમાં વસવાટ કરવો જોઇએ અને તે એવે ઠેકાણે પસંદ કરવું જોઇએ કે જ્યાં જેમ બને તેમ વધારે ખુલ્લી હવાને પ્રકાશમાં હરવા ફરવાનું બની આવે. પર્વતની ઉપર ૪૫૦૦ થી ૬૦૦૦ ફીટની ઉંચાઈએ વસવાટ રાખવાથી ઘણો ફાયદો થાય છે. ક્ષયના પાસાવાળા બાળકને ખાસ કરીને દરીયાઈ હવા અને દરિયાના પાણીનું સ્નાન લાંબો વખત ચાલુ રાખવાથી ઘણો સુધારો થાય છે. શિયાળામાં દરિયાનું પાણી ગરમ કરીને અને ઉનાળામાં ઠંડુ રાખીને સ્નાન હમેશ ચાલુ રાખવાની જરૂર છે. ક્ષયનો રોગ લાગુ પડવાનો હોય ત્યારે પ્રથમ કેટલાક વખત અગાઉથી શરીર કૃશ થવા માંડે છે. પણ એ ઉપરથી કાંઈ એમ સમજવાનું નથી. કે શરીર દુબળું પડવા માંડે એટલે ક્ષય રોગ થવાનો જ. ઘણાં બીજા કારણોથી પણ શરીર દુબળું પડે. જો કદાચ ક્ષયને

લીધે માલુમ પડે ને તે વખતે જો પુરતી સાવચેતીથી ઉપાયો લેવા માંડે તો રોગ થતો અટકાવી શકાય છે. એટલા માટે નબળા બાંધાના જૂદા માણસમાં ધીમે ક્ષીણતા આવતા માલુમ પડે કે તરત જ તેણે પુરતા સાવચેતીથી ઉપાયો લેવા જોઇએ કે જેથી એ જીવ લેણુ રોગ ઘર ઘાલી અસાધ્ય થઈ પડે નહિ.

એવા માણસને તે વખતે પૂરતા જથામાં અને સહેલાઈથી પચી શકે તેવા પૌષ્ટીક ખોરાક આપવાની ખાસ, કાળજી રાખવી જોઇએ. જેટલા બને તેટલા પ્રમાણુમાં સ્નિગ્ધ ખોરાક જેવો કે-ઘી, દુધ સાકર કઠોળ વીગેરે આપવોજ જોઇએ-અલબત તે પાચન થાય એને માટે ખાસ કાળજી રાખવી જોઇએ.

ખોરાક.

કેટલીક વખત એ દર્દવાળાં કે ક્ષયના પાસાવાળાં માણસો ખોરાકના બાબતમાં ઘણા વિચિત્ર વાંધાવાળાં હોય છે. પણ તેમને સમજાવી, પટાવી, તેમને રૂચે એવો અને મન પસંદ સ્વાદીષ્ટ વાનીઓએ જ ચીજોની બનાવી આપવી જ જોઇએ.

કેટલીક વખત આ રોગ નાનાં બાળકોમાં ખરાબ દુધને લીધે લાગુ પડે છે. ગાયોના આંચળ આગળ ક્ષયના જંતુઓ ઘણી વખત મળી આવે છે-માટે દુધ બાળકને માટે લાવતા પહેલાં તે ગાયને એ દર્દ છે કે નહિ તેની ખાત્રી કરવી જોઇએ. અને સૌથી સારો ઉપાય એ છે કે ઘેર દુધ લાવી એને ખુબ ઉકાળવું જેથી જંતુઓ હશે તો પણ મરી જશે.

શહેર સુખાકારીની ફરજ ધરાવનાર મ્યુનિસીપાલીટીની એ ફરજ છે કે દુધ વેચનારાઓનાં ગાય, ભેંશ વીગેરે દુધાળાં ઢોરની વખત બે વખ તપાસ કરાવવી કે એ ઢોરો ચેપી રોગોથી મુક્ત છે કે નહિ-પણ આપણા શહેરના મ્યુનીસીપાલીટી એ સંબંધી કંઈ પણ તસ્દિ લેતી હોય એ જણાતા નથી-એ ઘણી દીલગીરીની વાત છે. બાળકોનો મુખ્ય ખોરાક દુધ છે-ને તે દુધમાં બગાડો હોવાથી જ બાળકોના ગણા રોગોનો જન્મ થાય છે-પણ એ તરફ કોઈનું લક્ષ આપણા શહેરમાં દોરાતું લાગતું નથી.

મન-એ પણ આ રોગમાં ઘણો અગત્યનો ભાવ બનાવે છે. કેટલાક માણસોને કેટલીક વખત એવો વહેમ ભરાઈ જાય છે. કે એને અમુક જાતનો રોગ લાગુ પડયો છે. એવા માણસોએ ઠીકરમાં ને ઠીકરમાં કાગનો વાઘ બનાવી ગળતા જાય છે અને વખતે પાછળથી એ રોગના ભોગ થઈ પ્રાણ ખુવે છે. એટલા માટે કોઈ પણ નાતનો વહેમ મનમાં ખાવો નહિ. પણ વહેમ આવતાં સારી વૈદક સલાહ લઈ એના વચન ઉપર શ્રધા રાખી બહુ આનંદી અને ગમ્મતમાં રાખવું જોઇએ. નિર્મળ અને નિર્દોશ ગમ્મત આપે એવાં પુસ્તકોમાં મન પરોવવાનો પ્રયત્ન કરવો. આવા માણસો ગાયન, વાજીત્ર આદીમાં મન રાખ્યાથી અને ખુલ્લી હવા-અને પૌષ્ટીક મન પસંદ ખોરાક લીધાથી ઘણી ચમત્કારીક રીતે સાજા થઈ શકે છે.

ક્ષયની ધાસ્તીવાળો માણસે ફેફસામાં શરદી ન થઈ જાય એની ખાસ કાળજી રાખવી

જોઇએ. કારણ એ રોગ પ્રથમ એવા સહેજ દર્દ તરીકે શરૂ થઈ ફેફસાનો સોજો લાવીને પાછળથી પોતાનું ભયંકર સ્વરૂપ પકડે છે.

**ધંધો.** કેટલાક ધંધા આવા ક્ષયના પાસા વાળા માણસ માટે જોખમકારક છે. માટે ધંધો પસંદ કર્યા પહેલાં એ ધંધો પોતાના શરીરને રૂચતો છે કે નહિ તેની તપાસ કરવી જોઇએ.

નિચે લખેલા ધંધાઓ બનતા સુધી કદી આવા માણસે પસંદ કરવા નહિ.

લુવારની ભઠ્ઠીયો કે વાસણ–સુતર, કાચ, કે દીવાસળીની મીલો કારણ કે એ વસ્તુઓનાં રજકણો ફેફસામાં જઈ ફેફસામાં સોજો લાવે છે.

જે ધંધામાં હવાના ગરમીમાં એકદમ ફેરફાર કરવો પડતો હોય એવા ધંધામાં.

કેમીસ્ટ કે લેબોરેટરીમાં કામ કરવાનો ધંધો આવા માણસે જેમ બને તેમ ખુલ્લી હવામાં રખડવું પડે એવો ધંધો બનતા સુધી પસંદ કરવો જોઇએ.

**જમીન.** જમીનના ભેજને ક્ષયના ઉપદ્રવ સાથે ઘણો નિકટ સંબંધ છે, માટે એ દર્દની ધાસ્તિવાળા માણસે બહુ ભેજ થતો હોય એવી જગ્યામાં કે એ ભાગમાં બનતા સુધી રહેવું નહિ.

**ચેપી.** ક્ષયનો રોગ વારસામાં ઉતરી આવે છે એટલું જ નહિ પણ એ રોગ ચેપી અને ઉડતો છે. માટે દરેક માણસે એ રોગ પોતાને લાગુ પડી ન જાય એની ખાસ સંભાળ રાખવી જોઇએ.

**રોગ શી રીતે ચડે છે?** ક્ષયના રોગીનું થુંક, અને કફ ઘણો ચેપી છે. એ રોગીને અડકવાથી કાંઈ એ રોગ લાગુ પડતો નથી. જો સુક્ષ્મદર્શક યંત્રથી એ કફ અને થુંક તપાસીએ તો ક્ષયનાં જંતુઓ અસંખ્ય એમાં માલુમ પડે છે. આ કફ અને થુંક રોગીના લુગડાંને કે રૂમાલને વળગી રહે છે અથવા જમીન ઉપર પડે છે ત્યાં તે સુકાઈ જઈ ધુળ સાથે મળી જાય છે. અને એ જંતુઓ વાળી ધૂળ આપણા શ્વાસોશ્વાસમાં દાખલ થઈ ફેફસામાં જાય છે અને એવી રીતે જેના વારસામાં એ દર્દ ન હોય એવાને પણ એ દર્દ લાગુ પડે છે.

એટલા માટે એવા દર્દીની બહુ નજદીક બેસવું નહિ કારણ કે એ જ્યારે ઉધરસ ખાય છે ત્યારે તેના મ્હોંમાંથી ઉડતી ઝીણી થુંકની છાંટીયો પાસે બેઠેલા મનુષ્યના શ્વાસોશ્વાસમા મળી એને રોગી બનાવે છે. જો આવી રીતે ઉડેલો ચેપ ફેફસામાં જાય છે તો ફેફસાનો ક્ષય છે અને ઉધરસ થાય છે.

જો પેટમાં જાય છે તો આંતરડાનો ક્ષય થાય છે અને અતીસાર રૂપે બહાર આવે છે. જો મુત્રાશયમાં જાય છે તો તે જગ્યાનો ક્ષય લાગુ પડે છે.

એટલા માટે એ, દર્દીનાં થુક, કફ, અને પેશાબની ખાસ સંભાળી લેવી જોઇએ. જે લોકના ઘરમાં ક્ષયનો દર્દી હોય છે તે લોકો, આ સંબંધી બીલકુલ કાળજી રાખતા નથી. અને તેથી જ આ રોગ ઘણો ફેલાવા પામે છે. અને જોવાને મદદ કરવા આવનાર સંબંધીમાંથી કેટલાક આ રોગના ભોગ થઈ પડે છે. તેથી આ રોગ ફેલાતો અટકાવવાનો ખાસ ઉપયોગ એ છે કે ક્ષયના દર્દીનાં થુંક, કફ અને પેશાબ, ઝાડો વિગેરે આસપાસ ગસે તેમ ફેંકવાં નહિ. પણ એક વાસણમાં સખત કારબોલીક લોશન નાંખી એમાં બધુ એકઠુ કરવું અને ચોવીસ કલાક લોશનમાં રાખી એમાં ઉકળતું પાણી નાખી પછી ગટરમાં નાંખી દેવું. એના થુક, કફ કે પેશાબથી ખરડાએલાં લુગડાં, ચાદરો, રૂમાલો ઈત્યાદી હલકી કીંમતનાં હોય તો બાળી નાંખવાં અથવા કારબોલીક લોશનવાળા ઉકળતા પાણીમાં નાંખી ઉકાળવાં.

કેટલીક વખત ક્ષયનો દર્દી સારો થવા માડયા પછી ફરી ઉથલો ખાય છે કારણ કે કફ બહાર કાઢવાને બદલે એ ગળી જાય છે. ને તે જંતુઓ એવી રીતે બીજા સારા ભાગલાં જતાં એ જગ્યાને બગાડે છે. એટલા માટે કફ ગળી જવાની ટેવ ખાસ કરીને ક્ષયવાળા દર્દીને ઘણી નુકસાનકારક છે.

વળી ક્ષયવાળા દર્દીએ કદી ગમે ત્યા થુંકવુ નહિ નહિ, તો એ આસપાસના માણસોને એક દુશ્મનની ગરજ સારે છે. એ સંબંધી અમેરીકામાં તો એવો સખ્ત કાયદો છે, કે રસ્તા ઉપર કોઈ પણ માણસ થુંકે તો તેને શીક્ષા કરવામાં આવે છે. ક્ષયવાળા દર્દીની ઓરડી હમેશ કારબોલીક લોશનથી સાફ કરવી જોઇએ.

આ ઉપરથી એમ સમજી શકાશે કે આ રોગ અટકાવવાના અથવા કાબુમાં રાખવાના કેટલાક ઉપાયો આપણા હાથમા છે. પણ તેનો અમલ કરતા નથી ને તેને પરીણામે આ રોગ આગળ ને આગળ વધે જાય છે.

છેવટમાં એટલુ કહેવું જોઇએ કે આપણા આ શહેરમાં જો મરણ પ્રમાણ જોશો તો એકલા આ રોગથી જ દર વર્ષે ૪૦૦ થી ૫૦૦ માણસો મરણ પામે છે. પરતુ આટલા ધનાઢયો અહીં હોવા છતા ને આટલા કેળવાયલા મનુષ્યો છતાં આપણે અહીયાં એ દર્દીઓની સારવાર માટે એક પણ સેનીટોરીયમ નથી—એ ઉઘાડવાની ખાસ જરૂર છે.

માર્કંડરાય માધવલાલ.

# વર્તમાન રંગ.

**સ્ત્રી વિદ્યાર્થીઓની સમાજ સેવા**—સ્ત્રી શિક્ષણને લોકપ્રિય બનાવવું કે સ્ત્રીશિક્ષણ અપ્રિય કરવું તેનો મોટો આધાર કેળવાયલી સ્ત્રીઓ ઉપર છે. કેળવાયલી સ્ત્રીઓ પોતાનાં મન, બુદ્ધિનો, હૃદયનો કેવો વિકાસ કરી શકે છે, પોતાની અજ્ઞાન બ્હેનોના જનસમાજનાં સંકટ ઓછાં કરવાને કેવી યોગ્યતા મેળવે છે, તત્પરતા બતાવે છે તે તેઓ દૃષ્ટાંત સહિત જનસમાજને મુખ્યત્વે કરીને અજ્ઞાન વર્ગને બતાવી ન શકે ત્યાં સુધી સ્ત્રી કેળવણીની સારી છાપ તેઓપર પડી શકે નહિ. લોક સેવા બજાવવાની શુભવૃત્તિના વિકાસ માટે કેળવાયલી સ્ત્રીઓ મંડળોદ્વારા તેમ વ્યક્તિરૂપે કેવું ઉપયોગી કામ કરી શકે તે સ્ત્રીઓ માટેની અમેરિકાની **"સ્મિથ પાઠશાળા"**ના રિપોર્ટપરથી જણાઈ આવે છે. આ શાળામાં ૧૨૦૦ સ્ત્રી વિદ્યાર્થીઓ છે. જનસમાજની સેવા ઉઠાવવાની વૃત્તિના વિકાસ માટે તેમણે લીધેલો પ્રથમ માર્ગ આ છે:—વાચન અને જાહેર ભાષણો, બીજો વર્ગ—વ્યાવહારિક પગલાં: એક બીજાને મદદ કરવી, નાની વયના વિદ્યાર્થીઓને કોલેજ પોતાની જ છે, ઘર જેવી છે એવો ભાસ કરાવવો. વૃદ્ધ સ્ત્રીઓના આશ્રમોએ જઇ તેમને પુષ્પાદિ આપવાં જૂનાં વસ્ત્ર એકઠાં કરવાં અને તંગીવાળાં લોકોને આપવાં. બિમાર માણસોને કાગળ લખવા. ગરીબ લોકોનાં છોકરાંને રમકડાં આપવાં. ગરીબ લોકોને વાચન પૂરૂં પાડવું, અવકાશે દિવસે કે રાત્રીએ શાળાઓમાં મફત શિક્ષણ આપવું.

કેળવાયલી સ્ત્રીઓ ધારે તો કેવું ઉપયોગી કામ કરી શકે, કેવી ઉત્તમ રીતે તેઓ જન સમાજની સેવા બજાવી શકે. એ આ કોલેજના સંક્ષિપ્ત વૃતાન્ત ઉપરથી માલમ પડી આવે છે. કોલેજ તરફથી કરવામાં આવતાં સારાં કાર્યોપરથી આ દેશની થોડી પણ કેળવાયલી સ્ત્રીઓને તે દિશામાં ઘણી સૂચનાઓ મળી શકે એમ છે.

*　　　　*　　　　*
**　　　　**　　　　**

**જરથોસ્તી સ્ત્રી મંડળનું ઉત્તમ કામ**—પાશ્ચિમાત્ય કેળવણી પામેલી મુંબાઇની પારસી સન્નારીઓની રીતભાત સામે ગમે તેમ કહેવામાં આવે પરન્તુ તે કેળવણીના જ શુભ પરિણામરૂપે જ, તેઓમાં પોતાની કોમની તેમ જનસમાજની સેવા બજાવવાની શુભ વૃત્તિ દાખલ થઇ છે. તેઓ જુદી જુદી દિશામાં પોતાની કોમની પોતાના દુઃખી ભાઇ, બ્હેનની આપત્તિઓ દૂર કરવાને જે મહેનત કરે છે તે માટે તેમને ખરેખર ધન્યવાદ ઘટે છે. મુંબાઇમાં સ્થપાયલા જરથોસ્તી સ્ત્રી મંડળના ૧૯૦૭ ની સાલના વાર્ષિક વૃત્તાન્તપરથી માલમ પડે છે કે પ્રસ્તુત વર્ષમાં મંડળના મેમ્બરોએ મુંબાઇની જુદી જુદી ચાલીઓ તથા જૂદા જૂદા લત્તાની મુલાકાત લીધી હતી અને ૨૦૦ માણસોને શક્તિ માટે ખોરાક, ઓષધ અનાજ અને વસ્ત્ર આપ્યાં હતાં. બિમાર જાતિ ભાઇઓ અને બ્હેનોને ત્યાં ડોકટર લઇ જતાં અને યોગ્ય ઉપચાર—યોગ્ય ઔષધની ગોઠવણ કરી આપતાં ટૂંકાં સાધનવાળાં બહોળાં કુટુમ્બના પૂરતા નિર્વાહ માટે ખૂટતી રકમ આપતાં તેમજ જે કુટુમ્બો ટૂંકાં સાધનને લીધે પોતાનાં સંતાનને યોગ્ય શિક્ષણ આપી શકતાં નહિ તેમને તે સંબંધની મદદનો બંદોબસ્ત